ભારતીય ઇતિહાસનો અભ્યાસ
ઇન્ડીઅન હીસ્ટોરીકલ રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટ
સેંટ ઝેવીઅર્સ કૉલેજ મુંબાઈ.
શ્રેણી : ૯

# ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ

૧૯૨૯ ના માર્ચમાં મુંબાઈ યુનીવર્સિટીની
માસ્ટર ઓફ આર્ટ્સની પદવી માટે રજુ કરેલો નિબંધ.

જૈન ધર્મના ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ
તેરમી શતાબ્દિના હસ્તલિખિત કલ્પસૂત્રના તાડપત્ર ઉપરથી.

# ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ

( ઇ. સ. પૂર્વે ૮૦૦–ઇ. સ. ૫૨૬ )


લેખક :

**ચીમનલાલ જેચંદ શાહ, એમ. એ.**


આમુખ :

**માન્ય. એચ. હેરાસ, એસ. જે.**

ડાયરેક્ટર, ઇન્ડીઅન હીસ્ટોરીકલ રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટ,

સેંટ ઝેવીઅર્સ કૉલેજ, મુંબાઈ.

ઉપોદ્ઘાત :

**વિદ્વત્વર્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી**

ભાષાન્તર કર્તા :

**ફુલચંદ હરિચંદ દોશી, મહુવાકર**

**ચીમનલાલ દલસુખભાઈ શાહ**

પ્રકાશક :

**લૉંગમેન્સ ગ્રીન એન્ડ કંપની, લીમીટેડ, ૫૩, નિકોલ રોડ, મુંબઈ.**

લંડન : ન્યુયોર્ક : ટોરોન્ટો : કલકત્તા : મદ્રાસ.

૧૯૩૭

## આભાર

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટી મંડળે આ પુસ્તકના પ્રકાશન માટે જે સપ્રેમ સહાયતા આપી છે તે માટે લેખક હાર્દિક આભાર માનવા તક લે છે.

# પ્રસ્તાવ.

૧૯૨૯ માં એમ. એ. ની ડીગ્રી માટે જૈનધર્મનો અભ્યાસ કરી તેના દોહનરૂપ એક નિબંધ લખવાનો મેં નિર્ણય કર્યો અને તેના પરિણામે 'ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ' એ નામનો નિબંધ અંગ્રેજીમાં મેં રજુ કર્યો. આ નિબંધે જૈનસાહિત્યના કેટલાક યુરોપીય વિદ્વાનોનું ધ્યાન આકર્ષ્યું. તેમના આ આકર્ષણે મને એ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવા પ્રેરણા આપી અને ઇ. સ. ૧૯૩૨ માં મેસર્સ લૉંગમેન્સ, ગ્રીન એન્ડ કંપનીએ અંગ્રેજીમાં આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું.

દરમ્યાન મારા ઘણા ગુજરાતી મિત્રોએ આ પુસ્તક ગુજરાતી પ્રજા સમક્ષ એની ગૌરવગાથારૂપે રજુ કરવા આગ્રહ કર્યો. મારા ધંધાર્થી જીવનમાંથી ગુજરાતીમાં ભાષાંતર કરી પુસ્તકરૂપે પ્રગટ કરવા જેટલી નવરાશ ભાગ્યે જ મળે; પરંતુ આ કાર્યને શ્રી. ફુલચંદ હરિચંદ દોશી અને શ્રી. ચીમનલાલ દલસુખભાઈ શાહે ભાષાંતર કરવાની જવાબદારી ઉપાડી લેઈ સરળ કરી આપ્યું, તે માટે તેમનો બન્નેનો હું અતિ ઋણી છું.

મુનિ મહારાજ શ્રી. પુણ્યવિજયજીએ આ પુસ્તક વાંચી, પ્રુફો તપાસી, સુધારા વધારા કરી, વિદ્વતા ભર્યો ઉપોદ્ઘાત લખી પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે. એમનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનવાની મારી ફરજ સમજું છું.

આ ઉપરાંત જે જે ભાઈઓએ આ પુસ્તકનાં પ્રુફ તપાસવામાં, તેના સુશોભનમાં અને રચનામાં મને અતિ ઉપયોગી મદદ કરી છે તે માટે તે સૌનો આભાર માનવાની હું આ તક લઉં છું.

અંતમાં ગુજરાતી જનતા આ પુસ્તકને વધાવી લેશે તો મારો શ્રમ યથાર્થ થયો હું લેખીશ.

ગીલ્બર્ટ બીલ્ડીંગ,<br>બાબુલનાથ રોડ, મુંબઈ.<br>તા. ૨૧-૩-૩૭.

ચીમનલાલ જેચંદ શાહ

# આમુખ

શ્રી. ચીમનલાલ શાહ 'ઇન્ડીયન હિસ્ટોરિકલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ'ના અગ્રગણ્ય વિદ્યાર્થીમાંના એક છે અને તેમનો ગ્રંથ તેમની આ મહાન સંસ્થાને પ્રતિષ્ઠારૂપ નીવડશે. શ્રી. શાહે ધર્મે જૈન હોઈ પોતાના સંશોધનના વિષય તરીકે જૈનધર્મના પ્રાચીન ઇતિહાસની વસ્તુ પસંદ કરી અને તેમના અભ્યાસના પરિપાકરૂપે આ ગ્રંથ રચાયો છે.

હિન્દુસ્તાનના સઘળા મહાન ધર્મોના અવલોકનમાં જૈનધર્મની ભારેમાં ભારે ઉપેક્ષા કરવામાં આવી છે. આ ગ્રંથમાં જૈનધર્મના પ્રાચીન ઇતિહાસમાં જે જે ઐતિહાસિક અને દંતકથારૂપે છે તે દર્શાવ્યું છે. આ મહાન ધર્મના સંસ્થાપકના સિદ્ધાંતો, તેમના શિષ્યો વચ્ચેના ભેદભાવ તથા નવા સંપ્રદાયનો પ્રચાર, બન્નેના જન્મસાક્ષી દેશમાં જ્યાં હજુ સુધી પણ આ ધર્મ જીવંત છે ત્યાં તેના બંધુધર્મ બુદ્ધ સંપ્રદાય સાથેના સતત વિગ્રહનો ઇતિહાસ ઇત્યાદિ જૈન અને બુદ્ધ એમ બન્ને ધર્મનું વિવેચન ઘણું જ વિદ્વત્તાપૂર્વક કર્યું છે.

શ્રી. શાહના આ જૈનધર્મના ઇતિહાસમાં બે મર્યાદાઓ જોવામાં આવશે. એક ભૌગોલિક અને બીજી કાળક્રમાનુસાર. દક્ષિણ હિંદના પ્રદેશ ઉપર જૈનધર્મ પ્રસરી ચૂક્યો હતો અને નવો સમાજ, જુદા ગુરુઓ, વિવિધ રીતરિવાજ એટલું જ નહિ પણ જુદા વિધિવિધાનો રચાયાં હતાં. ટૂંકામાં દક્ષિણ ભારતના જૈનધર્મના ઇતિહાસથી ઉત્તર ભારતનો જૈનધર્મનો ઇતિહાસ તદ્દન જુદી જ ઐતિહાસિક વસ્તુ રજુ કરે છે અને તેથી શ્રી. શાહે ભૌગિલિક દૃષ્ટિએ આર્યાવર્ત ઉપર જ લક્ષ રાખીને સંશોધનકાર્ય કર્યું છે.

શ્રી. શાહના કાર્યની બીજી મર્યાદા કાળક્રમ સંબંધી છે. તેમનો ઇતિહાસ ઈ. સ. ૫૨૬માં વિરમે છે, જ્યારે વલ્લભીની સભામાં જૈન સિદ્ધાંતગ્રંથોની છેલ્લી યાદી તૈયાર કરવામાં આવી હતી. જૈનધર્મના ઇતિહાસમાં આ પ્રસંગ ઘણો જ મહત્ત્વસૂચક હતો. આ પહેલાં જૈનધર્મ પ્રાથમિક સરળ દશામાં હતો પણ ધાર્મિક ગ્રંથોના નિર્માણ પછી તે ઉચ્ચ કક્ષા લય પામી હતી. આ સમય પછી જૈનધર્મ છિન્નભિન્ન થતો જણાય છે, અને તેની શુદ્ધતા અને સત્યપ્રિયતા ખુએ છે. શ્રી. શાહે સંશોધન માટે પ્રાચીન સમય પસંદ કર્યો છે કારણ કે તે અતિ રસપ્રદ અને સંસ્કૃતિની દૃષ્ટિએ ઘણો જ મહત્ત્વનો છે.

આશા છે કે આ ગ્રંથની પદ્ધતિ વિષે બહુજ સૂક્ષ્મદર્શી ઇતિહાસવેત્તાને પણ ખાસ કાંઈ વાંધા ભરેલું જણાશે નહિ. જો કે મનુષ્યકૃતિ સંપૂર્ણ દોષરહિત તો નજ હોઈ શકે. શ્રી. શાહની આ પ્રથમ રચના છે તે દૃષ્ટિએ આગ્રોય ગ્રંથ વાચકો તથા ટીકાકારોની ઉદારતાને પાત્ર નીવડશે. જણાવવું આવશ્યક છે કે તેઓ બીજા વિદ્વાનોએ કહેલું અથવા પ્રતિપાદન કરેલું જોઇને સંતોષ પામ્યા નથી કારણ કે તે સંશોધન નહિ પણ માત્ર સંગ્રહ ગણાય. તેમણે આ ઐતિહાસિક ગ્રંથ રચવામાં દરેક મૂળ વસ્તુઓનો જાતે અભ્યાસ કર્યો છે, મતમતાંતરોના ગુણદોષનું વિવેચન કર્યું છે, મૂળ વસ્તુઓને મૂળ વસ્તુઓ સાથે

સરખાવી છે અને આ રીતે પારાવાર શ્રમ લઇને એક ઇતિહાસવેત્તાને ઉચિત નિષ્પક્ષ દૃષ્ટિએ સમાલોચના કરીને હિંદુસ્તાનના ઇતિહાસના એક અગમ્ય સમય ઉપર ઘણી જ સુંદર રીતે પ્રકાશ પાડ્યો છે.

શ્રી. શાહનો આ ગ્રંથ 'ઇન્ડીયન હિસ્ટોરિકલ રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટના ભારતીય ઇતિહાસના અભ્યાસ'ની શ્રેણીમાં છઠ્ઠો છે. આ પ્રકાશન તેમના અનુગામીઓ–સંસ્થાના હાલના સંશોધકોને નવીન પ્રોત્સાહન આપશે તેમ આશા રાખી શકાય. ભારતવર્ષના ભૂતકાળમાં હજી પણ ઘણાં અગમ્ય તત્ત્વો પડ્યાં છે જે ભવિષ્યની પ્રજાના કલ્યાણ માટે હિંદના આવતી કાલના ઇતિહાસકારો પાસે અવિરત સેવા માગી લે છે. ઇતિહાસવેત્તાનું કાર્ય સત્યની શોધ કરવાનું છે; અને જો આપણે તેને એકાગ્ર, શુદ્ધ અને નિષ્પક્ષ દૃષ્ટિએ અવલોકીએ તો સત્ય હંમેશાં આપોઆપ પ્રકાશી ઉઠશે, અને ત્યારે સત્ય સ્વયં આપણા પ્રયાસોની વિજય ગાથા બની રહેશે.

મુંબઈ,<br>૧૫ જાન્યુઆરી ૧૯૩૧.

**એચ. હેરાસ**, એસ. જે.

# ઉપોદ્ઘાત

ભારતીય આર્ય મહાસંસ્કૃતિના આવિર્ભાવ અને તેના પાયાઓને મજબૂત કરવા માટે ભારતવર્ષની ત્રણ મહાપ્રતાપી મહાપ્રજાઓએ પોતાનાં સમગ્ર જીવન, શક્તિ, બુદ્ધિ અને વિજ્ઞાનનો વિશાળ ફાળો અર્પણ કર્યો છે. એ ત્રણ મહાપ્રજાઓ એટલે જૈન, બૌદ્ધ અને વૈદિકધર્મ સંચાલકો અને તે તે ધર્મની અનુયાયી પ્રજાઓ. આ ત્રણ મહાપ્રજાઓ પૈકી જૈન પ્રજાએ ભારતીય આર્ય મહાસંસ્કૃતિના વિકાસમાં, એ સંસ્કૃતિને પગભર કરવામાં અને એને વિશ્વવ્યાપી બનાવવા માટે કેવો અને કેટલો અદ્ભુત ભાગ ભજવ્યો છે તેની રૂપરેખાને રજુ કરતો એક અપૂર્વ ગ્રંથ ભાઈ ચીમનલાલ શાહ આજે જૈન પ્રજાના કરકમલમાં ઉપહાર રૂપે ધરી રહ્યા છે.

ભાઈ શ્રી ચીમનલાલે તેમના પ્રસ્તુત ગ્રંથમાં સંખ્યાબંધ પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય વિદ્વાનોના વિશાળ ગ્રંથરાશિના અવલોકન, અભ્યાસ અને મનનને અંતે દોહનરૂપે જે હકીકતો રજુ કરી છે એ ઉપરથી આપણને ખ્યાલ આવી શકે છે કે પૌરાણિક કાળમાં અથવા અતિપ્રાચીન અગમ્ય યુગમાં જૈન પ્રજા ગમે તેટલી મહાન્ હો, ગમે તેવડા વિશાળ પૃથ્વીપટને તેણે પોતાની અસ્મિતાથી વ્યાપ્ત કરી દીધો હોય, તેમ છતાં અન્ય પ્રજા કરતાં અતિ નાના પ્રમાણમાં રહી ગએલી જૈન પ્રજાએ પાછલાં ત્રણ હજાર વર્ષ દરમિયાન ભારતીય આર્ય મહાસંસ્કૃતિના પ્રત્યેક અંગમાં પ્રાણ પૂરવા માટે પોતાનાં જીવન, શક્તિ અને વિજ્ઞાનનો કેટલો સમર્થ અને સર્વદિગ્ગામી ફાળો આપ્યો છે.

જૈનધર્માનુયાયી પ્રજાની સંખ્યામાટે ગમે તેટલાં મોટા આંકડાઓ રજુ કરવામાં આવે તેમ છતાં ચોવીસમાં તીર્થંકર શ્રમણ ભગવાન્ મહાવીરે આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે પોતાના શિષ્ય સમુદાયના વિહાર–પાદપરિભ્રમણ દ્વારા દેશ-વિદેશમાં ફરવામાટે જે ક્ષેત્રમર્યાદા—આર્યક્ષેત્રો નક્કી કર્યાં છે એ તરફ લક્ષ આપતાં; તેમજ તે પછી લગભગ બીજા સૈકામાં થએલ અંતિમ શ્રુતકેવળી સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીને બારવરસી ભયંકર દુકાળ આદિ પ્રસંગોને લઈ ઉપરોક્ત ક્ષેત્રમર્યાદા સિવાયના અન્ય દેશોમાં વિહાર કરવા વગેરેની આવશ્યકતા જણાતાં, તેમણે એ વિહારક્ષેત્રની મર્યાદા વગેરેમાં ઉમેરો અને ફેરફાર કરવો યોગ્ય માની પોતે રચેલા બૃહત્કલ્પમાં તે તે વિષયોને સ્થાન આપ્યું એ ધ્યાનમાં લેતાં; અને તે ઉપરાંત જૈનધર્માનુયાયી મહાન સંપ્રતિરાજ કે જેઓ સ્થવિર આર્ય સુહસ્તિના શિષ્ય તરીકે ઓળખાય છે, તેમણે વૈદિકસંસ્કૃતિપ્રધાન આંધ્ર દ્રવિડ વગેરે દેશોમાં જૈનધર્મનો પ્રચાર કર્યા પછી જૈન શ્રમણ–શ્રમણીઓને તે તે દેશોમાં પરિભ્રમણ કરવા માટે છૂટ આપવામાં આવી, જેનો ઉલ્લેખ નિર્યુક્તિકાર–ભાષ્યકાર આદિએ પોતપોતાના ગ્રંથોમાં કર્યો છે તે જોતાં સમજી શકાય છે કે વૈદિકસંસ્કૃતિની પ્રબળતાને પ્રતાપે એક કાળે જૈનધર્માનુયાયી પ્રજા અતિ ટૂંક સંખ્યામાં રહી ગઈ હતી. એ અતિ નાના પ્રમાણમાં રહી ગએલી નાની સરખી જૈન પ્રજાએ પોતાના તેમજ ભારતીય આર્ય મહાસંસ્કૃતિના સર્વતોમુખી ઉત્થાનમાટે પોતાની શક્તિનો કેટલો આશ્ચર્યજનક પરિચય આપ્યો છે એનો સહજ ખ્યાલ આપણને ભાઈ શ્રી ચીમનલાલ શાહે આપણા સન્મુખ ભેટ ધરેલા આ ગ્રંથ ઉપરથી આવી શકે છે.

ભાઈ શ્રી ચીમનલાલ શાહે તેમના પુસ્તકમાં જે ઇતિહાસ આપ્યો છે એ મુખ્યત્વે કરીને ઉત્તર હિંદુસ્તાનમાંના જૈનધર્મને લગતો છે અને તે પણ શ્રમણ ભગવાન્ મહાવીર પછીનાં માત્ર એક હજાર વર્ષનો જ છે. એટલે તે સિવાયનો ઉત્તર હિંદુસ્તાનનો ઇતિહાસ અને બીજા દેશોમાંના જૈનધર્મ અને જૈનપ્રજાને લગતો ઇતિહાસ લખાવો હજુ બાકી જ રહે છે. ભાઈ શ્રી શાહે લખેલ પુસ્તક જેવાં સંખ્યાબંધ પુસ્તકો લખાશે ત્યારે જ જૈનધર્મ અને જૈનપ્રજાના ઇતિહાસની સારી રૂપરેખા આવશે. પરંતુ આપણને એ જાણીને આશ્ચર્ય અને દીલગીરી થશે કે વર્ષોનાં વર્ષો અગાઉ પાશ્ચાત્ય તેમજ ભારતીય જૈનેતર વિદ્વાનોએ જૈન સાહિત્ય અને જૈન ઇતિહાસનાં વિવિધ અંગોને જે ઉંડાણ અને ઝીણવટથી છણ્યાં છે અને એનું જે મહત્ત્વ આંક્યું છે તેનો પોતાને જૈનધર્માવલંબી તરીકે ઓળખાવતી જૈન પ્રજાને જ નહિ પણ 'જૈનધર્મના પ્રચારક' તરીકેનો દાવો કરનાર જૈન ધર્મગુરુઓને સુદ્ધાં ખ્યાલ સરખો નથી અને હજુ વર્ષો પછી પણ એ ધ્યાનમાં આવશે કે કેમ એ શંકાસ્પદ વસ્તુ છે.

જ્યારે પાશ્ચાત્ય અને ભારતીય જૈનેતર વિદ્વાનો સંશોધનના મધ્યાહ્નકાળે પહોંચવા આવ્યા છે ત્યારે જૈન પ્રજામાટે હજુ સંશોધનના વિષયમાં પરોઢ પણ થયું નથી. નવીન સંશોધનની વાત બાજુએ રાખીએ તો પણ આજ સુધીમાં જૈનેતર વિદ્વાનોએ અતિશ્રમ-પૂર્વક જે સાધન સામગ્રી તૈયાર કરીને રજુ કરી છે તેનો આસ્વાદ લેવામાટે પણ આપણને સમજ અને સમય નથી આથી વિશેષ શોચનીય બીજું શું હોઈ શકે ?

આજની જૈન પ્રજા, જેમાં જૈન ધર્મગુરુ અને જૈન ઉપાસક વર્ગનો સમાવેશ થાય છે તેને મોટે ભાગે આછી પાતળી કથાઓ સિવાય,—જૈનધર્મ અને જૈન પ્રજાનો વિકાસ અને ગૌરવ વાસ્તવિક રીતે શાને આભારી છે? જૈનધર્મની અભિવૃદ્ધિ કયાં કારણોએ થઈ શકી હતી? જૈન પ્રજાએ કયાં કયાં મહત્ત્વનાં કાર્યો કર્યાં છે? તેમજ જૈન પ્રજા અને જૈનધર્મ ઇતર પ્રજાઓ અને ધર્મસાથે સ્પર્ધામાં કઈ કુશળતાને આધારે ટકી શક્યાં હતાં? એનો ખ્યાલ બહુ જ ઓછાને છે. આનું પરિણામ આજે એ આવ્યું છે કે સૂત્રધાર સમી લેખાતી વર્તમાન જૈન ગુરુસંસ્થા જૈનધર્મની રક્ષા અને તેની ઉન્નતિના પ્રશ્નને ભૂલી જઈ નજીવા પ્રશ્નો અને નજીવી બાબતો ઉપર મહિનાઓના મહિનાઓ જ નહિ પણ વર્ષો સુધી નિર્જીવ અને બુદ્ધિહીન ચર્ચાઓ કરવા ઉપરાંત એક બીજા સામે આઘાત-પ્રત્યાઘાત કરી જૈનધર્મને ઝાંખપ લગાડી રહેલ છે. આ પ્રશ્નને અહીં અયોગ્ય રીતે ચર્ચવાનો અમારો લેશ પણ ઇરાદો નથી, તેમ છતાં એટલું કહ્યા સિવાય ચાલે તેમ નથી કે વર્તમાન જૈન ધર્મગુરુઓને આજના જૈન સમાજની કે જૈનધર્મની પરિસ્થિતિને નિહાળવાની જરા સરખીય પરવા કે નવરાશ નથી. અસ્તુ. આ વિષયને અહીં પડતો મૂકી આપણે આપણા મૂળવિષય તરફ આવીએ.

સમયના પરિવર્ત્તન સાથે પ્રજાની ધર્મ, સમાજ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કળા આદિ દરેક વિષયને લગતી જિજ્ઞાસા અને અભિરુચિના માર્ગો અને પ્રકારો પણ બદલાયા સિવાય નથી રહી શકતા. એક જમાનો શ્રદ્ધાયુગનો હતો કે જ્યારે જગતના સનાતન

સત્યનો, આત્મસ્વરૂપનો કે કોઈ પણ પદાર્થનો નિર્ણય કરવા માટે પ્રજાને તર્ક કે દલીલોનો આશ્રય શોધવો પડતો ન હતો. તેમજ એ સનાતન સત્ય વગેરેનો પોતાના જીવનમાં સાક્ષાત્કાર કરનાર આપણા પૂર્વ પુરુષોને,—તેમનાં જીવન ત્યાગ અને તપદ્વારા અતિવિશુદ્ધ અને પરિણત હોઈ,–પોતે અનુભવેલા સનાતન સત્ય આદિના ઉપદેશના સમર્થન માટે તર્ક કે યુક્તિઓની આવશ્યકતા નહોતી પડતી. પરંતુ કાળની ક્ષીણતાને પરિણામે આત્મધર્મજ્ઞાની પુરુષોનું આત્મિક જ્ઞાન અને તેમનાં ત્યાગતપ પાતળાં પડી જતાં તેમને પોતાના વક્તવ્યના સમર્થન માટે તર્ક અને યુક્તિઓનો આશ્રય લેવો પડ્યો અને એ રીતે પ્રજા પણ તેમના ઉપદેશ વગેરેને તર્ક, યુક્તિ આદિ દ્વારા કસવા લાગી; જેને પરિણામે શ્રદ્ધાયુગનું સ્થાન તર્કયુગે લીધું. તર્કયુગમાં પ્રત્યક્ષ પરોક્ષ આદિ પ્રમાણોને સ્થાન હતું પરંતુ આજના આપણા ચાલુ વૈજ્ઞાનિક યુગમાં પ્રત્યક્ષ પ્રમાણને જ મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે. આ પરિસ્થિતિમાં બીજી બાબતોની જેમ ધર્મ, તત્ત્વજ્ઞાન, આગમ આદિને પણ પ્રત્યક્ષ પ્રમાણની શરાણ ઉપર ચડવું પડ્યું છે. જેમાંથી આજના ઐતિહાસિક યુગનો જન્મ થયો છે. આજના ઐતિહાસિક યુગમાં ધર્મના પ્રણેતા, તેમના અસ્તિત્વની સાબીતી અને સત્તાસમય, તેમણે ઉપદેશેલા ધર્મતત્ત્વો, તેમનો અનુયાયી વર્ગ અને એ વર્ગનું વિજ્ઞાન કલાકૌશલ્ય, એના રીતરિવાજ વગેરે દરેક નાની મોટી વસ્તુને પ્રત્યક્ષ મળતી ઐતિહાસિક સાબીતીઓ સાથે કસ્યા પછી જ તેની સત્યતા, યોગ્યતા અને ગ્રાહ્યતા ઉપર ભાર મૂકી શકાય છે. આ આખી વસ્તુસ્થિતિને ધ્યાનમાં લેતાં અત્યારે નિસ્તેજ બનતા જૈનધર્મના ગૌરવને નવેસર ઓપ ચઢાવવા માટે આપણને આપણા સમક્ષ વિદ્યમાન મહત્ત્વ ભરી પ્રાચીન ઐતિહાસિક સાબીતીઓ અને તેને લગતું વિવિધ સાહિત્ય એકત્રિત કરવા માટેના પ્રયત્નની આવશ્યકતા જણાયા સિવાય નથી રહેતી. કોઈ પણ રાષ્ટ્ર, પ્રજા, જાતિ કે ધર્મને માટે પોતાની ઉન્નતિ સાધવાની ભાવનાનું મુખ્ય અંગ જો કાંઈ હોય તો તે માત્ર તેનો ભૂતકાલીન ઇતિહાસ છે જેમાંથી તેને અનેક સ્ફૂરણાઓ મળી રહે છે. જે પ્રજાને તેનો પ્રાચીન ઇતિહાસ નથી અથવા જેને એ ગૌરવશાળી ઇતિહાસનું વાસ્તવિક જ્ઞાન નથી એ ક્યારે પણ પોતાનું ઉત્થાન કે પુનરુદ્ધાર એકાએક કરી શકે જ નહિ. અને તેથી જ આપણને પુનરુત્થાનની પ્રેરણા મળે એવા આપણા પ્રાચીન અને પ્રામાણિક ઇતિહાસને આપણે તૈયાર કરવો જોઈએ. આજની આપણી આ અનિવાર્ય આવશ્યકતાનો એક અંકોડો ભાઈ શ્રી શાહના પ્રસ્તુત ગ્રંથથી જોડાય છે કે જે જાતનો ગ્રંથ જૈન પ્રજામાટે પહેલવહેલો જ છે.

ભાઈ શ્રી શાહે મુંબઈ યુનિવર્સિટીની એમ. એ. ની ડીગ્રી મેળવવા માટે ' જૈનધર્મના પ્રાચીન ઇતિહાસ ' ના વિષયને પસંદ કર્યો. જેને પરિણામે તેમણે Jainism in North India નામે અંગ્રેજી પુસ્તક તૈયાર કર્યું. એજ પુસ્તકનો ગુજરાતી અનુવાદ આપણા સમક્ષ ધરવામાં આવ્યો છે. જેના ઉપરથી આપણને આપણા એટલે કે જૈન પ્રજાના ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન, આચાર, વ્યવહાર, કલા, શિલ્પ, સાહિત્ય આદિ સાથે સંબંધ ધરાવતા ઇતિહાસ ઉપરાંત ચર્ચાસ્પદ વિષયોને ચર્ચવામાટેનું એક ખાસ દૃષ્ટિબિંદુ પણ મળી રહે છે. અર્થાત્

પરસ્પર વિવાદાસ્પદ મનાતા ઐતિહાસિક વિષયોની ચર્ચા એક બીજા વિદ્વાનો કેટલી સૂક્ષ્મતાથી, કેટલી શાસ્ત્રીયતાથી, કેટલી પ્રામાણિકતાથી અને કેટલી સભ્ય ભાષામાં કરે છે તેમ જ એ પ્રશ્નોને ચર્ચવામાં કેટલો સમભાવ અને સ્થિતપ્રજ્ઞપણું રાખે છે. આજના ચર્ચાસ્પદ ધાર્મિક, સામાજીક આદિ પ્રશ્નોની અસભ્ય અને કદાગ્રહભરી રીતે ચર્ચા કરનાર અત્યારના જૈન સમાજે ઉપરોક્ત પ્રામાણિક દૃષ્ટિબિંદુ જરૂર અનુકરણ કરવા જેવું છે. જેથી ચર્ચાસ્પદ વિષયોનું છેવટ શાબ્દિક વિતંડવાદમાં કે કડવાશમાં ન પરિણમતાં તેના સત્ય નિર્ણયમાં જ આવે.

આ ઉપરાંત પાશ્ચાત્ય તેમ જ ભારતીય વિદ્વાનો તટસ્થ વૃત્તિ રાખી જૈનધર્મનાં દરેક અંગોને સંશોધનને લગતી જુદી જુદી દૃષ્ટિએ કેવા ઉંડાણપૂર્વક તપાસે છે એ પણ જૈન વિદ્વાનોએ ધ્યાનમાં લેવા જેવું છે. જેથી વર્તમાન સંશોધન પદ્ધતિ અને તેને લગતા દૃષ્ટિબિંદુને ન સમજવાને લીધે કેટલાક પ્રશ્નો અણઉકેલાયલા જ રહી જાય છે તેમ જ કેટલાક નવીન પ્રશ્નો ચર્ચવામાં અનેક ગોટાળાભર્યા પ્રસંગો ઉભા થાય છે તે થવા ન પામે.

પ્રસ્તુત ગ્રંથનાં પ્રકરણોનું નિરીક્ષણ કરતાં આપણને એ પણ સમજાશે કે આપણું પ્રાચીન જીવન કેટલું વિજ્ઞાનમય અને કલાપૂર્ણ હતું અને આજનું આપણું જીવન કેટલું છીછરૂં, કલાવિહીન તેમ જ નિર્માલ્ય બની ગયું છે. એક કાળે આપણે ક્યાં હતા અને આજે આપણે ક્યાં ઉભા છીએ ?

પ્રસ્તુત ગ્રંથ, પાશ્ચાત્ય તેમ જ ભારતીય વિદ્વાનોના સંખ્યાબંધ ગ્રંથોના અવલોકન અને મનનના દોહનરૂપ હોઈ આમાં સ્વતંત્ર વિચારસરણીને સ્થાન ખાસ કરીને આપવામાં નથી આવ્યું એ હકીકતને ભાઈ શ્રી શાહે પોતે પોતાના પ્રસ્તુત ગ્રંથના ઉપસંહારમાં જણાવી છે. એટલે આ પુસ્તકના વાચકોએ આ વાત ધ્યાનમાં રાખીને જ આ ગ્રંથનું વાચન કરવું. જેથી આ ગ્રંથમાંની કેટલીક વિચારસરણીની ત્રુટિનો આરોપ ભાઈ શ્રી શાહ ઉપર ન જાય.

પ્રસ્તુત ગ્રંથમાં જૈનધર્મને લગતા અનેક વિષયો ચર્ચવામાં આવ્યા છે જે પૈકીના કેટલાક શ્રમણ ભગવાન્ મહાવીરના સમયની ચર્ચા આદિ જેવા વિષયો વેળુના કોળીઆ ગળવા જેવા તદ્દન લૂખા અને અઘરા પણ છે અને કેટલાક ' રાજવંશમાં જૈનધર્મ ', ' કલિંગદેશમાં જૈનધર્મ ' વગેરે જેવા રસપ્રદ અને સર્વગ્રાહ્ય વિષયો પણ છે. આ બધા વિષયોનો સંગ્રહ કરવામાં અને ક્રમ ગોઠવવામાં ભાઈ શ્રી શાહે અપૂર્વ કુશળતા દાખવી છે.

હવે અમે પ્રસ્તુત ગ્રંથમાંના પ્રકરણો ઉપર સહજ દૃષ્ટિપાત કરી અમારા વક્તવ્યને સમાપ્ત કરીશું.

પ્રથમ પ્રકરણમાં ભગવાન્ મહાવીર પહેલાં જૈનધર્મ કેવા સ્વરૂપમાં હતો તેમજ જૈનધર્મ અને જૈનો જે ચોવીસ તીર્થંકરોને માને છે તે પૈકીના કયા કયા તીર્થંકરોનાં નામોનો ઉલ્લેખ જૈનેતર સાહિત્યમાં મળે છે અને તેમની ઐતિહાસિકતાના વિષયમાં વિદ્વાનોના કેવા અભિપ્રાયો છે એ ખૂબ સરસ રીતે ચર્ચવામાં આવ્યું છે.

બીજા પ્રકરણને ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પ્રથમ વિભાગમાં ભગવાન્ મહાવીરના સમય દરમિયાન બ્રાહ્મણ પ્રજામાં સડાઓ અને તેમના અત્યાચારો કેવી રીતે વધી પડ્યા હતા તેમ જ જાતિપાંતિના ભેદો અને લૂખાં તેમ જ કંટાળાભર્યાં ક્રિયાકાંડો વધારી મૂકી તેમણે સમગ્ર પ્રજાને કેવી દબાવી દીધી હતી એ બાબતની ચર્ચા કર્યા બાદ જૈન અને બૌદ્ધધર્મે અથવા ભગવાન્ મહાવીર અને બુદ્ધ ભગવાને તે સામે આધ્યાત્મિક વાતાવરણ ઉભું કરી સમસ્ત જનતાને,–પછી તે પુરુષ હો યા સ્ત્રી હો અથવા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિ પૈકીનો કોઈપણ હો,–કોઈપણ પ્રકારનો ભેદ રાખ્યા સિવાય સૌને એક સરખી રીતે આધ્યાત્મિક ધર્મની સમકક્ષાએ સ્થાપન કર્યા એ જણાવવામાં આવ્યું છે.

બીજા વિભાગમાં ભગવાન્ મહાવીરના ગર્ભાપહારને અંગેની આજના વિદ્વાનોની બુદ્ધિગમ્ય માન્યતા, તેમના જન્મ, ગૃહવાસ, પ્રવ્રજ્યા, નિર્વાણસમય અને જૈનધર્મને લગતી સામાન્ય તેમ જ લાક્ષણિક બાબતોનો ઉલ્લેખ છે.

ત્રીજા વિભાગમાં ભગવાન્ મહાવીરે ઉપદેશેલા ત્યાગધર્મ અને તત્ત્વોનું વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે.

ભગવાન્ મહાવીર જગતની ઉત્પત્તીના આદિકારણ તરીકે કોઈ ઇશ્વરને કહેતા નથી કે જગતને આદિમાન્ માનતા નથી; પરંતુ જગતનું ચક્ર કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ આ પાંચ કારણના મેળથી સ્વયં ચાલ્યા કરે છે, અને તે પણ અનાદિ કાળથી જ ચાલ્યા કરે છે. એ ચક્રને પ્રેરનાર કે સાક્ષિરૂપ કોઈ અનાદિ વ્યક્તિને જૈન દર્શન માનતું નથી.

જૈન દર્શનનો મુખ્ય આધાર અનેકાંતવાદ અને અહિંસાના સિદ્ધાંત ઉપર છે. અનેકાંતવાદના પ્રતાપે જૈનધર્મે જગતભરના ધર્મ અને સંપ્રદાયોની માન્યતાઓને પોતામાં સમાવી સૌની સાથે ઐક્ય સાધવા પ્રયત્ન કર્યો છે અને અહિંસાની ભાવનાને પરિણામે જગત સાથે તેણે ભ્રાતૃભાવ સાધ્યો છે. આજ કારણને લઈ નાની સંખ્યામાં રહેલા જૈનધર્મે પોતાનો પ્રભાવ દરેક ધર્મ ઉપર પાડ્યો છે અને પોતાના અસ્તિત્વને ચિરંજીવ બનાવ્યું છે.

જૈનધર્મના અનેકાંતવાદ અને અહિંસાના સિદ્ધાંતને, તેના વાસ્તવિક સ્વરૂપને ધ્યાનમાં નહિ લેનારા ભલે પરસ્પરવિરોધી તેમજ નિર્માલ્યતા પોષક માને મનાવે અને તેના વિષે ગમે તેવાં ચિત્રણો કાઢે; તે છતાં જગતને તત્ત્વજ્ઞાન અને ભ્રાતૃભાવના વિશાળ આદર્શને પૂરા પાડનાર જૈનધર્મનાં આ બે વિશિષ્ટ તત્ત્વો સદાય જૈનધર્મની જેમ ચિરંજીવ જ રહેશે. આ ઉપરાંત જૈનધર્મના કર્મસિદ્ધાંત સામે પણ એવો આક્ષેપ છે કે જૈનધર્મનો આ સિદ્ધાંત પ્રાણિમાત્રને નિર્માલ્ય તેમ જ પુરુષાર્થહીન બનાવનાર છે. આ બધા આક્ષેપોની અયોગ્યતા પૂરવાર કરવામાટે ભાઈશ્રી શાહે પ્રામાણિક ચર્ચા કરવા સાથે એ સંબંધમાં અનેક વિદ્વાનોના અભિપ્રાયોની નોંધ લીધી છે. અલબત આપણે અહીં એટલું જરૂર ઉમેરવું જોઈએ કે આ સિદ્ધાંતો જૈન પ્રજાના અંગમાં જેટલી તન્મયતાથી સ્થિર થવાં જોઈએ તે રીતે બની શક્યું નથી; જેને પરિણામે આ મહાન્ સિદ્ધાંતો પાછળ રહેલી ઉદાત્ત ભાવનાને કેટલાક અપવાદો બાદ કરતાં જૈન પ્રજાએ લગભગ વીસારી દીધી છે.

જૈનોના અહિંસાના આદર્શે જૈનધર્મમાં ઉદાર ભાવના પોષવા ઉપરાંત પ્રાયશ્ચિત્તના મહત્ત્વભર્યા તત્ત્વને સ્થાન આપ્યું છે. જેને પરિણામે સામાયિક અને પ્રતિક્રમણ એ બે મુખ્ય વિધાનો જૈન પ્રજાના જીવનમાં મુખ્ય ભાગ ભજવે છે. આ બન્ને વિધાનો કેટલાં મહત્ત્વયુક્ત છે અને તેની કેટલી અપૂર્વતા છે તેની યોગ્ય ચર્ચા વિદ્વાનોની નજરે કરવામાં આવી છે. સામાયિક, પ્રતિક્રમણ, જિનપૂજા આદિ જેવાં મહત્ત્વનાં વિધાનો તરફ ઘૃણાની નજરે જોનાર આજના જૈનોએ ખાસ કરી નવીન વર્ગે આ આખોય વિષય વાંચી-વીચારી જીવનમાં અવશ્ય ઉતારવા જેવો છે.

ચાલુ વિભાગમાં જૈનધર્મને લગતા સાધુધર્મ અને ગૃહસ્થધર્મના આચારો અને જીવાદિ તત્ત્વોનું વિસ્તૃત સ્વરૂપ પ્રતિપાદન કરવા સાથે નય, પ્રમાણ અને સપ્ત ભંગીનું વર્ણન આપવામાં આવ્યું છે.

પ્રકરણને અંતે ચોથા વિભાગમાં ભગવાન્ મહાવીરના યુગથી શરૂ કરી આઠ સદી દરમિયાન જૈનધર્મમાંથી જુદા પડેલા અથવા જન્મેલા પંથભેદોનો અર્થાત્ આજીવક સંપ્રદાય, સાત નિહ્નવો અને શ્વેતાંબર–દિગંબર સંપ્રદાયનો ઇતિહાસ આપવામાં આવ્યો છે.

ત્રીજું પ્રકરણ બે વિભાગમાં લખાયું છે. તે પૈકી પ્રથમ વિભાગમાં ભગવાન્ પાર્શ્વ અને મહાવીરના ધર્મને રાજ્યાશ્રય કેટલો મળ્યો હતો અને કેટલે અંશે તે રાજધર્મ બની શક્યો હતો તેનું વિવેચન છે. ખાસ કરી ભગવાન્ મહાવીરના યુગમાં મગધનો મહાન્ શૈશુનાગ બિંબિસાર ઉર્ફે શ્રેણિક, વૈશાલીનો રાજા ચેટક ઉર્ફે જિતશત્રુ, ચંપાનો રાજા દધિવાહન, કૌશાંબીનો રાજા શતાનીક અને કેટલાક લિચ્છવી રાજાઓ વગેરે જે જે રાજાઓ જૈનધર્માવલંબી હતા તેમ જ અવંતીનો રાજા ચંડપ્રદ્યોત અને બીજા જે જે રાજાઓ જૈનધર્મ પ્રત્યે બહુમાન ભરી લાગણી ધરાવતા હતા તેઓનો અને તે સાથે વૈશાલી, કુંડગ્રામ, વાણિજગ્રામ, ચંપા, સિંધુસૌવીર-વીતભય વગેરે નગરો ક્યાં આવ્યાં તેને લગતી ઐતિહાસિક માહીતી આપવામાં આવી છે.

બીજા વિભાગમાં ભગવાન્ મહાવીર પછીના યુગમાં મહારાજા કોણિક, તેના ઉત્તરાધિકારી ઉદાયન વગેરે નંદવંશીય રાજાઓ અને તેમના શકડાલ, સ્થૂલભદ્ર, શ્રીયક વગેરે મહામાત્યો, મૌર્યવંશી મહારાજા ચંદ્રગુપ્ત અને મહાન્ સંપ્રતિરાજ વગેરે જે જે રાજાઓ જૈન હતા તેમ જ જે જે રાજાઓ જૈનધર્મ પ્રત્યે સહાનુભૂતિભર્યું વલણ ધરાવતા હતા તે બધાનો પરિચય આપવામાં આવ્યો છે.

ઉપરોક્ત જૈન રાજાઓ પૈકી મહારાજા સંપ્રતિનું સ્થાન જૈનધર્મના ઇતિહાસમાં ઉજ્જવળ કારકીર્દી ભર્યું અને અતિ ગૌરવવંતું છે. મહાન સંપ્રતિ માત્ર પોતે જ જૈનધર્મી હતો એટલું જ નહિ પણ તેણે વૈદિક સંસ્કૃતિ પ્રધાન આંધ્ર દ્રવિડ વગેરે દેશોમાં જૈનધર્મનો ઝંડો ફરકાવ્યો હતો. ભગવાન્ મહાવીરના આજ સુધીના ૨૫૦૦ વર્ષના ઇતિહાસમાં મોટા પાયાપર જૈનધર્મનો પ્રચાર અને અભિવૃદ્ધિ કરનાર આવી પ્રભાવશાળી વિભૂતિ બીજી એક

પણ ઉત્પન્ન થઈ નથી; જેને પ્રતાપે જૈન સૂત્રકારોને પોતાના મૌલિક રીતરિવાજોમાં પરિવર્તન કે ઉમેરો કરવાની ફરજ પડી હોય.

જૈન પ્રજાનું આ એક મહાન્ દુર્ભાગ્ય છે કે તેને ત્યાં એક વ્યક્તિએ શરૂ કરેલા કાર્યને સાંગોપાંગ પાર ઉતારનાર કે પોષનાર પ્રાણવાન કોઈ પાછળ નથી હોતું. જેમ જૈનધર્મના પ્રચારની બાબતમાં મહાન સંપ્રતિની પાછળ કોઈ એના જેવી વિભૂતિ પાકી નથી તેજ રીતે જૈન સાહિત્ય, કળા, શિલ્પ, વિજ્ઞાન વગેરેના વિકાસના ક્ષેત્રોમાં જે ગણી ગાંઠી વ્યક્તિઓ આપણે ત્યાં જન્મી છે તેના સ્થાનને શોભાવનાર બીજી વ્યક્તિઓ પણ આપણે ત્યાં વિરલ જ જન્મી છે.

ચોથું પ્રકરણ ' કલિંગદેશમાં જૈનધર્મ ' છે. આ પ્રકરણમાં અત્યારે ઓરિસા તરીકે ઓળખાતા કલિંગ દેશના જૈન સમ્રાટ ખારવેલ અને તેના હાથીગુંફા શિલાલેખોનો ગૌરવવંતો ઇતિહાસ છે, જેનો સમય ઈ. સ. પૂર્વે બીજો સૈકો છે. સમ્રાટ્ ખારવેલ અને તેના હાથીગુંફા શિલાલેખોનું મહત્ત્વ ફક્ત જૈનધર્મના ઇતિહાસની દૃષ્ટિએ જ નહિ પણ ભારતીય સામાજીક અને રાજકીય નજરે પણ તેનું મહત્ત્વ અતિઘણું છે. ધાર્મિક, સામાજીક અને રાજકીય દૃષ્ટિને લક્ષ્યમાં રાખી લખાએલ પાંડિત્યપૂર્ણ આવો વિશદ શિલાલેખ જગતભરના ઇતિહાસમાં ભાગ્યે જ બીજો જોવામાં આવશે.

મહારાજા ખારવેલ અને તેના શિલાલેખો જૈનધર્મને માટે અભિમાનનું સ્થાન હોવા છતાં આશ્ચર્યકારક ઘટના તો એ છે કે સમગ્ર શ્વેતાંબર-દિગંબર જૈન સાહિત્યમાં મહારાજા ખારવેલના નામનો કે તેને મળતા તેવા બીજા કોઈ નામાંતરનો ઉલ્લેખ સરખો મળતો નથી. ખરે જ આ પણ એક નહિ ઉકેલી શકાય તેવો કોયડો છે કે જૈન સંપ્રદાયે આવી મહાન વિભૂતીને કયા કારણે વીસારી મૂકી હશે. અસ્તુ ગમે તેમ હો તે છતાં આ શિલાલેખો જૈનધર્મ માટે અતિમહત્ત્વના છે.

જૈન મૂર્તિ અને તેની ઉપાસનાનું પ્રાચીનતમ વિધાન આ શિલાલેખો પૂરૂં પાડે છે. આ શિલાલેખની શરૂઆતમાં સ્વસ્તિક અને નમસ્કારમંત્રના પ્રારંભનાં બે પદો મંગળ તરીકે આપવામાં આવ્યાં છે એ ઉપરથી જૈનોની સ્વસ્તિકરચના અને નમસ્કારમંત્રોપાસના અતિ-પ્રાચીન હોવાની સાબીતી મળે છે.

ખંડગિરિમાંની ઉપરોક્ત હાથીગુંફા પર કોતરાયલા શિલાલેખોમાં કઈ કઈ બાબતો છે? તેમ જ એ ગુંફામાં શું શું છે? અને ખંડગિરિ ઉદયગિરિની ટેકરીઓ પર બીજી કઈ કઈ અને કેટલી ગુફાઓ છે અને તેમાં શું છે એ બધી હકીકતનો વિસ્તૃત પરિચય આ પ્રકરણમાં આપવામાં આવ્યો છે.

અહીં પ્રસંગોપાત એક વાત સૂચવવી ઉચિત જણાય છે કે—જે ગુફા અને જે શિલાલેખો જૈનધર્મના ગૌરવની દૃષ્ટિએ અતિમહત્ત્વના છે, જેના વાચનમાટે વર્ષોનાં વર્ષો થયાં ભારતીય તેમ જ પાશ્ચાત્ય સમર્થ વિદ્વાનો રાત દિવસ પ્રયત્ન કરી રહ્યા છે અને જેના દર્શનાર્થે દર વર્ષે સંખ્યાબંધ વિદેશી તેમ જ ભારતીય વિદ્વાનો જાય છે એ ગુફાનું દર્શન કરવું તો દૂર રહો

પરંતુ તેને અંગેની માહીતી સરખી પણ આપણને લગભગ નથી એના જેવું દીલગીરીજનક બીજું શું હોઈ શકે? તીર્થયાત્રા અને પરમાત્મોપાસનામાં રસ લેનારા આપણે તીર્થયાત્રા અને પરમાત્મોપાસનાના ખરા માહાત્મ્યને વીસરી જ ગયા છીએ. એટલે તીર્થયાત્રા અને પરમાત્મોપાસના કરવા છતાં આપણે દિન–પ્રતિદિન જડપ્રાય થતા જઈએ છીએ. આને પરિણામે આજની આપણી તીર્થયાત્રા અથવા પરમાત્મોપાસના કોઈપણ જાતના કળાવિધાનને, વિજ્ઞાનને અથવા પરમાત્મસ્વરૂપને ન અડકતાં મોટે ભાગે રૂઢિરૂપ જ બની રહે છે. આપણે ઇચ્છીશું કે જૈનપ્રજા તીર્થયાત્રા અને પરમાત્મોપાસનાના ખરા રહસ્યને સમજે અને પ્રાચીન પવિત્ર ગૌરવભર્યાં ધામોનાં દર્શન કરવા ભાગ્યવાન્ થાય.

પાંચમા પ્રકરણમાં મથુરાના કંકાલીટીલા ટેકરી પરના મહત્ત્વના શિલાલેખોની નોંધ આપવામાં આવી છે અને તે સાથે વિક્રમાદિત્ય, કાલકાચાર્ય વગેરેનો પરિચય પણ છે.

છઠ્ઠા પ્રકરણમાં ગુપ્તવંશીય રાજાઓમાં જૈનધર્મ કેવી રીતે દાખલ થયો હતો તેની અને તે સાથે વલ્લભીવંશના ધ્રુવસેનની નોંધ લેવામાં આવી છે.

સાતમા પ્રકરણમાં જૈનસાહિત્ય કે જેમાં મુખ્યત્વે કરીને ચૌદ પૂર્વ અને અગીઆર અંગ, બાર ઉપાંગ, દસ પયન્ના, છ છેદ આગમ, ચાર મૂલસૂત્ર, બે ચૂલિકાસૂત્ર એમ પીસ્તાલીસ આગમનો સમાવેશ થાય છે તેનો અને વલ્લભીમાં પુસ્તક લેખન નિમિત્તે શ્રીમાન્ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના આધિપત્ય નીચે મળેલી સંઘપરિષદનો પરિચય આપ્યો છે.

આ પછી ભદ્રબાહુસ્વામિના નિર્યુક્તિ ગ્રંથો અને તેના રચના કાળનો નિર્દેશ વગેરે કરવામાં આવ્યો છે. એ રચનાકાળ અને નિર્યુક્તિકાર ચૌદ પૂર્વધર હોવાની વાત અમારી માન્યતા અને અવલોકન અનુસાર વાસ્તવિક નથી, જેના અનેક પુરાવાઓ વિદ્યમાન છતાં એ વિષયને અમે અહીં ચર્ચતા નથી.

આ સિવાય પ્રસ્તુત પ્રકરણમાં ધર્મદાસગણિ અને તેમની ઉપદેશમાળા, વાચક ઉમાસ્વાતિ અને તેમના તત્ત્વાર્થાધિગમસૂત્ર વગેરે ગ્રંથો, સિદ્ધસેનાચાર્ય અને તેમનાં ન્યાયાવતાર, સન્મતિ વગેરે પ્રકરણો, પાદલિપ્ત અને તેમના તરંગવતી, પ્રશ્નપ્રકાશ, નિર્વાણકલિકા વગેરેની નોંધ આપી છે.

પ્રસ્તુત પ્રકરણમાં જે યુગના જૈન સાહિત્યની નોંધ કરવામાં આવી છે તે સિવાયનું મૌલિકતાને લગતું બીજું વિપુલ સાહિત્ય હોવા છતાં અહીં રૂપરેખા પૂરતી જે સાહિત્યની નોંધ લેવામાં આવી છે તે ઓછી નથી.

છેલ્લા પ્રકરણમાં જૈન મૂર્ત્તિવિષયક અને શિલ્પ અને સ્થાપત્યવિષયક કળાવિધાનો કેવાં આદર્શ હતાં તેમ જ જૈન પ્રજાએ એ કળાવિધાનોને વિકસાવવા માટે કેટલો વેગ આપ્યો છે તેનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે.

ઉપર આપણે ટૂંકમાં પ્રસ્તુત ગ્રંથનું અવલોકન કરી આવ્યા તે ઉપરથી જૈન પ્રજાનું એ યુગમાં દરેક વિષયમાં કેટલું વ્યાપકપણું હતું અને તેની જીવનસરણી કેવી સર્વતોમુખી હતી એ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

અંતમાં અમે ઇચ્છીએ છીએ કે ભાઈ શ્રી શાહની જેમ આજનો જૈનસમાજ ખાસ કરી વિદ્વાન્ મુનિવર્ગ વર્ત્તમાનયુગની સંશોધન પદ્ધતિને ધ્યાનમાં લઈ જૈનધર્મ પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરે અને વિદ્વાનો તરફથી સઘળા મહાન ધર્મોના અવલોકન અને અન્વેષણમાંથી જૈનધર્મની ઉપેક્ષા કરવામાં આવી છે તેને દૂર કરી જૈનસાહિત્યનાં જે અનેકાનેક અંગો અણુખીલ્યાં પડ્યાં છે તે તે વિકસાવે. જેથી અન્ય વિદ્વાનો તરફથી જૈનધર્મ ઉપર થતા અયોગ્ય આક્ષેપો દૂર થાય.

પ્રસ્તુત પુસ્તકને ગૂજરાતી ભાષામાં અનુવાદિત કરી જૈન પ્રજા સમક્ષ ઉપહાર કરનાર શ્રી. ફૂલચંદભાઈ હરિચંદ દોસી તેમ જ શ્રી. ચીમનલાલ દલસુખભાઈની જૈન પ્રજા સદા ઋણી જ છે.

પાટણ,<br>૧૯૯૩ માઘ શુકલ ૭.

મુનિ પુણ્યવિજય

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧.—મહાવીર પહેલાંનો જૈનધર્મ.



## પ્રકરણ ૨.—મહાવીર અને તેમનો સમય.

### ૧



### ૨



### ૩

## પ્રકરણ ૩.—રાજવંશી કુટુંબોમાં જૈનધર્મ.

### ઈ. સ. પૂર્વે ૮૦૦ થી–ઈ. સ. પૂર્વે ૨૦૦

૧

## પ્રકરણ ૫.—મથુરાના શિલાલેખો.



## પ્રકરણ ૬.—ગુપ્તકાળમાં જૈનધર્મની સ્થિતિ.



## પ્રકરણ ૭.—ઉત્તરનું જૈન સાહિત્ય.

## પ્રકરણ ૮.—ઉત્તરમાં જૈન કળા.



## — ચિત્ર સૂચિ —

પૃષ્ઠ.

# પરિચય

## ૧

પુરાતત્ત્વના અભ્યાસમાં જૈનધર્મ[1] એ એક કમનસીબ છે કે જેના વિષે આજસુધી જેટલું કહેવામાં આવ્યું છે તે તેના બાકી રહેલ કાર્યના હિસાબે નજીવું જ છે. ઘણાં પૂરાવાથી સાબીત કરી શકાય એમ છે કે બુદ્ધધર્મ એ જૈનધર્મના સમકાલીન બંધુધર્મ છે અને તે હિંદુસ્તાનની સરહદમાંથી લગભગ અદૃશ્ય થયો છે, છતાંય તે પણ વિદ્વાનો પાસેથી ઘટતો ન્યાય મેળવી શકયો છે, જ્યારે જૈનધર્મ આજ સુધી ટકી રહ્યો છે એટલું જ નહિ પણ તે આ વિશાળ દેશની સંસ્કૃતિ અને તેના રાજકીય તથા આર્થિક સંજોગોપર જબરી અસર ધરાવે છે, છતાં તે ઘટતો ન્યાય નથી મેળવી શકયો એ જ ખેદની વાત છે.[2] શ્રીમતી સ્ટીવન્સન લખે છે કે "જોકે જૈનધર્મ કોઇપણ રીતે રાજધર્મ રહ્યો નથી છતાંય આજે જે પ્રભાવ તે ધરાવે છે તે ભારે છે. શાહુકારો અને શરાફોના ધનવૈભવના અને ધર્મના મહાન પ્રભાવના કારણે મુખ્યત્વે દેશી રાજ્યોમાં તેઓ બહુ લાગવગ ધરાવે છે. જે કોઈ તેના પ્રભાવની શંકા કરે તેને દેશી રાજ્યોના રાજવીઓ તરફથી હમણાં જ બહાર પડેલા જૈનોના પવિત્ર દિવસોમાં જીવહિંસા બંધ રાખવા સંબંધીનાં આજ્ઞાપત્રોની સંખ્યામાત્ર જોઈ જવી."[3] "જૈનો ખરેખર ભારતની જનસંખ્યાનો એક ઘણો મોટો અને તેઓની જાહોજલાલી અને સત્તાને અંગે અગત્યનો હિસ્સો ધરાવે છે."[4]

હર્ટલ ખરેખર સત્ય કહે છે કે "હિંદની સંસ્કૃતિપર અને ખાસ કરીને હિંદના ધર્મ અને નીતિ, કળા અને વિદ્યા, સાહિત્ય અને ભાષાપર તેણે પૂર્વે જે પ્રભાવ પાડ્યો હતો અને જે હજી પણ પાડતો જાય છે તે સર્વ સમજનાર અને જૈનધર્મની ઉપયોગીતા સ્વીકારનાર પાશ્ચાત્ય વિદ્વાનો ઘણા થોડા છે."[5] શ્રી જૈની, શ્રી જયસ્વાલ, શ્રી ઘોષલ અને એવા થોડા પ્રસિદ્ધ વિદ્વાનો સિવાય કોઇપણ હિંદી વિદ્વાને આ દિશામાં સંતોષપ્રદ કાર્ય કર્યું નથી. બૌદ્ધ ધર્મ પ્રતિનો વિદ્વાનોનો પક્ષપાત પણ કારણ રહિત નથી કેમ કે બૌદ્ધધર્મ એ એક સમયે એટલો વિશાળ હતો કે તેને એશિયા ખંડનો ધર્મ કહેવો એ અતિશયોક્તિભર્યું ન હતું.

1. The word Jainism is derived from जैन, the adjectival form from जिन, a way common to the names of many other religions as well as systems of philosophy—*e. g.* Mahommedanism from Mahommedan, Christianity from Christian, Zoroastrianism from Zoroastrian, and so forth (but not Buddhism, Manuism or Benthamism), or again, Dvaitism or Advaitism from द्वैत or अद्वैत, Fatalism from fatal, and so on.

2. *Cf.* Jaini, *Outlines of Jainism*, p. 73.

3. Stevenson (Mrs), *The Heart of Jainism*, p. 19.

4. *Works of Wilson*, i., p. 347.

5. Hertel, *On the Literature of the Śvetāmbaras of Gujarat*, p. 1.

જો કે જૈનધર્મ મર્યાદિત ક્ષેત્રમાં રહ્યો હતો તોપણ શ્રી એન. સી. મહેતા જણાવે છે તેમ ચાઈના તુર્કસ્તાનનાં ગુફા–મંદિરમાં પણ જૈનધર્મના પ્રાસંગિક ચિત્રો જોવામાં આવે છે.[1]

જૈનધર્મના તુલનાત્મક અભ્યાસ માટે પ્રામાણિક સાધનો નહિ મળવાથી તેમ જ બુદ્ધ ધર્મ પ્રતિના પક્ષપાતના અંગે કેટલાક પ્રસિદ્ધ પાશ્ચાત્ય વિદ્વાનોને ભૂલાવામાં નાંખે એવા અનુમાનો કરવાં પડ્યાં છે; કેમ કે આ બન્ને બંધુધર્મોનો પ્રાચીન ઇતિહાસ એકસરખો જોવામાં આવે છે. સદ્ભાગ્યે આવાં વિચિત્ર અનુમાનો છેલ્લાં થોડા વર્ષોમાં પાશ્ચાત્ય અને પૌર્વાત્ય વિદ્વાનોએ સુધાર્યાં પણ છે. આવાં ભૂલ ભરેલાં અને અસત્ય વૃત્તાંતોનાં થોડા દૃષ્ટાંતો અસ્થાને નહિ ગણાયઃ—મી. ડબ્લ્યુ. એસ. લીલી કહે છે કે "બૌદ્ધધર્મ પોતાની જન્મભૂમીમાં જૈનધર્મ રૂપે ટકી રહ્યો છે અને ખાસ કરીને જ્યારે બુદ્ધધર્મ હિંદમાંથી અદૃષ્ય થયો ત્યારે જૈનધર્મ અસ્તિત્વમાં આવ્યો છે."[2] મી. વિલ્સન કહે છે કે "બધાં વિશ્વસ્ત પૂરાવાથી એ અનુમાન દૂર કરી શકાય તેમ નથી કે જૈનકોમ એક નવીન સંસ્થા છે અને તે પહેલ-વહેલા આઠમી અને નવમી શતાબ્દિમાં સત્તા તથા વૈભવમાં આવી હોય એમ જણાય છે. તે પહેલાં જૈનધર્મ એ બૌદ્ધધર્મની શાખા તરીકે અસ્તિત્વમાં હતો. જૈનધર્મની ઉન્નતિ એ જે ધર્મને તે અનુસરતો તે બુદ્ધધર્મના વિનાશના કારણને ખાસ આભારી છે."[3]

મી. કોલબ્રુક જેવા લેખકોએ ગૌતમ બુદ્ધને મહાવીરના શિષ્ય માની લેવાની ભૂલ કરી છે કારણ કે મહાવીરના એક શિષ્ય ઇંદ્રભૂતિ પણ ગોતમસ્વામી વા ગોતમ કહેવાતા હતા.[4] મી. એડવર્ડ થોમસ જાહેર કરે છે કે "મહાવીર પછી તડો પડ્યાં હતાં, બુદ્ધના સમાનાર્થી નામ નીચે ઇન્દ્રભૂતિને જીન એટલે પૂજ્ય પુરુષની પદવી આપવામાં આવી હતી. કારણ કે બૌદ્ધ તેમ જ જૈનશાસ્ત્ર પ્રમાણે એ બન્નેનો એક જ અર્થ થાય છે."[5] પણ સત્ય વાત તો એ છે કે જીનનો અર્થ 'જેતા' અને બુદ્ધનો અર્થ 'જ્ઞાતા' થાય છે.

રોયલ એસિયાટિક સોસાયટીની જાહેરસભામાં વાંચેલા એક નિબંધમાં મી. કોલબ્રુક કહે છે કે "ડૉ. હેમિલ્ટન અને મેજર ડી. લામેન જણાવે છે તેમ ઘણું કરીને જૈનો અને બુદ્ધોના ગૌતમ એક જ વ્યક્તિ છે અને આથી એક બીજો વિચાર ઉદ્ભવે છે કે આ બન્ને ધર્મો એક જ વૃક્ષની શાખાઓ હોય. જૈનોના કહેવા પ્રમાણે મહાવીરના શિષ્યોમાંનાં એકે પોતાની પાછળ આધ્યાત્મિક ઉત્તરાધિકારી મૂકયા હતા, એટલે કે જૈનાચાર્યોનું ઉત્તરદાયિત્વ માત્ર એક સુધર્મા સ્વામીથી ઉતરી આવ્યું છે. અગિયાર શિષ્યોમાંથી માત્ર ઇન્દ્રભૂતિ અને સુધર્મા એ બે જ મહાવીર પછી વિદ્યમાન હતા. પહેલા શિષ્ય જે ગૌતમ

1. Mehta, *Studies in Indian Painting*, p. 2. According to Hemacandra, and other Jaina traditions also, Jainism was not limited to India of to-day.—Hemacandra, *Pariśishtaparvan* (ed. Jacobi), pp. 69, 282. Cf. *M. E.*, xiv., p. 319.

2. Lilly, *India and its Problems*, p. 144.

3. Wilson, *op. cit.*, p. 334.

4. Jacobi, *Kalpa-Sūtra*, p. 1.

5. Thomas (E.), *Jainism or the Early Faith of Asoka*, p. 6.

સ્વામીના નામથી પ્રસિદ્ધ હતા તેને જૈનધર્મમાં કોઈપણ ઉત્તરાધિકારી ન હતાં. ખરૂં અનુમાન એ છે કે આ જીવંત શિષ્યના અનુયાયી બિલકુલ ન હતા એમ નહિ, પરંતુ તેઓ જૈનધર્મના ન હતા. ગૌતમના અનુયાયીઓનો બૌદ્ધધર્મ બનેલો છે, જે સુધર્મા સ્વામીના અનુયાયીઓ એટલે કે જૈનોના સિદ્ધાંતોને ઘણી ખરી રીતે મળતો આવે છે, જોકે તીર્થંકરોના ઇતિહાસ–કથાનકો તેમ જ પૂરાણમાં ઘણો જ તફાવત છે." [1]

કેટલાંક નામો અથવા નિયમોની આકસ્મિક સમાનતા ઉપર રચાયેલાં બન્ને તરફના આવાં ઉતાવળાં અનુમાનો અને સાબીતીઓ કોઈપણ રીતે ઐતિહાસિક ન કહી શકાય, તેમ જ તેને ન્યાય સંગત પણ ન કહી શકાય. ડૉ. યાકોબીના શબ્દોમાં કહીએ તો " આવી સામ્યતા ફ્લ્યુલેનના ન્યાયના સિદ્ધાંતોપર રચાયેલી ગણી શકાય: 'મેસેડોનમાં એક નદી છે અને એક નદી મન્મથમાં પણ છે; મન્મથ પાસે છે તેને વાઈ કહે છે, પરંતુ નદીનું ખરૂં નામ મારા ખ્યાલ બહાર છે. પણ તે એક જ છે: જેમ મારી આંગળીઓ એકમેકને મળતી આવે છે તેમ તે તેના જેવી છે, અને બન્નેમાં માછલીઓ છે." [2]

ડૉ. હોપ્કીન્સ જેવા સુપ્રસિદ્ધ વિદ્વાન પણ મહાવીર અને તેના ધર્મમાં મૂર્તિપૂજા અને મનુષ્યપૂજા સિવાય કાંઈ વિશેષ પ્રકાશ નથી એમ જણાવે છે. તે જણાવે છે કે " હિંદના બધા ધર્મોમાં નાતપુત્તનો ધર્મ બહુ જ ઓછો ઉપયોગી અને દેખીતી રીતે જીવવાના ઓછામાં ઓછો હક ધરાવનાર છે."[3] જૈનધર્મ વિષેનો તેમનો એક તરફી ખ્યાલ અથવા તો તેમનું અજ્ઞાન એટલું ગાઢ જણાય છે કે તેના અંતિમ નિવેદનમાં પણ તેઓ એ જ જાતના વિચાર ફરી રજુ કર્યા વિના રહી શક્યા નથી. તેઓ છેવટે લખે છે કે " જે ધર્મ ઇશ્વરને નહિ માનવાનું, મનુષ્ય પૂજા કરવાનું અને કીડીમંકોડીને પાળવાનું શીખવે છે તેને જીવવાનો હક જ નથી; અને એક દર્શન તરીકે વિચારોના ઇતિહાસમાં–તત્ત્વજ્ઞાનમાં ક્યાંય તેને સ્થાન નથી."[4] ડૉ૦ હોપ્કીન્સનાં આ અનુમાનો એટલાં માર્ગ બહારનાં છે કે તેના કપોલકલ્પિત તેમ જ અધૂરા નિર્ણયોનો નિષેધ માત્ર કરીને જ સત્યની વધારે પાસે પહોંચી શકીએ. "જીવવાનો અધિકાર નથી હોતો એવી અનેક વસ્તુઓની જેમ બે હજાર ઉપરાંત વર્ષોથી જૈનધર્મ જીવંત છે એટલું જ નહિ પણ તેણે સાધુઓ તેમ જ ગૃહસ્થોમાંથી અનેક ઉત્તમ કોટીના મનુષ્યો ઉત્પન્ન કર્યા છે કે જેમણે ઘણાય શ્રદ્ધાળુ અને શોધક ભક્તોને માર્ગ દર્શન કરાવી શાંતિ અર્પી છે."[5]

પણ ડૉ. હોપ્કીન્સ એકલા જ કાંઈ આવા વિચારના છે એમ નથી. બીજા વિદ્વાનોથી તેમને એટલા જુદા પાડી શકાય કે તેઓ કદી દુરાગ્રહી કે સત્યવિમુખ ન હતા. શ્રી વિજયેન્દ્ર સૂરિજી પરના પત્રમાં તેઓ જણાવે છે કે " મને હવે માલુમ પડ્યું છે કે જૈનોનો વ્યવહારુ ધર્મ દરેક રીતે પ્રશંસાપાત્ર છે. મને ખરેખર દુઃખ થાય છે કે લોકોના ચારિત્ર અને

1. Colebrooke, *Miscellaneous Essays*, ii., pp. 315, 316.
2. Jacobi, *I. A.*, ix., p. 162.
3. Hopkins, *Religions of India*, p. 296.
4. *Ibid.*, p. 297.
5. Belvalkar, *Brahma-Sutras*, pp. 120, 121.

નીતિ પર આ ધર્મે જે આશ્ચર્યજનક અસર કરી છે તે તરફ ધ્યાન આપ્યા સિવાય ઈશ્વરને નહિ માનનાર, કેવળ મનુષ્યપૂજા કરનાર અને કીડીમંકોડીનું પોષણ કરનાર તરીકે જૈન-ધર્મની મેં નિંદા કરી છે. પણ જેમ વારંવાર બને છે તેમ માત્ર પુસ્તકો દ્વારા મેળવેલા બહારના જ્ઞાન કરતાં ધર્મ સાથે ગાઢ સંબંધ એ જ તેની વિશિષ્ટતાઓનું દર્શન કરાવે છે અને એકંદર ઘણું જ અનુકળ વાતાવરણ ઉત્પન્ન કરે છે." [1]

આમાં આશ્ચર્ય પામવા જેવું થોડું જ છે કે આવા અપૂર્ણ અભ્યાસના સીધા પરિણામે લાંબા વખત સુધી જૈનધર્મ પાશ્ચાત્ય વિદ્વાનોની દૃષ્ટિએ બૌદ્ધ ધર્મની એક શાખા મનાયો. જૈનધર્મના સુંદર તત્ત્વો વિષે આવો ખોટો ખ્યાલ હોવાથી પુરાતત્ત્વના અભ્યાસની આ શાખા તરફ સંશોધક વિદ્વાનોનું ધ્યાન ભાગ્યે જ ગયું. આમ થોડો સમય તો ચાલ્યું, પણ હવે તો જૈન ધર્મ એક સ્વતંત્ર ધર્મ તરીકે સિદ્ધ થઈ ચૂક્યો છે તેની ના પાડી શકાય તેમ નથી. આ માટે ડૉ. યાકોબી અને ડૉ. બુહલર જેવા વિદ્વાનોને ધન્યવાદ ઘટે છે.

આ બે સુપ્રસિદ્ધ વિદ્વાનોના અવિરત પ્રયાસના પરિણામે જૈનધર્મ વિષેનું અજ્ઞાન દિન પ્રતિદિન દૂર થતું જાય છે. ડૉ. યાકોબીની 'શ્રી ભદ્રબાહુના **કલ્પસૂત્રની** પ્રસ્તાવના' અને 'શ્રી. મહાવીર અને તેના પુરોગામી'[2] નામનો વિદ્વત્તા ભરેલો લેખ અનુક્રમે ઇ. સ. ૧૮૭૯ અને ૧૮૮૦માં પ્રસિદ્ધ થયા હતા. તે ઉપરાંત ડૉ. બુહલરનો 'જૈનોની હિંદી શાખા' એ લેખ જે ઈ. સ. ૧૮૮૭માં વંચાયો હતો એ સૌથી પહેલાં જૈનધર્મ વિષેનાં શાસ્ત્રીય, બુદ્ધિગમ્ય અને વિસ્તૃત વિવરણો હતાં. પ્રસિદ્ધ વિદ્વાનોની કીર્તિ તેમ જ જે મહાન બુદ્ધિમત્તા અને તાત્ત્વિક સૂક્ષ્મદૃષ્ટિથી તેઓએ આ વિષય ચર્ચ્યો હતો તેના પરિણામે આ અદ્ભૂત ધર્મ તરફ વિદ્વાન યુરોપનું ધ્યાન આકર્ષાયું; અને જે કાર્ય તેમણે શરૂ કર્યું તે આજ દિન સુધી ચાલુ રહ્યું છે એટલું જ નહિ પણ તેનાં ઘણાં સુંદર પરિણામો પણ આવ્યાં છે. સદ્ભાગ્યે આજે જૈન-ધર્મ પ્રતિની દૃષ્ટિમાં ખાસ તફાવત પડ્યો છે અને ભૂતકાળમાં જે જ્વલંત ભાગ તેણે ભજવ્યો છે તેમ જ જેણે જગતના અન્ય ધર્મો કરતાં જગતની પ્રગતિ, સંસ્કૃતિ અને સભ્યતાની વૃદ્ધિમાં જે અદ્વિતીય ફાળો આપ્યો છે તે દૃષ્ટિએ જગતના ધર્મોમાં તેનું યોગ્ય સ્થાન તેને મળવા લાગ્યું છે.

આ સંબંધમાં મી. સ્મીથ કહે છે કે "બૌદ્ધ ધર્મ કોઈપણ કાળે સમગ્ર ભારતના પ્રચલિત ધર્મ તરીકે હોવાનું શંકાસ્પદ છે" અને તેથી જ ઘણા લેખકોએ લખેલા 'બૌદ્ધ ભારત' એ નામને જૂઠું અને ભૂલાવામાં નાંખે એવું એ ગણી કાઢે છે. તેમનું એમ પણ કહેવું છે કે "બ્રાહ્મણ ધર્મને બદલે બૌદ્ધ કે જૈન ધર્મ ભારતના પ્રચલિત ધર્મ તરીકે આવ્યા હોય તેવો પુરાવો નથી"[3] એ ગમે તેમ હોય, પણ આ બન્ને ધર્મોએ ભારતના ઇતિહાસના પૃષ્ઠોમાં અવિચલિત છાપ મૂકી છે અને ભારતીય વિચાર, જીવન, સંસ્કૃતિ આદિમાં અનુપમ ફાળો

1. *Cf.* Shah, *J. G.*, xxiii., p. 105.
2. *I. A.*, ix., pp. 158 ff.
3. Smith, *Oxford History of India*, p. 55.

આપ્યો છે તેની તો ના કહી શકાય એમ નથી. આ ગ્રંથ નિર્માણનો અમારો ઉદ્દેશ સામાન્ય જૈનધર્મ (શ્વેતાંબર, દિગંબર કે સ્થાનકવાસી ફિરકાઓ નહિ) ઉત્તર હિંદમાં કેટલા પ્રમાણમાં ફેલાયેલો છે તે શોધવાનો, તેની વૃદ્ધિ અને વિસ્તારનો ઇતિહાસ માત્ર આલેખવાનો છે.

## ૨

આ મહાન ધર્મના સિદ્ધાંતો, સંસ્થાઓ અને તેના નિર્માણની વિપુલ સાધન સામગ્રી વિષે આખી રૂપરેખા દોરવાનું કે તેનું વિવેચન કરવાનું અત્રે અમે ઇચ્છતા નથી. આપણે તો જૈનધર્મની ઉત્પત્તિનો ઇતિહાસ, વિવિધ ચિત્રવિચિત્ર કથાનકો અને પવિત્ર ધાર્મિક સાહિત્ય જે પહેલાં ઉત્તરના શ્વેતાંબરો અને પછી દક્ષિણના દિગંબરોએ બે વિભાગમાં જાળવી રાખ્યું છે તેને લગતા સવાલો પણ ભાગ્યે જ ચર્ચીશું. આપણો પ્રયત્ન તો પોતાને અને પોતાના ધર્મ માટે ઇતિહાસ ઘડવામાં મહાન, યશસ્વી, બહાદૂર અને વીર પ્રજાના કાર્યોનું અનુકરણ કરવાનો અને ઉત્તર હિંદની સંસ્કૃતિની કીમતી અને વિસ્તીર્ણ પ્રગતિ સોતમાં જે અમૂલ્ય ફાળો તેમણે આપ્યો છે તે ભલે અરક્ષિત દશામાં અને અપૂર્ણ હોય તોપણ તેની શોધ કરવાનો છે.

છેલ્લા સવાસો વર્ષમાં પૂર્વના સાહિત્યના જુદા જુદા વિભાગોમાં જે સાહિત્ય પ્રકાશિત કરવામાં આવ્યું છે તેનો વિચાર કરતાં વિદ્વાનોએ આ તરફ બહુ જ દુર્લક્ષ્ય કર્યું છે. તેથી જ આ જાતના ગ્રંથ નિર્માણની તીવ્ર આવશ્યકતાના ખાસ કારણો છે. પહેલાં તો આ ધર્મે જનસમાજ તથા રાજવંશમાં કરેલા અગણિત ફેરફારની દૃષ્ટિએ તેના ફાળાનો વિચાર કર્યા વિના ઉત્તર હિંદનો ઇતિહાસ સંપૂર્ણ લખી શકાય જ નહિ. બીજું ભારતીય તત્ત્વજ્ઞાનનું અવલોકન પણ જૈન તત્ત્વજ્ઞાનના અભાવે અપૂર્ણ જ રહે, અને ખાસ કરીને જૈનધર્મની જન્મભૂમિ વિંધ્ય પર્વતની ઉત્તરે આવેલા પ્રદેશ માટે તો આ આવશ્યક છે. જો ભારતીય ક્રિયાકાંડ, રીતરીવાજો, દંતકથાઓ, સંસ્થાઓ, કલા અને શિલ્પ આદિનું સુસંબદ્ધ અને સૂક્ષ્મ અવલોકન એ સંશોધનનો વિષય હોય તો વારંવાર વિદેશી હુમલાઓનો ભોગ થઈ પડવાથી જ્યારે કોઈપણ સંસ્થા કે ધર્મ ઉત્તરમાં સહીસલામત ન હતાં ત્યારે જૈનધર્મનો અવ્યવસ્થિત અને અસંબદ્ધ ઇતિહાસ એ પણ આવા ગ્રંથનિર્માણને માટે વિશેષ કારણ હોવું ઘટે. આ વિષે ડૉ. હર્ટલ કહે છે કે "ભારતની લાક્ષણિક કથાઓ તો જૈનોની કળાનું પ્રતિક છે. તેમાં ભારતીય પ્રજાનાં જીવન અને તેની જુદા જુદા પ્રકારની રીતભાતો અને તે પણ વાસ્તવિક અને સુસંગત રીતે વર્ણવેલી હોય છે. તેથી જૈન કથાસાહિત્ય ભારતીય સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં લોકકથાને તેના અત્યંત વિસ્તૃત અર્થમાં લેતાં લોકકથાનું માત્ર જ નહિ, પરંતુ સાથે સાથે ભારતીય સંસ્કૃતિના ઇતિહાસનું પણ સૌથી અધિક કીમતી મૌલિક સાધન છે."[1] રાષ્ટ્રનું માનસ તથા સભ્યતા જાણવાનો રામબાણ ઉપાય ભૂતકાળના સૂક્ષ્મ અને સંભાળ-

1. Hertel, *op. cit.*, p. 8.

પૂર્વકના અભ્યાસ જેવો બીજો એકેય નથી. આવા ઇતિહાસના પરિણામે જ ભૂતકાળની અજ્ઞાનજન્ય અને અંધ પૂજાને બદલે સત્ય અને નિર્બંધ માર્ગ દર્શન થાય છે.

ભારતીય સાહિત્યના ખજાનામાં જૈનોએ જે હિસ્સો આપ્યો છે તે બધાનો ઇતિહાસ આપીએ તો એક પુસ્તક લખી શકાય. જૈનોએ પ્રાચીન હિંદી સાહિત્યમાં ધર્મ, નીતિ, કાવ્ય, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન આદિ વિષયો દ્વારા પોતાનો સંપૂર્ણ હિસ્સો આપ્યો છે. ભારતીય સંસ્કૃતિમાં જૈનોએ આપેલા ફાળાનું સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કરતાં મી. બાર્થ જણાવે છે કે "હિંદના સાહિત્યક અને વૈજ્ઞાનિક જીવનમાં તેઓએ બહુ જ આગળ પડતો ભાગ લીધો છે; જ્યોતિષ-શાસ્ત્ર, વ્યાકરણ અને અદ્દ્ભૂત કથાસાહિત્ય તેઓના પ્રયત્નને જ આભારી છે."[1]

કળાના પ્રદેશમાં ઉદયગિરિ અને ખંડગિરિના પર્વતો ઉપરના ગુફામંદિરો અને તેમાં કુશળતાપૂર્વક કોરી કાઢેલા કેવાળો, મથુરાના સુશોભિત આયાગપટો તથા તોરણો, ગિરનાર અને શત્રુંજ્યની પર્વતમાળા પરનાં સ્વતંત્ર ઉભેલાં સુંદર સ્તંભો તેમ જ આબુ અને બીજા પર્વતો પરનાં જૈન મંદિરોનું અદ્દભૂત શિલ્પકામ આદિ ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિના વિદ્યાર્થીની રસવૃત્તિ જાગૃત કરવાને પૂરતાં છે. તે જ પ્રમાણે ધાર્મિક ક્ષેત્રમાં જૈન અને બુદ્ધ યુગના પ્રતિકારો જાણ્યા સિવાય મહાન શંકરાચાર્યે અને મહાન્ દયાનંદની પાછળ કયું બળ કામ કરતું હતું તે પૂર્ણપણે જાણી પણ શકાય નહિ.

સાહિત્ય, કળા અને ધર્મની આ હિલચાલો મહાન રાજ્યોની સુરક્ષિત છત્રછાયા સિવાય વિજયી નિવડી શકે નહિ. તેથી જ આપણો અભ્યાસ રાજ્યસત્તા નીચે જૈનધર્મે કરેલી પ્રગતિ શોધવાના કાર્યથી શરૂ થવો જોઈએ અને અંતે આપણને જણાશે કે "સમય સમયપર જૈનધર્મ કેટલાંક રાજ્યોનો રાજ્યધર્મ બને છે, કેટલાક મહાન રાજાઓ તે સ્વીકારે છે, તેને ઘટતું ઉત્તેજન આપે છે અને તેમની પ્રજાને પણ તેઓ તે જ ધર્મ તરફ વાળી પણ શક્યા છે."[2]

તેમ છતાંય કાર્ય સુગમ નથી. ખરું જોતાં ઉત્તર હિંદમાંના જૈનધર્મનું સંપૂર્ણ ઐતિહાસિક અવલોકન પુરું પાડે તેવું એક પણ ઉપયોગી પુસ્તક નથી તોપણ ભારતીય ઇતિહાસના વિદ્યાર્થી માટે જૈનયુગ એ કાંઈ એક કોરું પાનું નથી; તેમ જ તે માત્ર ઐતિહાસિક કે કથાનકના નામો, ધાર્મિક દૃષ્ટાંતો, કાવ્ય કે આગમોનો ગુંચવાડો પણ ન ગણાય. જો સામાન્ય અભ્યાસીઓ અને સર્વસાધારણ જનતાને ઉપયોગી થઈ શકે એવો આજ સુધીની વિદ્વત્તાભરેલી શોધખોળોના પરિણામોનો સુસંબદ્ધ ઇતિહાસ આપણે ન લખી શકીએ તો હજારો પ્રાચીન જૈન સાધુઓ તથા વિદ્વાનોએ આજે ચમત્કાર ગણાતો મુખપરંપરાગત અમુલ્ય ખજાનો જાળવી રાખવા જે પરિશ્રમ સેવ્યો છે તે વૃથા ગણાય, તેમ જ છેલ્લા દોઢસો વર્ષમાં ભારતીય અને વિદેશી વિદ્વાનો તેમ જ પુરાતત્ત્વવેત્તાઓએ આ દિશામાં જે કાર્ય કર્યું છે તેનો કાંઈ અર્થ જ નથી.

1. Barth, *The Religions of India*, p. 144
2. Smith, *op. cit.*, p. 55,

જો કે જૈન ઇતિહાસનો ઘણો ખરો ભાગ અંધારામાં છે અને જોકે ઘણુાય વિસ્તૃત સવાલો હજી ચર્ચાસ્પદ છે તોપણ સદ્ભાગ્યે જૈનયુગના સામાન્ય ઇતિહાસની રચનાનું કાર્ય એટલું બધું અસંભવિત નથી. એ અસંભવિત હોય કે ન હોય, અમે કોઇપણ શોધ કરવાનો અથવા તો પૌર્વાત્ય વિદ્વત્તા અને સંશોધનની સીમા ઓળંગવાનો કશોય દાવો કરતા નથી.

છેવટે એક શબ્દ 'ઉત્તર હિંદ'ની વ્યાખ્યા માટે જરૂરી જણાય છે: કૃષ્ણા અને તુંગભદ્રા નદીની દક્ષિણુ તરફ આવેલ પ્રદેશને મર્યાદિત અર્થમાં 'દક્ષિણુ હિંદ' કહે છે. આ નદીઓના ઉત્તર પ્રદેશોને 'દખ્ખણુ' કહેવાનો રિવાજ છે. પણ દક્ષિણુ અને ઉત્તર હિંદ નર્મદાનો દક્ષિણુ અને મહાનદીનો ઉત્તર પ્રદેશ મળીને બને છે; અને આ જ અર્થમાં અમે 'ઉત્તર હિંદ' શબ્દ વાપરવાના છીએ. "તાપી નદીના દક્ષિણુ ભાગથી જ ખરેખરો દક્ષિણુનો ઉચ્ચ પ્રદેશ શરૂ થાય છે અને દક્ષિણુથી હિંદને જુદો પાડનાર તો નર્મદા નદી જ છે;"[1] અને આજ પ્રદેશમાં જૈનોની લગભગ બાર લાખની કુલ વસ્તીનો અર્ધો ભાગ આજે પણુ વસે છે, અને આ છ લાખ જેટલા જૈનો ઐતિહાસિક, સામાજિક અને ધાર્મિક દૃષ્ટિએ પૂર્ણ એકતા ધરાવે છે અને જે દંતકથાઓ, રીતરિવાજો અને માન્યતાથી સ્પષ્ટ રીતે ઉત્તરીય છે. બૌદ્ધોની માફક ઉત્તરના અને દક્ષિણુના જૈનોના આ વિભાગ જોકે મૂળથી જ ભૌગોલિક હતા તોપણુ "શાસ્ત્રોની ભાષા અને દંતકથાઓ તથા રીતરિવાજોના હાર્દમાં ઓતપ્રોત થયેલા જણાઈ આવતા હતા."[2]

1. Srinivasachari and Aiyangar, *History of India*, pt. i., p. 3.

2. Barth, *op. cit.*, p. 145.

# પ્રકરણ ૧

## ભગવાન મહાવીર પહેલાંનો જૈન ધર્મ

"પ્રાચીન ભારતનો ઇતિહાસ એ ત્રીસ સદીનો માનવસંસ્કૃતિ અને તેના વિકાસનો ઇતિહાસ છે. તે કેટલાક જુદા જુદા યુગોમાં વહેંચાયેલો છે. તે દરેક યુગ ઘણા સમય સુધી કેટલાક અર્વાચીન પ્રજાના સારાયે ઇતિહાસ સાથે તુલનામાં ઉભો રહી શકે તેમ છે[1]." માનવસંસ્કૃતિ અને તેના વિકાસના આ ત્રણ હજાર વર્ષોમાં કળા, શિલ્પ, ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાનની અનેકવિધ પ્રગતિમાં જૈન ધર્મનો ફાળો અદ્વિતીય છે; પરંતુ જૈન ધર્મની મુખ્ય સિદ્ધિ એ તેનો 'અહિંસાનો' આદર્શ છે. જૈનો માને છે કે આજની દુનિયા ધીમે ધીમે પણ અદશ્ય રીતે તે તરફ પ્રગતિ કરી રહી છે. પ્રત્યેક ઉચ્ચ, વ્યાવહારિક તેમજ આત્મિક પ્રવૃત્તિનું ધ્યેય એ અહિંસા જ ગણાતું; અને જુદી જુદી જાતના લોકોના વસવાટના કારણે સંસ્કૃતિની ગુંચવણ ભરેલી વિશાળ અભિવૃદ્ધિમાંથી પરિણત થયેલી બધી ભિન્નતા વચ્ચે પણ અહિંસા એજ એકતાનું ચિહ્ન મનાતું.

જૈન ધર્મ એ નામ મુખ્યત્વે દર્શનના નૈતિક અર્થનું સૂચક છે. જેમ બૌદ્ધો જ્ઞાની બુદ્ધના અનુયાયીઓ છે તેમ જૈનો વીતરાગ જિનના અનુયાયી છે. જિનપદ જૈનોના બધાય તીર્થંકરોને લગાડાય છે.[2]

જિનનાં જુદાં જુદાં નામો ભક્તોએ તેમના ગુણો ઉપરથી દર્શાવેલાં વિશેષણો છે જેમકેઃ જગત્પ્રભુ—જગતના પ્રભુ; સર્વજ્ઞ—સર્વ પદાર્થના જ્ઞાતા; ત્રિકાળવિત્—(ભૂત, ભવિષ્ય અને વર્તમાન) ત્રણે કાળના જાણનાર; ક્ષીણકર્મા—બધાં દૈહિક કર્મોનો નાશ કરનાર; અધીશ્વર—મહાન ઈશ્વર; દેવાધિદેવ—દેવોના દેવ; અને એવાં બીજાં અનેક ગુણવાચક વિશેષણો છે. આ ઉપરાંત કેટલાંક અર્થસૂચક નામો પણ છે જેમકેઃ **તીર્થંકર** યા **તીર્થંકર**, **કેવલી**, **અર્હત્** અને **જિન**. **તીર્થંકર** એટલે (**तीर्यते अनेन**) સંસાર રૂપી સમુદ્ર જેમની મદદ વડે તરાય છે તે; **કેવલી** એટલે કોઈપણ જાતના દોષ-રહિત અપૂર્વ આધ્યાત્મિક શક્તિ—કેવલ—વાળા; દેવો અને મનુષ્યને માન્ય હોય તે **અર્હત્**; અને રાગ અને દ્વેષથી પર એવા જિતેન્દ્રિય હોય તે **જિન** કહેવાય છે.[3]

1. Dutt, *op. cit.*, p. 1.

2. It is also applicable to all those men and women who have conquered their lower nature and who have by means of a thorough victory over all attachments and antipathies realised the highest. *Cf.* Radhakrishnan, *Indian Philosophy*, i., p. 286.

3. Hemcandra. *Abhidhānacintāmaṇi*, chap. i., vv. 24-25.

જિનનો પ્રરૂપેલો ધર્મ તે જૈન ધર્મ; તે જૈન દર્શન, જૈન શાસન, સ્યાદ્વાદ દષ્ટિ આદિ નામે પણ ઓળખાય છે. જૈન ધર્મ પાળનારા જૈનો ઘણું ખરૂં શ્રાવકોના નામથી ઓળખાય છે.[1]

જૈન ધર્મના પ્રારંભની ચોક્કસ તારીખ શોધવી મુશ્કેલ છે; એટલુંજ નહિ પણ અશક્ય છે, તેમ છતાં પણ જૈન ધર્મ એ બૌદ્ધ ધર્મ અથવા બ્રાહ્મણ ધર્મની શાખા છે એ જૂની માન્યતા અર્વાચીન સંશોધનના પરિણામે અજ્ઞાનસૂચક અને ભૂલભરેલી પૂરવાર થઈ ચૂકી છે. તે ઉપરાંત ભગવાન મહાવીરથી જૈન ધર્મનો પ્રારંભ થાય છે એ પણ મહાન ઐતિહાસિક ભૂલ ગણાય છે કેમકે તેને ટેકો આપતી સબળ ઐતિહાસિક દલીલો નથી; અને જૈનોના ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથ એ પણ ઐતિહાસિક વ્યક્તિ તરીકે સ્વીકારાયા છે, અને બીજા જિનોની જેમ મહાવીર પણ તેમની શ્રેણીમાં એક સુધારકથી કાંઈ વિશેષ નથી.[2]

ધર્મ મનુષ્યજાતિ જેટલોજ જૂનો છે કે પાછળથી ઉત્પન્ન થયેલો છે એ તેના પ્રારંભ અને તત્ત્વજ્ઞાન જેટલોજ હજી પણ ઐતિહાસિક સંશોધકોને ચર્ચાનો વિષય છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ આ પ્રશ્નનો જવાબ આપી શકાય; પરંતુ આ પ્રશ્ન કેવળ તાત્ત્વિક છે. માનવદુનિયાથી પર કોઈ પણ ઉચ્ચ શક્તિ યા આત્મવિકાસને ઓછાવત્તા પ્રમાણમાં દરેક પ્રજા કે જાતિ સ્વીકારે છે; કારણ કે ધર્મ તેના વિશાળ અર્થમાં મનુષ્યજાતિનું સાર્વજનિક લક્ષ્યબિંદુ યા ધ્યેય છે.

આતો સામાન્ય ધર્મની વાત થઈ, પણ જો આપણે અમુક વિશિષ્ટ ધર્મનો વિચાર કરીએ તો પણ એજ પ્રશ્ન આવીને ઉપસ્થિત થાય છે કે ધર્મ મનુષ્યજાતિ જેટલો જૂનો છે કે તેણે માનવજીવનમાં પાછળથી સ્થાન લીધું છે. અહિંયાં દરેક ધર્મનો સાર્વત્રિક ઓછાવત્તા પ્રમાણમાં એજ દાવો છે કે જે સ્પષ્ટ શબ્દોમાં ટૂંકમાં આ પ્રમાણે દર્શાવી શકાય: 'અમારો ધર્મ અનાદિ અને સર્વવ્યાપક છે, અને બીજા પાખંડીઓ છે.' આ અનાદિત્વનો દાવો સાબીત કરવા માટે દરેક ધર્મ અનેક પ્રકારનું

1. अस्य च जैनदर्शनस्य प्रकाशयिता परमात्मा रागद्वेषाद्यान्तररिपुजेतृत्वादन्वर्थकजिननामधेयः। जिनोऽर्हन् स्याद्वादी तीर्थंकर इति चानर्थान्तरम्। अत एव तत्प्रकाशितं दर्शनमपि जैनदर्शनमर्हत्प्रवचनं जैनशासनं स्याद्वाद-दृष्टिरनेकान्तवाद इत्याद्यभिधानैर्व्यपदिश्यते.—Vijayadharmasūri, *Bhandarkar Commemoration Volume*, p. 139.

2. For a better understanding of the latter part of the chapter we shall give below a list of the 24 Tirthankaras of this age: 1 Ṛshabha, 2 Ajita, 3. Sambhava, 4. Abhinandana, 5. Sumati, 6. Padmaprabha, 7. Supārśva, 8. Candraprabha, 9. Pushpadanta or Suvidhi, 10. Śītala, 11. Śreyāṁsa, 12. Vāsupūjya, 13. Vimala, 14. Ananta, 15. Dharma, 16. Śānti, 17. Kunthu, 18. Ara, 19. Malli, 20. Munisuvrata, 21. Nami, 22. Nemi or Arishṭanemi, 23. Pārśva (Pārśvanātha), 24. Vardhamāna, also named Vira, Mahāvīra, etc. Every one of them has a discriminative symbol or *Lāñchana* for himself, and this is always found on Jaina idols representing them—*e. g.* the symbol of Pārśva is a hooded snake, and that of Vardhamāna is a lion. *Cf.* एतस्यामवसर्पिण्यामृषभोऽजितसंभवौ . . . , etc,—Hemacandra *op. cit.*, vv. 26, 27, 28.

કથાસાહિત્ય આપે છે; જે દૃષ્ટાંતો ધાર્મિક અને કલ્પિત પણ હોય છે. અસ્તિત્વ ધરાવતો કોઇપણ ધર્મ અનાદિ અને સર્વવ્યાપક હોવાનો સાચો દાવો સિદ્ધ કરી શકે છે કે આ મનુષ્યની નિર્બળતા છે એ કહેવાનું કાર્ય અમારૂં નથી; કારણ કે તે અમારા કાર્યક્ષેત્રની બહારનો વિષય છે. અમે તો આ ચર્ચાસ્પદ વિષયમાં જૈન ધર્મ શું કહે છે તેનોજ વિચાર કરીશું.

જૈનોની માન્યતા મુજબ અનેક તીર્થંકરોએ જગતના દરેક યુગમાં વારંવાર જૈન ધર્મનો ઉદ્યોત કર્યો છે.[1] વર્તમાન યુગના પ્રથમ તીર્થંકર ઋષભદેવ અને અંતિમ બે પાર્શ્વનાથ અને મહાવીર થઈ ગયા છે. આ તીર્થંકરોના ચરિત્રો અનેક મહાન જૈનાચાર્યોએ સ્વતંત્ર જીવનવૃત્ત દ્વારા અને જૈન સિદ્ધાંત દ્વારા પણ સંપૂર્ણપણે આલેખેલાં મળી આવે છે.[2] આમાંના ઋષભદેવની કાયા ૫૦૦ ધનુષ્યની કહેવાય છે; તેમનું આયુષ્ય ૮૪,૦૦,૦૦૦ પૂર્વનું મનાય છે, જ્યારે પાર્શ્વનાથ અને મહાવીરનું આયુષ્ય અનુક્રમે ૧૦૦ અને ૭૨ વર્ષનુંજ હતું.[3] આ ત્રણે તીર્થંકરોનાં આયુષ્યનો તુલનાત્મક દૃષ્ટિએ વિચાર કરતાં આપણને જણાય છે કે ઋષભદેવથી ઉત્તરોત્તર આયુષ્ય અને દેહનાં માન બરાબર ઘટતાંજ આવે છે. પાર્શ્વ પહેલાંના બાવીસમા તીર્થંકર **નેમનાથનું** આયુષ્ય ૧૦૦૦ વર્ષનું ગણાય છે.[4] છેલ્લાં બે તીર્થંકરોનાં બુદ્ધિગમ્ય આયુષ્ય અને દેહપ્રમાણનો વિચાર કરતાં કેટલાક વિદ્વાનોને આ બે તીર્થંકરોને જ ઐતિહાસિક પુરૂષો માનવાને કારણ મળે છે.[5]

પાર્શ્વનાથ વિષે લેસન કહે છે કે: " આ જિનનું વય તેમના પુરોગામીઓની જેમ સંભવિત મર્યાદા ઓળંગી જતું નથી; આ કારણ તેમના ઐતિહાસિક પુરૂષ હોવાના મતનું ખાસ સમર્થન કરે છે. "[6]

એ ખરૂં છે કે આવી દલીલોના આધારે આપણે કોઇપણ જાતનું ઐતિહાસિક અનુમાન બાંધી ન શકીએ, પરંતુ ભારતીય ઇતિહાસના જે સમયનો આપણે વિચાર કરીએ છીએ તે એટલો અધુરો છે કે આપણે તેના આધારે પ્રમાણભૂત નિર્ણય કરી

1. Hemacandra has enumerated in his *Abhidhānacintāmaṇi* the 24 Jinas who have appeared in the past *Utsarpiṇī* period and 24 others of the future age. उत्सर्पिण्याम्, etc. and भाविन्यां तु, etc—vv. 50-56. He concludes: एवं सर्वावसर्पिण्युत्सर्पिणीषु जिनोत्तमा : . . .—v. 56.

2. Among the *Sūtras* see Bhadrabāhu's *Kalpa-Sūtra*, or Sudharma's *Āvaśyaka*, etc.; to mention a few individual *Caritras* we have पार्श्वनाथचरित्रम् by Hemavijayagaṇi; शान्तिनाथमहाकाव्यम् by Śrī Munibhadrasūri; मल्लिनाथचरित्रम् by Vinayacandrasūri and also by Haribhadra; महावीरस्वामिचरित्रम् by Nemicandra, and so on.

3. *Kalpa-Sūtra*, *sūt.* 227, 168, 147. According to the Jainas one *Pūrva* is equal to 70,560,000,000,000 years. *Cf. Saṁgrahaṇi-Sūtra*, v. 262.

4. *Kalpa-Sūtra*, *sūt.* 182.

5. Stevenson (Rev.), *Kalpa-Sūtra*, Int., p. xii.

6. Lassen, *I.A.*, ii., p. 261.

શકતા નથી. શ્રી૦ દત્ત જણાવે છે કે: "મહાન અલેકઝાન્ડરના હિંદમાં પ્રવેશ પહેલાના ભારતીય ઇતિહાસની ચોક્કસ તારીખનો નિર્ણય કરવો લગભગ અશક્ય છે."[1] એ એક વિચિત્ર વાત છે કે મહાવીરના આગમન પછી દરેક વસ્તુની વ્યવસ્થિત નોંધ રહી શકી છે અને તે પહેલાંની કોઇપણ પ્રામાણિક નોંધનો ઉલ્લેખ મળી શકતો નથી. આમ છતાં પણ જૈનોના ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથની ઐતિહાસિક તારીખ નક્કી કરવાનું કામ તદ્દન અસંભવિત નથી. શ્રી૦ મહાવીર અને બુદ્ધના સમયનું સમકાલીન સાહિત્ય જૈન ઇતિહાસના આ મહત્ત્વના પ્રશ્ન પર બહુ સુંદર પ્રકાશ ફેંકે છે, અને આપણે જોઈ શકીશું કે જૈન સૂત્રોએ રજૂ કરેલાં પ્રમાણો પણ ઓછાં મહત્ત્વનાં નથી.

અહીં આપણાં સંશોધનના વિષય તરીકે પાર્શ્વનાથને લેતાં આપણને જણાય છે કે શિલાલેખ યા સ્મારક રૂપે કોઇપણ સપ્રમાણ આધાર એવો નથી મળતો કે જે સીધો તેમને લાગુ પડતો હોય; પણ કેટલાક શિલાલેખો અને સ્મારકો એવાં છે કે જેમાંથી પરોક્ષ અનુમાન વિના સંકોચે દોરી શકાય.

મથુરાના જૈન શિલાલેખો તપાસતાં જણાય છે કે ગૃહસ્થ ભક્તોએ ઋષભદેવને અર્ધ્ય આપ્યાના ઉલ્લેખ મળે છે;[2] આ ઉપરાંત ઘણા ખરા શિલાલેખોમાં અર્હત નહિ પણ અર્હતોનો ઉલ્લેખ છે.[3] "તે લેખોમાં રાજાઓનાં નામ હોય કે નહિ, છતાં તે સર્વે ઇન્ડો સાઈથિક **Indo-Scythic** સમયના હોય એમ સ્પષ્ટ જણાય છે; અથવા તો કનિષ્ક અને તેના વંશજોનો સમય શકયુગની સાથે મળતો આવતો હોય તો પહેલી અને બીજી સદીના જણાય છે."[4] જો મહાવીરને સ્થાપક ગણીએ તો જે પ્રજાના અર્ધ્યનો ઉપર ઉલ્લેખ કર્યો છે તે પ્રજા અને તેમની વચ્ચે સમયનું મોટું અંતર નથી એમ આપણે જરૂર કહી શકીએ; કારણ તે અંતર માત્ર છ સદીનુંજ છે, અને જૈનધર્મની સ્થાપના સંબંધી મુખ્ય બાબતોથી અજ્ઞાન રાખે એવું મોટું નથી. વિશેષમાં આ અર્ધ્ય એક કરતાં વધુ અર્હતને અને ખાસ કરી શ્રી૦ ઋષભને અર્પવામાં આવ્યું છે તે કથન જૈન ધર્મની શરુઆત અતિ પ્રાચીન છે અને તે દરમિયાન અનેક તીર્થંકરો થયા છે તે વાત સ્પષ્ટ કરે છે.

આ ઉપરાંત આપણી પાસે જૈનોનાં એક મોટા તીર્થનાં[5] સ્મારકની સાબિતી છે અને જે હજારી બાગ જિલ્લા (બંગાલ) માં સમેતશિખરનો[6] પહાડ છે; જે પાર્શ્વનાથની ટેકરીના નામે ઓળખાય છે. કલ્પસૂત્ર જે શ્રી૦ ભદ્રબાહુસ્વામીની

1. Dutt, *op. cit.*, p. 11.

2. प्रीयताम्भगवानृषभश्री : (May the divine Ṛshabha be pleased).—*E.I.*, i., p. 386; Ins. No. VIII.

3. नमो अरहंन्तानं (Adoration to the Arhats). *Ibid.*, p. 383; Ins. No. III.

4. *Ibid.*, p. 371.

5. *Tirtha*, according to Jaina terminology, means a place of pilgrimage.

6. "Samet-Śichara, called in Major Rannel's map Pārsonaut, is situated among the

સમેતશિખર પર્વત પર શ્રી પાર્શ્વનાથનું નિર્વાણ
તેરમી શતાબ્દિના હસ્તલિખિત **કલ્પસૂત્ર**ના તાડપત્ર ઉપરથી.

કૃતિ હોવાનું સિદ્ધ થઈ ચૂકયું છે તે ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પહેલાનું ગણી શકાય;[૧] તેમાં અને અન્ય જૈન સાહિત્ય ગ્રંથોમાં પાર્શ્વનાથ તેમના નિર્વાણ પહેલાં આ પહાડ પર આવ્યાનું અને ત્યાંજ મોક્ષ પામ્યાનું પ્રમાણ આપણને મળી આવે છે.[૨]

સમકાલીન સાહિત્યનો વિચાર કરતાં આપણને ઘણાં વિશ્વસ્ત નિવેદનો અને બળતા બનાવો મળી આવે છે જે પાર્શ્વનાથના ઐતિહાસિક જીવન વિષે જરાય શંકા રહેવા દેતાં નથી. આપણા કાર્યે માટે આ બધા સંબંધોની સત્યતામાં ઉતરવાની જરૂર નથી; પણ જે થોડા ખાસ ઉપયોગી અને અસરકારક છે તેજ માત્ર જોઈશું.

જૈન શાસ્ત્રોમાં જૈન સાધુઓ અને સાધ્વીઓ, નિગંઠો અને નિગંઠીઓ-સંસ્કૃતમાં નિર્ગ્રંથો-ના નામથી ઓળખાય છે, કે જેનો અર્થ ગાંઠ વગરના એવો થાય છે.[૩] આ વિષે બૌદ્ધ શાસ્ત્રોમાં પણ એવોજ ઉલ્લેખ છે.[૪] વરાહમિહિર[૫] અને હેમચંદ્ર[૬] તેમને નિર્ગ્રંથો કહે છે, જ્યારે અન્ય લેખકો વિવસન,[૭] મુક્તાંબર જેવા એકાર્થી શબ્દો બતાવે છે. જૈનોના ધાર્મિક પુરૂષો માટે નિર્ગ્રંથ નામ અશોકના શિલાલેખોમાં નિગંઠ રૂપે આવે છે.[૮] બૌદ્ધોના પિટકો નિગંઠ શબ્દનો બુદ્ધ અને તેના અનુયાયીઓના વિરોધી તરીકે વારંવાર ઉપયોગ કરે છે. બૌદ્ધ શાસ્ત્રોમાં જ્યાં જ્યાં તેનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં મુખ્યત્વે તેઓના મતનું ખંડન કરવાને માટે અને ચાહીને ભ૦ બુદ્ધના મતની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા માટે તેનો ઉપયોગ થયો છે.[૯] આથી બે વસ્તુઓ સિદ્ધ થાય છે કે જૈન સાધુઓ નિગંઠો કહેવાતા હતા અને બૌદ્ધ સાહિત્યની દૃષ્ટિએ જૈનો અને બૌદ્ધો મહાન પ્રતિસ્પર્ધી હતા.[૧૦]

hills between Bihar and Bengal; its holiness is great in the eyes of the Jainas, and it is said to be visited by pilgrims from the remotest provinces of India."—Colebrooke, *op. cit.* ii., p. 213. There is a celebrated temple of Pārśva in that place.

1. Charpentier, *Uttarādhyayana-Sūtra*, Int., pp. 13, 14.

2. See *Kalpa-Sūtra, sūt.* 168; निर्वाणमासन्नं संमेताद्रौ ययौ प्रभुः—Hemacandra, *Trishashti-Śalākā, Parva* IX, v. 316, p. 219.

3. See *Uttarādhyayna*, Lecture or *Adhyayana* XII, 16; XVI, 2; *Ācārāṅga*, pt. ii., *Adhyayana* III, 2, and *Kalpa-Sūtra, sūt.* 130, etc.

4. See *Digha Nikāya*, i., p. 57; *Buddhism in Translations* (Har. Or. Series), iii., pp. 224, 342-343, 469, 484, etc.; *Mahā Parinibbāṇa Sutta*, chap. v., 267, etc. *Cf.* Rhys Davids, *S.B.E.*, iii., p. 166.

5. शाक्योपाध्यायार्हतनिर्ग्रन्थनिमित्त . . . etc.—Varāhamihira, *Bṛhat-Saṁhitā, Adhyayana* LI, v. 21: In "Varāhamihira's (sixth century) *Bṛhat Saṁhitā*, lx. 19 (ed. Kern), *Nagna* 'Naked,' is the official designation of a Jaina *Yati.*"—Barth, *op. cit.*, p. 145.

6. निर्ग्रन्थो भिक्षुः . . . etc.—Hemacandra, *Abhidhānacintāmaṇi*, v. 76.

7. विवसनसमय . . . etc.—Pansikar, *Brahmasūtra-Bhāshya*, p. 252 (2nd ed).

8. Bühler, *E. I.*, ii., p. 272.

9. See *Aṅguttara Nikāya*, iii., 74; *Mahāvagga*, vi., 31, etc.

10. "Among the religious sects of non-Buddhistic persuasion are the *Nirgranthas* or

ભ૦ મહાવીરનો વિચાર કરતાં આપણને જણાય છે કે તેમના પિતા સિદ્ધાર્થ કાશ્યપ ગોત્રના હતા; જે જ્ઞાતૃ ક્ષત્રિય જાતિનું ગોત્ર ગણાતું.[1] આજ કારણથી ભ૦ મહાવીર પોતાની હયાતીમાં જ્ઞાતૃપુત્રના નામથીજ ઓળખાતા હતા.[2] હવે પાલી ભાષામાં નાતનો સમાનાર્થી શબ્દ જ્ઞાતિ છે અને તેથી જ્ઞાતૃપુત્ર નાતપુત્તની બરાબર છે; જે કલ્પસૂત્ર અને ઉત્તરાધ્યયન સૂત્રમાં મહાવીર માટે વપરાયેલા નાયપુત્ત બિરુદને વધારે મળતું આવે છે.[3] આ પ્રમાણે નિગંઠનાથ, નિગંઠનાતપુત્ત અને નાતપુત્તના ઇલ્કાબો માત્ર મહાવીર સિવાય બીજાને લાગુ પડતા નથી. ડૉ. બ્હુલર કહે છે કે "જૈનોના મુખ્ય સ્થાપકનું ખરેખરૂં નામ શોધવાનો યશ પ્રો. યાકોબી અને મને છે. જ્ઞાતૃપુત્ત શબ્દ જૈન અને ઉત્તરીય બૌદ્ધ સાહિત્યમાં આવે છે. પાલીમાં નાતપુત્ત છે અને જૈન પ્રાકૃતમાં નાયપુત્ત છે. જ્ઞાત અથવા જ્ઞાતિ રજપૂત જાતિનું નામ જણાય છે, જેમાંથી નિર્ગ્રંથ ઉતરી આવ્યા છે."[4]

વળી બૌદ્ધશાસ્ત્ર પર આવતાં સામઞ્ઞફલસુત્ત નામના જૂના સિંહલી **Singalese** શાસ્ત્રમાં નિગંઠનાતપુત્તનું મૃત્યુ પાવામાં થયાનો ઉલ્લેખ મળી આવે છે.[5] વિશેષમાં નિગંઠોના સિદ્ધાંતો, બૌદ્ધ સૂત્રોમાં આવતા હોવાથી જૈનો અને નિગંઠોની સામ્યતા સિદ્ધ થાય છે. "નિગંઠનાતપુત્ત સર્વ વસ્તુ જાણે છે અને જુએ છે, સંપૂર્ણ જ્ઞાન અને દર્શન ધરાવે છે. તપશ્ચર્યાથી કર્મોનો નાશ અને ક્રિયાથી નવાં કર્મોનો અટકાવ શીખવે છે; જ્યારે કર્મનો નાશ થાય છે ત્યારે બધું બંધ થાય છે."[6] આવા અનેક ઉલ્લેખો મહાવીર અને તેમના સિદ્ધાંતો સંબંધી બૌદ્ધોના જૂના ગ્રંથોમાં મળી આવે છે; પણ આપણે તેમાંના એકનો વધારે વિચાર કરીશું. જે પાર્શ્વનાથ સુધીના ઇતિહાસના સંશોધન માટે આપણને અતિ ઉપયોગી થઈ પડે તેમ છે.

સામઞ્ઞફલ સુત્તમાં નાતપુત્તના સિદ્ધાંતોનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે: ચાતુયામ—સંવર—સંવુતો જેને ડૉ૦ યાકોબી જૈન સંજ્ઞા ચાતુર્યામ વિશેનો ઉલ્લેખ માને છે. એ વિદ્વાન કહે છે કે "મહાવીરના પુરોગામી પાર્શ્વનાથના સિદ્ધાંતને માટે આ સંજ્ઞાનો

Jainas, the adversaries whom Ashvaghosha detests with greater virulence than Brahmans." —Nariman, *Sanskrit Buddhism*, p. 199 (2nd ed.) ; see also Mitra, *The Sanskrit Buddhist Literature in Nepal*, p. 11.

1. नायकुलचन्दे, cf. *Kalpa-Sūtra*, *sūt.* 110 ; see also *ibid.*, *sūt.* 2o, etc. ; *Ācārāṅga-Sūtra*, pt. iii. *Adhyayana* XV, 4.

2. *Ibid.*, pt. i., VII, 12, and VIII, 9.

3. Jacobi, *Kalpa-Sūtra*, Int., p. 6.

4. Bühler, *I.A.*, vii., p. 143, n. 5. See also: "We owe to Professor Jacobi the suggestion, which is undoubtedly correct, that the teacher, who is thus styled in the sacred books of the Buddhists, is identical with Mahāvira," etc.—*C.H.I.*, i., p. 160.

5. *Z.D.M.G.* xxxiv., p. 749. *Cf.* Bühler, *The Indian Sect of the Jainas*, p. 34.

6. *Aṅguttara Nikāya*, iii., 74. Cf. *S.B.E.*, xlv., p. xv.

ઉપયોગ કરવામાં આવ્યો છે કે જેથી મહાવીરના સુધરેલા સિદ્ધાંત પઞ્ચયામ ધર્મથી તે જુદું સમજી શકાય."[1]

ડૉ૦ યાકોબીનું આ મન્તવ્ય સમજવા માટે આપણે પહેલાં એ જાણવું જરૂરનું છે કે પાર્શ્વનાથના મૂળ ધર્મમાં તેના અનુયાયીઓ માટે ચાર મહાન વ્રતો નિયત કર્યાં હતાં જે નીચે પ્રમાણે છેઃ અહિંસા, સત્ય, અસ્તેય (અચૌર્ય) અને અપરિગ્રહ (અનાવશ્યક બધી વસ્તુઓનો ત્યાગ). સુધારક મહાવીરે જોયું કે જે સમાજમાં તે વિચરતા હતા તેમાં પાર્શ્વનાથના અપરિગ્રહ વ્રતથી તદ્દન જુદું બ્રહ્મચર્ય એટલે શિયળ વ્રત જુદા વ્રત તરીકે ઉમેરવું જોઈશે.[2]

જૈન ધર્મમાં મહાવીરે કરેલા આ સુધારા સંબંધમાં ડૉ૦ યાકોબી કહે છે કે "પાર્શ્વનાથ અને મહાવીરના સમય દરમિયાન સાધુસંસ્થામાં ચારિત્ર્યની શિથિલતા આવી હોય એમ આ સુધારા પરથી માની શકાય છે. છેલ્લા બે તીર્થંકરો વચ્ચે સમયનું પૂરતું અંતર પડી ગયું હતું એવી ખાત્રી હોય તોજ આ સંભવિત છે; અને પાર્શ્વનાથ પછી મહાવીર ૨૫૦ વર્ષે આવ્યા એ માન્યતાનું આ કથન સમર્થન કરે છે."[3]

આ રીતે બૌદ્ધ ગ્રંથોમાંથી પાર્શ્વનાથનું જીવન ઐતિહાસિક દૃષ્ટિએ નક્કી કરવા માટે સપ્રમાણ સાબિતીઓ આપણને મળી આવે છે; આ ઉપરાંત જ્યારે આપણે બૌદ્ધ શાસ્ત્રોમાં મળી આવતા નાતપુત્ત અને તેના તત્ત્વજ્ઞાન વિષેનાં આ બધાં અનુમાનોનો વિચાર કરીએ છીએ ત્યારે એક વાત બહુજ વિચિત્ર લાગે છે; અને તે એ છે કે હરિફ ધર્મનાં શાસ્ત્રોમાં પોતાને માટે આટ આટલાં ખંડનો તેમજ ઉલ્લેખો હોવા છતાં જૈનો પોતાના પ્રતિપક્ષી માટે મૌન છે. આ ઉપરથી જોઈ શકાય છે કે નિર્ગ્રંથોને બૌદ્ધો એક ઉપયોગી જાતિ માનતા હતા; છતાં નિર્ગ્રંથોએ બંધુધર્મનો ઉલ્લેખ આવશ્યક માન્યો નથી. બૌદ્ધ અને જૈન સાહિત્યના આ વિચિત્ર સંબંધો બુદ્ધ અને મહાવીર પૂર્વે ઘણા સમય પહેલાં જૈન ધર્મનું અસ્તિત્વ હતું એમ સાબિત કરવા માટે પૂરતાં છે.

ડૉ૦ યાકોબી જણાવે છે કે "નિર્ગ્રંથોનો ઉલ્લેખ બૌદ્ધોએ અનેક વાર કર્યો છે અને પિટકોના જૂનામાં જૂના ભાગમાં પણ એ મળી આવે છે; પણ પ્રાચીન જૈન સૂત્રમાં ક્યાંયે બૌદ્ધો વિષે સ્પષ્ટ ઉલ્લેખ થયેલો હજી સુધી મારા જોવામાં આવ્યો નથી. જો કે તેમાં જમાલિ, ગોશાલ અને બીજા પાખંડીઓ વિષેનાં લાંબાં કથાનકો મળી આવે છે. પછીના સમયમાં બંને જાતિ પરસ્પર જે સંબંધ ધરાવે છે તેનાથી આ તદ્દન વિપરીત સ્થિતિ હોવાના કારણે તેમજ બંને ધર્મના સમકાલીન પ્રારંભ વિષેની આપણી કલ્પના પરસ્પર વિરોધદર્શક હોવાથી આપણે એ અનુમાન પર આવવું પડે છે કે નિર્ગ્રંથ જાતિ બુદ્ધના વખતની નવી

1. Jacobi, *I. A.* ix., p. 160.

2. व्रतानि ... पञ्चव्रतानि ... etc.—See *Kalpa-Sūtra, Subodhikā-Ṭikā*, p. 3.

3. Jacobi, *S. B. E.*, xlv., pp. 122-123.

સ્થપાયેલી નથી. પિટકોનો પણ આજ મત છે; કારણ કે તેમાં વિરોધદર્શક સૂચન ક્યાંયે મળી આવતું નથી."[1]

બૌદ્ધ શાસ્ત્રના આ બધા ઉલ્લેખોનો અભ્યાસ કર્યા પછી કોઇએ એમ અનુમાન કરી લેવાનું નથી કે હિંદુ શાસ્ત્ર અને કથાનકોને જૈન ધર્મ વિષે કાંઈ કહેવાનું નથી. જો કે તે મહાવીર અને તેના સમય પછીના જણાય છે છતાં બૌદ્ધ શાસ્ત્રો કરતાં તે એક પગલું આગળ જાય છે. આશ્ચર્યની વાત તો એ છે કે ઋષભદેવ આ યુગના પ્રથમ જિન થઈ ગયા છે. એ જૈનોની માન્યતાને હિંદુ શાસ્ત્રો લગભગ ટેકો આપે છે.

વિષ્ણુપુરાણ પરથી આપણે જાણી શકીએ છીએ કે બ્રાહ્મણો પણ કોઈ એક ઋષભને માને છે કે જેનું જીવન થોડું ઘણું જિન ઋષભદેવને મળતું આવે છે.[2] ભાગવત પુરાણમાં પણ તેમના જીવનનું વિસ્તૃત વર્ણન મળી આવે છે, જેના ઉપરથી માન્યા સિવાય ચાલે તેમ નથી કે જૈનોના પહેલા તીર્થંકર તેઓજ હશે. વિલ્સનના વિષ્ણુપુરાણમાં ભાગવત પુરાણ પરની નોંધમાં લખ્યું છે કે "આ પુસ્તકમાં ઋષભદેવની ભક્તિ વિષે વિસ્તૃત વર્ણન મળી આવે છે; તેમજ ઝીણામાં ઝીણી બાબતો વિષેના તેમાં મળી આવતા પ્રસંગો બીજા એકે પુરાણમાં મળી શકતા નથી. આમાં ઋષભદેવના ભ્રમણના પ્રસંગો બહુજ સુંદર રીતે આપ્યા છે. જે કોંક, વેંકાટ, કુટક, અને દક્ષિણ કર્ણાટક અથવા દ્વિપકલ્પનો પશ્ચિમ વિભાગ જણાય છે અને તે દેશના લોકોએ જૈન ધર્મ સ્વીકાર્યાનો ઉલ્લેખ છે."[3]

બીજા તીર્થંકરોમાં પાંચમા તીર્થંકર સુમતિનાથ, ભરતના પુત્ર સુમતિ હોવાનું સંભવે છે; જેના વિષે ભાગવતમાં કહ્યું છે કે "તે કેટલાક નાસ્તિકોથી દેવ તરીકે પૂજાશે." આ ઉપરાંત "બાવીસમા તીર્થંકર અરિષ્ટનેમિ ઉગ્રસેનની પુત્રી રાજિમતીને લીધે શ્રી૰ કૃષ્ણની કથા સાથે સંબંધ ધરાવે છે."[4] વિષ્ણુપુરાણ અને ભાગવતપુરાણના આ બધા ઉલ્લેખો પરથી ડૉ. યાકોબી લખે છે કે "આ કથાનકો કેટલેક અંશે ઐતિહાસિક હોય તેમ જણાય છે; જે ઋષભદેવને પહેલા તીર્થંકર સાબીત કરે છે."[5] આમ છતાં આપણે ભૂલવું ન જોઈએ કે કેટલાક વિદ્વાનોની દૃષ્ટિએ આ પુરાણો પાછળના કાળનાં છે અને તેથી તેઓના પ્રમાણ પર પૂરતો વિશ્વાસ મૂકી શકાય નહિ.[6]

1. Jacobi, *I. A.*, ix., p. 161.

2. Nābhi had by his queen Maru the magnanimous Ṛshabha, and he had a hundred sons, the eldest of whom was Bharata. Having ruled with equity and wisdom, and celebrated many sacrificial rites, he resigned the sovereignty of the earth to the heroic Bharata, etc.—*Cf.* Wilson, *Vishṇu-Purāṇa*, p. 163.

3. *Ibid.*, p. 164 n.

4. Jacobi, *op. cit.*, p. 163. See also "Neminātha, an uncle to Kṛishṇa and the twenty-second Tirthaṅkara of the Jainas." etc.—*Cf.* Mazumdar, *op. cit.*, p. 551.

5. Jacobi, *op.* and *loc.*, *cit.*

6. *Cf.* Wilson, *op. cit.*, i., pp. 328–329.

બીજી બાજુએ સ્મિથ અને બીજા વિદ્વાનો પુરાણના ઉલ્લેખોને પ્રમાણ રહિત માનવાને તૈયાર નથી.[1]

તીર્થંકરોની વાત બાજુએ રાખીએ તો પણ હિંદુ ધર્મના એક પ્રાચીનમાં પ્રાચીન સૂત્રમાં જૈન તત્ત્વજ્ઞાન વિષેનો ઉલ્લેખ મળી આવે છે. બ્રહ્મસૂત્ર જે તેલંગ[2] અને બીજાના અભિપ્રાય પ્રમાણે ઈ. સ. પૂર્વે ચોથી સદીનો પ્રાચીન ગ્રંથ મનાય છે તેમાં જૈન સ્યાદ્વાદ અને આત્મા વિષેની જૈન ધર્મની માન્યતાનું ખંડન આવે છે.[3] આ ઉપરાંત મહાભારત, મનુસ્મૃતિ, શિવસહસ્ર, તૈત્તિરીય-આરણ્યક, યજુર્વેદ સંહિતા અને બીજાં હિંદુશાસ્ત્રોમાં જૈન ધર્મ સંબંધી બીજા ઘણા ઉલ્લેખો મળી આવે છે; પણ અહિંયા આપણે તે વિષે વિસ્તાર કરવાની આવશ્યકતા નથી.[4]

છેવટે પ્રાચીન અને પવિત્ર જૈન સૂત્રો તેમજ આધુનિક સુપ્રસિદ્ધ વિદ્વાનો પાર્શ્વનાથ અને તેના પુરોગામીઓની ઐતિહાસિકતા વિષે શું કહે છે તેનો આપણે વિચાર કરીશું. જૈન સાહિત્યના કોઈ પણ વિભાગનો વિચાર કર્યા પહેલાં તે સમયની રૂપરેખા ઉપરથી આ વિષય સંબંધી કેટલુંક મળી શકે તેમ છે તે જોઈએ. ડૉ૦ જાર્લ શાર્પેન્ટિયર કહે છે કે "ખરી વસ્તુસ્થિતિનો વિચાર કરીએ તો શાસ્ત્રનો મૂળભાગ મહાવીર અને તેની નજદીકના અનુગામીઓથી ઉત્પન્ન થયો છે તે વાત વિશ્વસ્ત માની શકાય તેમ છે."[5] પણ જૈનો આથી એક પગલું આગળ વધે છે. તેઓની માન્યતા પ્રમાણે પૂર્વો પ્રથમ તીર્થંકર ઋષભદેવના સમયના પ્રાચીનમાં પ્રાચીન પવિત્ર સૂત્રો છે. આ ઉપરાંત એક અતિ મહત્વની વાત કે જેને પ્રો૦ યાકોબી સત્ય હોવાનું માને છે તે એ છે કે પૂર્વો મહાવીરે પોતે ઉપદેશ્યાં છે અને પછી તેના ગણધરોએ અંગોની રચના કરી છે.[6]

આથી એ વાત સ્પષ્ટ થાય છે કે મહાવીર અને તેના ગણધરો જે તેના અનુયાયીઓ ગણાય તે આગમ સાહિત્યના કર્ત્તા છે. જ્યારે આપણે કહીએ છીએ કે મહાવીર કર્ત્તા હતા ત્યારે તેનો અર્થ એ નથી કે શાસ્ત્રો તેમણેજ લખ્યાં છે પણ જે રચના થઈ છે તે તેમના ઉપદેશો પરથી થઈ છે. "કારણ કે હિંદુસ્તાનમાં કર્તૃત્વ મુખ્યત્વે વસ્તુ ઉપરથી ગણાતું; શબ્દો ગમે તેના હોય, પણ તેનો ભાવ સમાન હોવો જોઈએ."[7] આ ઉપરાંત જૈન સાહિત્યની કેટલીક વિશેષતાઓ ઉપરથી આપણે જોઈ

1. "Modern European writers have been inclined to disparage unduly the authority of the *Purāṇic* lists, but closer study finds in them much genuine and valuable historical tradition."—*Cf.* Smith, *Early History of India*, p. 12 ( 4th ed. ).

2. *S. B. E.*, viii., p. 32. "*Nyāya-Darśana* and *Brahma-Sūtra* ( *Vedānta* ) were composed between A. D. 200 and 450."—Jacobi. Cf. *J. A. O. S.*, xxxi., p. 29.

3. *Cf.* Pansikar, *op. cit.*, p. 252.

4. Hiralal, H., *Ancient History of the Jaina Religion*, pt. ii., pp. 85-89.

5. Charpentier, *op. cit.*, p. 12.

6. Jacobi, *S. B. E.*, xxii., Int., p. 45.

7. Jacobi, *Kalpa-Sūtra*, p. 15.

શકીએ છીએ કે ધર્મની માફક સાહિત્ય પણ વર્ધમાન અને તેમના પહેલાના સમયનું ગણી શકાય. તે ગમે તે હોય, અહીં આપણે તેમાંની એક પણ લાક્ષણિકતાનો નિર્દેશ કરવાના નથી, પણ "જૈન સાહિત્ય"ના જુદાજ પ્રકરણમાં તે વિષે સંપૂર્ણ વિચાર કરીશું.

હવે જ્યારે જૈન શાસ્ત્રોમાં પાર્શ્વનાથ સંબંધી થોડે ઘણે અંશે સર્વમાન્ય પ્રમાણ મળી આવે છે ત્યારે તેની સપ્રમાણતા વિષે શંકા લાવવાનું કાંઈ કારણ રહેતું નથી. દૃષ્ટાંત તરીકે ભદ્રબાહુના સમયનું કલ્પસૂત્ર જુઓ; તેમાં જૈનોના બધા તીર્થંકરોનું વર્ણન છે. તેમાં આપેલા શ્રી૦ પાર્શ્વ અને શ્રી૦ મહાવીરના ધર્મના ઉલ્લેખ વિષે આપણે આગળ કહી ગયા છીએ. વળી ભગવતીસૂત્રનો ભાગ અતિ ઉપયોગી છે, જેમાં પાર્શ્વનાથના અનુયાયી કાલાસવેસિયપુત્ત અને મહાવીરના કોઈ શિષ્ય વચ્ચે થયેલા વિવાદનું વર્ણન આવે છે; અને "ફરજિયાત પ્રાયશ્ચિત રૂપે ચાર વ્રતોને બદલે પાંચ વ્રતો ગ્રહણ કરીને"[1] સાથે રહેવાની આજ્ઞા માંગવાના કાલાસના પ્રસંગથી તે ભાગ પૂરો થાય છે. શિલાંકની આચારાંગની ટીકામાં શ્રી૦ પાર્શ્વના અનુયાયીઓના ચાતુર્યામ અને શ્રી૦ વર્ધમાનના તીર્થના પઞ્ચયામ વચ્ચે એટલોજ તફાવત બતાવવામાં આવ્યો છે.[2]

ઉત્તરાધ્યયનસૂત્રમાં પણ એજ વાત કહેવામાં આવી છે. તેમાં કહ્યું છે કે પાર્શ્વનાથના એક શિષ્ય મહાવીરના એક શિષ્યને મળ્યા અને તેઓએ મહાવીરના પ્રવર્તાવેલા ધર્મ તેમજ શ્રી૦ પાર્શ્વના જુના ધર્મનો સમન્વય કર્યો. આ ઉપરથી જોઈ શકાય છે કે શ્રી૦ પાર્શ્વ એક ઐતિહાસિક પુરુષ થઈ ગયા છે.[3]

આધુનિક વિદ્વાનોમાં જોઇએ તો આપણને જણાશે કે પાર્શ્વનાથના જીવનની ઐતિહાસિકતા વિષે સર્વમાન્ય સંમતિ છે. જૂના જમાનાના યુરોપીય સંસ્કૃત વિદ્વાનોમાંના કેટલાકનો અભિપ્રાય જોતાં જણાય છે કે કોલબ્રૂક,[4] સ્ટીવન્સન,[5] અને એડવર્ડ થોમસ[6] નિશ્ચયપૂર્વક માનતા હતા કે જૈન ધર્મ નાતપુત્ત અને શાકયપુત્ત કરતાં પણ જૂનો છે. કોલબ્રૂક કહે છે કે: "પાર્શ્વનાથ જૈન ધર્મના સ્થાપક હતા એમ હું માનું છું; અને મહાવીર તથા તેના શિષ્ય સુધર્માએ જૈન ધર્મનો પુનરુદ્ધાર કરીને તેને સંપૂર્ણ રીતે વ્યવસ્થિત કર્યો છે. મહાવીર અને તેના પુરોગામી પાર્શ્વનાથ બંનેને સુધર્મા તથા તેના અનુયાયીઓ તીર્થંકર (જિન) તરીકે પૂજતા હતા અને આજના જૈનો પણ એવીજ રીતે પૂજે છે."[7]

1. तए णं से कालासवेसियपुत्ते अणगारे थेरे भगवंतो वंदइ नमंसइ २ (त्ता) एवं वदासी—इच्छामि णं भंते ! तुब्भं...—Cf. *Bhagavatī-Sūtra, Śataka* I, *sūt.* 76. *Cf.* also Weber, *Fragment der Bhagavatī*, p. 185.

2. स एव चतुर्यामभेदाश्चतुर्धा, etc.—Cf. *Ācārāṅga-Sūtra, Śrutaskandha* II, vv. 12-13, p. 320.

3. Dasgupta, *History of Indian Philosophy*, I., p. 169. *Cf.* also तओ केसिं बुवन्तं तु गोयमो इणमब्बवी...—*Uttarādhyayana Sūtra, Adhyayana* XXIII, v. 25.

4. Colebrooke, *op. cit.*, ii.. p. 317.

5. Stevenson ( Rev. ), *op.* and *loc. cit.*

6. Thomas ( Edward ), *op. cit.*, p. 6.

7. Colebrooke, *op.* and *loc. cit.*

બીજી તરફ ડૉ૦ બ્હુલર[૧] અને ડૉ૦ યાકોબી[૨] જેવા કેટલાક જર્મન વિદ્વાનોએ, એચ. એચ. વિલ્સન,[૩] લેસન[૪] અને બીજાઓએ આગળ ધરેલી દલીલોનું ખંડન કર્યું છે. ડૉ૦ યાકોબી કહે છે કે "મહાવીરના સુધારા પહેલાના જૈન ધર્મ વિષેની કેટલીક વિગતો એટલી બધી ચોક્કસ છે કે તે વિશ્વસ્ત આધાર પરથી લીધેલી હોવાનું માન્યા સિવાય ચાલી શકે તેમ નથીજ; અને તેથી આપણું અનુમાન સાચું છે કે મહાવીર પહેલાં નિર્ગ્રંથો અસ્તિત્વમાં હતા; હવે પછીના ભાગમાં આપણે આ વિષે યોગ્ય દલીલોથી પ્રકાશ પાડીશું."[૫]

આપણા સમયનો વિચાર કરીએ તો ડૉ૦ બેલ્વેલકર,[૬] ડૉ૦ દાસગુપ્ત[૭] અને ડૉ૦ રાધાકૃષ્ણ[૮] જે ભારતીય તત્ત્વજ્ઞાનના ત્રણ મહાન લેખકો છે તેમજ શાર્પેન્ટિયર,[૯] ગેરિનોટ,[૧૦] મઝમુદાર,[૧૧] ફ્રેઝર,[૧૨] ઇલિયટ,[૧૩] પુસિન[૧૪] અને એવા બીજા ઇતિહાસવેત્તા અને પંડિતો બધા એકજ મત ધરાવે છે. ડૉ૦ બેલ્વેલકર જણાવે છે કે "સાંખ્ય, વેદાંત અને બૌદ્ધ જેવાં વધારે બહાર આવેલાં આધ્યાત્મિક દર્શનો અને જૈન ધર્મને સમકાલીન મૂળધર્મ તરીકે ગણવામાં નીતિશાસ્ત્ર અને આત્મવિદ્યાની દૃષ્ટિએ એને યોગ્ય ન્યાય મળ્યો નથી. તેનું કારણ એ જણાય છે કે મહાવીરે પોતાના દર્શનનું અસ્તિત્વ પ્રાચીન પુરૂષો પાસેથી વારસામાં મેળવ્યું હતું અને તેમણે પછીની પ્રજાને લગભગ તેમનું તેમ આપ્યું હતું."[૧૫]

ઉત્તરાધ્યયન સૂત્રની વિદ્વત્તાભરી પ્રસ્તાવનામાં ડૉ૦ શાર્પેન્ટિયર લખે છે કે "આપણે એ પણ યાદ રાખવું જોઇએ કે જૈન ધર્મ મહાવીર કરતાં જરૂર પ્રાચીન છે, તેમના પ્રસિદ્ધ પુરોગામી પાર્શ્વનાથ ઐતિહાસિક પુરૂષ થઈ ગયા છે અને તેથી મૂળ સિદ્ધાંત મહાવીરના પહેલાં ઘણા સમયે રચાયાનું સાબિત થાય છે."[૧૬] છેવટનો પણ અતિ મહત્ત્વનો ઉલ્લેખ ડૉ૦ ગેરિનોટનો છે તે એ છે કે "પાર્શ્વનાથ ઐતિહાસિક વ્યકિત થઈ ગયા છે તેમાં શંકા છેજ નહિ. જૈન માન્યતા પ્રમાણે તે સો વર્ષ જીવ્યા હોવા જોઇએ અને મહાવીર પહેલાં અઢીસો વર્ષે તેમનું નિર્વાણ થયું જણાય છે; અને તેથી તેમનો સમય ઇ. સ. પૂર્વે આઠમી સદીનો ગણી શકાય. મહાવીરના માતપિતા પાર્શ્વનાથના ધર્મના અનુયાયી હતા."[૧૭]

1. Bühler, *The Indian Sect of the Jainas*, p. 32.
2. Jacobi, *S.B.E.*, xlv., p. xxi.
3. Wilson, *op. cit.*, i., p. 334.
4. Lassen, *I. A.*, ii., p. 197.
5. Jacobi, *I. A.*, ix., p. 160.
6. Belvalkar, *The Brahma-Sūtras*, p. 106.
7. Dasgupta, *op. cit.*, p. 173.
8. Radhakrishnan, *op. cit.*, p. 281.
9. Charpentier, *C. H. I.*, i., p. 153.
10. Guèrinot, *Bibliographie Jaina*, Int., p. xi.
11. Mazumdar, *op. cit.*, pp. 262 ff.
12. Frazer, *Literary History of India*, p. 128.
13. Elliot, *Hinduism and Buddhism*, i., p. 110.
14. Poussin, *The Way to Nirvāṇa*, p. 67.
15. Belvalkar, *op. cit.*, p. 107.
16. Charpentier, *Uttarādhyayana*, Int., p. 21.
17. Guèrinot, *op.* and *loc. cit.*

મહાવીર પહેલાંના તીર્થંકર કે તીર્થંકરોની વિદ્યમાનતા વિષે આટલી બધી અગણિત સાબિતીઓ પરથી આપણુને ઐતિહાસિક દૃષ્ટિએ કહ્યા સિવાય ચાલે તેમ નથી કે આધુનિક સંશોધન પાર્શ્વનાથના સમય સુધી જાય છે. બીજા તીર્થંકરો માટે ડૉ૦ મઝુમદારનો અભિપ્રાય અમે સપ્રમાણુ ગણુતા નથી જે જૈન કથાનકોની અવગણુના વહોરી લેવાના જોખમે પણુ કહે છે કે જૈનોના પહેલા તીર્થંકર ઋષભદેવ “ બિથૂરમાં વૈરાજ વંશના રાજા હતા ( ઇ. સ. પૂર્વે ૨૯ મી સદી ) ”[૧]. અન્તે અમે ડૉ. યાકોબીના શબ્દોમાં જણાવીશું કે “ જૈન ધર્મની પ્રાક્ઐતિહાસિક સમાલોચનાની થોડી ઘણી ઝાંખી થવા સાથે અમે અમારૂં સંશોધન કાર્ય અહીં પુરૂં કરીએ છીએ; છેલ્લું દૃષ્ટિબિંદુ જે અમે જોઈ શકીએ છીએ તે પાર્શ્વનાથ છે, તેમની પહેલાનું સર્વસ્વ કલ્પિત કથાનકો અને માન્યતાઓના ગર્ભમાં અદૃશ્ય થઈ ગયું જણાય છે. ”[૨]

1. Mazumdar, *op.* and *loc. cit.*

2. Jacobi, *op. cit.*, p. 163.

જૈનોના ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ (મથુરા)

કોપીરાઈટ સ્વાધીન—આરક્યોલોજીકલ
સર્વે ઑફ ઇન્ડિયા.

# પ્રકરણ ૨

## મહાવીર અને તેમનો સમય

૧

ગત પ્રકરણમાં આપણે મહાવીરના પુરોગામી પાર્શ્વનાથ વિષે વિચાર કર્યો. જૈન સૂત્રો સિવાય અન્ય સાહિત્ય તેમના વિષે કાંઈ માહિતી આપી શકે તેમ નથી. બૌદ્ધ સાહિત્યમાંથી આપણને તેમના ચાતુર્યામ ધર્મ સંબંધી કાંઇક હકીકત મળી છે. તે સિવાય તેમના વિષે આપણે જે જાણી શકીએ છીએ તે બધું તો માત્ર જૈન શાસ્ત્રો દ્વારાજ. આથી ઇતિહાસવેત્તાઓ તથા અન્ય વિદ્વાનો જે તેમના વિષે કાંઈ પણ કહે છે તે બધાનો મૂળ આધાર તો તેજ છે.

પાર્શ્વનાથ વિષે જૈનો જે કહે છે તે બધું અહીં રજૂ કરવાની જરૂર નથી; કારણ કે છેલ્લા બે તીર્થંકરના સમયનો ઈતિહાસ આલેખવો શકય નથી. તેનાં બે કારણો છે. પ્રથમ તો આપણે તેમના વિષે જે કાંઈ જાણીએ છીએ તે માન્યતાના આધારે છે અને બીજું આમાં પણ કેટલુંક પરસ્પર વિરોધી છે. પરંતુ એટલુંજ કહેવું પૂરતું છે કે પાર્શ્વનાથ બનારસના રાજા અશ્વસેનના પુત્ર હતા અને તેમની માતાનું નામ વામાદેવી હતું.[1] આ ઉપરાંત જૈન માન્યતા પ્રમાણે ૧૬,૦૦૦ સાધુઓ, ૩૮,૦૦૦ સાધ્વીઓ, ૧,૬૪,૦૦૦ શ્રાવકો, અને ૩,૨૭,૦૦૦ શ્રાવિકાઓ તેમના અનુયાયી હતા.[2] પાર્શ્વનાથ ૧૦૦ વર્ષ જીવ્યાનું કહેવાય છે. જેમાંનાં ૭૦ વર્ષ તેમણે નિર્વાણ પ્રાપ્તિ પાછળ ગાળ્યાં હતાં.[3]

જૈન માન્યતા પ્રમાણે મહાવીર તેના પુરોગામી પછી આસરે ૨૫૦ વર્ષે થયા.[4] મહાવીરના જન્મ અને અસ્તિત્વનો ભારતીય ઇતિહાસનો સમય બુદ્ધિવાદી યુગ ગણાય છે. આ સમય બાબત વિદ્વાનો એક મત નથી, પરંતુ સામાન્ય દૃષ્ટિએ ઇ. સ. પૂ. ૧૦૦૦ થી ઇ. સ. પૂ. ૨૦૦ દરમિયાનનો સમય ગણી શકાય.[5] ભારતના રાષ્ટ્રીય ઇતિહાસમાં વર્ણવેલી લડાયક પ્રજાનો જમાનો વહી ગયો હતો. ગંગા પ્રદેશના કૌરવ, પાંચાલ, કોસલ

1 *Kalpa-Sūtra, sūt.* 150 ; see also अवातरद्वामास्वामिन्या उदरे . . . etc.—Hemacandra, *Trishashṭi-Śalākā, Parva* IX, v. 23, p. 196 ; Charpentier, *C. H. I.*, i., p, 154.

2 *Kalpa-Sūtra, sūt.* 161-164.

3 *Ibid., sūt.* 168 ; see also सप्ततिर्व्रतपालने । इत्यायुर्वत्सरशतं . . . etc.—Hemacandra, *op. cit.*, v. 318, p. 219 ; Mazumdar, *op. cit.*, p. 551.

4 श्रीपार्श्वनिर्वाणात् पञ्चाशदधिकवर्षशतद्वयेन श्रीवीरनिर्वाणं.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, p. 132. " As he is said to have died 250 years before the death of Mahāvira, he may probably have lived in the 8th century B. C. "—*C. H. I.*, i., p. 153.

5 *Cf.* Dutt, *op. cit.* (Contents) ; Mazumdar, *op. cit.* (Contents).

અને વિદેહો હતા ન હતા થઈ ગયા હતા. આજ અરસામાં ગંગાના પ્રદેશમાંથી આર્યો બહાર નીકળી આવ્યા અને તેમણે ભારતના છેક દક્ષિણ પ્રદેશો સુધી હિંદુરાજ્યો સ્થાપ્યાં અને પોતાનાં નવાં રાજ્યોમાં પોતાની જ્વલંત સંસ્કૃતિનો પ્રચાર કર્યો.

આ સમય ભારતમાં ધર્મોના ઉત્કર્ષ માટે પ્રસિદ્ધ છે. "ચૌદ ચૌદ સદીઓથી જે પ્રાચીન ધર્મનું આર્ય લોકો પાલન અને પ્રચાર કરતા આવ્યા હતા તે વિવિધ રૂપે વિકૃત થઈ ગયો હતો".[1] તેમજ એક ભારે પરિવર્તનના મંડાણ જોવાનું ભારતના ભાગ્યમાં હતું. ભલે પછી તે સારા માટે હો કે નરસા માટે, પરંતુ ભારતને હિંદુધર્મમાં ભારે ક્રાંતિ જોવાનું નિર્માયેલું હતું. "ધર્મના ખરા સ્વરૂપને બદલે માત્ર રૂપાંતર જોવામાં આવતું હતું. ઉત્તમોત્તમ મનાતા સામાજિક અને નૈતિક નિયમો જાતિભેદના સડેલા તફાવતથી, બ્રાહ્મણોના ખાસ હકોથી અને શૂદ્રો માટેના ઘાતક નિયમોથી છિન્નભિન્ન થઈ ગયા હતા. આવા ખાસ પ્રતિબંધક હકો બ્રાહ્મણોને પણ સુધારી શકે તેમ ન હોતું; એક કોમ તરીકે તેઓ લોભી, લાલચુ, અજ્ઞાન અને દંભી બન્યા હતા, તે એટલે સુધી કે બ્રાહ્મણસૂત્રકારોને પણ બહુજ સખ્ત શબ્દોમાં આ બદીને વખોડી કાઢવી પડી હતી."[2]

આર્ય લોકોમાં ગુરુસંસ્થા પાછળથી ઘુસી ગયેલી તે તો નિર્વિવાદ છે. જોકે ઋગ્વેદ[3] કે જે આર્ય સંસ્કૃતિનો પ્રાચીનતમ ગ્રંથ છે તેમાં બ્રાહ્મણ શબ્દ વપરાયો છે, પરંતુ તેનો અર્થ "ધાર્મિક ગીતોના ગાનારાઓ" એમ થાય છે.[4] આ સમયમાં તેઓ ધાર્મિક ક્રિયાકાંડ કરાવનાર તરીકે ઓળખાવા લાગ્યા; જેમ સમય જતો ગયો તેમ આ કાર્યનો અધિકાર વંશપરંપરાગત ગણાવા લાગ્યો અને ધીમે ધીમે તેમનો દરજ્જો ઉચ્ચ મનાતો ગયો.[5] તેમના દંભ વધતા ચાલ્યા, પરંતુ હજી તેઓ પોતાની જુદી જાતિ બનાવી શકયા ન હતા. ઇરાનીઓથી છુટા પડ્યા પછી સિંધુ નદીના મુખ પાસેની સાત નદીઓ કે જ્યાં તેઓ શરૂઆતમાં વસ્યા હતા ત્યાંથી આર્યો આગળ વધ્યા ન હતા, ત્યાં સુધી આ સ્થિતિ હતી.[6] પરંતુ આર્યોના સાત નદીના દેશથી દક્ષિણ પૂર્વના પ્રદેશો તરફ પ્રયાણ અને ગંગા તથા યમુના નદીના પટ પર વસવાટ થતાંની સાથેજ વૈદિક ધર્મે બ્રાહ્મણ ધર્મ યા તો બ્રાહ્મણોના ધર્માધિકારને જન્મ આપ્યો.[7]

1 Dutt, *op. cit.*, p. 340.

2 *Ibid.*, p. 341 ; see also "(Brahmans) who neither study nor teach the *Veda* nor keep sacred fires become equal to *Sūdras*".—*Vāsishṭha*, iii., 1. *Cf.* Bühler, *S. B. E.*, xiv., p. 16.

3 Griffith, *The Hymns of the Rigveda*, ii., pp. 96, 97, etc. (2nd ed.).

4 *Cf.* Tiele, *Outlines of the History of Religion*, p. 115.

5 "In course of time the priest's connection with the sovereign appears to have assumed permanency, and probably become hereditary."—*Cf.* Law, N. N., *Ancient Indian Polity*, p. 44.

6 "It is not so easy to trace the relations between *Brahmarshideśa* and the earlier Āryan settlements in the land of the Seven Rivers."—*C. H. I.* i., p. 51.

7 *Cf.* Tiele, *op. cit.*, pp. 112, 117. "The language of the *Rigveda*, the oldest form of Vedic Sanskrit, belongs to the country of the Seven Rivers. The language of the *Brahamaṇas* and of the later Vedic literature in the country of the Upper Jumna and Ganges (*Brahmarshideśa*) is transitional."—*C. H. I.*, i., p. 57.

બ્રાહ્મણ ધર્મની સાથેજ વર્ણવ્યવસ્થાની સખ્તાઈ આવી કે જે "પૌરાણિક કાળમાં માત્ર નામનીજ હતી; પણ બુદ્ધિવાદના જમાનામાં વર્ણાશ્રમના નિયમો બહુજ કડક અને બંધનકર્તા થઈ ગયા, જેના પરિણામે હલકી જાતિના લોકોને ધર્માધિકારીના વાડામાં પ્રવેશવું અશક્ય હતું."[1] આનું પરિણામ એ આવ્યું કે બ્રાહ્મણો મહેનતનું કામ કરતા અટક્યા અને બીજા વર્ગોને કાંઈ પણ યોગ્ય બદલો આપ્યા વિના ઉદ્યોગી વર્ગોની સંપત્તિ ઉપરજ પોતાનું ગુજરાન ચલાવતા થઈ ગયા.[2] તેઓ એટલે સુધી આળસુ બન્યા કે મહેનતના કામમાંથી મુકત થવા પૂરતી યોગ્યતા માટે જરૂરી જ્ઞાન મેળવવા પણ તૈયાર ન હતા. વશિષ્ઠને આ બદી તથા અન્યાય ખૂબ સાલ્યાં અને તેમને હિંદુ ધર્મ એક જીવતી જાગતી પ્રજાનો ધર્મ હોય ત્યારેજ ઉચ્ચારી શકાય તેવી ઉગ્ર ભાષામાં આળસુઓને આશ્રય કે પોષણ આપવા સામે સખ્ત વિરોધ ઉઠાવ્યો.[3]

વર્ણાશ્રમથી ઉત્પન્ન થયેલ સડાની સાથેજ એ પણ હતું કે લેખનકળા જાણીતી નહતી, અથવા તે સાહિત્ય માટે યોજાયેલ નહતી અને તેથી બ્રાહ્મણવર્ગ નિરંકુશ સત્તાભોગી બની બેઠો હતો.[4] પહેલાં તો તેઓ રાજા અને ઉમરાવોના આશ્રિત હતા, પછી તેઓએ તેમના કૃપાપાત્ર બનવાનું શરૂ કર્યું અને તે બાદ બ્રાહ્મણોનું રક્ષણ અને તેમની સ્વતંત્રતા જાળવવાની તેમની ફરજ છે એમ મનાવા લાગ્યું. ધીમેધીમે તેઓ મહાન ઉપદેશકો હોવાનો દાવો કરી શ્રુતિ અને સ્મૃતિના રક્ષક અને વિવરણકાર બની બેઠા.[5] ધર્મનાં ઘણાંખરાં પુસ્તકો યજ્ઞયાગાદિના ઉદ્દેશથીજ બનાવેલાં હતાં;[6] તેનો ચાર વેદમાં સમાવેશ થાય છે અને તે દરેક વેદને જુદાજુદા બ્રાહ્મણગ્રંથો હોય છે. આ બ્રાહ્મણગ્રંથોમાં "મુખ્યત્વે સંકુચિત ક્રિયાકાંડ, બાલિશ ભ્રમણાઓ અને પંડિતાઈથી ગુરૂવાદની અપરિમિત ધાર્મિક સત્તા ધરાવતા વર્ગને અનુકૂળ અનેક વહેમ ભરેલી નજીવી વાતો આપેલી છે."[7]

1 Dutt, *op. cit.*, p. 264. *Cf.* Crooke, *E.R.E.*, ii., p 493.

2 *Cf.* McCrindle, *Ancient India*, p 209.

3 "The King shall punish that village where Brahmans, unobservant of their sacred duties and ignorant of the Vedas, subsist by begging; for it feeds robbers."—*Vāsishtha*, iii., 4. *Cf.* Bühler, *S. B. E.*, xiv., p. 17.

4 *Cf.* Tiele, *op. cit.*, p. 121.

5 "To this class the knowledge of divination among the Indians is exclusively restricted and none but the Sophists is allowed to practise that art."—McCrindle, *op.* and *loc. cit.*

6 The sacrificial ceremonial at the consecration of a king (*Rājasūya*), the very common horse-sacrifice (*Aśvamedha*), the proper human-sacrifice (*Purushamedha*), and the general sacrifice (*Sarvamedha*) were the most important. At these four sacrifices human victims were really offered in ancient times, but as the manners grew more gentle this practice began to decline; though not with universal approval, finally it fell into disuse.

7 Tiele, *op. cit.*, p. 123.

યજ્ઞક્રિયા એવી રીતે યોજવા અને ગોઠવવામાં આવી હતી કે ધીમે ધીમે તે વધુ કષ્ટસાધ્ય અને ગૂંચવણભરેલી બનતી ગઈ અને યાજ્ઞિકોની સંખ્યામાં સતત વધારો થતો ગયો. યાજ્ઞિકો બધા ફરજિયાત બ્રાહ્મણો જ હતા. કોઈ કોઈ વખત તેઓ એટલે સુધી આગળ વધતા કે દેખીતી રીતે દેવોનું બહુમાન પણ કરતા ન હતા; કારણ કે તેઓએ પોતાની જાતને દેવોની કોટીમાં મૂકી દીધી હતી.[1] યજ્ઞક્રિયાના સિદ્ધાંતની પાછળ એવી લોકમાન્યતા હતી કેઃ "વિધિવિધાનો અને યજ્ઞની સામગ્રીમાં ઇચ્છિત વસ્તુ ઉત્પન્ન કરવાની ચમત્કારિક શક્તિ છે જેવી કે—વરસાદનું વરસવું, પુત્રજન્મ કે મહાન લશ્કરનો નાશ આદિ. યજ્ઞાદિ વ્યાવહારિક સંપત્તિના સાધનો મેળવવા માટેજ કરવામાં આવતા હતા, નહિ કે નૈતિક ઉન્નતિ માટે."[2]

આ રીતે બ્રાહ્મણોનો સામાજિક ઉદ્દેશ ધર્માધિકારીઓની અમર્યાદિત સત્તા અને જ્ઞાતિઓનો સખ્ત ભેદ હતો. આ સ્થિતિચુસ્ત સમાજમાં કેટલાક આવશ્યક ધંધાઓ પાપરૂપ ગણાતા; અને જન્મના કારણે શરમભરેલા ધંધાઓમાંથી પણ લોકોને પાછા હઠતા અટકાવવામાં આવતા હતા. ઉંચામાં ઉંચા હકો બ્રાહ્મણો માટે સુરક્ષિત રહેતા અને અમર્યાદિત પરવાના માટે તેઓજ અધિકારી હતા. આ બધું એટલેસુધી ચાલ્યાકર્યું કે રાજાની અમર્યાદિત સત્તા પણ તેઓની સેવાર્થે મનાવા લાગી.[3] પ્રાચીન આર્યોનું ધાર્મિક વલણ એવું હતું કે ઘણાજ પ્રાચીન સમયથી રાજ્યના ધર્માધિકારી[4] એક પૂજ્ય વ્યક્તિ ગણાતા; સામાજિક વ્યવસ્થામાં સ્ત્રીની કાંઇજ ગણના ન હતી અને શૂદ્રને તદ્દન તુચ્છ ગણવામાં આવતો.[5]

સ્વાભાવિક રીતેજ સમાજની આ પરિસ્થિતિ લાંબો વખત નભે તેમ નહતું. કોઈ શુભ દિવસે તેનો અંત નિશ્ચિતજ હતો અને એક બાજુ મહાવીર અને બીજી બાજુ શાકયપુત્ર બુદ્ધના આગમનથી તેનો અંત આવ્યો. દત્ત સાહેબ કહે છે કે "ફ્રાન્સના બળવા માટે એમ કહેવાય છે કે રાજાઓના જુલ્મ અને અઢારમી સદીના તત્ત્વવેત્તાઓના બૌદ્ધિક પ્રત્યાઘાતના કારણે તે થયો હતો. ભારતના બૌદ્ધિક બળવાનાં પણ એવાંજ સ્પષ્ટ કારણો હતાં. બ્રાહ્મણ ધર્મના અત્યાચારોથી લોકો બળવા માટે ઝંખી રહ્યા હતા અને તત્ત્વવેત્તાઓના કાર્યે એવા બળવાનો રસ્તો ખુલ્લો કરી મૂક્યો હતો."[6]

1 They held "the supreme place of divinity and honour."—*Cf.* McCrindle, *op.* and *loc. cit.*

2 Dasgupta, *op. cit.*, i., p. 208. *Cf.* also Law, N. N., *op. cit.*, p. 39.

3 "They were divinely appointed to be the guides of the nation and the councillors of the king, but they could not be kings themselves."—Law, N. N., *op. cit.*, p. 45.

4 Also called *Purohit*, etymologically meaning "placed in front, appointed."

5 *Cf.* Tiele, *op. cit.*, pp. 129-130. Manu, in spite of his oft-quoted line: यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः prohibited woman even the performance of sacramental rites—a prohibition which he places on woman and the *Śudra* alike.—*Cf.* chaps. v., 155; ix., 18; and iv., 80.

6. Dutt, *op. cit.*, p. 225.

ડૉ. હૉપ્કિન્સ જરા આગળ વધી જે લોકોએ આ હિલચાલ ઉત્પન્ન કરી તેમના માનસ પર વધુ ભાર મૂકે છે. તે ઉમેરે છે કે "ઘણા ભાગે જૈન અને બૌદ્ધ ધર્મની ફતેહ તે વખતની રાજકીય પ્રવૃત્તિને આભારી છે. પૂર્વ દેશના રાજાઓ પશ્ચિમના ધર્મ માટે વ્યગ્ર થઈ ગયા હતા; તેઓ તેને તોડી પાડવા ખુશી હતા......પૂર્વ કરતાં પશ્ચિમ વધારે રૂઢિચુસ્ત હતું, તે તો માની લીધેલા રિવાજોનું ઘર હતું; પૂર્વ તો પાલક પિતા હતો."[1]

આટલું હોવા છતાં આ મહાન હિંદી બળવાના સ્પષ્ટીકરણ માટે કોઈ પણ જાતની બ્રાહ્મણવિરોધી વૃત્તિ શોધવા અમે ઇચ્છતા નથી. એ તો 'ઐતિહાસિક યુગની શરૂઆતમાં ફેલાએલા વિચારના સાર્વત્રિક ઉભરાનું પરિણામ હતું.'[2] આપણે તેને "બ્રાહ્મણોના જાતિભેદ સામે ક્ષત્રિયોના વિરોધનું પરિણામ"[3] માત્ર ન માની લઈએ કારણ કે "બ્રાહ્મણ ધર્મની અંધશ્રદ્ધાની દિવાલોની બહાર નવીન વિચારો અને સિદ્ધાંતોની વૃદ્ધિ માટે સુંદર ક્ષેત્ર તૈયાર થઈ ગયું હતું."[4] આ ઉપરાંત વિકાસક્રમનો પૂર્વ સિદ્ધાંત જેના આધારે કોઈપણ ધર્મના ઇતિહાસની સ્થાપના થાય છે તે એવા સિદ્ધાંત પર રચાયેલો હોય છે કે બધા ધર્મમાં થતા આધ્યાત્મિક વિકાસ કે વિકાર સૂચક પરિવર્તનો સ્વાભાવિક ઉન્નતિકર પરિણામો છે અને તેમાંજ તેનું સમાધાન મળી રહે છે.

આપણા સમયનો વિચાર કરતાં આપણને જણાય છે કે આ પરિસ્થિતિને ભારતીય વિચારોના ઇતિહાસ અને ભારતીય જીવનની વલણમાં થયેલ શાંત પરિવર્તનથી પુષ્ટિ મળે છે. શ્રી. કુન્તે કહે છે કે "ગૌતમ બુદ્ધ વેદની સામાજિક, ધાર્મિક અને રાજકીય પ્રવૃત્તિઓનો વ્યવસ્થિત વિરોધ કરવામાં સફળ થયા તે પહેલાં વેદની સત્તામાં શંકા લાવવાની વૃત્તિ જોવામાં આવતી હતી."[5] આજ જાતની માન્યતા બીજા વિદ્વાનો પણ ધરાવે છે. ડૉ. યાકોબી કહે છે કે "બૌદ્ધ અને જૈન ધર્મ બ્રાહ્મણ ધર્મની ધાર્મિક હિલચાલનું પરિણામ છે. તે તાત્કાલિક સુધારાથી નહિ, પરંતુ લાંબા સમયથી ચાલી આવતી ધાર્મિક પ્રવૃત્તિઓના ફળરૂપ ગણી શકાય."[6] એમ કહેવું અયોગ્ય તો નથીજ કે આગામી પરિવર્તનની આગાહી સર્વ દિશાઓમાં નવીન પ્રણાલીનો ઘોષ કરનાર ઉપનિષદોમાં સ્પષ્ટ જોઈ શકાતી હતી. ડૉ. દાસગુપ્તા કહે છે કે "આ નવીન પદ્ધતિના સંસ્થાપકોએ ઘણું કરીને ઉપનિષદો અને યજ્ઞસંબંધી નિયમોમાંથી પ્રેરણા મેળવી પોતાની સ્વતંત્ર બુદ્ધિના જોરે પોતાની પ્રણાલીઓ નિર્માણ કરી."[7] શ્રી. દત્ત લોકોના મનમાં ચાલતા આ પરિવર્તનના સમયને ઈ. સ. પૂર્વ અગિઆરમી સદી એટલે આપણે જે સમયનો અહીં વિચાર કરીએ છીએ તે પહેલાં પાંચ સદી જેટલો જૂનો ગણાવે છે. તેની માન્યતા પ્રમાણે "ઉત્સાહી અને વિચારક હિંદુઓએ બ્રાહ્મણ સાહિત્યના કંટાળા ભરેલા ક્રિયાકાંડથી દૂર જવાનું સાહસ કર્યું હતું અને આત્મા તથા તેના કર્તાનાં ગૂઢ રહસ્યો ઉકેલ્યાં હતાં."[8]

1. Hopkins, *op. cit.*, p. 282.
2. Radhakrishnan, *op. cit.*, i., p. 293.
3. Srinivasachari and Iyangar, *op. cit.*, p. 48.
4. Frazer, *op. cit.*, p. 117.
5. Kunte, *op. cit.*, pp. 407, 408.
6. Jacobi, *S. B. E.*, xxii., Int., p. 32.
7. Dasgupta, *op. cit.*, i., p. 210.
8. Dutt, *op. cit.*, p. 340.

હિંદુધર્મની આ સ્થિતિ હતી તેથી સ્વાભાવિક રીતે જૈન ધર્મ પણ તેનાં માઠાં પરિણામોથી બચી શકે તેમ હતુંજ નહિ.[1] આપણે જોઈ ગયા કે મહાવીરને પણ તેમના પુરોગામીએ રજુ કરેલા ચાર વ્રતોમાં કેટલોક ફેરફાર કરવો પડ્યો હતો અને આને પરિણામે એમણે ઉપદેશેલાં પાંચ મહાવ્રતોની શરૂઆત થઈ હતી. સમાજની પરિસ્થિતિ એવી હતી કે લોકો સ્વતંત્ર અને સ્વચ્છંદી જીવનને લગતી મળી શકતી થોડી ઘણી છૂટનો લાભ લેવાનું ભાગ્યેજ ચૂકે અને તેથી જ મહાવીરને પાર્શ્વનાથના ધર્મની દરેક દિશાનું સ્પષ્ટીકરણ કરવું પડ્યું હતું.[2]

૨

આ બદલાતા વિચારપ્રવાહમાં મહાવીર થયા અને જગતના રહસ્યના ઉકેલ માટે તેમણે પોતે એવો માર્ગ શોધ્યો કે જેમાં આલોક અને પરલોકના સુખનું ભાવી મનુષ્યના પોતાના હાથમાં રહ્યું અને જેણે પ્રજાને સ્વાશ્રયી બનાવી. જ્યારે તેમણે ઉપદેશની શરૂઆત કરી ત્યારે પ્રજા તો તૈયાર હતી કેમકે તેમનો અધ્યાત્મવાદ સમજાયો હતો અને પ્રજાને તે માન્ય પણ થયો હતો; અને ધીમે ધીમે બ્રાહ્મણો પણ તેમને એક મહાન ગુરૂ માનતા થયા હતા.[3] "બુદ્ધિમાન બ્રાહ્મણો પણ વખતો વખત વિકાસઅર્થે શ્રદ્ધાપૂર્વક બૌદ્ધ અને જૈન ધર્મમાં જોડાયા હતા અને જૈન ધર્મની સાહિત્યિક પ્રતિષ્ઠા જાળવવા તેમણે પોતાનો ફાળો પણ આપ્યો હતો."[4]

જૈન ધર્મ ધીમે ધીમે ગરીબ અને પતિત વર્ણોમાં પણ ફેલાયો. કારણ કે જ્ઞાતિના ખાસ હકો સામે તે પ્રખર વિરોધ કરતો હતો. જૈન ધર્મ એ તો મનુષ્યની સમાનતાનો ધર્મ હતો. મહાવીરના સત્યશીલ આત્માએ મનુષ્ય મનુષ્ય વચ્ચેના અઘટિત ભેદો સામે બળવો ઉઠાવ્યો અને તેમનું દયાળુ હૃદય દુઃખી, ગરીબ અને અસહાય લોકોને મદદ કરવા તત્પર બન્યું. પવિત્ર જીવન અને નિર્દોષ, પરોપકારી ચારિત્ર્યની સુંદરતામાંજ મનુષ્યની સંપૂર્ણતા છે અને તેવી વ્યકિતને પૃથ્વી સ્વર્ગ તુલ્ય છે એવો તેમના મનોમંદિરમાં પ્રકાશ થયો અને એક પેગંબર તેમજ સુધારક તરીકે સંપૂર્ણ આત્મવિશ્વાસથી તેમણે ધર્મના તત્ત્વ રૂપે આ વસ્તુઓ જાહેરમાં મૂકી. તેમની વિશ્વવિસ્તીર્ણ દયાએ દુઃખી થઈ રહેલા જગતને આત્મસુધારણા અને પવિત્ર જીવનનો સંદેશ પહોંચાડવા પ્રેરણા કરી અને તેમણે ગરીબ તથા પતિત જાતિઓને વિશ્વબંધુત્વની ભાવના કેળવવા અને તે દ્વારા તેમના દુઃખનો અંત લાવવા આકર્ષ્યા. બ્રાહ્મણ કે શૂદ્ર, ઉચ્ચ કે નીચ એ સર્વે તેમની દૃષ્ટિએ સમાન હતા. પવિત્ર જીવનથી પ્રત્યેક જીવ પોતાનો મોક્ષ સરખી રીતે સાધી

1. " . . . in the 250 years that elapsed between his death and the coming of Mahāvīra abuses became so rife . . ."—Stevenson (Mrs), *op. cit.*, p. 49.

2. See *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, p. 3; Jacobi, *S. B. E.*, xlv., pp. 122, 113.

3. प्रभुः अपापापुर्यां . . . जगाम, तत्र . . . बहवो ब्राह्मणाः मिलिताः . . . चतुश्चत्वारिंशच्छतानि द्विजाः प्रव्राजिताः.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, pp. 112, 118.

4. Vaidya (C. V.), *H. M. I.*, iii., p. 406.

શકે છે અને તેથી પોતાનો સર્વમાન્ય પ્રેમધર્મ સ્વીકારવા તેમણે બધાને આમંત્ર્યા.[1] પહેલાના વખતમાં યુરોપમાં જેમ ખ્રીસ્તી ધર્મ ફેલાયો હતો તેમ ધીમે ધીમે જૈન ધર્મ પણ પ્રચાર પામવા લાગ્યો તે એટલે સુધી કે શ્રેણિક, કૂણિક, ચંદ્રગુપ્ત, સંપ્રતિ, ખારવેલ અને બીજા અનેકે ભારતના હિંદુશાસનની શરૂઆતની વિખ્યાત સદીઓમાં જૈન ધર્મ સ્વીકાર્યો.

બ્રાહ્મણ ધર્મની માફક જૈન ધર્મ પણ પુનર્જન્મના સિદ્ધાંતપર રચાયો છે અને પુનર્જન્મનો અંત યા મોક્ષપ્રાપ્તિ પ્રતિ જન્મના ઉત્તરોત્તર ક્રમમાંથી થાય છે તેમ સ્વીકારે છે,[2] પરંતુ તે મોક્ષ અર્થે બ્રાહ્મણ ધર્મનાં તપ આદિને પૂરતાં માનતો નથી. તેનું ધ્યેય[3] આત્માસાથે એકતા સાધવાનું નહિ પરંતુ નિર્વાણ છે, એટલે કે શારીરિક વિધિ વિધાનો અને ક્રિયાઓમાંથી પણ તદ્દન મુક્તિ.[4]

જૈન ધર્મ દેવોનું અસ્તિત્વ સ્વીકારે છે છતાં પ્રત્યેક જિનને તે તેમનાથી ઉચ્ચ માને છે અને દેવોને સંપૂર્ણ સંત કરતાં ઉતરતી કોટિના ગણે છે.[5] જેમ ખ્રિસ્તી ધર્મ યહુદી ધર્મથી જુદો છે તેમ જૈન ધર્મ પણ કેવળ બાહ્ય આચાર તેમજ શાસ્ત્રજ્ઞાનને પવિત્રતાનું સૂચક ન માનવા ઉપરાંત[6] નમ્રતા, હૃદય અને જીવનની પવિત્રતા, દયા, પ્રત્યેક જીવ પ્રતિ નિઃસ્વાર્થ પ્રેમ આદિ ગુણોને આવશ્યક ગણે છે અને તે રીતે તે બ્રાહ્મણધર્મથી જુદો પડે છે; આ ઉપરાંત તેની સાથેના જાતિભેદ સંબંધમાં પણ તે જૈન ધર્મથી જુદો પડે છે. મહાવીર જાતિભેદનો વિરોધ કરતા નથી અથવા તો તેનો નાશ પણ કરતા નથી પરંતુ બીજી તરફ તે એમ પ્રતિપાદન કરે છે કે પૂર્વે કરેલ સુકૃત્યો અથવા તો પાપોના પરિણામે ઉચ્ચ કે નીચ જાતિમાં જીવ જન્મે છે અને તે સાથે ઉમેરે છે કે પવિત્ર અને પ્રેમમય જીવનથી આધ્યાત્મિક જીવન જીવી બતાવવાથી પ્રત્યેક જીવ સર્વોચ્ચ મોક્ષ પણ મેળવી શકે છે અને તેમાં જાતિ કોઈ પણ રીતે બાધક નથી. તેઓ ચાંડાલમાં

1. सर्व्वसत्वानां हितसुखायास्तु (May it be for the welfare and happiness of all creatures). —Bühler, *E. I.*, ii., pp. 203, 204; Ins. No. XVIII.

2. "He for whom there is no bondage whatever in this world . . . etc., has quitted the path of birth."—Jacobi, *S. B. E.*, xxii., p. 213.

3. "There were two principal world theories in ancient India. One, which was systematised as the Vedānta, teaches in its extreme form that the soul and the universal spirit are identical and the external world an illusion."—Elliot, *op. cit.*, i., p. 106.

4. आत्यन्तिको वियोगस्तु देहादेर्मोक्ष उच्यते.—Haribhadra, *Shaddarśana Samuccaya*, v. 52.

5. देवाधिदेवं सर्वज्ञं श्रीवीरं प्रणिदध्महे . . . .—Hemacandra, *Pariśishtaparvan*, Canto I, v. 2; . . . जिनेन्द्रो . . . सुरासुरेन्द्रसंपूज्यः . . .—Haribhadra, *op. cit.*, vv. 45, 46.

6. "One does not become a Śramaṇa by the tonsure, nor a Brahman by the sacred syllable '*OM*,' nor a *Muni* by living in the woods, nor a *Tāpasa* by wearing (clothes) Kuśa-grass and bark."—Jacobi, *S. B. E.*, xlv., p. 140.

પણ સમાન આત્મા જૂએ છે,[1] જીવનનાં સુખદુઃખો બધાને એક સરખાં લાગુ પડે છે અને તેમનો ઉદ્દેશ સર્વે જીવોના કલ્યાણનો છે. આમ જ્ઞાતિપ્રથા કેટલી સંજોગવશ હતી અને એક આધ્યાત્મિક મનુષ્ય માટે જ્ઞાતિપ્રથાનાં બંધનો તોડવાં એ કેટલું સહજ હતું તે બતાવવાનો પ્રયત્ન મહાવીરે કર્યો તેજ એક મહાન અને ઉપયોગી પરિવર્તન હતું.

આ તો માત્ર જૈન ધર્મનું સામાન્ય સ્વરૂપ ગણાય, તેનું એ સ્વરૂપ લાક્ષણિક છે અને તે આજ્ઞા કરતાં ઉપદેશનેજ પોતાનું ધ્યેય માને છે. મહાવીરનો વિચાર કરતાં આપણને જણાય છે કે તેઓ પણ બુદ્ધની માફક ક્ષત્રિય વંશના હતા. ખાસ કરીને જૈન માન્યતા એવી હતી કે જિનો ક્ષત્રિય અથવા એવા ઉચ્ચ કુલમાં જન્મે.[2] એવું બન્યું કે પાછલા જન્મોનાં[3] કેટલાંક કર્મોને લીધે મહાવીર ઋષભદત્ત[4] બ્રાહ્મણની પત્ની દેવાનંદા બ્રાહ્મણીની કૂખે ઉત્પન્ન થયા અને બધા મહાન પેગંબરોના જીવનની માફક મહાવીર વિષે પણ એક લોકપ્રિય દંતકથા છે કે જ્યારે "રાજા અને દેવોના સ્વામી"[5] શક્રે (ઇંદ્રે) આ વિષે જાણ્યું ત્યારે તેણે ગર્ભને દેવાનંદાની કૂખેથી જ્ઞાતૃ ક્ષત્રિયોના વંશમાં કાશ્યપગોત્રના ક્ષત્રિય રાજા સિદ્ધાર્થની પત્ની ત્રિશલા ક્ષત્રિયાણીની કૂખે બદલવાની યોજના કરી.[6] આમ જો કે જરા નવાઈ ભરી રીત છતાં મહાવીર હતા તો ક્ષત્રિયવંશના.

તાજુબીની વાત તો એ છે કે આ દંતકથા શિલ્પમાં પણ ઉતારવામાં આવી છે; મથુરાના કેટલાક જૈન શિલ્પના નમૂના તેની સાક્ષી પૂરે છે, આ તાદૃશ અને ખરેખર આશ્ચર્યજનક છે. તે સિદ્ધ કરે છે કે આ દંતકથા ઈ. સ. શરૂઆત વખતની ઐતિહાસિક

1. सोवागकुलसंभूओ . . . हरिएसबलो . . . etc.—*Uttarādhyayana*, Lecture XII, 1. "Harikesa-Bala was born in a family of *Svapākas* (*Caṇḍālas*); he became a monk and a sage," etc.—Jacobi, *op. cit.*, p. 50.

2. "It never has happened, nor does it happen, nor will it happen, that Arhats, . . . be born of poor families, . . beggars' families, or Brahmanical families. For indeed Arhats . . . are born in high families, . . . in families belonging to the race of *Ikshvāku*, or in other such-like families of pure descent on both sides."—Jacobi, *S.B.E.*, xxii., p. 225.

3. According to the Jaina belief whatever we are in our present life is a net result of all our Karmas committed during our previous births. All Karmas are generally considered to be imperishable, indescribable, and undestroyable unless they take effect. Now Mahāvīra had committed the *Karman* relating to name and *Gotra* in one out of twenty-seven visible lives which he had to pass before he was destined to be born on this earth as the last Jaina prophet. It was because of this *Karman* that he had first to take his birth in the family of a Brahman. तत्र नीचैर्गोत्रं भगवता स्थूलसप्तविंशतिभवापेक्षया तृतीयभवे बद्धम्.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, p. 26. *Cf.* also Jacobi, *op. cit.*, pp. 190, 191.

4. ततश्च्युत्वा तेन मरीचिभवबद्धेन नीचैर्गोत्रकर्मणा . . . ऋषभदत्तस्य ब्राह्मणस्य देवानन्दायाः ब्राह्मण्याः कुक्षौ उत्पन्नः.—*Kalpa Sūtra, Subodhikā-Ṭīkā*, p. 29.

5. Cf. *S.B.E.*, xxii., p. 225.

6. After eighty-two days the embryo was removed. समणे भगवं महावीरे ... बासीइ . . गब्भत्ताए साहरिए . . . —*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, pp. 35, 36.

છે અને તેથી એમ કહેવાને હરકત નથી કે તેને મહાવીર સાથે અથવા તે સમયની એક યા બીજી સામાજિક પરિસ્થિતિ સાથે સંબંધ હોવો જોઈએ.

આપણે કલ્પસૂત્ર પરથી જાણીએ છીએ કે ઈંદ્રદેવે પોતાના હુકમનો અમલ કરવા હરિણેગમેસીને મોકલ્યો હતો.[1] આ હરિણેગમેસી સામાન્યતઃ હરિનો નેગમેસી એટલે ઈંદ્રનો સેવક એ રીતે ઓળખાય છે.[2] ડૉ. બ્હુલર જણાવે છે કે "નેગમેસવાળું જૈન શિલ્પ જેમાં એક તીર્થંકર, એક સ્ત્રી અને એક નાનું બાળક છે તે દેવાનંદા અને ત્રિશલાના ગર્ભના ફેરફાર સંબંધી પ્રસિદ્ધ દંતકથામાં દેવે લીધેલ ભાગનું સૂચન કરે છે."[3]

દેખીતી રીતે આ દંતકથા વિચિત્ર લાગે છે પણ એટલું કબૂલ કરવું જોઈએ કે વધારે વિચિત્ર અને કાલ્પનિક કથાઓ બીજા ધર્મો પણ પોતાના દેવો માટે કહે છે. અમને જે વિલક્ષણ જણાય છે તે દંતકથાનો પ્રકાર નથી, પરંતુ તેની પાછળ રહેલી ભાવના છે. જૈન લોકોના આવા વલણપરથી એમ ધારી શકાય ખરું કે મૂળમાં સાધુ ધર્મ માત્ર ક્ષત્રિયો માટે યોજાયેલો હતો? પરંતુ તેમ દેખાતું નથી, કારણ કે મહાવીરના સમયથી માંડી આજસુધી આપણે જોતા આવ્યા છીએ કે જૈન ધર્મના કેટલાક મોટામાં મોટા અને પ્રસિદ્ધ પુરૂષો બ્રાહ્મણો પણ હતા. ઈંદ્રભૂતિથી[4] માંડીને મહાવીરના છેલ્લામાં છેલ્લા ગણધર સુધી બધા બ્રાહ્મણોજ હતા. ત્યાર પછીના ઇતિહાસમાં સિદ્ધસેન, હરિભદ્ર આદિ પ્રસિદ્ધ જૈન આચાર્યો અને વિદ્વાનો પણ બ્રાહ્મણોજ હતા.[5]

એમ જણાય છે કે બુદ્ધિવાદના જમાનાની શરૂઆતમાં જ્યારે બ્રાહ્મણો તેમની પ્રતિષ્ઠાના શિખરે હતા અને જ્યારે અન્ય જાતિઓ તેમની તાબેદારીથી વધારેને વધારે જાગૃત થતી ગઈ ત્યારે જૈનોની આ માન્યતાએ ચોક્કસ વલણ લીધું હશે. બૌદ્ધો પણ આવુંજ કંઈક માનતા હશે કે જે એમના ભિક્ષુસંઘમાં ક્ષત્રિઓને આપેલા પ્રધાનપણા ઉપરથી જણાઈ આવે છે. બનારસના બુદ્ધના પ્રવચનમાં પોતાના ધર્મ માટે તે કહે છે કે "ધર્મ પાલન માટે કુલીન યુવાનો સંસારનો સર્વથા ત્યાગ કરે અને ગૃહરહિત જીવન વ્યતીત કરે."[6]

1. Jacobi, *op. cit.*, pp. 223 ff.

2. Bühler, *op. cit.*, p. 316.

3. *Ibid.*, p. 317. *Cf.* also *Mathura Sculptures*, Plate II; *A.S.R.*, xx., Plate IV, 2-5.

4. "There is a legend about Indrabhūti which shows how much he was attached to his teacher. At the time of Mahāvīra's death he was absent. On his return, hearing of his beloved teacher's sudden decease, he was overcome with grief. He became aware that the last remaining bond which tied him to the *Saṁsāra* was the feeling of love he still entertained for his teacher. Therefore he cut asunder that bond, and thus *Chinnapiyabaṁdhane* he reached the stage of *Kevalin*. He died a month after Mahāvīra's *Nirvāṇa*."—Jacobi, *Kalpa-Sūtra*, Int., p. 1.

5. "Siddhasena Divākara, the son of a Brahman minister. . . . Haribhadra was originally a learned Brahman . . ."—Stevenson (Mrs), *op. cit.*, pp. 76, 80.

6. Rhys Davids and Oldenberg, *S.B.E.*, xiii., p. 93.

આમ છતાં એ યાદ રાખવું જોઈએ કે બ્રાહ્મણો ગુરુઓ બની જૈન સાધુઓનાં ઉચ્ચપદ ભોગવે તેની જૈનોને ના ન હતી; પણ એટલો ભેદ તો જરૂર હતો કે જાતે બ્રાહ્મણ કેવલી બની મોક્ષ પ્રાપ્ત કરી શકે, પરંતુ તે તીર્થંકર ન થઈ શકે. દરેકેદરેક આધ્યાત્મિક કાર્યોમાં બ્રાહ્મણોજ મોખરે રહે તેવી તે સમયના લોકોની માન્યતા ભૂંસી નાંખવા માટે પણ કદાચ આ હોઈ શકે. સપ્રમાણ પૂરાવાથી આપણે જાણીએ છીએ કે પહેલાના વખતમાં ધર્મ અને બીજી ધાર્મિક ક્રિયાઓની સર્વસત્તા બ્રાહ્મણો ભોગવતા એવું કશુંય ન હતું. " હલકા કુલના લોકો પોતાના જ્ઞાન અને સદ્ગુણોથી સાધુસંઘમાં દાખલ થવાનાં અગણિત દૃષ્ટાંતો મળી આવે છે. ધાર્મિક જ્ઞાનનો ઇજારો માત્ર બ્રાહ્મણોનો ન હતો એટલુંજ નહિ પણ તેઓ ઘણીવાર શાસ્ત્રજ્ઞાન મેળવવા માટે ક્ષત્રિય રાજાઓના નમ્ર શિષ્યો તરીકે બહાર આવ્યા છે."[1] મી. ટીલે જણાવે છે કે " તેઓએ હજીસુધી પોતાની જુદી જાતિ બનાવી ન હતી કારણ કે રાજા અને રાજાના પુત્રો પણ પવિત્ર ગાયકો તરીકે પ્રસિદ્ધ હતા અને ધાર્મિક ક્રિયાઓ કરતા હતા, જો કે કેટલાક ઉમરાવોની માફક તેઓ પણ ઘણુંખરૂં પુરોહિત રાખતા હતા."[2]

ગમે તેમ હોય તોપણ આપણે જોઈ ગયા તે મુજબ પછીના કાળમાં વશીકરણ અને ધાર્મિક ક્રિયાકાંડોના કારણે બ્રાહ્મણો આધ્યાત્મિક ગુરૂઓ અને સમાજના સાચા હિતૈષી[3] ગણાવા લાગ્યા હતા. " જોકે જૂનાં સૂત્રોમાં બ્રાહ્મણ અગર બ્રાહ્મણ પુત્રનો પ્રાસંગિક ઉલ્લેખ મળે છે, તો પણ પછીનાં સૂત્રોમાં આ વિષે ઘણુંય આવે છે. "[4] આ કારણે જ બ્રાહ્મણોને તેમની સ્વયંભૂ સર્વોપરિ સત્તાના શિખરેથી ઉતારી પાડવા અને તેમના કેટલાક હકો છીનવી લેવા ક્ષત્રિઓ અને બીજી જાતિઓ છેડાઈ ગઈ હોવી જોઇએ.

મહાવીરના જીવનનો આ પ્રસંગ સમજવામાં ડૉ. યાકોબી કંઈક વધારા પડતાં અનુમાનો કરતા લાગે છે. તેઓ એમ ઘટાવે છે કે મહાવીરના પિતા સિદ્ધાર્થને બે પત્નીઓ હતી; એક ક્ષત્રિયાણી ત્રિશલા અને બીજી બ્રાહ્મણી દેવાનંદા. વિશેષ તે માને છે કે મહાવીર મૂળ દેવાનંદાની કૂખે જન્મ્યા હતા, પણ પછીથી તેની માતાના પક્ષ તરફથી રાજ્ય સંબંધી લાભો અને મહત્તા પ્રાપ્ત કરવાના કારણે તેમજ તેના સંબંધીઓનો આશ્રય મળવાની લાલચે તે ત્રિશલાના કૂખે જન્મ્યાનું જાહેર થયું હતું.[5] એક મહાન ધર્મવીરના

1. Dutt, *op. cit.*, p. 264.

2. Tiele, *op. cit.*, p. 116. "Previous to the origin of caste, and even in the period when the functions were not yet stereotyped, the king could sacrifice for himself and his subjects unaided."—Law, N. N., *op. cit.*, p. 41.

3. "They had frequently, however, to encounter grave resistence from the princes; generally, however, they contrived, either by assumption and arrogance or by cunning, to attain their end."—Tiele, *op. cit.*, p. 121.

4. *Ibid.*, p. 115.

5. *Cf.* Jacobi, *S.B.E.*, xxii., Int., p. xxxi.

જીવનના આવા પ્રસંગો ઉપરથી કાલ્પનિક અનુમાનો ઉપજાવી કાઢવામાં કંઈ અર્થ નથી, પરંતુ તે સમયનો વિચાર કરતાં જૈન સૂત્રોની આ હકીકતનો એટલો અર્થ થઈ શકે કે બ્રાહ્મણ એક તીર્થંકર સિવાય ગમે તે થઈ શકે છે.

આ રીતે પટનાની ઉત્તરે લગભગ ૨૭ માઈલ પર આવેલી વૈશાલી[1] પાસેના ગામમાં ત્રિશલા માતાથી મહાવીરનો જન્મ થયો કહેવાય છે. તેના પિતા કુંડગ્રામ[2] ગામના સરદાર હોવાનું જણાય છે અને તેમની માતા ત્રિશલા વિદેહની રાજ્યધાની વૈશાલીના સરદારની બેન હતી અને મગધના રાજા બિંબિસારની સગી હતી.[3] નંદિવર્ધન અને સુદર્શના એ બે ભાઈબેન તેમનાથી મોટાં હતાં. તેમનું લગ્ન યશોદા નામની કૌંડિન્ય ગોત્રની કન્યા સાથે થયું હતું. યશોદાથી તેમને એક કન્યા ઉત્પન્ન થઈ હતી, જેનું નામ અણોજ્જા હતું અને તેને પ્રિયદર્શના પણ કહેતા હતા.[4] તેનું લગ્ન તેમના ભત્રીજા રાજપુત્ર જમાલિ સાથે કરવામાં આવ્યું હતું; "જે તેના શ્વશુરનો શિષ્ય અને જૈન ધર્મમાં પ્રથમ મતભેદ-પ્રવર્તક થયો હતો."[5] મહાવીર ત્રીસ વર્ષ સુધી ગૃહસ્થજીવનમાં રહ્યા હતા અને માતાપિતાના દેહાંત પછી તેમના વડીલ બંધુની અનુમતિથી તેમણે ગૃહ તજ્યું અને આધ્યાત્મિક જીવનમાં પ્રવેશ કર્યો.[6] "આ જીવન ભારતમાં પશ્ચિમના દેશોની જેમ નાના મહત્વાકાંક્ષી પુત્રોને માટે સુંદર મનાયેલું હોવું જોઈએ."[7]

જૈન માન્યતા પ્રમાણે મહાવીરના માતપિતા પાર્શ્વનાથના પૂજક અને શ્રમણોના અનુયાયી હતાં.[8] "મહાવીરના સિદ્ધાંતોને જૈન સૂત્રોમાં તેના પોતાના સિદ્ધાંતો કહ્યા

1. This Vaiśāli is identified with the modern Besarh in the Hajipur subdivision of Muzaffarpur.

2. "Just outside Vaiśāli lay the suburb Kuṇḍagrāma—probably surviving in the modern village of Basukund—and here lived a wealthy nobleman, Siddhārtha, head of a certain warrior-clan called the Jñātrikas."—*C.H.I.*, i., p. 157.

3. *Cf.* Frazer, *op. cit.*, pp. 128-131. According to the Jaina *Sūtras* Triśalā was called Videhadattā and Priyakāriṇī, and that is why Mahāvira was called "Videhadatta's son." *Cf.* Jacobi, *op. cit.*, pp. 193, 194, 256.

4. राजा समरवीरोऽथ यशोदां कन्यकां निजाम् । प्रदातुं वर्धमानाय . . . भर्तुर्यशोदायामजायत । . . . दुहिता प्रियदर्शना ॥—Hemacandra, *Trishashṭi-Śalākā, Parva* X, vv. 125, 154, p. 16.

5. Charpentier, *C.H.I.*, i., p. 158. राजपुत्रो . . . । जमालिः . . . प्रियदर्शनाम् ॥—Hemacandra, *op. cit.*, v. 155, p. 17.

6. समणे भगवं महावीरे . . . तीसं वासाइं कट्टु . . . विदेहंसि मुंडे भवित्ता, etc.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭikā*, pp. 89, 96.

7. Radhakrishnan, *op. cit.*, p. 287.

8. महावीरस्स अम्मापियरो पासावच्चिज्जा . . . etc.—*Ācārāṅga*, pt. ii., *sūt.* 178, p. 422 *Cf.* Jacobi, *op. cit.*, p. 194. "His parents had, according to a tradition which seems trustworthy, been followers of Pārśva, the previous Tīrthaṅkara ; as has already been pointed out, the doctrine of Mahāvīra was scarcely anything else than a modified or renovated form of Pārśva's creed."—Charpentier, *op. cit.*, p. 160.

નથી, પરંતુ 'પન્નત્તા' અર્થાત્ સ્થાપિત સનાતન સત્ય તરીકે ગણાવ્યા છે. જો તેઓ બુદ્ધની જેમ પોતાના ધર્મના મૂળ સંસ્થાપક હોત તો આ બધું અશક્ય ગણાય. પરંતુ આ તો કોઈ પણ માની શકે તેવી એક સુધારકના જીવન અને કથનની નોંધ છે."[1] તેમના ગુણગાન દેવો અને મનુષ્યોએ નીચેના શબ્દોમાં કર્યાનું કહેવાય છેઃ "જિનોએ પ્રરૂપેલ અસ્ખલિત માર્ગે સર્વોચ્ચ પદ એટલે નિર્વાણ પ્રાપ્ત કરો."[2]

ગૃહત્યાગ કરીને મહાવીરે ચાલુ સાધુ જીવન ગાળવા માંડ્યું. વર્ષા ઋતુ સિવાય તે બાર વર્ષ કરતાં વધારે વિચર્યા.[3] શરૂઆતના લગભગ તેર માસ "પૂજ્ય સાધુ મહાવીરે કપડાં રાખ્યાં હતાં."[4] પછી તે નગ્ન રહ્યા અને દરેક પ્રકારનાં કપડાંનો ત્યાગ કર્યો. અબાધિત ધ્યાન, અખંડ બ્રહ્મચર્ય તથા ખાનપાનના નિયમોનું સૂક્ષ્મ પાલન કરી તેમણે પોતાની ઈંદ્રિયોને વશ કરી. બાર વર્ષ સુધી દેહની માયા વિસારીને માર્ગમાં આવતા તમામ ઉપસર્ગોને સમભાવે સહન કરવા, તેની સામે થવા તથા તેને ભોગવવા તેઓ કટિબદ્ધ હતા.[5] એ સ્વાભાવિક હતું કે આવી વિસ્મૃતિમાં મહાવીર પોતે સવસ્ત્ર હતા કે વસ્ત્રરહિત હતા તેનું તેમને સ્મરણજ નહતું. તેમણે નગ્ન રહેવું જોઇએ એવી જાતનો ઇરાદાપૂર્વકનો નિશ્ચય નહતો. જે વસ્ત્ર તેઓ વિહારમાં રાખતા હતા તે તેમના પિતાના બ્રાહ્મણ મિત્ર સોમે બે કટકામાં લઈ લીધું હતું.[6] એમના જીવનમાં જે કાંઈ તેમની આછી પાતળી વિસ્મૃતિમાં બન્યું તે તેમના અનુયાયીઓને શબ્દેશબ્દ અનુકરણીય નહોતું. જૈનશાસ્ત્રોમાં પણ એવી સખ્ત આજ્ઞા જોવામાં નથી આવતી. ઉત્તરાધ્યયનસૂત્રમાં સુધર્માના મુખમાં નીચેના શબ્દો મૂકાયા છે, "'મારાં કપડાં ફાટી ગયા પછી હું તરતજ નગ્ન રહીશ' અથવા 'નવું કપડું લઈશ' આવા વિચારો સાધુઓએ કરવા ન જોઇએ.

"એક વખત તેને કપડાં ન હોય, બીજે સમયે હશે; આ નિયમને હિતાવહ જાણી બુદ્ધિમાને (મુનિએ) તે માટે ફરિયાદ ન કરવી જોઈએ."[7] ટૂંકમાં આનો અર્થ એ છે કે આવી બધી ઉપાધિઓથી સાધુએ વિમુખ રહેવું જોઈએ. આમ છતાં આખા વર્ગના

1. Jacobi, *I.A.*, ix., p. 161.

2. Jacobi, *S.B.E.*, xxii., p. 258. "He had proclaimed the highest law of the Jinas."—*Ibid.*, xlv., p. 288.

3. "When the rainy-season has come and it is raining, many living beings are originated and many seeds just spring up. . . . Knowing this (state of things) one should not wander from village to village, but remain during the rainy-season in one place."—Jacobi, *S.B.E.*, xxii., p. 136.

4. समणे भगवं महावीरे संवच्छरं साहियं मासं चीवरधारी हुत्था तेणं परं अचेलए पाणिपाडिग्गहिए.—*Kalpa-Sūtra, Subodhikā—Ṭīkā, sūt.* 117, p. 98. Cf. *S.B.E.*, xxii., pp. 259, 260.

5. Cf. *ibid*, p. 200.

6. ततः पितुर्मित्रेण ब्राह्मणेन गृहीतं.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, p. 98. *Cf.* Hemacandra, *op. cit.*, v. 2, p. 19.

7. Jacobi, *S.B.E.*, xlv., p. 11.

ભગવાન મહાવીર તેરમા વર્ષે શાલવૃક્ષની નીચે સર્વશ્રેષ્ઠ કેવલજ્ઞાન પામ્યા
તેરમી સદીના હસ્તલિખિત **કલ્પસૂત્ર**ના તાડપત્ર ઉપરથી.

નિયમન માટે સર્વસાધારણ નિયમ એ થયો કે એકજ વસ્ત્રથી ચલાવી લેવા પ્રયત્ન કરવો અને તેમ ન ચાલે તો બે વસ્ત્ર રાખી શકાય.[1]

આમ તપશ્ચર્યા અને ધ્યાનમાં ગાળેલાં બાર વર્ષ નિષ્ફળ નહોતાં ગયાં. "તેરમા વર્ષે..., જૂના મંદિરની પાસે......, શાલવૃક્ષની નીચે એક ધ્યાને રહેલા મહાવીર સર્વશ્રેષ્ઠ કેવલજ્ઞાન પામ્યા; જે અનંત, સર્વોત્તમ, અબાધિત, અવિચ્છિન્ન અને સંપૂર્ણ છે."[2]

આત્મસાક્ષાત્કારની તૈયારીનાં બાર વર્ષ વર્ધમાન ઘણી જગ્યાએ વિચર્યા; જેમાંનાં ઘણાંખરાં સ્થળો આજે શોધી કાઢવાં મુશ્કેલ છે. જંગલી જાતિઓથી વસેલ દેશોમાં ભ્રમણ કરતા, કયાંક એકાદ રાત્રિ વિસામો કરતા અને રાઢ નામના જંગલી લોકોથી વસાયેલ પ્રદેશમાં વિચરતા વિચરતા તેમને નિર્દય લોકોએ બહુજ દુ:ખદ અને ભયાનક પરીસહો કર્યા.[3] ત્યાર પછી સર્વજ્ઞ, સર્વ વિષયોના જ્ઞાતા, કેવલી અને આ જગતમાં કાંઇપણ ગુપ્ત ન હોય તેવા અર્હત તરીકે તેઓ પ્રસિદ્ધ થયા.[4] આ સમયે તેમની ઉમર ૪૨ વર્ષની હતી અને જીંદગીનાં બાકીનાં ત્રીશ વર્ષ તેમણે પોતાની ધર્મપ્રણાલી શિખવવામાં, સાધુસંઘ વ્યવસ્થિત કરવામાં અને પોતાનાં સિદ્ધાંતોના પ્રચારાર્થે ભ્રમણ કરવામાં તથા સ્વધર્મમાર્ગી બનાવવામાં ગાળ્યાં. મગધ અને અંગદેશનાં રાજ્યોમાં આવેલાં ઉત્તર અને દક્ષિણ બિહારનાં લગભગ બધાં શહેરોમાં તે વિચર્યા. તેમનાં ઘણાંખરાં ચાતુર્માસ તેમની જન્મભૂમિ વૈશાલી,[5] મગધની જુની રાજધાની રાજગૃહ, પ્રાચીન અંગની રાજધાની ચંપા,[6] વિદેહની રાજધાની મિથિલા અને શ્રાવસ્તીમાં[7] થયાં હતાં.

1. Jacobi, *S.B.E.*, xxii., p. 157. "The Jaina rules about dress are not so simple; for they allow a Jaina monk to go naked or to wear one, two or three garments, but a young strong monk should as a rule wear but one robe. Mahāvīra went about naked, and so did the *Jinakalpikas*, or those who tried to imitate him as much as possible. But they also were allowed to cover their nakedness."—*Ibid.*, Int., p. xxvi.

2. *Ibid.*, p. 263. Cf. *ibid.*, p. 201.

3. *Cf.* Charpentier, *op. cit.*, p. 158; Radhakrishnan, *op. cit.*, p. 287. "Mahāvīra wandered for more than twelve years in Lāḍha, in Vajjabhūmi and Subbabhūmi, the Rāḍha of to-day in Bengal."—Dey, *The Geographical Dictionary of Ancient and Mediaeval India*, p. 108. According to Dr. Bühler the Rārh of to-day in Bengal. *Cf.* Bühler, *Indian Sect of the Jainas*, p. 26.

4. *Cf.* Jacobi, *op. cit.*, pp. 263, 264.

5. "Under the name of Kuṇḍa-gāma the city of Vaiśālī is mentioned as the birthplace of Mahāvīra, the Jaina Tīrthaṅkara, who was also called Vesali, or the man of Vaiśālī."—Dey, *op. cit.*, p. 107.

6. Campā is a very sacred place to the Jainas, inasmuch as it was the resort of Mahāvīra for three rainy-seasons during his wanderings. It is known also as the birthplace and the place of death of Vāsupūjya, the twelfth Tīrthaṅkara of the Jainas. Cf. *ibid.*, p. 44.

7. "Śrāvastī, also called Sahet-Mahet, is the Candrapura or Candrikāpurī of the Jainas. It is known as the birthplace of the third Tīrthaṅkara Sambhavanātha and the

"તેમનો વિહાર ઘણા મોટા વિસ્તારમાં થયો હોય એમ જણાય છે; પ્રસંગે તેઓ મગધની રાજધાની રાજગૃહ અને બીજાં શહેરમાં પધારતા, જ્યાં તેમને અપૂર્વ માન મળતું હતું."[1] આ ઉપરાંત તેમના પોતાનાજ સમયમાં જૈન ધર્મમાં મતભેદ પડી જવા છતાં પણ જૈનોની માન્યતા પ્રમાણે મહાવીરના અનુયાયીઓની સંખ્યા કોઇપણ રીતે ઓછી ન હતી. તેમના સંઘમાં ૧૪,૦૦૦ શ્રમણો, ૩૬,૦૦૦ શ્રમણીઓ, ૧,૫૯,૦૦૦ શ્રાવકો અને ૩,૧૮,૦૦૦ શ્રાવિકાઓ તેમજ ૫,૪૦૦ જેટલા બીજા શિષ્યો હતા, જે ચૌદપૂર્વના જ્ઞાતા અથવા શ્રુતકેવલી હતા.[2]

પારસનાથની ટેકરી પાસે ઋજુપાલિકા નદી પર આવેલ જૃંભિકા ગામમાં[3] ૪૨ વર્ષની ઉમરે કેવલી થયા પછી અને જૈન ધર્મના સુધારક તરીકે ૩૦ વર્ષ ભ્રમણ કર્યા પછી મહાવીર રાજગૃહ પાસે પાવાપુરી[4]માં હસ્તિપાળ રાજાની પોશાલમાં ૭૨ વર્ષની[5] ઉમરે નિર્વાણ પામ્યા. આજે પણ જૈન યાત્રાળુઓ હજારોની સંખ્યામાં તે જગ્યાએ જાય છે. જૈન કાલગણના પ્રમાણે આ પ્રસંગ ઈ. સ. પૂર્વે ૫૨૭ માં બન્યો ગણાય છે અથવા સિલોનની કાલગણના પ્રમાણે બુદ્ધના નિર્વાણ પછી સોળ વર્ષે અથવા ઈ. સ. પૂર્વે ૫૪૩.[6] આ સાલ ઘણા ઐતિહાસિક પુસ્તકો અને ટીકાગ્રંથોમાંના ત્રણ શ્લોકોપર અવલંબિત છે.[7] "આ શ્લોકોનું મૂળ કોઇપણ જગ્યાએ સ્પષ્ટ મળતું નથી, પણ તે ઘણા ટીકાગ્રંથોમાં અને ઐતિહાસિક પુસ્તકોમાં જોવામાં આવે છે. તે વીર અને વિક્રમના

eighth Tīrthankara Candraprabha of the Jainas."—*Ibid.*, p. 190. "In that period in that age the venerable ascetic Mahāvīra stayed the first rainy-season in Asthikagrāma, three rainy-seasons in Campā and Prishṭi-Campā, twelve in Vaiśālī and Vanijagrāma, fourteen in Rājagṛha and the suburb of Nālandā . . ., one in Śrāvastī, one in the town of Pāpā in King Hastipāla's office of the writers."—Jacobi, *op. cit.*, p. 264.

1. Charpentier, *op.* and *loc. cit.* "The extent of his shpere of influence almost corresponds with that of the kingdom of Śrāvastī or Kosala, Videha, Magadha, and Anga—the modern Oudh, and the provinces of Tirhut and Bihar in western Bengal."—Bühler, *op. cit.*, p. 27.

2. Jacobi, *op. cit.*, pp. 267-268.

3. Also called Jrbhakagrāma or Jrmbhilā.—Stevenson (Mrs.), *op. cit.*, p. 38.

4. Mahāvīra lived thirty years as a householder, more than twelve years in a state inferior to perfection, something less than thirty years as a *Kevalin*, forty-two years as a monk—seventy-two years on the whole."—Jacobi, *op. cit.*, p. 269.

5. Pāpā—Pāvāpurī, about seven miles to the south-east of Bihar (town) and two miles to the north of Giriyek. According to Stevenson's *Kalpa-Sūtra*, Mahāvīra died here while he was spending the Paryushaṇa (Pajjusaṇa) at the palace of Hastipāla, king of Pāpā. There are four beautiful Jaina temples in an enclosure which marks the site of his death. Annual (*Dipāvali*) Divālī was started to commemorate Mahāvīra's death. *Cf.* Dey, *op cit.*, p. 148.

6. *Cf.* Jacobi, *Kalpa-Sūtra*, Int., p. 8.

7. "None of the sources in which these announcements appear is older than the twelfth century A.D. The latest is found in Hemacandra, who died in the year 1172 A.D. —Bühler, *op. cit.*, p. 23.

સંવતનો સંબંધ બતાવે છે અને જૈન કાલગણના માટે આધારભૂત મનાય છે.[1] મેરૂતુંગની[2] વિચારશ્રેણી તે શ્લોકોપર રચાયેલી છે અને તે મહાવીરના નિર્વાણ અને વિક્રમાદિત્યના રાજ્યારોહણ વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર દર્શાવે છે.

એ ત્રણ શ્લોકનું ભાષાંતર નીચે પ્રમાણે છે:[3] ( ૧ ) જે રાત્રીએ તીર્થંકર મહાવીરદેવ નિર્વાણ પામ્યા, તેજ રાત્રીએ અવંતિના રાજા પાલકનો અભિષેક થયો હતો. ( ૨ ) રાજા પાલકના ૬૦ વર્ષ, નંદોના ૧૫૫ વર્ષ, મૌર્યોના ૧૦૮ વર્ષ અને પુષમિત્ર ( પુષ્યમિત્ર ) ના ૩૦ વર્ષ; ( ૩ ) બલમિત્ર અને ભાનુમિત્રે ૬૦ વર્ષ રાજ્ય કર્યું. નભોવાહને ૪૦ વર્ષ રાજ્ય કર્યું તેવીજ રીતે ગર્દભિલ્લનો રાજ્યકાલ ૧૩ વર્ષ ચાલ્યો અને શકનો ૪ વર્ષ ચાલ્યો.[4]

આ રીતે મેરુતુંગની ગણના પ્રમાણે વિક્રમાદિત્યના સમય અને મહાવીરના નિર્વાણના સમયને ૪૭૦ વર્ષનું અંતર છે; જે ખ્રિસ્તી યુગના ઈ. સ. પૂર્વે ૫૨૭ ને મળતું આવે છે.[5] હવે મેરુતુંગની ગણના પ્રમાણે ૪૭૦ વર્ષ માની લઈએ તો વિક્રમ સંવતની શરુઆત અને મૌર્યોના રાજ્યને ૨૫૫ વર્ષનું અંતર આવે છે અને તેથી જૈન માન્યતા પ્રમાણે ચંદ્રગુપ્તના અભિષેકનો સમય ઈ. સ. પૂર્વે ૩૧૨ આવે છે.[6] હવે ૪૭૦ માંથી ૨૫૫ બાદ કરીએ તો ચંદ્રગુપ્ત અને નિર્વાણના સમયનું અંતર ૨૧૫ વર્ષ આવે છે. આ ૨૧૫ વર્ષ વિષે બધા એક મત થતા નથી, કારણ કે હેમચંદ્રાચાર્યે પરિશિષ્ટપર્વમાં નીચે પ્રમાણે લખે છે: " અને આ પ્રમાણે મહાવીરના નિર્વાણ પછી ૧૫૫ વર્ષે ચંદ્રગુપ્ત રાજા થયો."[7] ઈ. સ. પૂર્વે ૩૧૨ માં ૧૫૫ ઉમેરતાં મહાવીરના નિર્વાણની સાલ ઈ. સ. પૂર્વે ૪૬૭ આવે છે; એ ખરૂં છે કે મેરુતુંગ હેમાચાર્યના આ કથનનો ઉલ્લેખ કરે છે, પરંતુ બીજા ગ્રંથો એ બાબતનો વિરોધ કરે છે, તેથી વિશેષ તે કાંઈ કહેતા નથી.[8]

ડૉ. યાકોબી[9] અને ડૉ. શાર્પેન્ટિયરે[10] આ બે જૈન ગુરુઓએ પુરી પાડેલી વિગતોના

1. Bühler, *I.A.*, ii., p. 363.

2. " Merutunga, a famous Jaina author, composed in V.S. 1361 = 1304 A.D. his work the *Prabhandhacintāmaṇi* and about two years later his *Vicāraśreṇi* . . . ."—Charpentier, *I.A.*, xliii., p. 119.

3. " That they were not composed by Merutunga himself or any of his contemporaries is certain, because at that time the Jaina authors had long ago ceased to write in Prākṛt."—Charpentier, *op. cit.*, p. 120.

4. जं रयणिं कालगओ . . . सगस्स चऊ . .—*Vicāraśreṇi*, p. 1. MS., B.O.R.I.I., No. 378 of 1871-1872.

5. Fifty-seven years elapsed between the commencement of the *Saṁvat* and the Christian eras.

6. " The Jaina authorities give the year of his accession as 313 (312) B.C., a date at which the canon of the Jaina scriptures was fixed."—Cf. *C.H I.*, i., p. 698.

7. एवं च श्रीमहावीर . . . चंद्रगुप्तोऽभवन्नृपः.—Jacobi, *Pariśishtaparvan*, Canto VIII, v. 339.

8. तच्चिन्त्यम् यत एवं ६० वर्षाणि त्रुट्यन्ति ॥ अन्यग्रंथैः सह विरोधः —*Vicāraśreṇi*, op. cit., p. 1.

9. Jacobi, *Kalpa-Sūtra*, Int., pp. 6-10.

10. Charpentier, *op. cit.*, pp. 118–123, 125-133, 167-178.

આધારે મહાવીરનો સમય નક્કી કર્યો છે. બંને વિદ્વાનોએ એટલી બધી ઝીણવટ અને ઐતિહાસિક સત્યતાથી પોતાનાં અનુમાનો દોર્યાં છે કે તેઓના અભિપ્રાયો સાબીત કરવા ફરીથી વિગતોમાં ઉતરવાની જરૂર રહેતી નથી. હેમચંદ્રે રજૂ કરેલી વિગત સ્વીકારવા તેઓ સંમતિ આપે છે અને અનિવાર્ય નિર્ણય પર આવે છે કે આ યુગની તારીખ ઈ. સ પૂર્વે ૪૬૭ લગભગ હોવી જોઈએ.[1]

ડૉ૦ શાર્પેન્ટિયર કહે છે કે "મેં એમ બતાવવા પ્રયત્ન કર્યો છે કે કાલગણનાની ટીપ જેના ઉપર જૈનો વિક્રમ સંવતની શરુઆત અને મહાવીર નિર્વાણ વચ્ચેના અંતરને ૪૭૦ વર્ષ થવાની કલ્પના કરે છે તે તદ્દન અર્થ વગરની છે. સમયની પૂર્તિને માટે જે જે રાજાઓની વંશાવળી બનાવવામાં આવી છે, તે તદ્દન ઈતિહાસવિરુદ્ધ અને કોઇપણ રીતે માની શકાય તેવી નથી...." [2] જૈન કથનના તદ્દન કાલ્પનિક આધારને બાજુએ મૂકીને પ્રસિદ્ધ વિદ્વાનોએ બીજી દલીલો રજૂ કરી છે. તે મહાવીર અને બુદ્ધની સમકાલીનતા અને હેમચંદ્રની વધુ સત્ય ઐતિહાસિક હકીકતો છે.

બંને મહાન પુરૂષો સમકાલીન અને પ્રતિસ્પર્ધી સમાજની સાધુસંસ્થાના સ્થાપક હતા તે સિદ્ધ વાત છે. "પણ જો આપણે જૈન કથનને માન્ય રાખીએ કે મહાવીરનું નિર્વાણ વિક્રમ સંવત પહેલાં ૪૭૦ વર્ષે અર્થાત્ ઈ. સ. પૂર્વે ૫૨૭ માં થયું છે તો તે શક્ય છે કે નહિ તેની અમને શંકા છે; કારણ કે બુદ્ધનિર્વાણની તારીખ ઈ. સ. પૂર્વે ૪૭૭ જે કર્નલ કનિંગહામ અને પ્રો૦ મૅક્સમુલરે પહેલાં નક્કી કરી છે તે મારા અભિપ્રાય પ્રમાણે સાચી છે; અને બધા એકે અવાજે કહે છે કે તેઓ તે વખતે ૮૦ વર્ષના હતા, એટલે તેઓ ઈ. સ. પૂર્વે ૫૫૭ માં જન્મ્યા હશે. આથી એ સ્પષ્ટ થાય છે કે જો મહાવીર નિર્વાણ ઈ. સ. પૂર્વે ૫૨૭ માં હોય તો બુદ્ધ તે વખતે ૩૦ વર્ષના હતા અને તેઓ ૩૬ વર્ષની ઉમર એટલે ઈ. સ. પૂર્વે ૫૨૧ પહેલાં બુદ્ધપદ કે અનુયાયી મેળવી શક્યા ન હતા, તેથી તેઓ કદી મહાવીરને ન મળ્યા હોય તે અસંભવિત છે. આ ઉપરાંત અજાતશત્રુ જે બુદ્ધનિર્વાણ પહેલાં આઠ વર્ષે રાજા થયો હતો અને જેણે ૩૨ વર્ષ રાજ્ય કર્યું તેના રાજ્યમાં બંને પુરૂષો રહ્યાનું સાબીત થાય છે. તે બીના ઉપર બતાવેલી તારીખો માનવાનું વધારે અસંભવિત બનાવી મૂકે છે." [3]

1. No doubt there are other scholars who hold the contrary opinion, but their discussions having been rendered obsolete by Jacobi and Charpentier we shall not dwell upon them any further. Just to mention a few amongst them: Burgess, *I.A.*, ii., p. 140; Rice (Lewis), *I.A.*, iii., p. 157; Thomas (Edward), *I.A.*, viii., p. 30; Pathak, *I.A.*, xii., p. 21; Hoernle, *I A*, xx., p. 360; Guèrinot, *Bibliographie Jaina*, Int., p. vii, and so on.

2. Charpentier, *op. cit.*, p. 125. "Not only is the number of years (155) allotted in the *Gāthās* to the reign of the Nandas unduly great, but also the introduction of Pālaka, Lord of Avanti, in the chronology of the Magadha kings looks very suspicious."—Jacobi, *op. cit.*, p. 8.

3. Charpentier, *op. cit.*, pp. 131-132. "To return to our discussions of the date of the *Nirvāṇa*, it is obvious that the year 467 B.C., which we inferred from Hemacandra's

હેમચંદ્રે પોતાના પરિશિષ્ટ પર્વમાં આપેલ પૂરાવા પર આવતાં ડૉ. શાર્પેન્ટયર કહે છે કે "હેમચંદ્રે વિક્રમસંવત અને ચંદ્રગુપ્તના રાજ્યાભિષેક વચ્ચે ૨૫૫ વર્ષના અંતરનું કથન બરાબર ગણ્યું છે તે ડૉ. યાકોબીની સાથે આપણે ભલે સ્વીકારીએ. આથી મહાવીરના નિર્વાણ અને વિક્રમના રાજ્યારોહણ વચ્ચેના ૨૫૫+૧૫૫ વર્ષ મળીને ૪૧૦ વર્ષ થયાં ગણાય, તો પછી મહાવીરનું નિર્વાણ ઈ. સ. પૂર્વે ૪૬૭ માં થયાનું નિશ્ચિત થાય છે જે સાલ મારા અભિપ્રાય પ્રમાણે તેની સાથે સંબંધ ધરાવતા બધા પ્રસંગોને અનેક રીતે બંધબેસતી આવે છે અને તેજ સાચી સ્વીકારી શકાય તેમ છે."[1]

આ ઉપરાંત બીજાં પણ કેટલાંક કારણો છે જે એક યા બીજી રીતે મહાવીર-નિર્વાણની આ તારીખ નક્કી કરવામાં આપણને મદદ કરે છે. આપણે તેની ચર્ચામાં ઉતરવાને બદલે એક પછી એક ગણાવી લઈએ. ભદ્રબાહુના નિર્વાણની તારીખ અને તેમનો ચંદ્રગુપ્તસાથેનો સંબંધ;[2] જૈનધર્મમાં પડેલ ત્રીજા પંથભેદની તારીખ અને તેની સાથેનો મૌર્યરાજા બલભદ્રનો સંબંધ;[3] દેવર્ધિ ગણીએ છેવટ નક્કી કરાવીને ભદ્રબાહુના કલ્પસૂત્રમાં મુકેલી તારીખ તથા ધ્રુવસેનના રાજ્યારોહણના વર્ષમાં વલ્લભીમાં થયેલ મહાસભાની તારીખનો સંબંધ,[4] અને છેવટે સ્થૂલભદ્રના શિષ્ય સુહસ્તિની તારીખ તથા તેનો અશોકના પૌત્ર અને ગાદીવારસ સંપ્રતિ[5] સાથેનો સંબંધ.[6]

આપણી પાસેનાં આ બધાં ઐતિહાસિક પ્રમાણોથી એક વાત સ્પષ્ટ છે કે જે નિર્ણય પર આપણે આવ્યા છીએ તે વિચારણીય તારીખ સાથે સંબંધ ધરાવતી અનેક હકીકતો સાથે પૂરેપૂરી એકવાક્યતા ધરાવે છે. તેમ છતાં ઈ. સ. પૂર્વ ૪૬૭ ની સાલ

record, cannot be far wrong, because it agrees so well with the adjusted date of Buddha's *Nirvāṇa*, 477 B.C., a synchronism which by our previous research has been established as necessary."—Jacobi, *op. cit.*, p. 9.

1. Charpentier, *op. cit.*, p. 175.

2. This date of Bhadrabāhu's death is 170 A.V., which is equal to 357 B.C. according to the traditional date, and 297 according to the date of Jacobi and Charpentier, and considering Bhadrabāhu's connection with Candragupta the year 357 B.C. is to be totally excluded.

3. This schism originated in 214 A.V., and according to Merutuṅga the Maurya rule dates from 215 A. V., and hence Hemacandra's calculations, according to which the Maurya dynasty begins 155 years after the *Nirvāṇa*, seem more reasonable.

4. That date is either 980 or 993 A.V., which, taking 467 B.C. as the date of Mahāvira's *Nirvana*, is equal to 526 A.D., which exactly corresponds to the year of Dhruvasena's succession to the throne of Vallabhi.

5. This date is 245 A.V. according to Merutuṅga, and this more or less agrees with the chronology of Hemacandra, according to which Candragupta began his rule in 155 A.V., because, as Aśoka died ninety-four years after Candragupta, the date of Samprati comes to 249 A.V.

6. *Cf.* Charpentier, *op. cit.*, pp. 175-176; Jacobi, *op. cit.*, pp. 9-10.

જોકે બહુ ખોટી તો નથી તો પણ મહાવીરના નિર્વાણના ખરા વર્ષ તરીકે ગણી શકાય નહિ, કારણ કે એમ માનવાને કોઈ પણ કારણ નથી કે હેમચંદ્રે વિક્રમ સંવત અને ચંદ્રગુપ્તના રાજ્યારોહણ વચ્ચે ૨૫૫ વર્ષ થયાનું સ્વીકારેલું છે અને તેથી એવા નિર્ણય પર આવ્યા કે જૈન કથન પ્રમાણે ચંદ્રગુપ્તે પોતાનું રાજ્ય ઈ. સ. પૂર્વે ૩૧૨ માં શરુ કર્યું. એમાં તો શંકા નથી કે ચંદ્રગુપ્તના રાજ્યારોહણની ચોક્કસ તારીખ આ પ્રમાણોથી મળવી મુશ્કેલ છે.[1] પણ આટલી બધી અચોક્કસ બાબત પર બહુ આધાર રાખ્યા વિના પહેલાની તારીખ વધારે બુદ્ધિગમ્ય અને તત્કાલીન ઐતિહાસિક વાતાવરણ તેમજ ચંદ્રગુપ્તના જીવનના કેટલાક પ્રસંગોને અનુકૂળ જણાય છે. ડૉ૦ થોમસ,[2] મી૦ સ્મિથ[3] અને બીજા વિદ્વાનો ચંદ્રગુપ્તનો રાજ્યારોહણકાલ ઈ. સ. પૂર્વે ૩૨૫ થી ૩૨૧ કે તેની આસપાસ મૂકવા સંમત થાય છે.[4] આ પર આપણે આધાર રાખીએ તો આપણને મહાવીરની નિર્વાણ તારીખ ઈ. સ. પૂર્વે ૪૮૦ થી ૪૬૭ મળે છે અને બુદ્ધની નિર્વાણ તારીખ ઈ. સ. પૂર્વે ૪૭૭ ની સાથે બંધબેસતી આવે છે, "જે લગભગ સાબીત થઈ ચૂકી છે."[5] આનું કારણ એ છે કે સ્પષ્ટ રીતે આ બે મહાન પુરુષોના નિર્વાણને બહુજ થોડા વર્ષોનો ફરક હોવો જોઈએ.[6] આ ઉપરાંત વર્ધમાનના નિર્વાણની સ્વીકારેલ આ તારીખ આપણે રજૂ કરેલ કોઈ પણ પ્રમાણો કે દલીલોની વિરુદ્ધ નથી.

આમ છતાંય મહાવીરના જૈન ધર્મસંબંધી કરેલ સુધારા વિષે વિચાર કરતાં પહેલાં શ્રી. જાયસ્વાલ, બેનરજી અને બીજાઓએ રજુ કરેલ ગણાતાં સાચાં અનુમાનોથી આ કાળની ગણનામાં ઉત્પન્ન થતી ભ્રમણા વિષે આપણે બે શબ્દો કહેવા જોઈશે.[7] "કલિંગ દેશમાં જૈનધર્મ" એ પ્રકરણમાં આપણે જોઈશું તેમ હજી હમણાંસુધી મી. વિન્સંટ સ્મિથ[8] અને બીજા વિદ્વાનોની માફક આ વિદ્વાનો એમ માનતા હતા કે ખારવેલનો શિલાલેખ મૌર્ય યુગના ૧૬૫ મા વર્ષનો હતો–રાજ–મુરિય કાલે–એટલે ઈ. સ. પૂર્વે ૧૭૦ વર્ષ. ૩૦૦ વર્ષ પહેલાં એટલે ઈ. સ. પૂર્વે ૪૭૦ માં કલિંગમાં કોઈ નંદરાજે નહેર ખોદાવ્યાનો ઉલ્લેખ આવે છે,[9] તેથી આ ઐતિહાસિક તારીખનું મહત્ત્વ

1. "Our defective knowledge of the chronology is in striking contrast to the trustworthy information which we possess concerning the country and its administration."—Thomas ( F. W ), *C. H. I.*, i., p. 473.

2. *Ibid.*, pp. 471-472.

3. Smith, *Early History of India*, p. 206 ( 4th ed. ).

4. The date of Candragupta's accession has been fixed by Professor Kern between 321 and 322; accordingly the date of the *Nirvāṇa* is somewhere between 477 and 475 B.C., and this date is probably correct within a few years, as it nearly agrees with the adjusted date of Buddha's *Nirvāṇa* in 477 B.C."—Jacobi, *Pariśishṭaparvan*, Int., p. 6.

5. Jacobi, *op.* and *loc. cit.*

6. *Cf.* Dasgupta, *op. cit.*, i., p. 173.

7. Jayaswal, *J. B. O. R. S.*, iii., pp. 425-472, and iv., pp. 364 ff.; Banerji ( R. D. ), *J. B. O. R. S.*, iii., pp. 486 ff.

8. Smith, *J. R. A. S.*, 1918, pp. 543-547.

9. Smith, *J. R. A. S.*, 1918, p. 546.

વધે છે. નવમા શિશુનાગ રાજા નંદિવર્ધન જેની તારીખ પહેલાં ઈ. સ. પૂર્વે ૪૧૮ સ્વીકારવામાં આવી હતી તેની સાથે આ નંદરાજને ઘટાવ્યા હોવાથી સ્મિથ આખી શિશુનાગની વંશાવલી ઉલટાવી નાંખવાની હદસુધી પહોંચી ગયા હતા અને અજાતશત્રુને આગળના ઇ. સ. પૂર્વે ૪૯૧ નાં બદલે ઈ. સ. પૂર્વ ૫૫૪ માં અને બિંબિસારને ઈ. સ. પૂર્વે ૫૧૯ ના બદલે ૫૮૨ માં મૂકયા.[1] બુદ્ધ અને મહાવીર બંનેની સમકાલીન વંશાવલીમાં આ ફેરફાર જોઈ તેમજ નંદરાજથી હરાયેલ જિનપ્રતિમાનો ઉલ્લેખ શિલાલેખના મુખ્ય ભાગમાં હોવાથી સ્મિથ[2] અને જાયસ્વાલ[3] એવા નિર્ણય પર આવ્યા કે ખારવેલના શિલાલેખો મહાવીરનું નિર્વાણ ઈ. સ. પૂર્વે ૫૨૭ માં અને બુદ્ધનું નિર્વાણ ઈ. સ. પૂર્વે ૫૪૩ માં થયું છે, એ જૂની માન્યતાને ટેકો આપે છે.

આપણે આગળ જોઇશું તેમ ખારવેલના શિલાલેખો પર આધાર રાખતાં આ અનુમાનો શ્રી. જાયસ્વાલે સૂચવેલ છેલ્લા વાચનનો વિચાર કરતાં કાંઇપણ ઉપયોગનાં નથી. તેમાં નિર્દેશેલ સમયને મૌર્યયુગ સાથે કાંઈ સંબંધ નથી તેમજ તે કારણ પણ બહુ ઉપયોગી નથી, કારણ કે મહાન ઇન્ડો-ગ્રીક રાજા ડિમેટ્રીયસના સંબંધનો વિચાર કરતાં આપણને શિલાલેખની તેજ તારીખ મળી આવે છે. જે અતિ મહત્ત્વનો ફેરફાર થયો તે એ છે કે નહેર નંદયુગના ૧૦૩ માં વર્ષમાં ખોદાઈ હતી; નહિકે ૩૦૦ વર્ષ પહેલાં.[4] આ રીતે મૂળ આધાર જેના કારણે મી. સ્મિથ શિશુનાગની આખી વંશાવલી ૫૦ વર્ષ પાછળ ઠેલવાનું સાહસ કરે છે તેજ ટકી શકતો નથી. તે ઉપરાંત તે મહાન ઇતિહાસવેત્તા કહે છે કે "નવીન પ્રમાણોથી હું એટલો બધો ચકિત થયો છું કે મારા હવે પછી છપાતા ઑક્સફર્ડ હિસ્ટરી ઓફ ઇન્ડિયામાં શિશુનાગ અને નંદને વ્હેલા સમયમાં થયા ગણાવ્યા છે."[5] પણ જે વિદ્વાનને મિ. સ્મિથ આટલી હદ સુધી માન્ય ગણે છે અને જે વિશ્વસનીય હોવાનું મહાન સન્માન ધરાવે છે તેણે તો ઘણા લાંબા સમયના અભ્યાસ અને સંશોધન પછી શિલાલેખના પ્રથમ અર્થને તદ્દન ફેરવી નાંખ્યો છે.

1. "In the third edition of my *Early History of India* (1914) I placed the accession of Nandivardhana doubtfully about 418 B.C. He Must now go back to c. 470 B.C., or possibly to an earlier date. That finding involves putting back Ajātaśatru or Kuṇika (No. 5 Śaiśunaga) to at least c. 554 B.C., and his father Bimbisāra or Śrenika (No. 4) to at least *c.* 582 B.C."—Smith, *op. cit.*, pp. 546-547. In his first edition (1904) Smith has put 401 B.C. for Nandivardhana, p. 33; see *ibid.*, p. 41; *ibid.*, p. 51 (4th ed. 1924).

2. "According to Pāli tradition Mahāvīra predeceased Buddha. But other reasons support the date 467 B.C., as advocated by Charpentier, and this fits in with the traditional date of Bhadrabāhu, who was the contemporary of Candragupta Maurya. The year 527 (528-7) B.C., the most commonly quoted date for the death of Mahāvīra, is merely one of several dates, but it is supported by the Khāravela inscription."—*Ibid.*, p. 49. Cf. *ibid.*, p. 50.

3. Jayaswal, *J. B. O. R. S.*, xiii., p. 246.

4. *Ibid.*, pp. 221 ff.

5. Smith, *J.R.A.S.*, 1918, p. 547.

શ્રી. જાયસ્વાલ કહે છે કે "આથી એમ સાબીત થાય છે કે. ઈ. સ. પૂર્વે ૪૫૦ લગભગ જૈન પ્રતિમા હોવાનો અર્થ એ નીકળે છે કે મહાવીરના નિર્વાણની તારીખ જુદી જુદી જૈન કાળગણના તેમજ પૌરાણિક અને પાલી ગ્રંથોના આધારે ઈ. સ. પૂર્વે ૫૪૫ નક્કી થાય છે..."[1] આ કાંઇક વિચિત્ર જણાય છે, કારણ કે અહીં જે નંદરાજનો ઉલ્લેખ થયો છે તેને નંદિવર્ધન શિશુનાગ, જેના સમયને અલબેરૂની અને બીજાં ઐતિહાસિક પ્રમાણોથી શ્રી. જાયસ્વાલ ઉપરના નંદનો સમય માને છે તેની સાથે ખાસ કરીને શા માટે ઘટાવવામાં આવે છે તે સમજાતું નથી.[2]

આ રાજા નંદ આપણે બીજા પ્રકરણમાં જોઈશું તેમ ડૉ૦ શાર્પેન્ટિયરના અભિપ્રાય મુજબ નવનંદોમાંના એકને બરાબર મળતો આવે છે. જેમાંનો પહેલો નંદ, "હેમચંદ્રની દૃષ્ટિએ કાંઇક ઠીક જણાય છે."[3] જો આ સમાનતા, સ્વીકારવામાં આવે તો જૈન પ્રતિમા હોવાનો ઐતિહાસિક કાળ ઈ. સ. પૂર્વે ચોથી સદીની શરૂઆત લગભગનો ગણી શકાય. એમ માની લેવામાં આવે કે આ રાજા નંદ જેની તારીખ શ્રી૦ જાયસ્વાલના અભિપ્રાય પ્રમાણે ઈ. સ. પૂર્વે ૪૫૭ લગભગ આવે છે તે નંદિવર્ધનજ છે તો જૈન પ્રતિમાઓ ઈ. સ. પૂર્વે ૪૫૦ લગભગ અથવા તો તે પહેલાં પણ હતી તેમ કહેવામાં ઐતિહાસિક ભૂલ કે જૈન દંતકથાઓનો વિરોધ જણાતો નથી. એટલે એમ કહેવાને આટલા એકજ કારણથી હરકત નથી કે મહાવીરના નિર્વાણનો સમય ઈ. સ. પૂર્વે ૪૬૭ લગભગ ન હોઈ શકે; અને ઈ. સ. પૂર્વે ૫૪૫ સુધી દૂર જવાની જરૂર પડે, કારણ કે સાચી કે ખોટી પણ ઘણી ખરી દંતકથાઓ પ્રમાણે મૂર્તિપૂજા જૈનધર્મને માટે નવી વસ્તુ નથી.[4]

વળી મહાવીરના નિર્વાણની તારીખ ઈ. સ. પૂર્વે ૫૪૫ નક્કી કરતાં જૈન ગ્રંથોના બનાવો તેમજ ઐતિહાસિક માહિતીને અવગણવી પડે છે. જો કે એ તદ્દન સત્ય વાત છે કે ભારતીય ઇતિહાસનો આ સમય જૈન, બૌદ્ધ, તેમજ હિંદુધર્મની અસંખ્ય દંતકથાઓથી એવો ચિત્રવિચિત્ર રીતે ભરેલો છે અને તે ઉપરાંત કોઈ કોઈવાર એક યા બીજા સ્વાર્થી હેતુમાટે પછીના લેખકોએ એવી રીતે ગોઠવી દીધો છે કે આખી વસ્તુની પાછળ રહેલી સત્ય હકીકત મેળવવાનું કામ મુશ્કેલ થઈ પડ્યું છે.

હવે જૈન દંતકથા પ્રમાણે અજાતશત્રુ અને ચંદ્રગુપ્ત વચ્ચેનું અંતર ઉદાયિન અને નવનંદોથી[5] પૂરવામાં આવ્યું છે, જ્યારે મેરુતુંગ જેવા લેખકો કહે છે કે નંદનું રાજ્ય ૧૫૫ વર્ષ ચાલ્યું; બીજી તરફ હેમચંદ્રે નંદને માટે માત્ર ૯૫ વર્ષ કહ્યાં છે જેમાં તેમનો

1. Jayaswal, *op. cit.*, p. 246. This date of Jayaswal is based also on the Chronological facts that he has worked out after consulting the Pāli, Purāṇic and Burmese traditions. Cf. *J.B.O.R.S.*, i., p. 114.

2. Jayaswal, *J.B.O.R.S.*, xiii., pp. 240–241.

3. Charpnetier, *op. cit.*, pp. 171–172.

4. तइ णं सा दोवई रायवरकन्ना . . . जेणेव जिणघरे . . . जिणपडिमाणं . . . पणामं करेइ . . .— *Jñāta*, *sut.* 119, p. 210.

5. *Cf.* Rapson, *C.H.I.*, i., p. 313.

નવનંદોનો આશય છે. તેમ છતાં ઈ. સ. પૂર્વે ૪૮૦ થી ૪૬૭ નો કાળગણનાનો સમય જે આપણે મહાવીર નિર્વાણના સમય તરીકે મૂકયો છે તે આજસુધીમાં જે પૂરાવા મળ્યા છે તેમાંથી પ્રાચીન ભારતીય ઇતિહાસની રચના કરવાના આપણા પરિશ્રમનું ફલ છે; તેમજ શકય પ્રમાણોથી કાંઇક વિશેષ મેળવવાનો શુદ્ધ ઉદ્દેશ છે. આથી વિશેષ સત્ય નિર્ણયને સારૂ પુરાતત્ત્વ સંશોધન આપણને વધારે અનુરૂપ સાધનો આપે ત્યાંસુધી આપણે રાહ જોઇએ તેજ સંતોષપ્રદ છે.

૩

પ્રભુ મહાવીરના સુધારેલ જૈનસંપ્રદાય અથવા જૈનધર્મનો વિચાર કરતાં આપણને જણાય છે કે તે વિષે પણ વિસ્તારપૂર્વક વિવેચન કરવું શકય નથી. આ પુસ્તકના મર્યાદિત ક્ષેત્રમાં જે કાંઈ થઈ શકે તે એ છે કે તેના મુખ્ય લક્ષણો અને મનુષ્યના આધ્યાત્મિક જીવન અંગેના સામાન્ય વિષયો, પ્રશ્નો અને ગુંચવણોનો ઉકેલ વિચારવા પૂરતું છે. ચિંતન એ તત્ત્વજ્ઞાનનો જીવંત આત્મા છે. પ્રાથમિક તાત્ત્વિક ચિંતન જગતની ઉત્પત્તિના પ્રશ્નમાં અટવાય છે અને કર્મના સિદ્ધાંત પ્રતિપાદન કરવા પ્રયાસ થાય છે. આસ્તિકતાનો આપણે એમ અર્થ કરીએ કે કોઈ શાશ્વત સર્વોપરિ ઇશ્વર સર્વ વસ્તુઓના કર્તા અને પ્રભુ છે તો એ દૃષ્ટિએ જૈનધર્મ નાસ્તિક ગણાય. "જૈનધર્મના નાસ્તિકત્વનો અર્થ એક દૈવી સર્જકાત્માના અસ્તિત્વનો નિષેધ છે."[1] જૈનો સર્વશકિતમાન ઈશ્વરને માનતા નથી; પણ તેઓ શાશ્વત અસ્તિત્વ, સર્વવ્યાપી જીવન, કર્મના સિદ્ધાંતની અટળતા અને મોક્ષ માટે સર્વજ્ઞતાની આવશ્યકતા સ્વીકારે છે.

જૈનોને વિશ્વઉત્પત્તિના આદિકારણનો પ્રશ્ન ઉકેલવાની જરૂર જણાતી નથી.[2] તેઓ બુદ્ધિગમ્ય આદિકારણના અસ્તિત્વને સ્વીકારતા નથી,[3] અને શૂન્યમાંથી અથવા અકસ્માતમાંથી ઉદ્ભવતા સર્જન સિદ્ધાંતની ઉપેક્ષા કરે છે. એક જૈનવિચારકને મન પ્રકૃતિના સિદ્ધાંતનું વ્યવસ્થિત કાર્ય એ કોઈ અકસ્માત કે પ્રારબ્ધમાંથી ઉદ્ભવી શકે નહિ; તેમજ એક અનુત્પન્ન ઈશ્વર એકાએક ઉત્પાદક કેમ બની શકે તે તેની કલ્પનામાં પણ આવી શકે નહી. આચાર્ય જીનસેન પૂછે છે કે, "જો ઈશ્વરે જગત બનાવ્યું તો તે બનાવવા પહેલાં ઈશ્વર કયાં હતો? જો તે ખાલી જગ્યામાં ન હતો તો જગતને

1. Hopkins, *op. cit.*, pp. 285-286. "Their only real gods are their chiefs or teachers, whose idols are worshipped in the temples."—*Ibid.*

2. कर्तास्ति कश्चिद् जगतः स चैकः
स सर्वगः स स्ववशः स नित्यः ।
इमाः कुहेवाकविडम्बनाः स्यु-
स्तेषां न येषामनुशासकस्त्वम् ॥ ६ ॥

Hemacandra, *Syādvādamañjarī* (ed. Motilal Ladhaji), v. 6, p. 24; see *ibid.*, pp. 14 ff.

3. Radhakrishnan, *op. cit.*, i., p. 289. *Cf.* also Vijayadharmasūri, *Bhandarkar Commemorative Volume*, pp. 150-151.

તેણે ક્યાં સમાવ્યું હતું? અરૂપી અથવા અમૂર્ત એવો ઈશ્વર મૂર્ત દ્રવ્યરૂપ જગતને કેમ બનાવી શકે? જો દ્રવ્યનું અસ્તિત્વ માનીએ તો જગતને શા માટે અનાદિ ન માનવું? જો જગતના કર્તા એવા ઈશ્વરનો કોઈ કર્તા નથી તો જગતને સ્વયં ઉત્પન્ન થયેલ માનવામાં શો દોષ?" તેઓ આગળ જણાવે છે કે, "શું ઈશ્વર સ્વયંપૂર્ણ છે? અને એમ છે તો તેને જગત ઉત્પન્ન કરવાનું કાંઈ કારણ નથી. જો તે સંપૂર્ણ નથી તો સાધારણ કુંભારની માફક તે આ કાર્યને માટે અશક્ત ગણાય; કારણ કે પૂર્વ સિદ્ધાંતથી તો સંપૂર્ણ જગત બનાવી શકે. જો ઈશ્વરે પોતાની ઇચ્છા પ્રમાણે જગતને રમકડા રૂપ બનાવ્યું હોય તો ઈશ્વર બાળક ગણાય. જો ઈશ્વર દયાળુ છે અને પોતાની કૃપાથી જગત બનાવ્યું છે તો તેણે દુઃખ અને સુખ એ બે તો નજ બનાવ્યા હોત."[1]

જો એમ દલીલ કરીએ કે જે કાંઈ બધું અસ્તિત્વમાં છે તેનો કર્તા હોવો જોઈએ, તો કર્તાનો પણ કર્તા હોવો જ જોઈએ. આમ આપણે ચક્કરમાં પડવા જેવું થશે, અને આમાંથી બચવાનો રસ્તો પ્રત્યેક વસ્તુના કર્તાના સ્વયંઅસ્તિત્વમાં માનવામાં રહેશે. અહીં વળી પાછો એ પ્રશ્ન ઉઠે કે જો એક વ્યક્તિને માટે સ્વયં ઉત્પત્તિ અને શાશ્વતતા શક્ય હોય તો તે અનેક વસ્તુવિશેષ કે મનુષ્ય માટે શક્ય નથી શું? આ સંજોગોમાં જૈન માનસ ઘણાં દ્રવ્યો રજૂ કરે છે અને બધાંય દ્રવ્યોને પોતાની આવશ્યકતા સિદ્ધ કરવાના આધારરૂપે જગતને સમજાવે છે. "જીવ અને અજીવમાં સમાઈ જતું સારૂંય જીવંત વિશ્વ કોઈ પણ બાહ્ય દૈવીસત્તાની દખલ વિના પ્રાકૃતિક નિયમાનુસાર અસંખ્ય પરિવર્તનોમાંથી પસાર થતું અનાદિ કાળથી ચાલ્યું આવે છે. વિશ્વની વિવિધતાનું મૂળ કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ એ પાંચ સમવાય કારણોમાં મળી આવે છે."[2]

જડવાદ નામની અપૂર્ણ તત્ત્વજ્ઞાનની એક શાખા તેમજ ચાર્વાક કે જેનો સિદ્ધાંત '*यावत् जीवेत् सुखं जीवेत्*' એ છે તથા જે માને છે કે ભસ્મીભૂત થયેલ શરીર ફરી જન્મ લેતું નથી, તે બેની માફક જૈનો ઇશ્વરને ન માનવા છતાં પણ જડવાદી નથી. મી૦ વૉરને પોતાના 'જૈનિઝમ' નામના પુસ્તકમાં જૈનદર્શન અને બીજાં દર્શનો વચ્ચેનો વિચારભેદ સુંદર રીતે નીચે પ્રમાણે આપ્યો છે. "દયાળુ, સર્વશક્તિમાન અને જગતના કર્તા તથા શાસનકર્તા એવા ઇશ્વરને ન માનનાર એવો સામો પક્ષ છે કે જે આત્માને પણ માનતો નથી; તે જડવાદી નાસ્તિક પક્ષ છે કે જે એમ પ્રતિપાદન કરે છે કે જીવ અને ચેતન એ ભૌતિક અણુઓની ગતિ અને તેના સંગઠનનું પરિણામ છે, જે મૃત્યુ સમયે જુદાં પડી જાય છે. પણ જેઓને આમાંનો એકેય સિદ્ધાંત સંતોષ આપી શકતો નથી તેઓને માટે આ પુસ્તકમાં એક ખાસ સિદ્ધાંતની આછી રેખા

1. Latthe, *Introduction to Jainism*, pp. 85-87; Jinasena, *Ādi Purāṇa*, chap. iii. *Cf.* Bhandarkar, *Report on Sanskrit MSS., 1883-1884*, p. 118.

2. Radhakrishnan, *op. cit.*, p. 330.

દોરવામાં આવી છે. આ સિદ્ધાંત આત્માના અસ્તિત્વને નિષેધતો નથી તેમજ કર્તાની માન્યતા સ્વીકારતો પણ નથી; છતાં પણ તે પ્રત્યેક વ્યક્તિને પોતાના ભાગ્યનો વિધાતા બનાવે છે, પ્રત્યેક જીવંત આત્માને મોક્ષનું ધ્યેય બનાવે છે, તેમજ તે શાશ્વત સુખના આવશ્યક સાધન તરીકે આત્મવિકાસની સર્વોત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચતા સુધીના સમય માટે સર્વોચ્ચ ત્યાગ ગણાવે છે."[1]

અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જો ઈશ્વર જેવી કોઈ વ્યક્તિને જૈનો સ્વીકારતા નથી તો તેઓ કઈ સત્તાને માને છે અને તેનાં લક્ષણો શાં છે? લક્ષણો દ્વારા ઓળખ્યા વિના કોઈપણ વ્યક્તિનાં ફરમાનો સ્વીકારતાં બીનજવાબદાર અને આપખુદ સત્તાધીશની આજ્ઞા સ્વીકારવાનો આરોપ આવે છે. સત્તાધીશ ગમે તેટલો સાચો હોય છતાંય સત્યજ્ઞાન એ ઉપદેશની પહેલી ભૂમિકા છે. ધર્મના મૂળ તરફ જોતાં મનુષ્ય અને ઈશ્વરી સત્તાનો પારસ્પરિક સંબંધ એ ધર્મની તાત્ત્વિક વ્યાખ્યા નથી અને એ જૈનધર્મને અનુકૂળ પણ નથી. આવી વ્યાખ્યા ધર્મના ઉંડા રહસ્યને ઉકેલ્યા વિનાજ રહેવા દે છે. "દુઃખના અસ્તિત્વનાં કારણ જાણવાની, તેને નિર્મૂળ કરવાની, પરિણામે નિપજતા શાશ્વત સુખ માટે મનુષ્યની સ્વાભાવિક વાંછના તેજ ધર્મનું લક્ષણ છે."[2] ઉપર જણાવેલી શકિતઓ દેખીતી રીતે દૈવી નથી તેથી દૈવી શક્તિનો આ રીતે અસ્વીકાર કરવામાં આવ્યો છે; અને વધારામાં સત્યસ્વરૂપે નહિ, પણ તેના પૂજકોની દૃષ્ટિએ તેઓ દેવ[3] ગણાય છે. આ એક નિર્બળતા છે અને ઓછાવત્તા પ્રમાણમાં જૈનો પણ તેમાંથી સ્વાભાવિક રીતે મુક્ત રહી શકે તેમ નથી. આ વિચારસરણી હમણાં બાજુએ રાખીએ તો આપણે પહેલાં જોયું તેમ પોતાના વિકારો અને ઇંદ્રિયોને જીતી સર્વ કર્મોથી મુક્ત થયેલ એવા મહાન આત્માઓએ જગતમાં પવિત્ર અને પૂર્ણ પ્રકાશરૂપ જૈન ધર્મ પ્રરૂપ્યો છે.[4]

જૈનધર્મના મૌલિક સિદ્ધાંતોને રજૂ કરતાં બધાં શાસ્ત્રો પૃથ્વી પર મનુષ્ય તરીકે વિચરતા પાર્શ્વ અને મહાવીર જેવા મહાન આધ્યાત્મિક ગુરુઓના ઉપદેશામૃતો છે.

1. Warren, *Jainism*, p. 2. "Man! Thou art thine own friend; why wishest thou for a friend beyond thyself?"—Jacobi, *S. B. E.*, xxii., p. 33.

2. Warren, *op. cit.*, p. 1.

3. *Cf.* Tiele, *op. cit.*, p. 2.

4. जिनेन्द्रो . . . रागद्वेषविवर्जितः . . . कृत्स्नकर्मक्षयं कृत्वा संप्राप्तः परमं पदम् . . .—Haribhadra, *Saddarśana Samuccaya*, vv. 45, 46. "It is the opinion of Jainism that only that knowledge is true which is purged of the infatuating elements of anger, hatred, or other passions; that only he who is all-knowing is able to map out the path of rectitude which shall lead to final beatitude in life everlasting; and that omniscience is impossible in any in whom the infatuating elements are found to exist."—Warren, *op. cit.*, p. 3.

આ ઉપદેશ સર્વજ્ઞ, જગતના દ્રષ્ટા, સંપૂર્ણ જ્ઞાની, જિન ભગવાનના શિષ્યો ગણધરોને[1] આપવામાં આવ્યો હતો અને તેઓએ આજસુધી ચાલી આવતી ગુરુપરંપરાને વારસામાં આપ્યો.[2] આમ આપણે જૈનધર્મ વિષે જે કાંઈ હવે પછી કહેવાનું છે તે બધાનું મૂળ આ જિન ભગવંતો છે.

એમાં શક નથી કે મૂળ સિદ્ધાંતના હિસાબે તેના આધારો બધા પાછળના કાળના છે; પરંતુ મૂળ અને રૂપાંતરને જુદાં પાડવાં તે મુશ્કેલ નથી, કારણ કે શાર્પેન્ટિયરે ખરું કહ્યું છે કે "મૂળ સિદ્ધાંતોને દૃઢતાથી વળગી રહેવામાં નાનકડી જૈન કોમની પુરાણપ્રિયતા તેનું મજબૂત સાધન થઈ પડી છે."[3] અનેક મહાન વિપત્તિઓના ભોગ થવા છતાં જૈનોએ પોતાનાં શાસ્ત્રો લગભગ અબાધિત જાળવી રાખ્યાં છે. ઈ. સ. પહેલી અને બીજી સદીના સ્મરણ ચિહ્નોમાં તેઓની સત્યતાના પૂરાવા મળી આવે છે. તેથી પણ પહેલાના સમયનો અને જૂની બાબતોનો વિચાર કરતાં "મહાવીરના પ્રથમ શિષ્ય સુધી અને દંતકથાનુસાર ઈ. સ. પૂર્વે ચોથી શતાબ્દિના અંતમાં મૌર્ય રાજા ચંદ્રગુપ્તના સમયમાં મળેલી પાટલીપુત્રની મહાસભા સુધી પહોંચી જાય છે."[4] બધા ધર્મો તથા સંસ્થાઓમાં બને છે તેમ જૈનધર્મની વિગતો અને વ્યાવહારિક આચારમાં રૂપાંતર થયું હશે તેમ છતાં સિદ્ધાંતો તો જળવાયલા જ રહ્યા છે.

ધર્મની વ્યાખ્યા પર આવતાં આપણને જણાય છે કે દુઃખદર્દ ઓછાં કરવાં, તેનું અસ્તિત્વ સમજાવવું, અને જીવનનું ખરૂં સુખ વધારવું તેજ ધર્મનો ઉદ્દેશ છે. હવે જૈનધર્મની વિચારશ્રેણી શી છે અને તે મનુષ્યના આધ્યાત્મિક જીવનની આ મુશ્કેલી અને જરૂરીઆતને પહોંચી વળવાને કયાં સુધી સફલ થયો છે તે આપણે ટુંકમાં જોઇએ. પ્રત્યેક વસ્તુ જે હતી, છે અને થવાની છે તેના જૈનધર્મ જીવ અને અજીવ એમ બે વિભાગ પાડે છે; એ દરેકમાં ઉત્પત્તિ, નાશ અને ધ્રુવત્વ એ ત્રણ ગુણ રહેલા છે. આ એજ ત્રિપદી છે કે જે વડે બ્રાહ્મણધર્મમાંથી આવતા વિદ્વાનો તથા પોતાના ગણધરોનો જૈનધર્મ સ્વીકારતાં મહાવીરે સત્કાર કર્યો હતો અને જેને હૃદયમાં ધારણ કરીને ગણધરોએ બારઅંગોની રચના કરી હતી.[5]

1. Beginning from Indrabhūti and ending with Prabhava, Mahāvīra had altogether eleven *Gaṇadharas.*

2. प्रक्रान्तशास्त्रस्य वीरजिनवरेन्द्रापेक्षयाऽर्थतः आत्मागमत्वं तच्छिष्यं तु पञ्चमगणधरं सुधर्मं . . . तच्छिष्यं च जंबू . . . परम्परागमतां प्रतिपिपादयिषुः सूत्रकारः . . . आह . . .—*Jñātā, Tīkā*, p. 1.

3. Charpentier, *C.H.I.*, i., p. 169.

4. Macdonell, *India's Past*, p. 71; Jacobi, *op. cit.*, Int., pp. xl-xlii; Ghosal, *Dravyasaṁgraha, S.B J.*, i., pp. 3-4.

5. एकादशानां त्रिपदीग्रहणपूर्वकं एकादशाङ्ग . . . etc.—*Kalpa-Sūtra, Subodhikā-Tīkā*, pp. 112-118. इन्द्रभूतिः . . त्रिपदीं प्राप्य द्वादशांगीं रचितवान् . . . etc.—*Ibid.*, p. 115. जाते संघे चतुर्धैवं . . . इन्द्रभूतिप्रभृतीनां त्रिपदीं व्याहरत प्रभुः—Hemacandra, *Trishashṭi-Śalākā, Parva* X, v. 165, p. 70.

ભગવાન મહાવીરના અગિયાર ગણધરો

તેરમી શતાબ્દિના હસ્તલિખિત કલ્પસૂત્રના તાડપત્ર ઉપરથી.

જૈનશાસ્ત્ર અનુસાર વિશ્વના દરેક પદાર્થોના બે વિભાગ છે, જે દરેક શાશ્વત, નિત્ય, પર્યાપ્ત, અને સ્વતંત્ર છે. જીવને ચેતના અથવા આત્માદ્વારાપણ ઓળખી શકાય છે.[1] અને જડપદાર્થ બધા અજીવ છે. જૈન દૃષ્ટિએ આ વિભાગ પૂર્ણ અને અકાટ્ય છે. અજીવના ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ એવા ભેદો પાડવામાં આવ્યા છે;[2] તેમાં કેટલાક કાળ પણ ઉમેરે છે.[3] જીવ અથવા આત્મા નિર્વાણની અંતિમ દશા સિવાય અજીવ સાથે હંમેશાં સંલગ્ન છે; તેના પરિણામે કર્મની સત્તા ઉદયમાં આવે છે, જે મુકિત, પૂર્ણતા અથવા શાંતિની બાધક છે. આ કર્મો અથવા આત્માના કૃત્યો પુદ્ગલ સહિત સારાં અથવા નરસાં હોય છે અને તેમનાજ કારણે આ દુનિયામાં જન્મ અને પુનર્જન્મનાં બધાં દુઃખો અનુભવવાં પડે છે.[4] એટલાજ માટે આપણાં બધાંય દુઃખનું મૂળ અહીં રહેલું હોવાથી જીવ અને અજીવ એ બધાંય તત્ત્વો તેમજ વિશાળ પાયા પર રચાયેલો તેમનો પરસ્પર સંબંધ સમજાવવા માટે જૈન શાસ્ત્રકારોએ નવ તત્ત્વો રજૂ કર્યાં છે તે નીચે પ્રમાણે:

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ.[5] આ બધાં તત્ત્વોનો જૈન અધ્યાત્મશાસ્ત્રોએ સૂક્ષ્મતાથી વિચાર કર્યો છે પણ આપણે તેટલી બધી વિગતોમાં ઉતરવાની જરૂર નથી.[6]

1. Stevenson ( Mrs. ), *op. cit.*, p. 94.

2. Things enjoyable by the senses, the five senses themselves, the mind, the Karmas, and all other material objects are called *Pudgalas*, or matters. All material things are ultimately produced by the combination of atoms. The smallest individual particle of matter is called an atom ( *Aṇu* ). In their atomic theory "we place the Jainas first, because they seem to have worked out their system from the most primitive notions about matter."—Jacobi, *E.R.E.*, ii., p. 199.

3. भेदाश्च धर्माधर्माकाशपुद्गलाः . . .—Haribhadra, *op. cit.*, p. 50. Yogendrăcārya in his *Paramātma Prakāśa* includes *Kāla*, v. 142.

4. "Matter is without consciousness; soul is conscious. Matter has no choice but to be moulded by the soul. The connection of soul and matter is material, and it is affected by the soul's activity. The bondage is called Karma, since it is the Karma or deed of the soul. It is material, forming a subtle bond of extremely refined Kārmic matter which keeps the soul from flying up to its natural abode of full knowledge and everlasting peace."—Jaini, *op. cit.*, p. 26; कर्ता शुभाशुभं कर्म भोक्ता कर्मफलस्य च . . .—Haribhadra, *op. cit.*, v. 48.

5. जीवाजीवौ तथा पुण्यं पापमाश्रवसंवरौ ।
बन्धश्च निर्जरामोक्षौ नव तत्त्वानि तन्मते ॥

—Haribhadra, *op. cit.*, v. 47. *Cf.* also Kundakundācārya, *Pañcāstikāyasāra*, v. 108.

6. *Cf.* Stevenson (Mrs.), *op. cit.*, pp. 299-311.

આ તત્ત્વોમાં જેનામાં ચેતન હોય તે જીવ અને ચેતનારહિત હોય તે અજીવ.[1] ઉપર જણાવી ગયા તેમ આપણામાં જીવ અથવા આત્મા અને અજીવ એ બંને સાથે રહેલાં છે; આમ આપણાં શરીરમાંનો આત્મા સારાં, નરસાં, બધાં કૃત્યોનો કર્તા બને છે. તેના શુદ્ધ સ્વરૂપમાં આત્મા, અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ અને અનંતવીર્યનો માલિક છે;[2] તે સંપૂર્ણ છે. આત્મા જ્યારે તેના સત્ય અને શાશ્વત સ્વરૂપે હોય છે ત્યારે આ ચારે અનંતો (સિદ્ધિઓ) તે અનુભવે છે.[3]

સામાન્ય દૃષ્ટિએ કેટલાક મુક્ત જીવોને બાદ કરીએ તો બધા સંસારી જીવોની શક્તિ અને પવિત્રતા અનંત સમયોથી ચાલ્યાં આવતાં કર્મનાં પુદ્ગલ રૂપ પાતળાં પડોથી ઢંકાએલી હોય છે. આમ આત્માના સ્વાભાવિક ગુણો ઓછાવત્તા પ્રમાણમાં આચ્છાદિત રહે છે અને તે કારણે પુણ્ય અને પાપની વિવિધ પરિસ્થિતિ અનુભવવી પડે છે. આમ આપણે પછીના બે વિભાગ પાપ અને પુણ્ય તરફ આવી પહોંચીએ છીએ.

આત્માને વળગેલ પુણ્યરૂપ પુદ્ગલો સારાં તેમજ પરોપકારી કાર્યનાં પરિણામ છે અને તેનો સમાવેશ પુણ્યમાં થાય છે; આથી વિપરીત તે પાપ.[4] કર્મની ઉજ્જવલ બાજુ તે શુભ કે પુણ્ય અને કાળી તે અશુભ કે પાપ. આમ જ્યારે આત્મા શુભાશુભ કર્મની સત્તાનીચે આવે છે ત્યારે કાર્મિક પુદ્ગલોના આગમનને અવકાશ મળે છે અને તેના પરિણામે મન, વચન અને કાયાના વ્યાપારો થતાં આત્મા કર્મો સાથે બંધાય છે યા તેનો વિરોધ કરે છે. આમ આપણે આશ્રવ સંવર અને બંધ સુધી પહોંચ્યા.

વધારે સ્પષ્ટ કહીએ તો મન, વચન અને કાયાના વ્યાપાર જે આત્માને કર્મ પુદ્ગલના આગમનનો સંબંધ કરાવે છે તે આશ્રવ; મનોયોગ, વચનયોગ અને કાયયોગ રૂપ પ્રવેશેલ કર્મોનો આત્મા સાથે થતો તન્મય સંબંધ તે બંધ;[5] અને તે બંધ અટકાવનાર

1. चैतन्यलक्षणो जीवो, यश्चैतद्वैपरीत्यवान् । अजीवः स . . .—Haribhadra, *op. cit.*, v. 49.

2. "The Jainas distinguish between *Darśana* and *Jñāna*. *Darśana* is the knowledge of things without their details—*e. g.*, I see a cloth. *Jñāna* means the knowledge of details—*e. g.* I not only see the cloth but know to whom it belongs, of what quality it is, where it was prepared, etc. In all cognition we have first *Darśana* and then *Jñāna*. The pure souls possess infinite general perception of all things as well as infinite knowledge of all things in all their details."—Dasgupta,, *op. cit.*, i., p. 129.

3. Jaini, *op. cit.*, p. 1.

4. पुण्यं सत्कर्मपुद्गलाः ।—Haribhadra, *op. cit.*, v. 49. पापं तद्विपरीतं तु . . .—*Ibid.*, v. 50.

5. . . . मिथ्यात्वाद्यास्तु हेतवः ।
यस्तैर्बन्धः स विज्ञेय आश्रवो जिनशासने ॥
संवरस्तन्निरोधस्तु बन्धो जीवस्य कर्मणः ।
अन्योन्यानुगमात्कर्मसम्बन्धो यो द्वयोरपि ॥—*Ibid.*, vv. 50-51.

આત્માના નિર્મળ પરિણામ અને તે કારણે થતી ક્રિયા એ સંવર. આત્માસાથે એકરૂપ બનેલાં કર્મોને ભોગવી અથવા તપ આદિ ક્રિયાથી તેને આત્માથી જુદાં પાડી કાઢવાં તે નિર્જરા. સર્વ કર્મોથી એકી વખતે આત્માનું છૂટા પડવું તે મોક્ષ. આમ જોતાં જણાય છે કે જૈનધર્મ પ્રમાણે તો દરેક વ્યક્તિ પોતાની સ્થિતિ માટે પોતેજ જવાબદાર છે. "અજ્ઞાની, દુઃખી, દયાહીન, ઘાતકી અને નબળા ગમે તેવા હોઈએ તો પણ તેનું કારણ અનંતકાળ વા જન્મથી આપણે જે અદૃશ્ય પુદ્ગલોને લેતા રહ્યા છીએ અને જે પુદ્ગલો આત્માના જ્ઞાન, આનંદ, પ્રેમ, દયા, અને શક્તિ આદિ રોકે છે તે છે અને તેજ આપણને અપકૃત્ય કરવા પ્રેરે છે."[1]

કર્મરૂપી આ બધાં બંધનોથી પોતાની આધ્યાત્મિક ઉન્નતિ રોકાશે એમ ધારી નિરાશ થવાનું કાંઈ કારણ નથી; જો કે મનુષ્યનાં કર્મો ઘણું ખરૂં તેને ઘડે છે, છતાંય તેનામાં સત્કાર્ય માટે અનંત શક્તિ અને વીર્ય છે જેથી વખતોવખત કર્મની અસરથી દબાવા છતાંય કર્મ તે શક્તિને કદી પણ સ્વાધીન કરી શકતું નથી. જૈનશાસ્ત્રો કહે છે કે પૂર્ણ ધાર્મિક જીવન અને તપથી આ બધાં કર્મનો નાશ કરી શકાય છે અને આત્મા તેની સ્વાભાવિક ઉચ્ચ દશા જે મોક્ષ કહેવાય છે તેને પ્રાપ્ત કરી શકે છે. ડૉ૦ બ્હુલર કહે છે કે "નાતપુત્ત પ્રારબ્ધવાદી હતા તે દોષ પોતાના પ્રતિપક્ષી પક્ષપર અપકીર્તિ ઢોળવાના ઉદ્દેશથી વિરોધી પક્ષે ઉત્પન્ન કરેલ કલ્પના માત્ર સમજવી જોઈએ."[2]

કર્મને ખંખેરી નાંખવા અથવા તેનો ક્ષય કરવો તે નિર્જરા અને સર્વ કર્મનો સર્વથા નાશ યા કાર્મિક પુદ્ગલોથી આત્માની સંપૂર્ણ મુક્તિ તે મોક્ષ કહેવાય છે.[3] આત્માના પરિણામમાં ફેરફાર થવાથી, તેને લાગેલાં કર્મો ભોગવ્યાથી અને પરિપાક પહેલાં તપશ્ચર્યાથી તેની નિર્જરા શક્ય છે. જ્યારે બધાંય કર્મોનો ક્ષય થઈ જાય છે ત્યારે મોક્ષ યા મુક્તિ મળે છે.[4]

1. Warren, *op. cit.*, p. 5. "The natural perfections of the pure soul are sullied by the different kinds of Karma matter. Those who obscure right knowledge of details (*Jñāna*) are called *Jñānāvaraṇiya*; those which obscure right perception (*Darśana*), as in sleep, are called *Darśanāvaraṇiya*; those which obscure the bliss-nature of the soul and thus produce pleasure and pain are *Vedaniya*, and those which obscure the right attitude of the soul towards faith and right conduct, *Mohaniya*."—Dasgupta, *op. cit.*, i., pp. 190-191. In addition to these four kinds of Karma there are other four kinds of Karma, which are called *Āyush-Karma, Nāma-Karma, Gotra-Karma* and *Antarāya-Karma*. They determine respectively the duration of life, the character of our individuality, the family or the nationality, and the inborn energy which hinders or obstructs the progress or success of the soul.

2. Bühler, *op. cit.*, p. 32. *Cf.* Jacobi, *I.A.*, ix., pp. 159-160.

3. बद्धस्य कर्मणः शाटो यस्तु सा निर्जरा मता । आत्यन्तिको वियोगस्तु देहादेर्मोक्ष उच्यते ॥—Haribhadra, *op. cit.*, v. 52.

4. विपाकात्तपसा वा कर्मपरिशाटो कर्मात्मसंयोगध्वंसः निर्जरा; कृत्स्नकर्मक्षयलक्षणो मोक्षः . . .— Umāsvātivācaka, *Tattvārthādhigama-Sūtra*, (ed. Motilal Ladhaji), p. 7, n.

આમ દરેક પદાર્થના લક્ષણવિશેષથી એક વાત સ્પષ્ટ છે કે જ્યાંસુધી જીવ સારાં યા ખોટાં કર્મોથી સંપૂર્ણ આત્મશુદ્ધિ દ્વારા અંતિમ છુટકારો ન મેળવે ત્યાંસુધી એક યા બીજી રીતે કર્મો આત્મા સાથે સંકળાયેલાં રહે છે અને તેથી આ જગતમાં કાર્મિક વર્ગણાયુક્ત જીવ અજ્ઞાન, દુઃખ, દરિદ્રતા, વૈભવ આદિદ્વારા બાહ્ય સુખદુઃખ અનુભવે છે. આવી જાતના જીવના વિલક્ષણ પરિભ્રમણને જ સંસાર કહેવામાં આવે છે; તેમાંથી મુક્તિ મેળવવી તે મોક્ષપ્રાપ્તિ યા અંતિમ છુટકારો છે. આમાં જીવને બહારથી કાંઈપણ મેળવવાનું નથી, પરંતુ કાર્મિક બંધનોના સપાટામાંથી છૂટી પોતાની સ્વાભાવિક સ્થિતિ જ માત્ર પ્રાપ્ત કરવાની છે.[1]

ટુંકમાં બધાં કર્મબંધનોથી આત્માની મુક્તિ તેજ મોક્ષદશા છે. શુભ યા અશુભ એ બંને પ્રકારનાં કર્મો આત્માને વાદળાંની માફક આવરણ રૂપ છે; જેમ વાદળાં ખસી જવાથી ઝળહળતો સૂર્ય પ્રકાશમાન થાય છે તેમ કર્મરૂપ આવરણ ખસી જવાથી આત્માના સકળ ગુણો પ્રગટે છે. આમાં એક વસ્તુ બીજીની જગ્યા લે છે એમ નથી, પરંતુ તેમાં વિઘ્નકર્તા વસ્તુનો નાશ થાય છે. જ્યારે કોઈ પક્ષી પાંજરામાંથી છૂટું થાય છે તેનો અર્થ એવો નથી કે પક્ષી પાંજરાને બદલે બીજી વસ્તુ ગ્રહણ કરે છે, પરંતુ તેનો અર્થ એવો તો છે જ કે પરતંત્રતારૂપ પાંજરાનો તે ત્યાગ કરે છે. એજ રીતે આત્મા જ્યારે મોક્ષ પ્રાપ્ત કરે છે ત્યારે બધાં પુણ્ય તથા પાપકર્મોનો સર્વથા નાશ કરી કાંઈ નવીન વસ્તુ ગ્રહણ કરતો નથી, પરંતુ આત્મા માત્ર શુદ્ધ આત્મસ્વરૂપનો અનુભવ કરે છે. આમ જ્યારે મોક્ષ મળે છે ત્યારે પવિત્ર અને મુક્ત આત્મા ભૌતિક શરીર અને તેના અંતરાયથી છૂટી પોતાની સ્વાભાવિક દશા પ્રાપ્ત કરે છે. તાત્પર્ય એ છે કે મુક્ત આત્મા પોતાની ઉજ્જ્વલતા, આનંદ, જ્ઞાન અને શકિતસહિત પૂર્ણ રૂપે પ્રકાશે છે.

સુખદુઃખની તમામ પરિસ્થિતિના મૂળને આ રીતે સમજ્યા પછી મોક્ષ કેમ મેળવવો તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આંતરબાહ્ય તપશ્ચર્યાથી જીવનના દુઃખમાંથી બહાર નીકળવાનો માર્ગ જૈનધર્મ બતાવે છે. નિર્વાણમાર્ગ જિન ભગવાને બતાવ્યો છે. **સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર** એ ત્રણ રત્નો દ્વારા મોક્ષ મળી શકે છે.[2] ઉપલક દૃષ્ટિએ જુદા જણાતાં બૌદ્ધોનાં ત્રિરત્નો બુદ્ધ, નિયમ અને સંઘ એને મળતાં આવે છે.[3]

1. . . . आत्मनः स्वभावसमवस्थानम्.—*Ibid.* . . . स्वभावजं सौख्यम्.—Hemacandra, *Yoga-śāstra, Prakāśa* or chap. xi., v. 61, p. 1, MS., B.O.R.I.L., No. 1315, of 1886–1892.

2. सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग :—Umāsvātivācaka, *op. cit.*, chap. i., *sut.* 1. *Cf.* Haribhadra, *op. cit.*, v. 53.

3. Barth, *op. cit*, p. 147. "It is interesting to compare these Three Jewels with the Budhist *Tri-Ratna*: Buddha, the Law and the Order; and with the Mohammedan Triad: Happiness (*Khera*), Mercy (*Mera*), Prayer (*Bandagi*); and again with the Pārsi Trio: Holy Mind, Holy Speech and Holy Deeds."—Stevenson (Mrs), *op. cit.*, p. 247.

જૈનદૃષ્ટિએ આ રત્નત્રયી એજ મુક્તિનું સાધન છે અને આચાર્ય હેમચંદ્ર કહે છે કે તે જૈનયોગનો મૂળ પાયો અને મોક્ષનું કારણ છે.[1] પહેલાનો વિચાર કરીએ તો જિનમાં અથવા જિને પ્રરૂપેલાં તત્ત્વોમાં શ્રદ્ધા એ સમ્યગ્દર્શન;[2] તેથી વિપરીત પરિસ્થિતિ તે અશ્રદ્ધા. સમ્યગ્જ્ઞાન એટલે જૈન નિયમો યા જિને પ્રરૂપેલાં સિદ્ધાંતોનું જ્ઞાન.[3] જે મેળવવાનું છે તે "જૂઠા તર્ક, મિથ્યા વિતંડાવાદ અથવા નાસ્તિકતાથી ખવાઈ ગયેલી મિથ્યા દૃષ્ટિ તજી દઈ જ્ઞાનરૂપી વૃક્ષને ઉછેરી તે જ્ઞાનને અમલમાં મૂક્યા રૂપ સમ્યક્ચારિત્ર છે."[4] આ રત્નત્રયીમાં સમ્યગ્દર્શન સર્વોત્કૃષ્ટ છે, કારણ કે તેજ આપણને નાસ્તિકતાના ભ્રમમાંથી બચાવે છે. વધારામાં સમ્યગ્જ્ઞાનથી શ્રદ્ધાવડે મેળવેલી બાબતો વિચાર કરવાનું શક્ય થાય છે. તે બીજું કાંઈ નહિ પણ તત્ત્વોમાં શુદ્ધ અને સાચી દૃષ્ટિ માત્ર છે. ટૂંકમાં શ્રદ્ધાયુક્ત જ્ઞાન અંતિમ ધ્યેય સમ્યક્-ચારિત્ર પ્રતિ લઈ જાય છે.

સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન એ બંને સમ્યક્ચારિત્ર રહિત હોય તો તે વ્યર્થ છે. જિને પ્રરૂપેલા સર્વ નિયમો પાળવામાં ચારિત્રનો સમાવેશ થાય છે, અને તે દ્વારા મોક્ષ પ્રાપ્તિ થઈ શકે છે. મોક્ષ એ અંતિમ ધ્યેય હોવાથી સ્વાભાવિક રીતે સમ્યક્-ચારિત્ર એવા પ્રકારનું હોય છે કે જ્યાં શરીરને ઓછું મહત્ત્વ અપાય છે, પરંતુ આત્મવિકાસ એજ લક્ષ્ય રહે છે. ટૂંકમાં મન, વચન અને કાયાના પાપરૂપ વ્યાપારનો ત્યાગ તેજ ચારિત્ર.[5]

વ્યાવહારિક જીવનમાં ચારિત્રના બે ભાગ કરાય છે; (૧) સાધુજીવન અને (૨) ગૃહસ્થજીવન, પરંતુ અહીં આપણે તે વિગતોમાં નહિ ઉતરીએ. એટલું કહેવું પૂરતું છે કે ગૃહસ્થજીવન કરતાં સાધુજીવનના નિયમો સ્વાભાવિક રીતેજ કડક હોય છે; કારણ કે નિર્વાણનો ટૂંકો રસ્તો એજ છે. ગૃહસ્થજીવનનું ધ્યેય પણ તેજ છે, છતાં તે ધીમો અને લાંબો રસ્તો છે.

જૈનધર્મ સ્વીકારતા પહેલાં તે પ્રત્યેક મનુષ્ય પાસેથી નિયમનની તીવ્રતા, મજબૂત ઇચ્છાશકિત, અને શુદ્ધ ચારિત્રની અપેક્ષા રાખે છે. અહિંસા, સત્ય,

1. चतुर्वर्गे अग्रणीर्मोक्षो योगस्तस्य च कारणम् ॥ ज्ञानश्रद्धानचारित्ररूपं रत्नत्रयं च सः Hemacandra, *op. cit.*, chap. i., v. 15, p. 1.

2. तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्. Umāsvātivācaka, *op. cit.*, chap. i., *sut.* 2. The *Tattvas* referred to here are the *Nava-Tattvas* mentioned above. Haribhadra, *op. cit.*, p. 53.

3. . . . तत्त्वानां . .

. . . अवबोधस्तमत्राहुः सम्यग्ज्ञानं . . . ॥

—Hemacandra—*op. cit.*, chap. i., v. 16, p. 1. The Jainas acknowledge five kinds of *Jñāna*, and mark with great precision the five degrees of knowledge that lead to Omniscience: (1) *Mati-Jñāna* (sense-knowledge), (2) *Śruta-Jñāna* (testimony), (3) *Avadhi-Jñāna* (knowledge of the remote), (4) *Mana-Paryāya-Jñāna* (thought-reading), (5) *Kevala-Jñāna* (Omniscience).

4. Jaini, *op. cit.*, p. 54.

5. सर्वसावद्ययोगानां त्यागश्चारित्रमुच्यते.—*Ibid.*, chap. i., v. 18, p. 2.

અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ[1] એ પાંચ મહાવ્રતોથી શરુઆત કરીને મન, વચન અને કાયાનો સંયમ કેળવી મનુષ્ય આધ્યાત્મિક જીવનની પરાકાષ્ટાએ પહોંચે છે; જ્યાં જીવનમરણની ઇચ્છા નથી અને છેવટે અનશનવ્રતી યા અનાહારી બની મૃત્યુને ભેટે છે.[2]

જૈન આચારશાસ્ત્ર એટલું સૂક્ષ્મ અને વિચારપૂર્વક રચાયેલ છે કે તે પોતેજ અભ્યાસરૂપ બને તેવું છે.[3]

જૈનજીવન અને મોક્ષ સંબંધી ઉપર જે ચર્ચા કરી તેનો ટૂંક ઉલ્લેખ કરી આપણે જૈનધર્મના મુખ્ય અંગોનો વિચાર કરીશું. આચાર્ય કુંદકુંદના શબ્દોમાં ઉપસંહાર કરીએ તો :

"આત્મા જે પોતે કર્મનો કર્તા અને ભોક્તા છે તે અજ્ઞાનરૂપ પડલથી અંધ બની સંસારમાં ભમે છે; જે શ્રદ્ધાળુ માટે મર્યાદિત અને અશ્રદ્ધાળુ માટે અમર્યાદિત છે.

"અજ્ઞાનનો પડદો જે સમજ અને ઇચ્છાશકિતને ઘેરે છે તેને જડમૂળથી ચીરી રત્નત્રયીથી સજ્જ બની નિર્ભય થઈ પરિસ્થિતિએ ઉત્પન્ન કરેલ સુખદુઃખને જીતી આત્મજ્ઞાનના આદર્શમાંથી પ્રકાશ મેળવતો વિકટ રસ્તે વિચરતો યાત્રાળુ પૂર્ણતાના દૈવી મંદિરમાં પહોંચે છે."[4]

આમ ક્રોધ, માન, માયા અને લોભ રૂપ ચાર કષાયથી ઘેરાયેલ તેમજ સારાં નરસાં કર્મોને કારણે પોતાની સ્વાભાવિક સ્થિતિથી બળાત્કારે દૂર થયેલ આત્મા જ્યારે આ બધાં વિઘાતક અને બાહ્ય આવરણોથી મુક્ત થાય છે ત્યારે તે ઈશ્વર યા પરમાત્માના બધા ગુણો ધારણ કરે છે તેમ કહેવાય છે.[5] "કર્મરહિત થયા પછી સર્વજ્ઞ બનેલ આત્મા પ્રશાંત, અવિકારી અને શાશ્વત સુખ મેળવે છે."[6] ખરૂં જોતાં આવો આત્મા જૈનધર્મમાં ઈશ્વરનો આદર્શ રજૂ કરે છે[7] અને એક

1. अहिंसा सत्यमस्तेयब्रह्मचर्यापरिग्रहाः । . . . विमुक्तये ॥—Hemacandra, *op. cit.*, chap. i., v. 19, p. 2.

2. . . . मरणकाला य अणसणा।—*Uttarādhyayana-Sūtra*, chap. xxx., v. 9.

3. "The value of Jaina philosophy lies not only in the fact that it, unlike Hinduism, has co-related ethical teaching with its metaphysical system but also in the amazing knowledge of human nature which its ethics display."—Stevenson (Mrs), *op. cit.*, p. 123.

4. Kundakundācārya, *Pañcāstikāyasāra*, *S. B. J.*, iii., 75-76.

5. "In a word, believers in the creation theory make God a man, bring him down to the level of need and imperfection; whereas Jainism raises man to Godhood and inspires him to reach as near Godhood as possible by steady faith, right perfection, right knowledge, and above all, a spotless life."—Jaini, *op. cit.*, p. 5.

6. Kundakundācārya, *op. cit.*, v. 151 (trans. Jaini, *op. cit.*, p. 77).

7. कर्मक्षयस्य करणेन भवतीश्वरो न पुनर्नित्यमुक्तः कश्चिदेकः सनातन ईश्वरः ।—Vijayadharmasūri, *op. cit.*, p. 150.

વખત સર્વોત્તમ પદે પહોંચ્યા પછી તેનું પતન સંભવિત નથી. શ્રી ઉમાસ્વાતિ કહે છે કેઃ

दग्धे बीजे यथाऽत्यन्तम् प्रादुर्भवति नाङ्कुरः ।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः ॥

જમીનમાંનાં બીજ બળી ગયા પછી તેમાંથી જેમ અંકૂર ફુટતા નથી તેમ કર્મરૂપ બીજ બળી ગયા પછી સંસારરૂપ અંકૂર ઉત્પન્ન થતા નથી.[1]

આમ "ઈશ્વર શબ્દથી જો કે કોઈ વ્યક્તિવિશેષનો નિર્દેશ નથી તો પણ સર્વમાન્ય ગુણો જ્યારે મનુષ્યમાં પૂર્ણ વિકસે છે ત્યારે તે ઈશ્વરત્વ પ્રાપ્ત કરે છે. ઈશ્વર મનુષ્યના આત્મામાં છુપાયેલ શક્તિમાં સર્વોત્તમ, મહાન અને સંપૂર્ણ પ્રકાશ યા વિકાસ માત્ર છે."[2]

અહીં એટલી સૂચના અસ્થાને નથી કે આવા સર્વજ્ઞ આત્માઓમાં કેટલાક **નામકર્મના**[3] પરિણામે તીર્થંકર કહેવાય છે. તીર્થંકરનું ખાસ લક્ષણ કોઈનો ઉપદેશ સિવાય આત્માની સ્વયંજાગૃતિ છે અને તે તે દ્વારા સત્યનો પ્રચાર કરે છે; બીજા સામાન્યકેવલી ગણાય છે.[4] તીર્થંકરો પોતાની અદ્વિતીય પ્રભુતા, પ્રગલ્ભ દૈવત, તેમજ અસાધારણ અને અલૌકિક સુંદરતા, શકિત, પ્રતિભા અને પ્રકાશથી જગત પર ચિરસ્મરણીય વ્યક્તિત્વ મૂકતા જાય છે.

તીર્થંકર શબ્દ જૈનોનો ખાસ પારિભાષિક શબ્દ છે; ઘણી વખત સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના ચતુર્વિધ સંઘના સ્થાપક જેવો પણ તેનો અર્થ કરાય છે, પરંતુ ખરો અર્થ એ છે કે આ વિચિત્ર સંસારરૂપ સમુદ્રમાંથી પાર ઉતરવા માટે અને આધ્યાત્મિક સુખના શિખરે પહોંચવા સારું આત્મિક પ્રકાશદ્વારા જે દોરવણી કરે છે તેજ તીર્થંકર કહેવાય છે. આ તીર્થંકરો ધર્મને નવીન સત્ય, નવો પ્રકાશ અને પુનર્જાગૃતિ આપી જગતનું કલ્યાણ કરે છે અને પહેલાનાં બધા જમાના કરતાં જગતને મોખરે મૂકતા જાય છે.[5] એ સ્વાભાવિક છે કે આત્માને વળગેલાં સારાં નરસાં બધાંય કર્મોનો સર્વથા નાશ કરનાર તે ઉચ્ચતમ દશા પ્રાપ્ત કરી શકે અને તેના વિજયની નિશાની તરીકે બધાય તીર્થંકરો જિન યા વિજયી પણ કહેવાય છે. આચાર્ય યોગેન્દ્ર કહે છે કે "જે આત્મામાં

1. Umāsvātivācaka, *op. cit.*, chap. x., *sūt.* 8, p. 201. अकर्मकीभूतः परमात्मा न पुनः कर्मवानर्हति भवितुम् मुक्तिं प्राप्य न पुनरथोऽवतारः . . .—Vijayadharmasūri, *op.* and *loc. cit.*

2. Radhakrishnan, *op. cit.*, i., p. 331.

3. Just as the Karma called *Gotra-Karma* came in the way of Mahāvīra's being born to a *Kshatriyāṇī* so we get here *Nāma-Karma*. तीर्थंकरनामसंज्ञं न यस्य कर्मास्ति . . .—Hemacandra, *op. cit.*, chap. xi., v. 48, p. 30.

4. *Cf.* Jaini, *op. cit.*, p. 2.

5. "When a new Tirthaṅkara rises, the followers of the preceding ones follow him, as the followers of Pārśva, followed Mahāvīra."—Stevenson (Mrs), *op. cit.*, p. 241.

સંપૂર્ણ વ્યક્તતા, સંપૂર્ણ જ્ઞાન, અનંત આનંદ અને અનંત શક્તિ છે તે પૂર્ણ સત્ છે અને તે સ્વયંપ્રકાશિત હોવાથી જિનદેવ અથવા આત્મવિજયી કહેવાય છે."[1] આ બધા સર્વજ્ઞ જીવાત્માઓ જગતપરનો નિશ્ચિત સમય પૂરો કરી અંતિમ ધ્યેય યા મોક્ષ પ્રાપ્ત કરે છે.[2] આ રીતે જૈનોનું નિર્વાણ યા મોક્ષ ગુણસંબંધ રહિત અને પુનર્જન્મથી વિમુક્ત સ્થિતિ છે; બુદ્ધે પ્રરૂપેલ મોક્ષની માફક તે શૂન્યમાં સમાતું નથી.[3] તેમાં દેહથી છૂટકારો છે; પરંતુ તેમાં અસ્તિત્વનો નાશ નથી જ; "જૈનોની દૃષ્ટિએ અસ્તિત્વ અનિષ્ટ તો નથી જ; પરંતુ તે દ્વારા ઉદ્ભવતી પ્રક્રિયા અનિષ્ટ છે."[4] શરીર આત્માથી છુટું પડી જાય એટલે જીવ અસ્તિત્વમાં રહેવા છતાં જન્મમરણની પરંપરાનાં બંધનોમાંથી મુક્ત થાય છે; આમ નિર્વાણ એ આત્માનો નાશ નથી, પરંતુ અનંત આનંદની સ્થિતિમાં આત્માનો પ્રવેશ માત્ર છે. "મુક્ત આત્મા લાંબો કે ટૂંકો નથી, કાળો કે સફેદ નથી, કડવો કે તીખો નથી, તે અશરીરી, પુનર્જન્મ રહિત અને અસંબંધી છે. તે સ્ત્રી, પુરુષ કે નપુંસક નથી, પણ તે સર્વજ્ઞ અને સર્વદર્શી છે. મુક્ત આત્માના સ્વભાવની તુલના કરવા જેવી કોઈ ઉપમા નથી, તે અરૂપી છે તેમજ અવસ્થાવિશેષથી રહિત છે."[5]

જૈનધર્મના મુખ્ય અંગોનો વિચાર કરતાં સૌથી વધારે ધ્યાન ખેંચનારી વસ્તુ તે તેનો આગળ પડતો અહિંસાનો આદર્શ છે. આચાર્ય કુંદકુંદ કહે છે કે "જીવ ચેતન સહિત, અરૂપી, ઉપયોગવાળો, કર્મથી જકડાયેલો, કર્મનો કર્તા અને ભોક્તા, નાનાં મોટાં શરીરને ધારણ કરનાર અને કર્મબંધનથી છુટી લોકના અગ્રભાગ સુધી ઊંચે જનાર છે."[6] જૈનોને મન, જીવ શાશ્વત છે અને કાર્યકારણના અબાધિત નિયમને આધીન છે. મનુષ્યમાં જીવ હોય છે એટલુંજ નહિ પણ વનસ્પતિ, પશુ, પક્ષી, જીવજંતુ, પૃથ્વી, અગ્નિ, પાણી, હવા આદિ જેવાં ન દેખી શકાય એવાં સૂક્ષ્મ તત્ત્વોમાં પણ જીવ હોય છે. યાકોબી કહે છે કે આ સિદ્ધાંત જૈનોની ખાસ વિશેષતા છે અને "નીતિના નિયમો તથા તેઓની આખી તત્ત્વજ્ઞાનની પદ્ધતિનો તેમાં

1. *Cf.* Jaini, *op. cit.*, p. 78.

2. As a matter of detail we may observe that the Digambara sect of the Jainas agrees with the Buddhists in maintaining that no woman has the capacity of attaining *Nirvāṇa.* To the Digambaras, before she can ever reach *Moksha* she has to undergo rebirth as a man, while to the Śvetāmbaras the path of *Moksha* is open to all, whether man or woman. अस्ति स्त्रीनिर्वाणं पुंवत् (Like man there is *Nirvāṇa* for woman), says Śākatāyanācārya in his "स्त्रीमुक्ति-केवलिभुक्तिप्रकरणयुग्मम्."—Cf. *J. S. S.*, ii., Nos. 3-4, Appendix 2, v. 2.

3. "Buddhists . . . seem . . . to use their common word *Nirvāṇa* as connoting extinction not only of desire, with which the Jainas would agree, but also of the soul itself, which they would indignantly deny."—Stevenson (Mrs), *op. cit.*, p. 172.

4. Barth, *op., cit.*, p. 147.

5. Jacobi, *S. B. E.*, xxii., p. 52.

6. Kundakundācārya, *S.B.J.*, iii., 27 ; cf. *Dravyasaṁgraha*, *S.B.J.*, 1, pp. 6-7.

સમાવેશ થાય છે."[1] પત્થર, વૃક્ષો અને વહેતાં ઝરણાં આદિમાં ભૂતના અસ્તિત્વની માન્યતાથી આ સિદ્ધાંત તદ્દન જુદો છે;[2] લોહીલુહાણ યજ્ઞો દ્વારા થતો અમૂલ્ય જીવોનો નાશ આવા દેવોને સંતોષ આપે છે, પરંતુ જૈન માન્યતાનુસાર જીવ માત્ર પવિત્ર છે અને એકજ ધ્યેયને માટે ઉચ્ચદશામાં જનારા હોવાથી કોઇપણ જાતના અત્યાચારથી જીવોને દુઃખ કે પીડા પહોંચાડવામાં આવતી નથી. અહિંસાનો સિદ્ધાંત કે જે જૈનધર્મની મહાન વિશિષ્ટ સિદ્ધિ છે તેની પાછળ આ વિચાર રહેલો છે.[3] આચાર્ય હેમચંદ્ર અહિંસાની વ્યાખ્યા કરતાં જણાવે છે કે—

न यत् प्रमादयोगेन जीवितव्यपरोपणम् ।
त्रसानां स्थावराणां च तदहिंसाव्रतं मतम् ॥

'પ્રમાદવશ પંચેંદ્રિય, ચતુરિન્દ્રિય, ત્રીન્દ્રિય, દ્વીન્દ્રિય તેમજ એકેન્દ્રિય જીવને ન હણવામાં અહિંસાવ્રતનું પાલન ગણાય છે.'[4]

શ્રી હેમચંદ્ર યોગશાસ્ત્રમાં આ સિદ્ધાંત પ્રતિપાદન કરતાં જે દૃષ્ટાંત આપે છે તેવું બીજે કયાંય મળવા સંભવ નથી. તેમાં આવે છે કે શ્રેણિક રાજાના વખતમાં તેની ક્રૂરતા માટે પ્રખ્યાત એવો કાલસૌકરિક નામે કસાઈ હતો; તેને સુલસ નામે પુત્ર હતો, જે મહાવીરનો પરમ ભક્ત હતો અને તેથી ધર્મભાવે શ્રેણિક રાજાના પુત્ર અભયકુમારનો મિત્ર હતો. આ કસાઇનું માનસ એટલું ક્રૂર અને ક્ષુદ્ર હતું કે તેને જૈનોની અહિંસા તરફ વાળવો તે તદ્દન મુશ્કેલ હતું. શ્રેણિક મહાવીરનો પરમ ભક્ત હોવાથી આ કારણે તે ખૂબ દુઃખી થતો હતો અને ઉચ્ચ કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈ તેણે કસાઈને કહ્યું:

.........सूनां विमुञ्च यत् ।
दास्येऽहमर्थमर्थस्य लोभात् त्वमसि सौनिकः ॥

'જો તું તારો કસાઈનો ધંધો છોડી દે તો હું તને ધન આપીશ કારણ કે ધનના લોભથીજ તું કસાઈ છે.'

રાજાની આ પ્રાર્થનાની કસાઈ પર કાંઈ અસર ન થઈ; તેણે સ્વસ્થ ચિત્તે જવાબ આપ્યો:

सूनायां ननु को दोषो यया जीवन्ति मानवाः ।
तां न जातु त्यजामीति..........॥

1. Jacobi, *op. cit.*, Int., p. xxxiii.

2. The animistic belief that nearly everything is possessed of a soul proves that Jainism is older than Mahāvira and Buddha. This must have appeared at a very early time, when higher forms of religious beliefs and cults had not yet, more generally, taken hold of the Indian mind. *Cf.* Jacobi, *op. cit.*, xlv., Int., p. xxxiii.

3. *Cf.* Smith, *Oxford History of India*, p. 53.

4. Hemacandra, *op. cit.*, chap. i., v. 20, p. 2. (For trans. see Stevenson (Mrs), *op. cit.*, p. 234.)

'જેનાથી મનુષ્યોનો નિર્વાહ થાય છે તે કત્લથી શું નુકશાન છે? હું તે છોડવાનો નથી.'

આ રીતે રાજાએ જોયું કે હવે બીજો કોઈ રસ્તો નથી ત્યારે તેને એક અંધારા કૂવામાં રાખ્યો અને આખી રાત તેમાં તેને લટકાવ્યો, પરંતુ ત્યાં પણ દુર્બુદ્ધિથી કૂવાની દિવાલ પર પશુઓના આકાર કાઢી ત્યાંને ત્યાં તેને હાથવતી ભૂસી નાંખવા લાગ્યો. આ પછી તેને અસાધ્ય વ્યાધિ લાગુ પડ્યો અને તે નરકે ગયો.

પિતાના મરણ પછી તરતજ સુલસના સંબંધીઓ એકઠા થયા અને કુલધંધો ચલાવવા તેને સમજાવ્યો; પરંતુ તેણે કહ્યું કે "જેમ મને મારો જીવ વહાલો છે તેમ બીજા પ્રાણીઓને પણ હોયજ અને આવું ફળ પ્રત્યક્ષ જોવા છતાં એવો કોણ હોય જે હિંસાથી જીવવું પસંદ કરે?" સુલસના સંબંધીઓને આની કાંઈ અસર ન થઈ અને તેઓએ તેના કર્મના ભાગીદાર બનવા તત્પરતા બતાવી. પછી સુલસે ભેંસને મારવાનો ઢોંગ કરી બાપની કુહાડી લઈ પોતાના પગ પર ઘા કર્યો અને મૂર્છિત થઈ જમીનપર પડ્યો; કેટલેક વખતે ભાન આવતાં સંબંધીઓને તેણે પૂછ્યું:

.........बन्धवो यूयं विभज्य मम वेदनाम् ।

'બંધુઓ, તમે મારા દુઃખમાં ભાગ પડાવો' પણ તેઓ તેને સાંત્વન આપવા સિવાય કાંઈ કરી શકયા નહિ ત્યારે તેણે પ્રથમ વચનની યાદ આપી જણાવ્યું કેઃ

व्यथामियतीमपि । नमे ग्रहीतुमीशिध्वे तत्कथं नरकव्यथाम् ॥

'તમે આટલું દુઃખ નથી લઈ શકતા તો નરકનાં દુઃખ તો કેમજ લઈ શકશો?' આ રીતે સુલસ પોતાની ધારણામાં સંબંધીઓને જીતી શકયો અને જૈનોનાં બારવ્રત ગ્રહણ કરીને સ્વર્ગે ગયો.[1]

આ કથાનો સાર સ્પષ્ટ છે. કર્મના સિદ્ધાંતના જેટલુંજ અહિંસાના સિદ્ધાંત પ્રત્યેનું જૈનોનું મમત્વ આમાં જણાઈ આવે છે. યજ્ઞ માટે પશુહિંસા કરી શકાય છે એવા મનુના નિયમ વિષે યોગશાસ્ત્ર કહે છે કે જેઓ હિંસાને પુષ્ટિ કરતો નિયમ બતાવે છે તે દુષ્ટો નાસ્તિક લોકો કરતાં પણ વધારે પાપી છે.[2]

આજની દુનિયામાં પ્રવર્તતું ઉપાધિમય જીવન જોતાં પોતાના વ્યાવહારિક જીવનમાં પણ પ્રત્યેક જીવ પ્રતિ જૈનોની દયા આશ્ચર્યજનક છે. આજે પ્રવર્તતા જૈન માટે ગમે તેવી ટીકા કરવા જેવું લાગતા છતાં પણ જૈનોનો અહિંસાનો મહાન આદર્શ અર્થાત્ પ્રાણીમાત્ર-પર પ્રેમ અને મિત્રતા એ અદ્ભુત છે; તે સમજવા માટે ટૂંક વિવેચન પૂરતું થશે.

1. Hemacandra, *Yogaśāstra* (with his own commentary), chap. ii., v. 30, pp. 91-95. Very often heaven is taken to mean *Moksha*, but it is not so. To the Jainas *Moksha* is that stage from which the soul has never to return. According to Jainism there is a limit to life in heaven, but when the soul reaches *Moksha* it enjoys bliss for ever.

2. *Cf.* Hopkins, *op. cit.*, p. 288.

સાધુઓ માટે કોઈપણ જાતની હિંસા અટકાવવા માટે એવો નિયમ છે કે તેમને માત્ર ત્રણ વસ્તુઓ રાખવીઃ (૧) પાણી ગાળવા માટે એક વસ્ત્ર, (૨) એક રજોહરણ અને (૩) સૂક્ષ્મ જીવોની જાણ્યેઅજાણ્યે થતી હિંસા માટે મુહપત્તિ. "આ ઉપરાંત આજ કારણે પોતાના વાળનો લોચ કરવાનું કઠણ કામ કરવું પડે છે જે મૂળ નિયમ મુજબ પ્રથમ દીક્ષા વખતેજ ઉતારી લેવામાં આવે છે. જૈનોનો આ ખાસ રિવાજ છે, જે ભારતવર્ષના બીજા સાધુ વર્ગોમાં જણાતો નથી."[1]

આમ અહિંસાવ્રતના ભંગ ન થવા દેવાના ઉદ્દેશથી એક ગૃહસ્થ પણ પોતાના દૈનિક જીવનમાં ખૂબ સાવધાન રહે છે; અને તેમાં પણ એક વિશિષ્ટતા છે કે ભૂલથી નાના જંતુના નાશના ભયથી રાત્રે યા સૂર્યાસ્ત પછી કાંઈ પણ ખાવાની અને બની શકે તો પીવાની પણ મનાઈ છે. તેથીજ શ્રી હેમચંદ્ર કહે છે કે "જ્યારે ખાનપાનમાં પડતા જીવો મનુષ્યની અંધકારથી ઘેરાયેલ આંખો નથી જોઈ શકતી ત્યારે રાત્રે ભોજન કરવાનું કોણ પસંદ કરશે?"[2] આ બધા રિવાજો વિચારતાં જણાય છે કે કોઈપણ 'હિંદુ જાતિએ અહિંસા એટલે કે જીવમાત્રની રક્ષા માટે આટલું સન્માન યા ત્યાગભાવને મહત્ત્વ આપ્યું નથી.'[3]

વ્યવહારુ જીવનમાં નિયમોની આ બધી સખ્તાઇથી કોઇએ એક ક્ષણ પણ એમ માની લેવાનું નથી કે ઉપરોક્ત નિયમોના પાલનથી જૈનધર્મ જગતમાં ઉભી શકશે નહિ અને તે રાષ્ટ્રને ગુલામી, અકર્મણ્યતા અને દારિદ્ર્ય પ્રતિ ઘસડી જશે. "જૈનધર્મ માટે આ પ્રકારની થતી ગેરસમજનું કારણ તે વિષેની અપૂર્ણ માહિતી અને તે પ્રતિનો વિરોધ જણાય છે. 'જેટલી અનુકંપાથી તમારી ફરજ બજાવી શકાય તે રીતે તે બજાવો' એ જૈનધર્મની પ્રથમ શિક્ષા છે; અહિંસા કોઈપણ મનુષ્યના કર્તવ્યમાં આડે આવી શકતી નથી."[4] જૈનોની અહિંસા એ દુર્બળની અહિંસા તો નથીજ, પણ તે એક બહાદુર આત્માનું આત્મબળ છે કે જે જગતનાં બધાં અનિષ્ટ બળોથી ઉચ્ચ છે અથવા ઉચ્ચ થવા ઇચ્છે છે.

'આત્મવત્ સર્વભૂતેષુ'[5] એ સૂત્ર શ્રી હેમચંદ્ર આચાર્યે ઠીક જ દર્શાવ્યું છે. **ઉત્તરાધ્યયન** સૂત્રમાં જૈનવૃત્તિ સ્પષ્ટ કરતું ગરીબમાં ગરીબ, નીચમાં નીચ અને ભાન ભૂલેલા પ્રતિ દર્શાવેલ ભાવનું નીચે મુજબ દૃષ્ટાંત છેઃ

હરિકેશી નામનો એક ચાંડાળ હતો. તે ઇંદ્રિયોનું દમન કરીને ઉચ્ચતમ ગુણો પ્રાપ્ત કરી મહાન સાધુ થયા. એક વખત ગોચરી જતાં તે બ્રાહ્મણોના યજ્ઞના એક વાડા પાસે આવી પહોંચ્યા. તેમણે કહ્યુઃ

1. Bühler, *op. cit.*, p. 15.
2. Hemacandra, *op. cit.*, MS., chap. iii., v. 49, p. 8.
3. Barth, *op. cit.*, p. 145.
4. Jaini, *op. cit.*, p. 72.
5. आत्मवत् सर्वभूतेषु . . .—Hemacandra, *op. cit.*, chap. ii., v. 20, p. 3.

"અરે બ્રાહ્મણો! તમે શા માટે અગ્નિ સળગાવી પાણીથી બાહ્ય પવિત્રતા મેળવો છો? સુજ્ઞ પુરુષો કહે છે કે જે બાહ્ય પવિત્રતા તમે શોધો છો તે ખરી વસ્તુ નથી.

"તમે કુશઘાસ, યજ્ઞના વાંસ, લાકડાં અને પરાળ વાપરો છો; સવાર સાંજ પાણીને સ્પર્શો છો અને તમે જીવતાં જંતુનો નાશ કરો છો અને પરિણામે તમારા અજ્ઞાનથી તમે વારંવાર પાપ કરો છો.

"ધર્મ એ મારૂં સરોવર છે; બ્રહ્મચર્ય એ સ્નાનાગાર છે જે મલિન નથી, પરંતુ આત્માર્થે અતિ વિશુદ્ધ છે. તપ એ જ્યોતિ છે; ધર્મવ્યાપાર એ મારા યજ્ઞનો ચાટવો છે; શરીર એ સૂકું છાણું છે; કર્મ એ મારાં લાકડાં છે. સંયમ એ ખરો પુરુષાર્થ છે અને શાંતિ એ બલિદાન છે. આની સાધુપુરુષોએ પ્રશંસા કરી છે અને તે હું આપું છું."

ઉત્તરાધ્યયન પોકારીને કહે છે કે "તપશ્ચર્યાનું ફળ પ્રત્યક્ષ છે; જન્મનું મહત્ત્વ કશુંય નથી. શ્વપાકના સુપુત્ર પવિત્ર હરિકેશી પ્રતિ જુઓ, તેમની શક્તિ અનંત છે."[1]

ઉપરોક્ત દૃષ્ટાંત જૈનોને ગ્રાહ્ય એવા નૈતિક ગુણો દર્શાવે છે; આ ધર્મની સર્વ-વ્યાપકતા એ તેની વિશિષ્ટતા છે અને તેની પાછળ અહિંસાનો મહાન આદર્શ કહેલો છે જે જૈનો સમક્ષ કેવળ મોક્ષાર્થી સાધુનો આદર્શ નહિ, પરંતુ બીજાને તારવા માટે તત્પર અને વિશ્વબંધુત્વની ભાવનાથી લિપ્ત એવા મહાન સાધુનો આદર્શ રજુ કરે છે. "સર્વ મનુષ્યમાત્રને માત્ર કુલીન આર્યોને નહિ, પરંતુ હલકા કુળના શુદ્રો તેમજ હિંદમાં ઘણાજ તિરસ્કારપાત્ર ગણાતા પરદેશી મ્લેચ્છોને પણ મુક્તિ પ્રતિ દોરી તે માટે પોતાનાં દ્વાર તેમના માટે ખુલ્લાં હોવાનો મહાન ઉદ્દેશ જૈન ધર્મ જણાવે છે."[2]

ગમે તે હલકી જાતિના મનુષ્યોને પોતાના ધર્મમાં જોડવાની ભાવનાને દૂર રાખીએ તો પણ બીજા ધર્મો પ્રતિ જૈનોએ રાખવી જોઈતી દૃષ્ટિ ખરેખર પ્રશંસનીય છે.[3] તે બતાવે છે કે જૈનધર્મ કેટલી હદ સુધી બીજાની લાગણી ન દૂભાવવા માટે સાવચેત હતો. શ્રીમતી સ્ટીવન્સનને પણ સ્વીકારવું પડ્યું છે કે "જૈનધર્મની અદ્વિતીય પ્રતિષ્ઠા એ

1. Jacobi, *S.B.E.*, xlv., pp. 50-56.

2. Bühler, *op. cit.*, p. 3. "The Jaina community is only divided into *Yatis* and *Śrāvakas*, and if in any part of India, the Jainas practically recognise the distinctions of caste, it is just the same with the Christians and Mahomedans of Southern India, and even with the Bauddhas of Ceylon. This has nothing to do with the religion, it is only the adoption of social distinctions, which are rooted too deeply in the mind of the Indian nation to be abolished by the word of a religious reformer."—Jacobi, *Kalpa-Sūtra*, Int., p. 4.

3. "Hieun Tsiang's notes on the appearance of Nirgrantha or Digambara in Kiapishi (Beal, *Si-Yu-ki*, i., p, 55) point apparently to the fact that they had, in the North West at least, spread their missionary activity beyond the borders of India."—Bühler, *op. cit.*, p. 4.

છે કે તે પોતાનું ધ્યેય સિદ્ધ કરવાની પરધર્મીઓની લાયકાત સ્વીકારે છે, જ્યારે ભારતના ઘણા ખરા અન્ય ધર્મો તે સ્વીકારતા નથી."[1] બીજા માટે બહુમાન ધરાવવાની આ પ્રશસ્ત ભાવના જૈનધર્મની કેટલીક સર્વોત્તમ પ્રભાવશાળી વિભૂતિઓનું ખાસ લક્ષણ છે. **ષડ્દર્શન સમુચ્ચયના** જૈનવિભાગની શરુઆતમાં આચાર્ય હરિભદ્ર લખે છે કે:

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

"મારે વીર પ્રતિ પક્ષપાત નથી કે કપિલ આદિ પ્રતિ દ્વેષ નથી; જેનું કથન યુક્તિયુક્ત હોય તે સ્વીકારવામાં કશોય દુરાગ્રહ ન હોય."[2]

જૈનોની આ ઉદાર ભાવના ઉપરાંત તેના અહિંસાના આદર્શે જૈનધર્મમાં પ્રાયશ્ચિત્તના તત્ત્વને ઉચિત મહત્ત્વ આપ્યું છે. મનુષ્યના જીવનમાં હિંસા કેટલેક અંશે અનિવાર્ય છે, અને તેથી આખરી ધ્યેય સિદ્ધ કરવા માટે આખા દિવસમાં થતાં પાપો તેમજ ભૂલોનું દિન પ્રતિદિન ભાન થાય અને તેનું દૈનિક પ્રાયશ્ચિત્ત થાય તે આવશ્યક છે. જૈનધર્મનું આ અદ્વિતીય લક્ષણ ન ગણાય, તો પણ જે મહત્ત્વ જૈનધર્મે પ્રાયશ્ચિત્તને આપ્યું છે તે સાચે જ અદ્વિતીય છે. પ્રાયશ્ચિત્તના તત્ત્વમાંથી ફલિત થતાં સામાયિક અને પ્રતિક્રમણ એ બે વિધાનો સાધુ તેમજ શ્રાવકના જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. સુધર્માસ્વામીનું આવશ્યકસૂત્ર ત્યાંસુધી કહે છે કે "સામાયિકથી શરૂ થતું અને બિંદુસાર (ચૌદમું પૂર્વ) થી પૂર્ણ થતું જ્ઞાન સત્યજ્ઞાન છે; તેનું પરિણામ સચ્ચારિત્ર છે અને ચારિત્રથી નિર્વાણ પ્રાપ્ત થાય છે."[3]

સામાયિક વ્રત એટલે ઓછામાં ઓછી ૪૮ મિનિટ ધ્યાનમાં ગાળવી;[4] જેનાથી આત્મા સમભાવ કેળવે છે. તે માટે 'કરેમિ ભંતે'નો પાઠ મુખ્ય છે; જેનો અર્થ નીચે મુજબ છે:

"હે ભગવંત! હું સામાયિક કરૂં છું; હું પાપમય વ્યાપારોથી પાછો હઠું છું. મન, વચન અને કાયાથી આજીવન હું પાપો નહિ કરૂં, તેમજ કોઈ પાસે કરાવીશ પણ નહિ. હે ભગવન! હું જૂનાં પાપોથી પાછો ફરૂં છું. ગુરુ અને આત્માની સાક્ષીએ હું પાપને ધિક્કારૂં છું અને પાપમય કાર્યોથી મારા આત્માને મુક્ત રાખવા હું સામાયિક વ્રત ગ્રહણ કરૂં છું."[5]

1. Stevenson (Mrs), *op. cit.*, p. 243.
2. Haribhadra, *op. cit.*, p. 39; see also

भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥

—Hemacandra, *Mahādevastotra*, v. 44

3. सामाइयमाईयं . . . ।
. . . निव्वाणं ॥—*Āvaśyaka-Sūtra*, v. 93, p. 69

4. *Cf.* Stevenson (Mrs), *op. cit.*, p. 215.
5. करेमि भंते ! . . . वोसिरामि.—*Avaśyaka-Sūtra*, p. 454.

મહાવીરે સંસારત્યાગ કરી સાધુ તરીકે દીક્ષા લીધી તે વખતે ઉપરોક્ત શબ્દો પ્રતિજ્ઞા રૂપે ઉચ્ચાર્યા હતા.[1] હરિભદ્રસૂરિએ **આવશ્યકસૂત્રની** ટીકામાં સામાયિકની નીચે પ્રમાણે વ્યાખ્યા કરી છેઃ

"તેણે ખરૂં સામાયિક કર્યું કહેવાય કે જેણે સમભાવ પ્રાપ્ત કર્યો હોય અને જે સર્વ પ્રાણીઓ પ્રતિ પોતાના આત્માની માફક જોતાં શીખે.[2] જ્યાં સુધી આત્મા રાગદ્વેષ છોડે નહિ ત્યાંસુધી કોઈ પણ જાતનું તપ લાભકારક નથી. જ્યારે જીવ પ્રાણીમાત્ર પ્રતિ સમભાવે જોઈ શકે ત્યારે જ તે રાગ અને દ્વેષ પર વિજય મેળવી શકે છે."[3]

પડિકમણું અથવા સંસ્કૃત પ્રતિક્રમણ એટલે પાપોનો સાફ દીલથી એકરાર અને તેની માફી માટેની તીવ્ર ઇચ્છા; ટુંકમાં આત્માને લાગેલ દોષોનું તે પ્રાયશ્ચિત્ત છે. "પ્રતિક્રમણમાં જૈનો કોઇપણ ઇંદ્રિયવાળા જીવ પ્રતિ કરેલ અપરાધનો વિચાર કરી માફી માગે છે. તે ઉપરાંત આરોગ્યના નિયમ વિરુદ્ધ કોઈ પણ જીવજંતુની ઉત્પત્તિ થઈ હોય તો તેનો પણ આ સમયે વિચાર થાય છે."[4] અહિંસાના સિદ્ધાંતમાંથી જન્મેલ વિશ્વબંધુત્વના ગુણોનો વિકાસ તે આ શિક્ષાનું સ્વાભાવિક પરિણામ છે, અને વ્યાવહારિક દૃષ્ટિએ મુક્તિ અર્થે ફાંફાં મારતી મનુષ્યજાતિને મદદ કરવાનો અર્થ તેમાંથી નીકળે છે. તે ઉપરાંત જૈનોનું સામાજિક બંધારણ એવી રીતે ઘડાયું છે કે તેમાંથી ઉપરોક્ત આદર્શો વ્યવહારમાં ઉતારી શકાય.

હવે આપણે જૈન તત્ત્વજ્ઞાનના એક વિશિષ્ટ લક્ષણનો વિચાર કરીએ અને તે ભારતીય ન્યાયશાસ્ત્રમાં અપાયેલ જૈન દર્શનનો ખાસ ફાળો ગણાય છે. સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ અને પ્રચાર એ બધાય ધર્મોનો હેતુ હોય છે. દરેક ધર્મ મનુષ્યને દૃશ્યોની પેલેપાર જવાનું શીખવવા પ્રયાસ કરે છે અને જૈનધર્મ પણ એજ વસ્તુ કહે છે, પરંતુ તફાવત એ છે કે તે વસ્તુનું એકાંતસ્વરૂપ મર્યાદિત દૃષ્ટિબિંદુથી ઓળખાવતું નથી.

સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જૈનધર્મ પાસે પોતાનું તત્ત્વજ્ઞાન છે જે **સ્યાદ્વાદ** અથવા **અનેકાંતવાદના** સિદ્ધાંત તરીકે ઓળખાય છે. "**નયનો** (દૃષ્ટિબિંદુનો) સિદ્ધાંત જૈન ન્યાયનું ખાસ લક્ષણ છે."[5] આપણે જોયું છે કે જૈન અધ્યાત્મશાસ્ત્ર

1. कृतपञ्चमौष्टिकलोचो भगवान् . . . "करेमि सामाइअं . . .". उच्चरति.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭikā*, p. 96. Cf. *Āvaśyaka-Sūtra*, p. 281.

2. यः 'समः' मध्यस्थः, आत्मानमिव परं . . ., 'सर्वभूतेषु' . . ., तस्य सामायिकं भवति. —*Āvaśyaka-Sūtra*, p. 329.

3. *Cf.* Dasgupta, *op. cit.*, i, p. 201.

4. Stevenson (Mrs), *op. cit.*, p. 101.

5. Radhakrishnan, *op. cit.*, i., p. 298.

જગતના બે પ્રકાર–જીવ અને અજીવ માને છે અને તે દરેકમાં ઉત્પાદ–ઉત્પત્તિ, વ્યય–નાશ અને ધ્રુવત્વ–નિત્યત્વ ગુણો સ્વીકારે છે.[1] અહીં ઉત્પત્તિનો અર્થ નવું સર્જન નથી, કારણ કે જૈનદૃષ્ટિએ આખું વિશ્વ શાશ્વત જ છે. ઉત્પાદનો અર્થ એ છે કે શાશ્વત જગતમાં નિરંતર પદાર્થોનાં રૂપાંતર થયાં કરે છે.[2] દરેક વસ્તુ–પદાર્થના સહજ–સ્વાભાવિક ગુણોની અપેક્ષાએ તે સત્–ધ્રુવ–નિત્ય છે; તે જ પદાર્થ બીજા પદાર્થના ગુણ-ધર્મની અપેક્ષાએ સત્ ન હોવાથી અસત્ એ સ્વતઃ સિદ્ધ છે. "અનુભવથી એમ પણ જણાય છે કે શાશ્વત તત્ત્વ દરેક ક્ષણે કેટલાક ગુણોને તજી નવા ગુણો ગ્રહણ કરે છે."[3] ટૂંકમાં આ સિદ્ધાંત 'અનેકાંતવાદ' કહેવાય છે,[4] અથવા "બુદ્ધોના અનેક વર્ણાકાર, ઉપનિષદ્‌ના અનેકાંત દ્વૈતવાદની સામે જ જૈનોનો અનેકાંતવાદ છે."[5] આ ઉપર જ જૈનોનો સ્યાદ્વાદનો સિદ્ધાંત ઘડાયેલો છે. "આ વિધાનોપરથી એ સ્પષ્ટ છે કે આપેલ પદાર્થને જુદા જુદા દૃષ્ટિબિંદુથી જોવાથી નાના પ્રકારના વિરુદ્ધ દેખાતા ધર્મો જાણી શકાય છે."[6]

દરેક વસ્તુમાં અનંત ધર્મો–ગુણો રહેલા છે જે બધાય એકજ વખતે વ્યક્ત થઈ શકતા નથી; પરંતુ જુદીજુદી અપેક્ષાએ એ બધા ધર્મો સિદ્ધ થઈ શકે છે. દરેક વસ્તુનો ચાર જુદીજુદી દૃષ્ટિએ વિચાર થઈ શકે છેઃ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ. આમ "સ્યાદ્વાદનો સિદ્ધાંત એ પ્રતિપાદન કરે છે કે દરેક વસ્તુ જુદા જુદા અનંત ધર્મોવાળી હોવાથી ગમે તે દૃષ્ટિબિંદુથી નક્કી કરેલ વિધાન એકાંત સત્ય માની શકાય નહિ."[7] આ રીતે હરેક પદાર્થમાં જુદીજુદી અપેક્ષાએ વિરુદ્ધ નાના પ્રકારના ધર્મોનો સ્વીકાર કરવો તે જ સ્યાદ્વાદ છે; "વસ્તુને સંયોગાત્મક રીતે જાણવાની આ પદ્ધતિ છે."[8]

સ્યાદ્વાદના સિદ્ધાંતને ઘણી વખત સંશયવાદ તરીકે ગણવામાં આવે છે;[9] પરંતુ

1. वस्तुतत्त्वं चोत्पादव्ययध्रौव्यात्मकम् . . .—Hemacandra, *Syādvādamañjarī*, p. 168. Cf. *ibid.*, vv. 21-22.

येनोत्पादव्ययध्रौव्ययुक्तं यत्सत्तदिष्यते ।
अनन्तधर्मकं वस्तु तेनोक्तं मानगोचरः ॥

—Haribhadra, *op. cit.*, v. 57.

2. *Cf.* Warren, *op. cit.*, pp. 22-23.

3. Dasgupta, *op. cit.*, i., p. 175.

4 तत्त्वं . . . जीवाजीवलक्षणम्, अनन्तधर्मात्मकमेव . . .—Hemacandra, *op. cit.*, p. 170.

5. Dasgupta, *op. cit.*, i., p. 175; नैकानि मानानि . . . अनेकमान इति.—*Viseshāvasyaka-bhāshyam*, v. 2186, p. 895.

6. Belvalkar, *op. cit.*, p. 112.

7 Dasgupta, *op. cit.*, p. 179.

8. Warren, *op. cit.*, p. 20.

9. *Cf.* Hultzsch, *E.I.*, vii., p. 113. "In contrast to the Nihilistic Buddhist, the Jaina assumes a doubtful attitude, so that he is termed the 'may-be philosopher,' *Syādvādin*, in opposition to the Buddhist, the philosopher of 'the void.'"—Hopkins, *op. cit.*, p. 291.

વધારે સત્ય તો એ છે કે તેને વૈકલ્પિક શક્યતાના સિદ્ધાંત તરીકે ઓળખાઓ તે જ યોગ્ય છે.[1] પ્રસિદ્ધ વિદ્વાન આનંદશંકર ધ્રુવ કહે છે કે "સ્યાદ્વાદનો સિદ્ધાંત સંશયવાદ તો નથી જ. તે મનુષ્યને વિશાળ અને ઉદાર દૃષ્ટિએ વસ્તુ જોવા પ્રેરે છે અને વિશ્વની વસ્તુઓનું કેવી રીતે અવલોકન કરવું તે શીખવે છે."[2] તે વસ્તુનું એકાંત અસ્તિત્વ સ્વીકારતો નથી તેમજ તે સ્વીકારવાની તદ્દન ના પણ કહેતો નથી;[3] પરંતુ જણાવે છે કે વસ્તુ છે અથવા નથી અર્થાત્ અનેક દૃષ્ટિબિંદુમાંની એક દૃષ્ટિએ તેનું વિધાન થયેલું છે તે સ્પષ્ટ કરે છે. "વાસ્તવિકતાનું સાચું અને સચોટ પ્રતિપાદન તો માત્ર આપેક્ષિક અને તુલનાત્મકજ હોઈ શકે; અને તે પ્રતિપાદનની શક્યતા સ્વીકારે છે. પ્રત્યેક સિદ્ધાંત સત્ય હોય છે, પરંતુ તે કેટલાક ચોક્કસ સંજોગોમાંજ; વસ્તુના અનેક ધર્મો હોવાના કારણે કાંઈ પણ સત્ય કહી શકાતું નથી. વસ્તુના વિવિધ ધર્મો બતાવવા માટે ધર્મના વિધાન અને નિષેધને લગતા શબ્દપ્રયોગો સાત પ્રકારનાં હોવાનું દર્શાવાયું છે."[4] સાત પ્રશ્નોના જવાબ આપવાની પદ્ધતિને **સપ્તભંગી નય** અથવા સાત વચનપ્રયોગો પણ કહે છે. આ તાત્ત્વિક સિદ્ધાંત ખૂબ ગહન અને રહસ્યપૂર્ણ છે, એટલુંજ નહિ પણ તે ખાસ પારિભાષિક છે, આ વસ્તુ સ્પષ્ટ કરવા નીચેના સરળ અને સુંદર વિવરણથી કાંઈ વધારે આપી શકતા નથી.

"વેદાન્તીઓ માને છે કે એક આત્મતત્ત્વજ ખરેખર અસ્તિત્વ ધરાવે છે, બીજું કાંઈ નહિ; (एकमेव-अद्वितीयम्) અને તે નિત્ય છે, બીજું બધું અસત્-માયિક છે. આમ **આત્મવાદ એકવાદ** યા **નિત્યવાદ** કહેવાય છે. તેમની દલીલ એવી છે કે જેમ પ્યાલો, રકાબી જેવી વસ્તુજ નથી; તે તો જુદા જુદા નામોથી સંબોધાતી માટી માત્ર છે, તેવીજ રીતે જુદા જુદા નામોથી ઓળખાતા વિશ્વના પદાર્થો એક આત્મતત્ત્વના જુદા જુદા પ્રકારો માત્ર છે. બીજી તરફ બૌદ્ધો કહે છે કે મનુષ્યને નિત્ય આત્મા જેવા કોઈ તત્ત્વનું સાચું જ્ઞાન જ નથી; એ તો માત્ર અટકળ છે કારણ કે મનુષ્યનું જ્ઞાન ઉત્પત્તિ, વિનાશ અને લય પામી બદલાતા પદાર્થોમાં પરિમિત થાય છે. આ સિદ્ધાંત આથી **અનિત્યવાદ** કહેવાય છે. માટી પદાર્થરૂપે

1. *Cf.* Fleet, *I.A.*, vii., p. 107. "The view is called *Syādvāda,* since it holds all knowledge to be only probable. Every position gives us only a perhaps, a may be, or a *Syāt*. We cannot confirm or deny anything absolutely of any object. There is nothing certain on account of the endless complexity of things."—Radhakrishnan, *op. cit.*, i., p. 302.

2. Kannoomal, *Saptabhangi-Naya,* Int., p. 8.

३. उपाधिभेदोपहितं विरुद्धं
   नार्थेष्वसत्त्वं सदवाच्यते च।

—Hemacandra, *op. cit.*, v. 24, p. 194.

4. Radhakrishnan, *op. cit.*, i., p. 302; स्याद्वादो हि सापेक्षस्तथैकस्मिन् . . . सदसत्त्वनित्यानित्यत्वाद्यनेकधर्माभ्युपगमः ।—Vijayadharmasūri, *op. cit.*, p. 151.

નિત્ય હોય, પણ ઘડા તરીકે અનિત્ય છે એટલે અસ્તિત્વમાં આવી નાશ પામે છે; અર્થાત્ વેદાન્તીઓની માન્યતા અનુસાર જીવ શુદ્ધ નથી, પરંતુ અનેક વસ્તુમય છે અને તે માટે થતું વિધાન સત્યનો અંશ માત્ર છે. વસ્તુના પ્રત્યેક ધર્મના વિધાન તથા નિષેધને લગતા શબ્દપ્રયોગો સાત પ્રકારે થાય છે જેને જૈનો સપ્તભંગી તરીકે ઓળખે છે. આ વિધાન स्यात्‌શબ્દના ઉપયોગ સાથે अस्ति, नास्ति અને अवक्तव्य શબ્દોનો ઉલ્લેખ કરવાથી થઈ શકે છે. વસ્તુના સ્વપર્યાયપર ભાર મૂકીએ ત્યારે स्यादस्ति; તેના પરપર્યાયસંબંધી ભેદપર ભાર મૂકીએ ત્યારે स्यान्नास्ति; જ્યારે તેના સત્ અને અસત્ એ બંનેપર સમાન ભાર મૂકીએ ત્યારે स्यादस्तिनास्ति એમ કહેવાય. પરંતુ જ્યારે એકપર ભાર મૂક્યા વિના તે પદાર્થ વાણીવડે વ્યક્ત થઈ શકે તેવો નથી એમ બતાવવા માટે स्यादवक्तव्य વપરાય; તેજ રીતે અમુક અપેક્ષાએ નિત્ય હોવા છતાં અવક્તવ્ય છે તે બતાવવા स्यादस्ति अवक्तव्य કહેવાય; અને અમુક અપેક્ષાએ વસ્તુ અનિત્ય હોવા છતાં અવક્તવ્ય છે તે બતાવવા માટે स्यान्नास्ति अवक्तव्य વપરાય. આ ઉપરાંત અમુક અમુક અપેક્ષાએ વસ્તુ નિત્ય અને અનિત્ય હોવાની સાથેજ અવક્તવ્ય છે એમ બતાવવા સારુ स्यादस्तिनास्ति अवक्तव्य એમ કહેવાય છે. આ સાત પ્રકારપરથી જાણવાનું એટલુંજ છે કે બધે વખતે, બધી રીતે અને બધા રૂપે એક વસ્તુનું અસ્તિત્વ વિચારી શકાય નહિ; પરંતુ એક જ જગ્યાએ અસ્તિત્વ ધરાવતું હોય અને બીજીમાં ન હોય; એક જ વખતે અસ્તિત્વ ધરાવતું હોય ત્યારે બીજા વખતે ન હોય."[1]

"જૈનધર્મનું આ સ્પષ્ટીકરણ વેદાન્તી અને બૌદ્ધોના બે અતિરેકનો સમન્વય છે; અને તે બુદ્ધિગ્રાહ્ય અનુભવપર રચાયેલો છે."[2] યાકોબી અને બેલવેલકર આને સંજય બેલઠ્ઠીપુત્તના અજ્ઞેયવાદના વિરોધાત્મક સિદ્ધાંત તરીકે માને છે. "જ્યારે સંજય કહે છે કે 'તે છે તે હું કહી શકતો નથી અને તે નથી તેમ પણ હું કહી શકતો નથી,' ત્યારે મહાવીર એમ કહે છે કે 'હું કહી શકું છું કે એક દૃષ્ટિએ વસ્તુ છે અને વિશેષમાં એ પણ કહી શકું છું કે અમુક દૃષ્ટિએ તે નથી.'"[3]

ટૂંકમાં સ્યાદ્વાદ જૈન તત્ત્વજ્ઞાનનું અદ્વિતીય લક્ષણ છે. જૈન બુદ્ધિમત્તાનું આથી અધિક સુંદર, શુદ્ધ અને વિસ્તીર્ણ દૃષ્ટાંત આપી શકાય તેમ નથી. જૈન સિદ્ધાંતની આ શોધનું માન મહાવીરને ઘટે છે.[4] દાસગુપ્તના અભિપ્રાય પ્રમાણે આ વિષયપરત્વે જૈનશાસ્ત્રોમાં સૌથી પહેલો ઉલ્લેખ ભદ્રબાહુની **સૂત્રકૃતાંગ નિર્યુક્તિની** (ઇ. સ. પૂર્વ

1. *Cf.* Bhandarkar, *Report on Sanskrit MSS.*, 1883-1884, pp. 95-96; Rice (E. P.), *Kanarese Literature*, pp. 23-24.

2. Dasgupta, *op. cit.*, i., p. 175.

3. Belvalkar, *op. cit.*, p. 114. *Cf.* Jacobi, *S. B. E.*, xlv., p. xxvii; Belvalkar and Ranade, *op. cit.*, pp. 433 n., 454 ff.

4. *Cf.* Belvalkar, *op. cit.*, p. 114.

૪૩૩–૩૫૭) ની ટીકામાં ઘણું કરીને મળી આવે છે.[1] આ નિવેદન માટે તે વિદ્વાને સ્વ૦ ડૉ૦ સતીશચંદ્ર વિદ્યાભૂષણનું પ્રમાણ સ્વીકાર્યું છે,[2] જેમણે પોતાના આધાર તરીકે નિર્યુક્તિનો નીચેનો શ્લોક ઉદ્ધૃત કર્યો છે.

असियसयं किरियाणं
अक्किरियाणं च होइ चुलसीती ।
अन्नाणिय सत्तट्ठी
वेणइयाणं च बत्तीसा ॥

"ક્રિયાવાદના ૧૮૦ ભેદ, અક્રિયાવાદના ૮૪, અજ્ઞાનવાદના ૬૭ અને વૈનયિકવાદના ૩૨."[3]

આ પરથી જણાય છે કે સ્વ૦ ડૉ૦ એવા ખોટા ખ્યાલમાં હતા કે નિર્યુક્તિના ઉપરોક્ત શ્લોકમાં સપ્તભંગીનયનો ઉલ્લેખ છે. જૈનોએ માનેલા ચાર નાસ્તિક મતોના ૩૬૩ ભેદો અહીંતો મળી આવે છે.[4] ખરૂં જોતાં અમારો અભિપ્રાય એવો છે કે જૈનોના સ્યાદ્વાદના સિદ્ધાંત અને સાત નયનો ઉલ્લેખ સ્થાનાંગ, ભગવતી અને બીજાં જૈનશાસ્ત્રોમાં મળી આવે છે.[5] છેવટે લાલા કન્નોમલના શબ્દોમાં કહીએ તો "આ સિદ્ધાંતના તત્ત્વજ્ઞોએ સત્ય સ્વરૂપ અને તેની ખુબીઓ સમજાવવા માટે અનેક મહાન ગ્રંથો રચ્યા છે. જો ભારતમાં પ્રચલિત પરસ્પર વિરોધી જણાતી ધાર્મિક પ્રવૃત્તિઓ કે જે ઘણી વખત વિચારભેદ વધારી મૂકે છે તે સમજાવવા આ વિચારપદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે તો સમાધાન પ્રતિ પ્રત્યક્ષ વલણ થવા સંભવ છે."[6]

આમ જો અહિંસા એ જૈનધર્મનો મુખ્ય નૈતિક ગુણવિશેષ ગણાય[7] તો સ્યાદ્વાદ એ જૈન અધ્યાત્મવાદનું મુખ્ય તેમજ અદ્વિતીય લક્ષણ ગણાય અને શાશ્વત જગતના કર્તા એવા સંપૂર્ણ ઈશ્વરનો સ્પષ્ટ નિષેધ કરીને જૈનધર્મ જણાવે છે કે "હે મનુષ્ય! તું તારો જ મિત્ર છે." આ સંદેશને અનુલક્ષીને જ જૈન વિધિવિધાનોની ગૂંથણી થઈ છે.

1. Dasgupta, *op. cit.*, i., p. 181, n. 1.

2. Vidyabhushana, *History of the Mediaeval School of Indian Logic*, p. 8; *History of Indian Logic*, p. 167.

3. *Sūtrakṛtāṅga* (Āgamodaya Samiti), v. 119, p. 209.

4. *Cf.* Jacobi, *op. cit.*, Int., p. xxvi; *ibid.*, pp. 315 ff.

5. *Sthānāṅga* (Āgamodaya Samiti), p. 390, *sū.* 552; *Bhagavatī* (Āgamodaya Samiti), *sū.* 469, p. 592. For further references see Sukhlal and Becherdas, *Sammatitarka* of Siddhasena, iii., p. 441, n. 10.

6. Kannoomal, *op. cit.*, Int., p. 7.

7. Dasgupta, *op. cit.*, p. 200.

અહિંસાના આદર્શ સાથે ઉપરોક્ત સર્વ વસ્તુઓ આપણને શીખવે છે કે:

He prayeth well, who loveth well
Both men and bird and beast,
He prayeth best, who loveth best
All things both great & small.

(Coleridge)

જે મનુષ્ય કે પશુપક્ષીને પ્રેમથી ચાહે છે તે જ ઠીક પ્રાર્થના કરી શકે છે; જે નાના મોટા સર્વ પદાર્થોને ઉચ્ચ ભાવે ચાહે છે તે જ ઉત્તમ પ્રકારની પ્રાર્થના કરે છે અને એટલા માટે હંમેશાં જૈનો કહે છે કે:

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमन्तु मे ।
मेत्ती मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ ॥

"હું બધા જીવોને ખમાવું છું, અને બધા જીવો મને માફી આપો. સર્વ જીવો સાથે મારે મૈત્રીભાવ છે, મારે કોઈની સાથે વેર નથી."[1]

હવે આ સિદ્ધાંતોના એક પણ લક્ષણ માટે ગેરસમજ ઉભી કરવી કે વિપરીત રીતે તે સમજવા તે જૈનધર્મના સત્ય સ્વરૂપને અન્યાયકર્તા છે. ત્યારે આપણે ખુલ્લા દીલે કબૂલ કરવું જોઈએ કે મહાવીરના ઉદ્દેશો ઉચ્ચ અને પવિત્ર હતા અને મનુષ્ય જાતિ તેમજ સર્વ જીવાત્માની સમાનતાનો સંદેશ ભારતના યજ્ઞયાગાદિથી ત્રાસિત અને જાતિભેદોથી કંટાળી ગયેલ લોકો માટે ઉદાર અને મહાન આશિર્વાદરૂપ હતો.

૪

મહાવીરે સુધારેલ જૈનધર્મ સંબંધી વિવરણ કર્યા પછી આપણે હવે તેમાં પડેલ ખાસ મહત્ત્વના મતભેદ વિષે સંક્ષેપમાં વિચારીએ. મહાવીરના સંઘમાં પડેલ આ મતભેદો જૈનસમાજ કેમ પચાવી શકયો તેનો પણ તે સાથે વિચાર કરવો પડશે.

બધાય પયગંબર અને સુધારકના સંબંધમાં બને છે તેમ મહાવીરના સંપ્રદાયને પણ કમનસીબે તેમના પોતાના સમયમાંજ તેમજ તે પછી પણ પાખંડી ધર્મગુરુઓનો સામનો કરવો પડ્યો હતો. આમાં જૈનોને જાણીતા સાત 'णिह्नवो' (निह्नवो)[2] અર્થાત્ જિને પ્રરૂપેલા ધર્મ વિરૂદ્ધ મતપ્રચાર કરનારાઓનો સમાવેશ થઈ જાય છે. 'જમાલિ, તીસગુત્ત, આષાઢ, અશ્વમિત્ર, ગંગ, છલુએ અને ગોષ્ઠામાહિલ' એ સાત નિન્હવો છે.[3] આ બધામાં સૌથી વધારે વિખ્યાત અને મહાવીરનો પ્રચંડ હરીફ

1. *Āvaśyaka-Sūtra*, p. 763.

2. बहुरय . . . सत्तेए णिण्हगा . . . वद्धमाणस्स.—*Āvaśyaka-Sūtra*, v. 778, p. 311; अथ सप्तनिह्नवस्वरूपं . . . लिख्यते.—Merutunga, *Vicāraśreṇi*, *J. S. S.*, ii., Nos. 3-4, Appendix, pp. 11-12.

3. *Bhagavatī-Sūtra* (Āgamodaya Samiti), ii., pp. 410-430.

ગોસાલ મંખલિપુત્ત હતો, જે પાલી સૂત્રોમાં ઉલ્લેખાયલો બુદ્ધના છ પાખંડી પ્રતિસ્પર્ધીઓમાંના એક મંખલી ગોસાલો સાથે ઘટાવી શકાય તેમ છે.[1] તેના અને તેણે સ્થાપેલ આજીવક સંઘ સંબંધમાં નહિ જેવું જાણવાનું મળે છે. "હજી પણ હયાતી ધરાવતા જૈન અને બુદ્ધ એ બે મહાન સંઘોની સંખ્યા અને મહત્ત્વમાં એક વખત હરિફાઈ કરનાર આ સંપ્રદાયના સિદ્ધાંતો અને ક્રિયાકાંડ વિષે આપણે વાસ્તવિક રીતે અંધારામાંજ છીએ."[2] ગોસાલ પછી આપણે મહાવીરના જમાઈ જમાલિ, પવિત્ર તીસગુત્ત વગેરેનો વિચાર કરવાનો છે.[3]

ગોસાલ પ્રથમ મહાવીરને રાજગૃહમાં મળ્યો અને ત્યાં તે તરતજ તેમનો શિષ્ય થયો. તે ગૌશાલામાં જન્મ્યો હતો તેથી ગોસાલ કહેવાતો હતો.[4] તેનો પિતા ભિક્ષુક હતો. આ બધા સંજોગો આજીવક કહેવાતા ધાર્મિક ભિક્ષુગણના સ્થાપકની વિનીત ઉત્પત્તિ બતાવવા પૂરતા છે.[5] "સાતમા અંગમાં ગોસાલે સદ્દાલપુત્તને આજીવક સંપ્રદાયમાં સ્વીકાર્યાનું કહેવાય છે; તેમજ પાંચમા અંગ ભગવતી-સૂત્રમાં તે સંપ્રદાયના મુખી ગોસાલનો વૃત્તાંત મળે છે. બુદ્ધે ઉપાલંભાર્થે વીણી કાઢેલ છ ભિક્ષુસંઘના નેતાઓમાંના એક તરીકે અનેક વાર પવિત્ર બૌદ્ધગ્રંથોમાં ગોસાલ મંખલિપુત્તનો ઉલ્લેખ મળે છે; છતાં સ્પષ્ટ રીતે આજીવક સાથે સંબંધ ધરાવનાર તરીકે તેમાં કદી પણ તેનો ઉલ્લેખ નથી; પરંતુ જૈન અને બૌદ્ધ એ બંને તેને સ્વતંત્ર ઇચ્છાશક્તિના અને નૈતિક જવાબદારીના નિષેધના તાત્ત્વિક સિદ્ધાંત (નિયતિવાદ) ના પ્રચારક તરીકે સ્વીકારે છે. આમ જૈન અને બૌદ્ધ પરંપરા આ બાબતમાં સ્પષ્ટ રીતે સમાન માન્યતા ધરાવે છે."[6]

જે સમયનો આપણે વિચાર કરીએ છીએ તે પ્રાચીન ભારતના ધાર્મિક જીવનનો સંક્રાંતિ કાળ અર્થાત્ આપણા ઇતિહાસમાં બુદ્ધિવાદનો યુગ હતો. આ એક ઉત્થાનનો યુગ હતો જે સમયમાં ગોસાલ મંખલિપુત્ત, સંજય બેલટ્ઠિપુત્ત અને બીજા તત્ત્વવેત્તાઓ ઉત્પન્ન થયા હતા. ખરૂં જોતાં ભારતવર્ષ તે સમયે એવી

1. Jacobi, *Kalpa-Sūtra*, Int., p. 1.

2. Hoernle, *Uvāsaga-Dasāo*, ii., Int., p. xii. *Cf.* Bühler, *I. A.*, xx., p. 362.

3. "In the fourteenth year of Mahāvīra's office as a prophet his nephew and son-in-law, Jamāli, headed an opposition against him, and similarly, two years afterwards, a holy man in the community, named Tīsagutta, made an attack. Both these merely concerned trifles . . . . Jamāli, however, persisted in his heretical opinions till his death."—Charpentier, *C. H. I.*, i., p. 163.

4. *Kalpa-Sūtra, Subodhikā Ṭīkā*, p. 102. "Gośāla, son of a professional mendicant Maṅkhali, and his wife Bhaddā. He saw the light of day in the cowshed of the wealthy Brahmana Gobahula at Sāvatthī." Sastri (Banerji), *J. B. O. R. S.*, xii., p. 55.

5. The name "Ājīvikas," it appears, was originally meant to stigmatise Gośāla and his followers as "professionals," though no doubt in later times, when it became the distinctive name of a mendicant order, it has no longer that offensive meaning.—Hoernle, *E. R. E.*, i., p. 259.

6. *Ibid*

ધાર્મિક જાગૃતિમાંથી પસાર થતું હતું કે "....આપણે ભારપૂર્વક જણાવવું જોઈએ કે તે સમયમાં તત્ત્વજ્ઞાન-જીવન અને ચારિત્રથી પર-માત્ર વિદ્વત્તા તથા ક્રિયાકાંડ માટે શોભારૂપ ગણાતું ન હતું....; પરંતુ અનેક જાતનાં વિધિવિધાનો અને તપશ્ચર્યા રચનાર અનેક પ્રબળ અને વિચિત્ર વ્યક્તિઓ ઉત્પન્ન થઈ....લોકોના દૈનિક જીવનમાં આ પ્રમાણે તત્ત્વજ્ઞાન સાથે ચારિત્રનો સમન્વય કરવા માટે આ પાખંડી ગણાતા સ્વતંત્ર વિચારકોને યશ ઘટે છે. મંખલિ ગોસાલની આજીવક જાતિ માટે લખાયું છે કે 'તેઓ વસ્ત્રોને તિરસ્કારે છે, સર્વ શિષ્ટાચારો કોરે મૂકી વર્તે છે, પોતાના હાથમાંજ ભોજન ચાટી જાય છે,...માછલી કે માંસ ખાતા નથી, દારૂ કે માદક પદાર્થ વાપરતા નથી, કેટલાક એક ઘેરથી અને એકજ કોળિયો ભિક્ષા લાવે છે, બીજા બે કે સાત ઘેર ભિક્ષા યાચે છે, કેટલાક એકજ વખત ભોજન લે છે, કેટલાક બે દિવસે, સાત દિવસે કે પખવાડિએ એક દિવસ ભોજન લે છે.' વળી આ કાંઈ અપવાદરૂપ નહોતું. એમાં વિચારની સ્વકીયતા અને ઉગ્રતા તેમજ આચારનું સ્વાતંત્ર્ય અને વૈચિત્ર્ય વધુ માનભર્યાં દેખાતાં હતાં."[1]

એ તો સ્પષ્ટજ છે કે ગોસાલ મહાવીરના સંઘને પુષ્ટિ આપવાને બદલે શરૂઆતથીજ તેમના સુધારેલા જૈનધર્મની પ્રગતિમાં બાધારૂપ થઈ પડ્યો હતો; આમ તેણે બૌદ્ધોની સત્તા મજબૂત કરવામાં અને મહાવીરની વધતી જતી પ્રતિષ્ઠાને સખ્ત ફટકો લગાડવામાં ભાગ ભજવ્યો હતો.[2] આ રીતે તપાસતાં મહાવીર અને ગોસાલના પ્રાથમિક સંયોગનાં પરિણામો બંને-ગુરુ અને શિષ્ય માટે ખરેખર ભયાવહ હતાં. "ચારિત્ર અને સ્વભાવે બંને એટલા બધા જુદા પડતા હતા કે છ વર્ષ પછી ગોસાલના અવિશ્વાસ અને ચાલાકીથી બંનેનો સંબંધ છૂટો થયો."[3]

પોતાના ગુરુથી જુદા પડ્યા પછી ગોસાલે શ્રાવસ્તીમાં એક કુંભારણના ઘરમાં પોતાનું મથક રાખી ત્યાં ભારે અસર જમાવી.[4] મહાવીરથી જુદા પડી તરતજ તેણે

1. Belvalkar and Ranade, *History of Indian Philosophy*, ii., pp. 460-461.

2. "The bone of contention was a theory of reanimation which Gośāla formulated from his observation of periodical reanimation of plant life, and generalised it to such an extent as to apply it indiscriminately to all forms of life."—Barua, *J.D.L.*, ii., p. 8. *Cf.* also Sastri ( Banerji ), *op. cit.*, p. 56.

3. Hoernle, *op. cit.*, p. 259. "Gośāla, having learnt from him the possession of the *Tejaleśyā*, or power of ejecting flame, and having learnt from certain of the disciples of Pārśvanātha what is technically called the *Mahānimitta* of the eight *Aṅgas*, intending probably their scriptural doctrines, set up for himself as a Jina and quitted his master."—Wilson, *op. cit.*, i., pp. 295-296.

4. स्वामिनः पार्श्वात्स्फिटितः श्रावस्त्यां तेजोनिसर्गमातापयति . . .—*Āvaśyaka-Sūtra*, p. 214.

પોતે સાધુતાની સર્વ શ્રેષ્ઠ દશા અર્થાત્ જિનપદ પ્રાપ્ત કર્યાનું જાહેર કર્યું. "મહાવીર પોતે કેવલજ્ઞાન પામ્યા તેના બે વર્ષ પહેલાં ગોસાલે પોતાનો આ દાવો રજુ કર્યો હતો."[1] જૈન દંતકથાપ્રમાણે મહાવીરે ગોસાલને પ્રત્યક્ષ નહિ જોયાનું જણાય છે. મહાવીર કેવલજ્ઞાની થયા પછી ચૌદમા વર્ષે પહેલીજ વખત શ્રાવસ્તી આવ્યાનું જણાય છે અને ત્યાં તેની જીંદગીના છેલ્લા દિવસોમાં ગોસાલને જોયો હોય એમ લાગે છે. એવી પણ નોંધ મળે છે કે અહીં ગોસાલનો અસ્થિર સ્વભાવ ઠેકાણે આવ્યો અને પોતાના ગુરૂ[2] પ્રતિ અનિષ્ટ વર્તન કરવા બદલ તેણે પશ્ચાત્તાપ કર્યો.[3]

આ ઉપરાંત એક વાત દુર્લક્ષ્ય કરવા જેવી નથી કે મહાવીર અને ગોસાલનો સંબંધ અથવા તો ભારતના ધાર્મિક ઉત્થાનની મહાન લહેરમાં મંખલિપુત્તનું સ્થાન કાંઇક નિશ્ચયાત્મક ખુલાસો માગી લે છે. ડૉ૦ બરૂઆ કાંઇક ભ્રાંતિપૂર્વક કહેતા જણાય છે કે "એટલું કહેવું પૂરતું છે કે જૈન અથવા બૌદ્ધ માર્ગો દ્વારા મેળવેલી માહિતીથી એમ સાબીત થઈ શકતું નથી કે જૈનો માને છે તેમ ગોસાલ મહાવીરના બે ઢોંગી શિષ્યોમાંનો એક હતો; ઉલટું તેથી વિપરીત સાબીત થાય છે; અર્થાત્ હું એમ કહેવા માગું છું કે આ વિવાદગ્રસ્ત પ્રશ્ન પર નિશ્ચિત અભિપ્રાય આપવા ઇતિહાસવેત્તાઓ પ્રયત્ન કરે તો તેઓને એમ કહ્યા વિના ચાલે એમ નથી કે આ માટે જો કોઈ ઋણી હોય તો તે ખરેખર ગુરૂ છે, નહિ કે જૈનોએ માની લીધેલ ઢોંગી શિષ્ય."[4]

આ વિદ્વાનની ભ્રમણા એ છે કે પ્રથમ તો મહાવીર પાર્શ્વનાથના પંથના હતા અને એક વર્ષ પછી જ્યારે તેઓ અચેલક થયા ત્યારે તે આજીવક પંથમાં ભળ્યા.[5] આ માન્યતા સત્યસિદ્ધ જૈન માન્યતા અને દંતકથાઓને અવગણે છે એટલુંજ નહિ પણ, ગોસાલના અનુયાયીઓ આજીવક શા માટે કહેવાયા તેનું તદ્દન અજ્ઞાન દર્શાવે છે. પહેલાં જોઈ ગયા તેમ પાર્શ્વના ધર્મસિદ્ધાંતો અને મહાવીરના સિદ્ધાંતો વચ્ચે વિચારપ્રગતિનો ભેદ હતો અને આજીવક શબ્દનો ઉપયોગ આજીવક જાતિનો ખરો સ્વભાવ પ્રકાશિત કરવા માટે જૈનો અને બીજાઓ તરફથી ઘૃણાની દૃષ્ટિએ

1. Charpentier, *C. H. I.*, i., p. 159.

2. "Some Jainas believe that, because he so sincerely repented before his death, he went not to hell, but to one of the *Devalokas—i.e.* heavens. . . ."—Stevenson (Mrs), *op. cit.*, p. 60.

3. Cf. *ibid.* "His last act was to acknowledge to his disciple the truth of Mahāvīra's statement respecting himself and to instruct them to bury him with every mark of dishonour and publicly to proclaim his shame."—Hoernle, *op cit.*, p. 260.

4. Barua, *op. cit.*, pp. 17-18.

5. Cf. *ibid.*

યોજવામાં આવ્યો હતો.[1] આમ મહાવીરને આજીવક પંથમાં જોડાવાનો કાંઈ અર્થ જ ન હતો; તેમજ ગોસાલે ખુલ્લી રીતે પોતાના ગુરૂસામે બળવો કર્યો તે પહેલાં અર્થાત્ પોતાનો સંપ્રદાય સ્થાપ્યો તે પહેલાં તેવી કોઈ ખાસ જાતિ અસ્તિત્વમાં હોવાનું અશક્ય હતું.

એ તો તદ્દન સત્ય વાત છે કે ગોસાલ અને તેના અનુયાયીઓ વિષે જે કાંઈ થોડું ઘણું જાણીએ છીએ તે જૈન અને બૌદ્ધગ્રંથોને આધારે છે. "તેમનાં નિવેદન અલબત આપણે સંભાળપૂર્વક સ્વીકારીએ; પરંતુ આવશ્યક બાબતોમાં બંને એકમત છે એટલે ઘણું ખરૂં વિશ્વસનીય છે, કેમ કે તેનો આધાર બે સ્વતંત્ર સાધનો છે."[2] ગમે ત્યાંથી છૂટીછવાઈ બે ચાર બાબતો મેળવ્યાથી એવું સપ્રમાણ સાધન નથી મળી જતું કે જે આપણને એમ કહેવા પ્રેરે કે 'ઋણી કોઈ હોય તો તે ખરેખર ગુરુ છે નહિ કે જૈનોએ માની લીધેલ ઢોંગી શિષ્ય.' આમ કહેવાનું ખાસ કારણ તો એ છે કે ઉપરોક્ત વ્યાપક અનુમાનનાં સાધન જ તેનાથી વિરુદ્ધ કહે છે.

એક અથવા બીજી રીતે નિર્ણય કરતા પહેલાં પ્રસિદ્ધ ડૉક્ટરના હિસાબે ટીકાકારને પહેલો મુદ્દો એ વિચારવાનો રહે છે કે "મહાવીર પહેલાં ગોસાલના જિનપદ પામ્યાની વાત ભગવતીમાં મંખલીપુત્તના ઇતિહાસથી શંકારહિત સિદ્ધ થઈ શકે છે, અને આમાંની કેટલીક મહત્ત્વની બાબતો કલ્પસૂત્રમાં મહાવીર વિષે આપેલી હકીકતમાં નક્કી થાય છે."[3]

અમે માનીએ છીએ કે ટીકાકાર સમક્ષ આ બાબત વિચારણા માટે મૂકાઈ નહોતી. અમને લાગે છે કે લેખક આખા બનાવ વિષે ગંભીર ગેરસમજ ઉભી કરવા માગે છે. સૂત્રમાં કોઈ પણ જગ્યાએ અથવા આખા જૈન સાહિત્યમાં કયાંય ગોસાલના જિનપદ પામ્યાનો ઉલ્લેખ નથી. જે કહેવામાં આવ્યું છે તે એ છે કે ગોસાલ પોતાની મેળેજ સ્વમાનિત જિન અથવા તીર્થંકર બની બેઠો.[4] "બુદ્ધ એના ઉપર અબ્રહ્મચર્યનો આરોપ મૂકે છે."[5] મહાવીરનું કથન પણ એટલુંજ ભારપૂર્વક છે. સૂત્રકૃતાંગમાં મહાવીરના શિષ્ય આર્દ્રક અને ગોસાલ વચ્ચે થયેલ સંવાદમાં ગોસાલે એમ કહ્યું કહેવાય છે કે "અમારા નિયમ પ્રમાણે કોઈ પણ સાધુ...પાપ કરતો નથી...સ્ત્રી સાથે સંભોગ કરે છે."[6] તે પોતાના અનુયાયીઓને સ્ત્રીઓના ગુલામ તરીકે સંબોધે છે

1. "It is clear that in the mouth of the Buddhists, 'Ājīvika' was the term of reproach applicable to a *Maskarin* or *Eka-daṇḍin* of the baser sort."—Hoernle, *op. cit.*, p. 260.

2. *Ibid.*, p. 261.

3. Barua, *op. cit.*, p. 18.

4. अजिणे जिणप्पलावी . . . अकेवली केवलिप्पलावी . . . विहरइ.—*Bhagavatī-Sūtra* (Āgamodaya Samiti), xv., p. 659. Cf. *Āvaśyaka-Sūtra*, p. 214; Charpentier, *op. cit.*, p. 159.

5. *Cf.* Hoernle, *op. cit.*, p. 261.

6. Jacobi, *S. B. E.*, xlv., p. 411.

અને ઉમેરે છે કે "તેઓ ચારિત્રશીલ જીવન જીવતા નથી."[1] પોતાના અશુદ્ધ સિદ્ધાંતોથી પ્રસિદ્ધ થયેલ આવો માણસ જિનપદ પામ્યાનું કેમ માની શકાય? અને જ્યારે તેના જિનપદ પામ્યાની વાત જૈનશાસ્ત્રના આધારે હોવાનું જણાવાય છે ત્યારે તો તે વધારે વિચિત્ર જ લાગે છે.

એક પ્રસંગે લેખક, ભગવતીસૂત્રમાં જણાવેલ ખાસ સમયો સાથે ગોસાલના છ પૂર્વજન્મના સંબંધ બતાવી જણાવે છે કે "ગોસાલના પૂર્વજન્મોનો ભગવતીનો ઉલ્લેખ–ભલે તે વિચિત્ર અને કાલ્પનિક ગણાય, પરંતુ આજીવકપંથના ઇતિહાસને ગોસાલથી ૧૧૭ વર્ષ પહેલાં દોરવામાં ઇતિહાસકારને મદદ કરે છે..."[2] આ પરથી જણાય છે કે મહાવીરના સત્તાવીસ ભવની પ્રસિદ્ધ દંતકથા અહીં ભૂલી જવાઈ છે. "આજીવકપંથનો પ્રાગ્ મંખલી ઇતિહાસ" એમ વિધાન કરવા લેખક કેમ પ્રેરાયા તેજ સમજી શકાતું નથી.[3]

આમ ડાં૦ બરુઆએ ટીકાકારની વિચારણા માટે કેટલાક વધારે મુદ્દા રજૂ કર્યા છે, પરંતુ દરેક સ્થળે તેમણે પોતેજ કહ્યું છે કે 'એ કલ્પનાના મહાન પ્રયોગ છે.'[4] આજીવક પ્રતિ 'બુદ્ધિગમ્ય સહાનુભૂતિ'[5] પર રચાયેલ અનુમાનો ટકાવી રાખવા આગળ રજૂ થયેલ બધી દલીલોના એક એક મુદ્દાનો બુદ્ધિપૂર્વક વિચાર કરવામાં આવે તો ગોસાલ વિષે એક નાનો એવો નિબંધજ લખવો પડે. એટલું તો કહેવું પડે છે કે વિદ્વાન ડૉકટરે ઘણું ખરૂં જૈન અને બૌદ્ધ દંતકથાઓને ખોટી પાડવાનો તે દ્વારાજ પ્રયત્ન કર્યો છે; જ્યારે ડૉ૦ યાકોબી કહે છે કે "ખાસ પુરાવાની ગેરહાજરીમાં આ દંતકથાઓની બાબતમાં જરૂર કાળજી રાખવી ઘટે છે."[6]

આમ છતાંય એ વાત તદ્દન સત્ય છે કે "ગોસાલનું તત્ત્વજ્ઞાન આ દેશમાં તદ્દન નવીન વસ્તુજ હતી."[7] એટલું બરાબર છે કે કેટલાક પરસ્પર વિરુદ્ધ સિદ્ધાંતો અને અસંગત મતભેદોવાળી નાજુક પરિસ્થિતિમાં મહાવીરે જૈનધર્મ સંબંધી જે કાંઈ મેળવ્યું તે ભારતીય વિચારના પદ્ધતિસર વિકાસને બંધબેસતું હતું.[8] આ

1. *Ibid.*, pp. 245, 270. Vijaya Rājendra Sūri, *Abhidhānarājendra*, ii., p. 103.

2. Barua, *op. cit.*, p. 7.

3. *Ibid.*

4. *Ibid.*, p. 22.

5. *Ibid.*

6. Jacobi, *op. cit.*, Int., p. xxxiii.

7. Barua, *op. cit.*, p. 27.

8. "While Sañjaya's dialectics was mainly negative, Gośāla, by his '*Terasiya*,' or three-membered dialectics of 'it may be,' 'it may not be,' 'it may both be and not be,' had already paved the way for Mahāvīra's seven-membered *Syādvāda*."—Belvalkar and Ranade, *op. cit.*, pp. 456-457. *Cf.* Hoernle, *op. cit.*, p. 262,

ઉપરાંત ડૉ૦ યાકોબીના જણાવ્યા પ્રમાણે મર્યાદિત રીતે એમ કહેવામાં વિરોધ નથી કે "મહાવીરના સિદ્ધાંત પર વધારેમાં વધારે અસર મંખલીના પુત્ર ગોસાલની થઈ છે;"[1] કેમ કે ગોસાલના વ્યવહારુ તેમજ અવ્યવહારુ જીવનની ખરેખરી અસર મહાવીરના મન પર થઈ હતી. ફરી કહીએ તો વિચાર દૃષ્ટિએ ગોસાલ પ્રારબ્ધવાદી હતો. એ એમ માનતો હતો કે "ઉદ્યમ વા પરિશ્રમ વા પૌરુષ યા મનુષ્યબળ એવી કાંઈ વસ્તુ નથી, પણ એ વસ્તુ અપરિવર્તનીય નિશ્ચિત થઈ ચૂકેલી છે."[2] એના ચાલુ જીવનમાં એ અબ્રહ્મચારી હતો.[3] આથી સ્વાભાવિક રીતે "તેના જીવનના પાપમય વ્યાપારોથી સાધુસમાજને માટે સખ્ત નિયમો કરવાની જરૂર પડી; તેમજ પ્રારબ્ધવાદનો સિદ્ધાંત ચારિત્રરહિત અનીતિમય જીવનરૂપે પરિણમવાનો હતોજ. જૈનધર્મ આ પ્રારબ્ધવાદને સ્વીકારતો નથી પણ તે એમ સૂચવે છે કે બધું જો કે કર્મથી નિશ્ચિત થાય છે તો પણ આપણે પોતે આપણા ચાલુ જીવન વડે પૂર્વકર્મોને અસર પહોંચાડી શકીએ છીએ."[4]

આમ મહાવીરના જીવનપર કે સુધારેલા જૈનધર્મના સિદ્ધાંતોપર ગોસાલની કાંઈ પણ અસર થઈ હોય તો તે આટલા પૂરતીજ; નહિ કે તેથી કાંઈ અધિક. તે ઉપરાંત એટલું તો ઉમેરી શકાય કે જૈનધર્મના આ અનિષ્ટ મતભેદોના કારણે "ભારતભરમાં એકધર્મચક્ર સ્થાપવાની મહાવીરની ભાવના નષ્ટ થઈ હતી."[5]

ગોસાલ માટે આટલું બસ છે. આપણે જોયું છે કે મહાવીરના કેવલી તરીકેના ચૌદમા વર્ષમાં ગોસાલ મરણ પામ્યો. આ બનાવ એમ બંધબેસતો થઈ પડે છે કે મહાવીરના કેવલિપણાના ત્રીસ વર્ષમાંથી ચૌદ વર્ષ બાદ કરીએ તો તે મહાવીર પહેલાં સોળ વર્ષે મૃત્યુ પામ્યો. આ રીતે મહાવીરના નિર્વાણની તારીખ જે આપણે લગભગ ઇ. સ. પૂર્વે ૪૮૦ થી ૪૬૭ ઠરાવી છે તે પ્રમાણે ગોસાલનું મૃત્યુ ઇ. સ. પૂર્વે ૪૯૬ થી ૪૮૩ લગભગ મૂકી શકાય. **ભગવતીસૂત્રમાં** જણાવ્યા પ્રમાણે ગોસાલની આ તારીખને એ વાતથી ટેકો મળે છે કે તેનું મૃત્યુ તથા રાજા કૂણીય (અજાતશત્રુ) અને વૈશાલીના રાજા ચેડગ વચ્ચે અદ્વિતીય એવા હાથીના સ્વામિત્વના કારણે થયેલા યુદ્ધના બનાવો

1. Jacobi, *op. cit.*, Int., p. xxix.

2. Hoernle, *Uvāsaga-Dasāo*, i., pp. 97, 115-116. *Cf. ibid.*, ii., pp. 109-110, 132.

3. *Majjhima-Nikāya*, i., 514 ff. *Cf.* Hoernle, *E. R. E.*, i, p. 261.

4. Stevenson (Mrs), *op. cit.*, p. 60. "It was probably owing to Gośāla's conduct that Mahāvīra added a vow of chastity to the four vows of Pārśvanātha's order . . ."—*Ibid.*, p. 59. *Cf.* also *ibid.*, p. 185; Hoernle, *op. cit.*, p. 264.

5. Sastri (Banerji), *op. cit.*, p. 56. "From the 6th to the 3rd century B.C. Buddhism under a common leader spread all over India and beyond. Divided counsel crippled Jainism at the start. But the Jainas have the satisfaction of knowing that the once powerful Ājīvikas survive only as a memory."—*Ibid.*, p. 58.

સમકાલીન છે.[1] આ હાથી કૂણીયના પિતા બિંબિસારે ચેડગ રાજાની પુત્રી ચેલ્લણા નામની તેની પત્નીથી ઉત્પન્ન થયેલ નાના પુત્ર વિહલ્લને આપ્યો હતો. રાજ્યગાદી ઝૂંટવી લઈ અજાતશત્રુએ પોતાના નાના ભાઈ પાસેથી તે હાથી મેળવવા પ્રયાસ કર્યો; પણ વિહલ્લ હાથી લઈને પોતાના દાદાને ત્યાં વૈશાલી નાસી ગયો. "કૂણીય શાંતિથી તેને પાછો મેળવવામાં ન ફાવ્યો એટલે તેણે ચેડગ સાથે યુદ્ધ શરૂ કર્યું."[2] આમ આ યુદ્ધ કૂણીયે રાજ્યસત્તા મેળવી તે સમય દરમિયાન જ સંભવે છે તેથી તેને ઈ. સ. પૂર્વે ૪૯૬ માં મૂકી શકાય.[3]

આજીવિક જાતિનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરીએ તો આપણને જણાય છે કે તે તેના પ્રવર્તકના અવસાન સાથે નાશ પામી ન હતી. બૌદ્ધસાથેના તેના સંબંધનો વિચાર કરતાં જણાય છે કે, તેમને "જૈન કે આજીવિક એ કોઈની સાથે ખાસ વૈર રાખવાનું કારણ ન હતું. અશોક અને દશરથ જેવા બૌદ્ધ રાજાઓએ આજીવિકને નાગાર્જુની અને બરાબર ટેકરીઓ પર ગુફાસ્થાનો એ જ ભાવથી આપેલાં કે જે ભાવથી તેમણે અન્ય સ્થળે બૌદ્ધ સ્તૂપો બાંધ્યા હતા વા બ્રાહ્મણોને દક્ષિણા આપી હતી. બૌદ્ધોનો વૈરભાવ આજીવિક કે જૈનોપર ઉતર્યો ન હતો તો પણ પાછળથી બ્રાહ્મણો પર તો ઉતર્યો હતો."[4]

આજીવિકોનો સૌથી પહેલો ઉલ્લેખ અશોકના તેરમા વર્ષમાં અર્થાત્ ઈ. સ. પૂર્વે ૨૫૭ માં[5] ગયાપાસેની બરાબરની ટેકરીના ખડકમાં કોતરી કાઢેલ બે ગુફાઓની દિવાલો પર કોતરેલ એક ટૂંકા શિલાલેખમાં મળે છે; તે નીચે પ્રમાણે છે: "રાજા પ્રિયદર્શીએ પોતાના રાજ્યના તેરમા વર્ષમાં આ ગુફા આજીવિકોને આપી છે."[6]

1. Hoernle, *Uvāsaga-Dasāo*, Appendix I, p. 7. एगहत्थिणावि णं पभू कूणिए राया पराजिणित्तए. —*Bhagavatī* (Āgamodaya Samiti), p. 316, *sūt.* 300. *Cf.* Hemacandra, *Trishashṭi-Śalākā*, *Parva* X, vv. 205-206.

2. Hoernle, *op.* and *loc. cit.* *Cf.* also Tawney, *Kathākośa*, pp. 178-179. . . . न दद्यास्सदा युद्धसज्जो भवैमीति.— *Āvaśyaka-Sūtra*, p. 684.

3. Dr. Hoernle, taking 484 B.C. as the date of Mahāvīra's death, puts c. 500 B.C. as the date (approximate) of Gośāla and of the war between Ajātaśatru and his grandfather. *Cf.* Hoernle, *E. R. E.*, i., p. 261.

4. Sastri (Banerji), *op. cit.*, p. 55.

5. Taking Aśoka's coronation as about 270-269 B.C. *Cf.* Smith, *Aśoka*, p. 73 (3rd ed.); Mookerji (Radhakumud), *Aśoka*, p. 37.

6. Hoernle, *op. cit.*, p. 266. Cf. *I.A.*, xx., pp. 361 ff.; Smith, *Aśoka*, p. 144 (1st ed.). Aśoka seems to have inherited his partiality towards the Ājīvikas from his parents, "if we may believe in the legends. The *Mahāvaṁsaṭīkā* (p. 126), as has been already noticed, refers to the family-preceptor of his mother, Queen Dharmā, being an Ājīvika of the name of Janasāna (*deviyā kulūpago Janasāno nāma eko Ājīviko.*) whom King Bindusāra summoned to interpret the meaning of the Queen's dream before the

બરાબર ટેકરી પર આવેલી લોમશ ઋષિ ગુફા

કોપીરાઈટ સ્વાધીન—આરકીઓલોજીકલ
સર્વે ઓફ ઇન્ડિયા.

બીજો ઉલ્લેખ અશોકના સુવિખ્યાત શાસનસ્તંભોમાં મળી આવે છે; જ્યાં રાજા અશોક પોતાના ધર્માધિકારીઓની ફરજ ગણાવતાં આજીવિકોની પણ સંભાળ રાખવાનું કાર્ય તેમને સોંપે છે.[1] "વળી રાજ્યારોહણના વીસમા વર્ષમાં એટલે ઈ. સ. પૂર્વે ૨૫૦ માં તે રાજાએ એક ત્રીજી મૂલ્યવાન ગુફા આજીવિકોને રહેવા માટે આપી."[2] આ ઉપરાંત એક ઉલ્લેખ તેના અનુગામી દશરથના રાજ્યના પ્રથમ વર્ષમાં એટલે કે ઈ. સ. પૂર્વ ૨૩૦ માં નાગાર્જુની ટેકરી પર ત્રણ ખડકવાળી કોતરેલી ગુફાની દિવાલ પર આલેખેલા ટૂંક શિલાલેખમાં મળી આવે છે. તે નીચે પ્રમાણે છે: "આ ગુફા નામદાર દશરથ મહારાજાએ તેના ગાદીએ આવ્યા પછી તરતજ સંમાન્ય આ-જીવિકોને ચંદ્રસૂરજ તપે ત્યાંસુધી નિવાસસ્થાન તરીકે વાપરવા આપી છે."[3]

આમ "સાત ગુફાઓમાંની બે બરાબરની ટેકરીઓ અને ત્રણ નાગાર્જુની ટેકરીઓનો (આજીવિકેહિ) 'આજીવિકોને' આપવાનો ઉલ્લેખ છે. આજીવિકેહિ શબ્દ બુદ્ધિપુરઃસર ત્રણ વખત કાઢી નાંખવામાં આવ્યો છે, જ્યારે બીજા દરેક શબ્દો જેવા ને તેવા જોઈ શકાય છે."[4] આ કૃત્ય કોણે કર્યું હશે તે કહેવું મુશ્કેલ છે, પણ એટલું ચોક્કસ જાણી શકાય છે કે રાજા દશરથ પછી બરાબર ટેકરીઓ જૈન રાજા ખારવેલના હાથમાં આવી હતી. તેના રાજ્યના આઠમા વર્ષમાં અર્થાત્ અશોક અને દશરથ પછી તરતજ તે ગોરથગિરિમાં હતો. શિલ્પના નિયમ પ્રમાણે લોમશ ઋષિ ગુફા પરથી પણ આ નિશ્ચય થઈ શકે તેમ છે.[5] એક પવિત્ર જૈન તરીકે ખારવેલે "ઢોંગી ગોસાલના આજીવિકો અનુયાયીઓ હતા તેમનું તિરસ્કૃત નામ ભૂંસી (ઘસી) કાઢી તેમનાં જૂનાં ચિહ્નોનો નાશ કરવા પ્રયત્ન કર્યો હશે."[6]

birth of Aśoka; while in the *Divyāvadāna* (chap. xxvi.), Bindusāra himself summons the Ājīvika ascetic Piṅgalavatsa for the examination of all his sons to find out who was the best to be his successor on the throne."—Mookerji (Radhakumud), *op. cit.*, pp. 64-65. "... The Ājīvika saint, Piṅgalavatsa, summoned by the King, judged Aśoka as the fittest of his sons for the throne."—*Ibid.*, p. 3.

1. Smith, *op. cit.*, p. 155; *E.I.*, ii., pp. 270, 272, 274.

2. Smith, *op. cit.*, p. 54 (3rd ed.).

3. Hoernle, *op. cit.*, p. 266. Cf. *I.A.*, xx., pp. 361 ff.; Smith, *op. cit.*, p. 145 (1st ed.).

4. Sastri (Banerji), *op. cit.*, p. 59.

5. *Ibid.*, p. 60. *Cf.* also "A comparison of the two sites leaves hardly a doubt that the Goradhagiri façade and inscription are intimately connected with the Udayagiri (Khāravela) inscriptions and façades, both done by a Jaina who signed his creed in the mutilation of the letters 'Ājīvikehi.'"—*Ibid.*, p. 61.

6. *Ibid.*, p. 60. "He (Khāravela) naturally turned out the Ājīvikas, chiselled off their names and put in his Kaliṅgan troops in the Barābar Caves. The unfinished Lomaśa Ṛsi he must have found quite handy. In any case Khāravela seems to have employed Post-Mauryan craftsmen to polish up the walls."—Sastri (Banerji), *J.B.O.R.S.*, xii., p. 310.

શિલ્પશાસ્ત્રના પ્રદેશમાં આ જૈન-આજીવિક દુશ્મનાવટ વિષે લખતાં મિ. મુકરજી લખે છે કે "અહીં આવેલ છેલ્લાં બે બરાબર ગુફાઓના અશોકના શિલાલેખો અને દશરથના નાગાર્જુની ગુફાઓના ત્રણ શિલાલેખો આજીવિકોને તે ગુફાઓ અપાયાનો ઉલ્લેખ કરે છે. પણ આમાંના ત્રણ શિલાલેખોમાં 'આજીવિકેહિ' શબ્દ ભૂંસી નાખવાનો પ્રયત્ન જણાય છે. જાણે કે આ જાતિનું નામ કોઈનાથી સહન ન થયું હોય અને તે ભૂંસી નાખવા પ્રેરાયો હોય! હવે એ કોણ હશે? હુલ્ટઝ ધારે છે કે તે મંખરિ અનંતવર્મન્ હોવો જોઈએ કે જેણે બરાબર ગુફાઓમાંની એક કૃષ્ણને અને નાગાર્જુની બે ગુફાઓ શિવ અને પાર્વતીને અર્પેલી છે; આમ હોવાથી તેનું હિંદુ માનસ આજીવિકોને સહન ન કરી શક્યું હોય. ડૉ બેનરજી શાસ્ત્રી વધારે વિચારશીલ ધારણા રજૂ કરે છે; તે ખારવેલના ઉપર આ અપકૃત્યનું આળ ચઢાવે છે જે જૈન હતો અને આજીવિકો પ્રત્યેની એની કોમની ચાલતી આવેલી વિરોધવૃત્તિ જાણીતી હતી; અને આ કાર્ય મંખરિના સમય કરતાં બહુ પહેલાં જ્યારે અશોકની બ્રાહ્મી લિપિ ભૂલાઈ જતી હતી ત્યારે થયું હોવું જોઈએ."[1]

આમ વ્યાવહારિક દૃષ્ટિએ આજીવિક જાતિ ભારત વર્ષમાંથી ઈ. સ. પૂર્વે બીજી સદીના અંતમાં નાશ પામી;[2] જો કે પછીના સાહિત્યમાં અર્થાત્ વરાહમિહિરમાં, શીલાંકની સૂત્રકૃતાંગટીકામાં, હલાયુધની અભિધાનરત્નમાલામાં તેમજ વિંચાપુર પાસે પોયગઈ આગળ આવેલા પેરુમાલ મંદિરની દિવાલો પર લખેલા શિલાલેખ આદિ કોઈ કોઈ જગ્યાએ તેનો સંબંધ મળી આવે છે.[3] આ બધા લેખો આજીવિકોની સાથે સીધો સંબંધ ધરાવતા નથી અથવા તો તે આજીવિકો સંબંધેજ માત્ર આલેખાયેલ નથી. ઘણી જગ્યાએ આજીવિક શબ્દ જૈનોની દિગંબર જાતિ માટે પણ વપરાયેલ છે.[4]

1. Mookerji (Radhakumud), op. *cit.*, p. 206. "Hultzsch's view is untenable: (1) He assumes without assigning any reason that Anantavarman in the 6th-7th century A. D. was familiar with Aśoka-Brāhmī of the 3rd century B. C. . . ."—Sastri (Banerji), op. *cit.*, p. 57. The second reason put forward by the learned scholar is that Anantavarman, himself being a Hindu, had no special grievance against an Ājīvika, who was popularly regarded as a follower of Vishṇu or Krshṇa.—*Ibid.* This is based on the authority of Kern (*I.A.*, xx., pp. 361 ff.), but there is nothing in Jaina canonical or other literature to support this. Anyhow it may safely be said that it can hardly be a Hindu or a Buddhist who could have done this. "The only alternative left is a Jaina." Historically also "the Jaina-Ājīvika enmity makes it almost a certainty."—Sastri (Banerji), *op. cit.*, p. 60. For Hultzsch's statement see *C. I. I.*, i., Int., p. xxviii (new ed., 1925).

2. Sastri (Banerji), *op. cit.*, p. 53.

3. Hoernle, *op. cit.*, pp. 266-267.

4. "There can be no doubt, therefore, that since the 6th century A. D., when Varāhamihira used the term, the name has signified the Digambara sect of the Jainas."—*Ibid*, p. 266.

જૈનધર્મના પહેલા મહત્ત્વના પંથભેદનો ઉપરના થોડા શબ્દમાં વિચાર કર્યા પછી આપણે જૈનધર્મના શ્વેતાંબર–દિગંબર નામના બીજા પ્રખ્યાત મતભેદનો વિચાર કરીએ. ખરૂં જોતાં જૈન સમાજમાં આ ભાગલાનું મૂળ ક્યાં છે તે કહેવું મુશ્કેલ છે. દિગંબર અને શ્વેતાંબર દંતકથાઓને એક બીજાને લાગુ પડતા આ મતભેદ વિષે જે કહેવાનું છે તે બહુજ બાલિશ અને અનૈતિહાસિક જણાય છે. ગમે તે રીતે પણ એટલું તો ચોક્કસ છે કે જૈન કોમની સર્વ સાધારણ પ્રગતિ અને ઉન્નતિમાં આ મતભેદે ઘણુંજ નુકશાન કર્યું છે; વળી જૈનસાહિત્ય અને ઇતિહાસમાં રજૂ કરાતી વિરુદ્ધ દંતકથાઓથી બંને જાતિઓએ ખૂબ સહન કર્યું છે. તેઓ પરસ્પર વિદ્વેષથી અને કોઈ કોઈ વખત તેથી પણ અધિક ઘૃણાની નજરે જુએ છે.[1] મહાવીરના ધર્મના મૂળ સંચાલકો કહેવરાવવાના ઉત્સાહમાં એમાંના કોઈ પોતાની ઉત્પત્તિ માટે કાંઈ કહેતા નથી. બંને હરીફ જાતિની માન્યતાઓ અને તેની ઉત્પત્તિ વિષે નિર્માલ્ય તિરસ્કારયુક્ત ટીકાઓ કરે છે.

પ્રથમ દિગંબર દંતકથાઓ લેતાં આપણને જણાય છે કે દિગંબરો પોતે જૈનધર્મમાં પડેલા આ ફિરકાઓ વિષે એકમત નથી. આચાર્ય દેવસેન પોતાના **દર્શનસારમાં** કહે છે કે "શ્વેતાંબર સંઘની શરૂઆત વિક્રમરાજાના મૃત્યુ પછી ૧૩૬ વર્ષે સૌરાષ્ટ્રમાં આવેલ વલ્લભીપુરમાં થઈ."[2] આ વિદ્વાન આચાર્યના અભિપ્રાય પ્રમાણે શ્વેતાંબરની ઉત્પત્તિનું કારણ પૂજ્ય 'ભદ્રબાહુના શિષ્ય આચાર્ય શાંતિસૂરિના શિષ્ય જિનચંદ્રનું દુષ્ટ અને વ્યભિચારી જીવન હતું.'[3]

કયા ભદ્રબાહુનો અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સ્પષ્ટ નથી. જો આ ભદ્રબાહુ ચંદ્રગુપ્તના વખતના હોય તો મતભેદનો સમય ખોટો ઠરે છે. આ ઉપરાંત દિગંબર દંતકથાપરથી ચંદ્રગુપ્તના સમયમાં પડેલ મહાન દુષ્કાળના કારણે ભદ્રબાહુ અને તેના અનુયાયીઓનું ઉત્તરમાંથી દક્ષિણ દેશમાં ગમન અને તેના પરિણામરૂપ શ્વેતાંબર અને દિગંબર એ બે સંપ્રદાયો થયાનું અનુમાન હોય તો એટલું ચોક્કસ છે કે તે સિવાય બીજા કોઈ ભદ્રબાહુ નથી.

દેવસેનસૂરિએ તેજ વાત **ભાવસંગ્રહમાં** કહી છે પણ તેમાં ભદ્રબાહુના જીવન સાથે સંબંધ ધરાવતા દુષ્કાળ વિષે પણ ઉમેરો કરે છે. અહીં પણ જિનચંદ્રને એજ રૂપે ચિતર્યો છે. ખરાબ રસ્તે વિચરતો હોવાના કારણે ઠપકો આપવા માટે તેના ગુરુ શાંતિ-

1. इय उप्पत्ती कहिया, सेवडयाणं च मग्गभट्ठाणं।, etc. — Devasenasūri, *Bhāvasaṁgraha* (Soni's ed.), v. 160, p. 39. *Cf.* Premi, *Darśanasāra*, p. 57. मिच्छादंसणमिणमो . . . etc.— *Āvaśyaka Sūtra*, p. 324.

2. छत्तीसे वरिससए . . . सोरट्ठे . . . उप्पण्णो सेवडो संघो।—Premi, *Darśanasāra*, v. 11, p. 7.

3. *Ibid.*, vv. 12-15.

સૂરિનું ખૂન કર્યાનું કહેવાય છે.[૧] વિચિત્ર વાત તો એ છે કે તે પણ પંથભેદની એજ તારીખ ઠરાવે છે.[૨]

આમ બંને દંતકથાઓમાં બતાવેલ ભદ્રબાહુ વિષે કાંઈક સ્પષ્ટ ગેરસમજ કે અપૂર્ણતા રહી જાય છે; અથવા તો તેમાં કોઈ બીજા ભદ્રબાહુનો ઉલ્લેખ હોવો જોઈએ, અથવા તો ઐતિહાસિક બાબતો માટે કાલક્રમનો વિચાર કર્યા વિના તે દંતકથાઓ મૂકવામાં આવી છે. આ બંને દંતકથાઓ નિર્દોષ બને તે માટે ભટ્ટારક રાજનંદિએ ભદ્રબાહુના ચરિત્રમાં નીચેની વાતો ઉમેરી છે. ભદ્રબાહુના સમયમાં અર્ધફાલક (અર્ધ વસ્ત્ર પરિધાન કરેલ) ના નામથી મતભેદ શરૂ થયો અને સ્થૂલભદ્ર જેણે આ ફેરફાર રજૂ કરનારની સામે થવા પ્રયત્ન કર્યો તેને મારી નાંખવામાં આવ્યા અને ઘણા સમયે વલ્લભીપુરના રાજાની રાણી ઉજ્જયિનીના રાજાની પુત્રી ચંદ્રલેખાના કારણે છેવટે તડ પડ્યાં.[૩]

આના વિરોધમાં એક બીજી દંતકથા એમ કહે છે કે સ્થૂલભદ્રનો પોતાનો દિગંબરોના નગ્નત્વના આગ્રહ સામે વિરોધ હતો અને તેના પછી તેના શિષ્ય મહાગિરિએ "નગ્નતાના આદર્શને પુનર્જીવન આપ્યું. તે સાચા સાધુ હતા અને તે એમ માનતા હતા કે સ્થૂલભદ્રના શાસનમાં ધર્મમાં ઘણી શિથિલતા દાખલ થઈ ગઈ હતી."[૪] તેમના આ પ્રચારકાર્યમાં સુહસ્તિએ વિરોધ કર્યો, જે સુહસ્તિ મહાગિરિના હાથ નીચે જૈનકોમના નેતાઓમાંના એક હતા.[૫]

શ્વેતાંબર માન્યતા પ્રમાણે પંથભેદનાં મૂળ નીચેનાં કારણોમાં દેખાઈ આવે છે: રહવીર ગામમાં શિવભૂતિ અથવા સહસ્રમલ્લ નામનો એક માણસ રહેતો હતો. એક વખત તેની મા તેના પર ગુસ્સે થઈ, તેથી તે ઘર છોડી નાસી ગયો અને જૈન સાધુ થયો; એમ બન્યું કે તેની સાધુ તરીકેની દીક્ષા પછી રાજાએ તેને એક મૂલ્યવાન કામળી આપી અને તે તેનાથી અંજાઈ ગયો. આ જોઈ તેના ગુરુએ તેનું ધ્યાન તે તરફ દોર્યું અને ત્યારથી તે નગ્ન થઈ ગયો અને તેણે દિગંબર પંથ શરૂ કર્યો. તેની બહેન ઉત્તરાએ પણ પોતાના ભાઈને અનુસરવા

1. सीसे सीसेण दीहदंडेण । थविरो घाएण मुओ . . . etc.—Devasenasūri, *op. cit.*, v. 153, p. 38. *Cf.* Premi, *op. cit.*, p. 56.

2. छत्तीसे वरिससए . . . सोरट्ठे उप्पण्णो सेवडसंघो . . . etc.—Devasenasūri, *op. cit*, v. 137, p. 35. *Cf.* Premi, *op. cit.*, p. 55.

3. Premi, *op. cit.*, p. 60. According to the Digambaras, "under Bhadrabāhu, the eighth age after Mahāvīra, the last Tīrthaṅkara, there rose the sect of *Ardhaphālakas* with laxer principles, from which developed the present sect of Śvetāmbaras (A.D. 80)." —Dasgupta, *op. cit.*, i., p. 170.

4. Stevenson (Mrs), *op. cit.*, p. 73.

5. *Ibid.*, p. 74. "I think that the divisions became marked from the time of Ārya-Mahāgiri and Ārya-Suhastin."—Jhaveri, *Nirvāṇa-Kalikā*, Int., p. 7.

પ્રયત્ન કર્યો, પરંતુ સ્ત્રીઓ નગ્ન રહે એ યોગ્ય ન લાગવાથી શિવભૂતિએ તેને કહ્યું કે 'સ્ત્રી મુક્તિની અધિકારી નથી.'[1]

આ પંથભેદની તારીખ શ્વેતાંબરો મહાવીર પછી ૬૦૯ મું વર્ષ જણાવે છે.[2] મહાવીર નિર્વાણ અને વિક્રમ વચ્ચેની ૪૭૦ વર્ષની ગણત્રી મુજબ વિક્રમના મૃત્યુ પછી ૧૩૯ વર્ષે આ તારીખ આવે છે. આમ તારીખની બાબતમાં બંને શ્વેતાંબર અને દિગંબર પક્ષ સંમત થાય છે, દિગંબરો પંથભેદ વિક્રમ પછી ૧૩૬ વર્ષે અને શ્વેતાંબરો ૧૩૯ વર્ષે થયાનું કહે છે. સમયની બાબતમાં આમ મળવા છતાં પંથભેદનાં કારણોની બાબતમાં તેઓ મળતા થતા નથી. જિનચંદ્ર અને શિવભૂતિ ઐતિહાસિક કરતાં કાલ્પનિક વધુ લાગે છે, કેમકે બંને પંથોના દસ્તાવેજો આવા કોઈની પોતાના પંથમાં ગણના કરતા નથી. આજ કારણને લઈને દિગંબર વિદ્વાન નાથુરામ પ્રેમી કહે છે કે "આ ઉપરથી શું આપણે એવું અનુમાન કરવું કે બેમાંના એક પણ પંથની ઉત્પત્તિ કોઈ જાણતુંજ નહોતું? કાંઈક તો કહેવુંજ જોઈએ તે દૃષ્ટિએ પછીથી તેમના મગજમાં જે આવ્યું તે લખી નાખ્યું."[3] કાંઈક કર્કશ હોવા છતાં આ ટીકા એ વાત સાબીત કરે છે કે બંને ફિરકા મહાવીરના સમયથી માત્ર જંબૂસ્વામી–જે મહાવીરના નિર્વાણ પછી ૬૪ વર્ષે અર્થાત્ ઇ. સ. પૂર્વે ૪૦૩ વર્ષે કાલધર્મ પામ્યા ત્યાં સુધીની ગુરુઓની વંશાવળી સ્વીકારે છે.[4] જંબૂ પછી બંને પક્ષો પોતપોતાના ગુરુઓની તદ્દન જુદી વંશાવળીઓ રજૂ કરે છે; પરંતુ ચંદ્રગુપ્તના સમયમાં થયેલ ભદ્રબાહુનો બંને સ્વીકાર કરે છે.[5] ખરૂં જોતાં આ બધી પરસ્પરવિરોધી દંતકથાઓમાંથી સત્ય હકીકત મેળવી શકાય તેમ નથી અને તેથી જૈન સમાજના આ મહાન પંથભેદની ચોક્કસ તારીખ નક્કી કરવાનું કામ તદ્દન મુશ્કેલ છે.

આ મુશ્કેલીની સામેજ બે વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે. પહેલો મુદ્દો એ છે કે બંને મતોનો વિરોધ જૈન સાધુએ નગ્ન રહેવું અથવા પોતાની જાતને ઢાંકવા માટે એક યા બીજું વસ્ત્ર રાખવું તે પ્રશ્ન પર નિર્ભર છે; બીજો મુદ્દો બંને ફિરકાના ઉદ્ભવના સમયની બંનેની સર્વસાધારણ એકમાન્યતા છે.

1. This is given in the प्रवचनपरीक्षा of Upādhyāya Dharmasāgara. *Cf.* Hiralal (H.), *op. cit.*, pt. ii., p. 15. बोडियसिवभूइउत्तराहि इमं। . . . रहवीरपुरे समुप्पण्णं.—*Āvaśyaka-Sūtra*, p. 324.

2. छव्वाससयाइं नवुत्तराइं तइया सिद्धिं गयस्स वीरस्स।
तो बोडियाण दिट्ठी रहवीरपुरे समुप्पण्णा॥

—*Ibid.*, p. 323. "The origin of the Digambaras is attributed to Śivabhūti (A.D. 83), by the Śvetāmbaras as due to a schism in the old Śvetāmbara church. . . ."—Dasgupta, *op. cit.*, i., p. 170.

3 Premi, *op. cit.*, p. 30.

4 *Cf.* Stevenson (Mrs). *op. cit.*, p. 69.

5 *Cf.* Premi, *op.* and *loc. cit.*

બંને ફિરકાઓનાં નામોજ તેના અર્થ સૂચવે છે. દિશા રૂપી વસ્ત્ર છે જેને એવા દિગંબરો એવી માન્યતા ધરાવે છે કે સાધુના માટે તદ્દન નગ્નતા એ આવશ્યક છે; બીજા ફિરકાનો શ્વેત વસ્ત્રો ધરાવનાર એ અર્થ છે; મહાવીર નગ્ન હતા એ વાત શ્વેતાંબરો સ્વીકારે છે તેમ છતાં માને છે કે વસ્ત્રના ઉપયોગ માત્રથી ઉચ્ચતમ મોક્ષપદ અટકી જતું નથી.[1] જો આ નિર્ણયો સત્ય હોય તો જૈનધર્મના મૂળમાં કોણ હશે તે વિષે બંનેએ વાદવિવાદ કરવાની જરૂર નથી; કારણ કે તેમની માન્યતાના આધારે જૈનધર્મને આદિ કે અંત છે જ નહિ. ઐતિહાસિક અને સાહિત્યની દૃષ્ટિએ આપણે કહી શકીએ કે શ્વેતાંબરો મહાવીર કરતાં પાર્શ્વનાથને વધારે મળતા આવે છે, જ્યારે દિગંબરો પાર્શ્વનાથ કરતાં મહાવીરની વધુ નજીક જણાય છે; કારણ કે મહાવીરે પોતાનું સાધુ જીવન નગ્નાવસ્થામાં વિશેષ ગાળ્યું હતું, જ્યારે પાર્શ્વનાથ અને તેમના અનુયાયીઓ સવસ્ત્ર જીવન ગાળતા હતા.[2] આ ઉપરાંત શ્વેતાંબરોનાં શાસ્ત્રીય પ્રમાણો સ્વીકારવામાં આવે તો એક પગલું આગળ વધીને કહી શકાય કે દિગંબરોએ મહાવીરના નિયમોનું અક્ષરશઃ પાલન કર્યું, જ્યારે શ્વેતાંબરોએ કોઈ પણ રીતે નિયમનું ઉલ્લંઘન કર્યું નથી; કારણ કે મહાવીરે પોતાની નિર્વિકલ્પ ધ્યાનસ્થ અવસ્થામાં જે અનુભવ્યું તેને ગમે તે આધ્યાત્મિક દશામાં પોતાના અનુયાયીઓ અક્ષરશઃ વળગી રહે એવી તેમની ધારણા ન હતી.

આમ છતાં જૈનધર્મના મૂળમાં બેમાંથી કોણ છે તે પ્રશ્નજ ચર્ચાનો વિષય નથી કારણ કે જૈનકોમમાં જૈનધર્મના આદિ અનુયાયી કોણ છે અથવા કોણ હોઈ શકે તેનો નિર્ણય કરવોજ મુશ્કેલ છે. ઇતિહાસના અભ્યાસીઓનો એ વિષય નથી, જે કાંઈ તેને શોધવાનું છે તે જૈનધર્મમાં પડેલા આ પંથભેદનો સમય છે. આપણી પાસે પડેલ હકીકતોની વિચારપૂર્વક સમાલોચના કરવાનું પણ શક્ય નથી; જે કાંઈ કરી શકાય તેમ છે તે એ છે કે મહાવીરના સમયમાં મંખલિપુત્તે આવીને પોતાના મનસ્વી મતની પ્રરૂપણા કરી ત્યારે આ પંથભેદનો કીડો વળગી ચૂકયોજ હતો. તેના મૃત્યુ પછી આજીવિકોનું બળ ઘણું ઘટી ગયું હતું તો પણ કેટલાક નિગ્ગણ્ઠો એવા હતા 'જે નગ્નતા, કમંડળની અનાવશ્યકતા, જીવન માટે બેદરકારી, દંડનું ખાસ નિશાન આદિ આવી બીજી બાબતોમાં' આજીવિકો સાથે સહાનુભૂતિ ધરાવતા હતા.[3] આ સહાનુભૂતિ

1. "Nudity as a part of asceticism was practised by several sects in the time of Mahāvīra, but it was also reprobated by others (including all Buddhists) who felt it to be barbarous and unedifying."—Elliot, *op. cit.*, p, 112.

2. *Cf.* Jacobi, *S.B.E.*, xlv., pp. 119-129. "The probability is that there had always been two parties in the community: the older and weaker section, who wore clothes and dated from Pārśvanātha's time, and who were called Sthavira-Kalpa (the spiritual ancestors of the Śvetāmbara); and the Jina-Kalpa, or Puritans, who kept the extreme letter of the law as Mahāvīra had done, and who are the forerunners of the Digambara."—Stevenson (Mrs), *op. cit.*, p. 79.

3. Hoernle, *op. cit.*, pp. 267 ff.

ઘણું કરીને ભદ્રબાહુના વખતમાં બતાવાઈ હશે જ્યારે દિગંબર માન્યતા પ્રમાણે પંથભેદની શરૂઆત થઈ હતી.[1] આ સમયે સ્પષ્ટ ભેદ હજી દેખાયો ન હતો. હવે આપણે સ્થૂલભદ્ર અને મહાગિરિની દંતકથાઓનો વિચાર કરીએ અને પછી ઈ. સ. ની પહેલી સદીના અંત સુધી આવીએ કે જે સમયે શ્વેતાંબર અને દિગંબર માન્યતાઓ ખરેખર વિભક્ત થઈ.[2] જો કે બંને ફિરકાઓએ રજૂ કરેલી દંતકથાઓ રંગપૂરેલી અને બાલિશ દેખાય છે તો પણ એક વાત સ્પષ્ટ છે કે જૈન ઇતિહાસના આ ખાસ સમયે કોઇ વિચિત્ર યા અસાધારણ બનાવ બન્યો હોવો જોઇએ; જે આ બધી સાહિત્યિક દંતકથાઓ માટે કારણભૂત ગણી શકાય. આમ છતાં આપણે એમ કહી શકતા નથી કે અહીં જ બે ફિરકાઓનો મતભેદ રહેલો છે, કારણ કે મથુરાના શિલાલેખો ઉપરથી આપણને કેટલાક મુદ્દા મળે છે જે બતાવે છે કે બંને ફિરકાઓને તે વખતે પણ ઘણી વસ્તુઓ સમાન હતી, જે પાછળથી બંને માટે ચર્ચાનો વિષય થઈ પડી.

વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ કરવા આપણે એમ કહી શકીએ કે જે મુખ્ય મુદ્દાઓ બંને ફિરકાઓના મતભેદના વિષય છે તે આ પ્રમાણે છે: મહાવીરના ગર્ભનું અપહરણ જે વાત દિગંબરો સ્વીકારતા નથી; સ્ત્રી મોક્ષની અધિકારી નથી અને કેવલી અનાજ લેતા નથી; આ બે માન્યતાઓ શ્વેતાંબરો સ્વીકારતા નથી. આ ઉપરાંત જૈનોનું પ્રાચીન સાહિત્ય નાશ પામ્યું છે એમ દિગંબરો માને છે.[3] કેટલાક વિધિવિધાનો અને સામાન્ય બાબતોની વાત જવા દઇએ તો આ મુખ્ય મુદ્દાઓ છે કે જેના વિષે બંને ફિરકાઓ એકમત નથી.

મથુરાના શિલ્પકાલનો વિચાર કરતાં જણાય છે કે મહાવીરના ગર્ભના અપહરણના શિલ્પમાં તીર્થંકર મહાવીરને નગ્ન દર્શાવ્યા છે; શિલ્પમાં નેમેસના ડાબા ઘૂંટણે નાના સાધુ રહેલા દેખાય છે તે મહાવીર જ છે. શિલ્પશાસ્ત્રીએ તે પ્રસંગ બતાવવાના ઉદ્દેશથી સાધુનાં ઉપકરણો દેખાડ્યાં છે[4] અને તે હજી જન્મ્યા ન હોવાથી તેમજ અર્હત્પદ પામ્યા ન હોવાથી બહુજ નાના બતાવ્યા છે.[5] આ રીતે મથુરાના એકજ શિલ્પમાં

1. "It thus appears that the Jaina division into Digambara and Śvetāmbara may be traced back to the very beginning of Jainism, it being entirely due to the antagonism of the two associated leaders, Mahāvīra and Gośāla, who are the representatives of the two hostile sects."—Hoernle, *op. cit.*, p. 268.

2. Mr Jhaveri, in his Introduction to his edition of *Nirvāṇa-Kalikā*, writes : "From the colophon of the work it appears that even in the first century of Vikrama the divisions of the Digambaras and the Śvetāmbaras were in existence. The colophon of the *Stutis* of Siddhasena Divākara confirms the existence of such division in ancient times."—Int., p. 7.

3. तेण कियं मयमेयं इत्थीणं अत्थि तब्भवे मोक्खो ।
केवलणाणीण पुणो अद्दक्खाणं तहा रोओ ॥
अंबरसहिओ वि जई सिज्झइ वीरस्स गब्भचारत्तं ।

—Premi, *op. cit.*, vv. 13-14, p. 8.

4. "At his (Nemesa's) left knee stands a small naked male, characterised by the cloth in his left hand as an ascetic and with uplifted right hand."--Bühler, E. I., ii., p. 316.

5. *Ibid.*, p. 317.

દિગંબરની નગ્નતાની માન્યતા અને શ્વેતાંબરના ગર્ભ અપહરણની માન્યતા એમ બંને આવી જાય છે. આ ઉપરથી જોઈ શકાય છે કે ઇ. સ. ની પહેલી સદી સુધી બંને ફિરકાઓ વચ્ચે ખરેખર પંથભેદ ઉત્પન્ન થયો ન હતો.

આમ છતાં એ યાદ રાખવું ઘટે કે જૈન મૂર્તિશાસ્ત્ર શરૂઆતમાં જૈન તીર્થંકરોને નગ્નદશામાં બતાવે છે અને વધારે આગળ નહિ તો ઇ. સ. ની બીજી સદી સુધી તો આમજ જણાય છે. મનમોહન ચક્રવર્તી, ઉદયગિરિ અને ખંડગિરિનાં સ્મારકો વિષે બોલતાં કહે છે કે "માત્ર તીર્થંકરો નગ્નાવસ્થામાં જણાય છે. કોઈ કોઈ જગ્યાએ તેઓને પણ પોતાના મનુષ્ય જીવનના પ્રસંગો બતાવવાના હોય છે ત્યાં તેમને વસ્ત્રસહિત બતાવ્યા છે. સ્ત્રીઓ, રાજાઓ, દેવો, અર્હતો, ગંધર્વો તથા પરિચારકો ઘણું ખરૂ વસ્ત્રસહિત બતાવ્યા છે. મથુરા શિલ્પમાં નૃત્ય કરતી કન્યાઓ, રાક્ષસો અને કેટલાક સાધુઓને નગ્ન બતાવ્યા છે. કોઈ કોઈ વખત સ્ત્રીઓ નગ્ન દેખાય છે, પણ સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસતાં વસ્ત્રની બહુજ બારીક રેખાઓ દેખાય છે, જેમાંથી શરીરના મરોડ આરપાર દેખાઈ આવે છે."[1] પછીના ઇતિહાસમાં વરાહમિહિર પોતાના બૃહત-સંહિતા ગ્રંથમાં જૈન તીર્થંકરોને નીચેના શબ્દોમાં વર્ણવે છેઃ "જૈનોના દેવ નગ્ન, યુવાન, સ્વરૂપવાન, શાંત મુખમુદ્રાવાળા, તેમ જ ઘૂંટણ સુધી લાંબા હાથવાળા ચિતરવામાં આવ્યા છે."[2]

આમ જો કે ઈ. સ. ની શરૂઆત સુધી બે પંથો જેવું કાંઈ જણાતું ન હતું તો પણ એટલું તો કબૂલ કરવું જોઈએ કે મહાન દુષ્કાળના સમયની ભદ્રબાહુની દંતકથા તથા ઈ. સ. ૮૦ ની જિનચંદ્ર અને શિવભૂતિની કથાઓ આ મહાન પંથભેદના ઇતિહાસમાં ખાસ સ્થાન ધરાવે છે. અમારા અભિપ્રાય પ્રમાણે આ પંથભેદ મહાવીર નિર્વાણ એટલે ઈ. સ. પૂર્વે ૫૨૭ પ્રમાણે ઈ. સ. પાંચમી સદીમાં દેવર્ધિગણીના પ્રમુખ પદ નીચે વલ્લભીમાં[3] બીજી પરિષદ મળી ત્યારથી સ્પષ્ટ રીતે થયાનું જણાય છે.[4] એમ પણ હોઈ શકે કે સ્પષ્ટ ભેદ આ પ્રસંગ પહેલાં થોડે સમયે થયો હોય; પરંતુ જૈનોનું સમગ્ર શાસ્ત્રીય સાહિત્ય નિર્મિત કરવા અને લખવાના સમયે છેવટે કેટલાક સિદ્ધાંતો અને માન્યતાઓની બાબતમાં લેખનકાર્યના સ્વાભાવિક પરિણામરૂપ બે ચોક્કસ પંથો કાયમ થયા.

1. Chakravarti (Mon Mohan), *Notes on the Remains on Dhauli and in the Caves of Udayagiri and Khandagiri*, p. 2.

2. *Bṛhat-Saṁhitā*, chap. lix., trans. by Kern in *J. R. A. S.* (New Series), vi., p. 328. *Cf.* Chakravarti (Mon Mohan), *op.* and *loc. cit.*

3. *Cf.* Premi, *op. cit.*, p. 31.

4. "It seems certain that in A. D. 454 the whole canon was reduced to writing, and that a large number of copies were made, so that no monastery of any consequence should be without one."—Stevenson (Mrs), *op. cit.*, p. 15.

મહાન પંથભેદનો આ સમય જેમ્સ બર્ડ પશ્ચિમ ભારતની ગુફાઓના અભ્યાસના આધારે સ્વીકારે છે અને નિર્ણય પર આવે છે કે "દિગંબર જૈનોની ઉત્પત્તિ ઈ. સ. ૪૩૬ ની આસપાસમાં આ ગુફાઓની તારીખને બંધબેસતી આવે છે. કાઠિયાવાડમાં આવેલા પાલીતાણાના જૈન મંદિરોની કથા શત્રુંજય માહાત્મ્ય પણ દિગંબર જૈનોની ઉત્પત્તિનો આ સમય નિશ્ચિત કરે છે."[1]

ટૂંકમાં આ પંથભેદના ઇતિહાસનો ઉપસંહાર સર ચાર્લ્સ ઇલિયટના શબ્દોમાં નીચે પ્રમાણે આપી શકાય: "બનવા જોગ છે કે દિગંબરો અને શ્વેતાંબરો જૈન ધર્મની શરૂઆતથીજ લગભગ ચાલ્યા આવતા હોય, અને આમાં શ્વેતાંબરો મહાવીરે સુધારા વધારા કર્યા તે પહેલાંની પરિસ્થિતિના અનુયાયી કહી શકાય. આપણને કહેવામાં આવ્યું છે કે 'વર્ધમાનનો નિયમ વસ્ત્રોનો નિષેધ કરે છે પણ મહાન પ્રવર્તક પાર્શ્વ નીચેનું અને ઉપરનું એવાં બે વસ્ત્રો માટે અનુમતિ આપે છે;' પરંતુ શાસ્ત્રોના નિર્માણ પહેલાં પંથભેદે નિશ્ચિત સ્વરૂપ લીધું ન હતું."[2]

જૈન સમાજના આ પંથભેદનો ઇતિહાસ આટલો બધો ગુંચવાડા ભર્યો હોવા છતાં એમ તો કહી શકાય કે બંને પંથો વચ્ચે મતભેદ જેવું બહુ થોડુંજ છે. કેટલીક માન્યતાઓ અને વિધિવિધાનોમાં બંનેને મતભેદ છેજ; પરંતુ ઘણા ખરા વિરોધાત્મક મુદ્દાઓ અનાવશ્યક અને અપ્રામાણિક છે. આ જાતનો વિચાર આપણા સમયના ન્યાયપ્રિય અને મહામાન્ય જૈન વિદ્વાન શ્રીમદ્ રાજચંદ્રજી પણ ધરાવતા હતા.[3] તેઓ એક મહાન તત્ત્વજ્ઞ અને આધ્યાત્મિક પુરુષ હતા. તેમના વિચારો આજે પણ ઘણા વિદ્વાનો સ્વીકારે છે.

ડૉ. દાસગુપ્તા કહે છે કે "શ્વેતાંબરોથી જુદા પડ્યા પછી દિગંબરોએ પોતાનો ખાસ ધાર્મિક ક્રિયાકાંડ ઘડી કાઢ્યો તેમજ જુદો સાહિત્યિક અને સાધુસંસ્થાવિષયક ઇતિહાસ લખી નાંખ્યો; જો કે મુખ્ય સિદ્ધાંત વિષે કાંઈ તફાવત નજરે પડતો નથી."[4] આમ જૈન સંપ્રદાયો તાત્ત્વિક દૃષ્ટિએ પરસ્પર કાંઈ બહુ જુદા પડતા નથી. તેઓનો મતભેદ વ્યાવહારિક દૃષ્ટિએ હતો અને વિલ્સને ઠીકજ કહ્યું છે કે "તેઓની ઉત્પત્તિના મૂળ વિષેની તીવ્રતા અને પરસ્પર વૈરભાવ એ બંને વચ્ચે કંઈજ મેળ નથી."[5]

જૈન સંપ્રદાયના આ બીજા મહાન મતભેદને બાજુએ મૂકી હવે આપણે શ્વેતાંબર જૈનોની અમૂર્તિપૂજક જાતિના છેલ્લા મતભેદનો વિચાર કરીએ કે જે હાલ ઢુંઢિયા અથવા સ્થાનકવાસી કહેવાય છે. જૈનધર્મના ઇતિહાસમાં આ મતભેદ બહુજ પાછળથી આવ્યો છે અને કેટલેક અંશે એમ કહેવામાં હરકત નથી કે ભારતના

1. Bird, *Historical Researches*, p. 72.

2. Elliot, *op. cit.*, p. 112.

3. विवादसंबंधीनि बहूनि स्थलानि तु अप्रयोजनायमानान्येव तयो: । — Raichandji, *Bhagavatī-Sūtra* (Jināgama Prakāśasabhā), Int., p. 6.

4. Dasgupta, *op. cit.*, i., p. 170.

5. Wilson, *op. cit.*, i., p. 340.

ધાર્મિક માનસ પર મુસલમાન ધર્મની તેને સીધી અસર ગણી શકાય. શ્રીમતી સ્ટીવન્સન કહે છે કે "મુસલમાની વિજયની એક અસર એ થઈ કે મૂર્તિખંડકોની સામે અનેક જૈનો તેના સાથી મૂર્તિપૂજકોના નિકટ સંબંધમાં આવ્યા અને બીજી અસર એ પણ થઈ કે મૂર્તિપૂજામાંથી કેટલાક ચલિત થયા. કોઈ પણ પૂર્વીય તેના દેશબંધુનો મૂર્તિપૂજા વિરોધક પ્રચાર પોતાના મનમાં આ ક્રિયાકાંડની પ્રામાણિકતાની શંકા થયા વિના સાંભળી શકતો નહિ.

સ્વાભાવિક રીતે ગુજરાતનું પાટનગર અમદાવાદ જે તે વખતે મુસલમાની અસર નીચે વધારે હતું ત્યાંજ પ્રથમ આપણે આ શંકાનાં ચિન્હો દેખીએ છીએ. ઇ. સ. ૧૪૫૨ માં સૌથી પહેલાં જૈન જાતિમાં અમૂર્તિપૂજક લોંકા નામની કોમ અસ્તિત્વમાં આવી અને ઇ. સ. ૧૬૫૩ માં ઢુંઢિયા અથવા સ્થાનકવાસી કહેવાતો સંપ્રદાય તેને અનુસર્યો. નવાઈ છે કે આ પ્રવૃત્તિ યુરોપમાં લ્યૂથર તેમજ પ્યુરિટન પ્રવૃત્તિની સમકાલીન છે."[1]

જૈન કોમના આ સંપ્રદાય વિષે કાંઈ વિશેષ કહેવાની જરૂર નથી. જૈન ધર્મના જુદાજુદા સંપ્રદાયો વિષે બોલતાં એટલું કહેવું પૂરતું છે કે દિગંબરો મુખ્ય ચાર જાતિઓમાં વહેંચાયેલા છે;[2] શ્વેતાંબરો ૮૪ અને 'સ્થાનકવાસી લગભગ ૧૧ જાતિઓમાં વહેંચાયેલા છે.'[3] ઈ. સ. ની દશમી સદી પહેલાં આ જાતિઓમાંની કોઈનો પણ જન્મ થયો ન હતો; તેમજ સ્થાનકવાસી જૈનો સિવાય લગભગ ઘણીખરી જાતિઓનો લોપ પણ થયો છે. જે કેટલાક અસ્તિત્વમાં હશે તે શ્વેતાંબર દિગંબરના વિરોધની જેમ ભાગ્યેજ પરસ્પર ખુલ્લો તિરસ્કાર કે કડવાશ ધરાવતા હશે.

અહીં એટલું કહ્યા વિના ચાલે તેમ નથી કે મહાવીરના સમયથી કહો કે તે પહેલાંથી મતભેદનું તૂત એ જૈનધર્મની ખાસિયત જણાય છે. ભારતના બીજા સંપ્રદાયો વિષે એમ હશે કે નહિ તે અમે કહી શકતા નથી, પરંતુ એટલું તો ચોક્કસ જણાય છે કે તેઓ જૈનોના જેટલી હદે કદી પહોંચ્યા જણાતા નથી. ૨૦૦૦ વર્ષ ઉપરાંતના આ ગાળામાં જૈન સંપ્રદાયના જીવનમાં જે મતભેદો ઉત્પન્ન થયા છે તે ઘણું કરીને નીચેના કારણોને લઈ ઉદ્ભવ્યા જણાય છે. કેટલાક તો મહાવીરના કથનની ગેરસમજૂતી અથવા કોઈક નાપસંદગીના કારણે ઉભા થયા હશે; બીજા જૈનધર્મ ગ્રહણ કરનાર લોકો જે દેશ અને જાતિમાં તેઓ ઉત્પન્ન થયા હોય ત્યાંની ખાસ પરિસ્થિતિ અને સંજોગોને લીધે, અને છેવટે જૈન સાધુઓના મુખી યા ખાસ આચાર્યની જુદીજુદી માન્યતા અને જૈન સાધુસંઘોના પરસ્પર મતભેદથી ઉભા થયા હશે.[4]

1. Stevenson (Mrs), *op. cit.*, p. 19.

2 दिगम्बराः पुनर्नाग्न्यलिङ्गाः पाणिपात्राश्च ।
ते चतुर्धा, काष्ठासंघ-मूलसंघ-माथुरसंघ-गोप्यसंघभेदात् ।

—Premi, *op. cit.*, p. 44.

3 *Cf.* Stevenson (Mrs), *op. cit.*, p. 13.

4. Just to illustrate all these we may take for the first the seven schisms and the

આ બધા મતભેદો અને સંપ્રદાયો હોવા છતાં "જૈનધર્મ હજી એક જીવંત જાતિ તરીકે ઊભો રહ્યો છે તે એક વિલક્ષણ વાત છે, જ્યારે બુદ્ધધર્મ તેના વતન ભારતવર્ષમાંથી અદૃશ્ય થયો છે."[1] દેખીતી રીતે આ કાંઈ વિચિત્ર ભાસે છે; પણ મી૦ ઇલિયટ કહે છે કે "જૈન સમુદાયને એક સંઘરૂપ બનાવીને તેમના કલ્યાણ માટે યોજના ઘડવાની તેમની શક્તિમાં તેનું પરિબળ અને દીર્ઘ પ્રયત્ન કેન્દ્રિત થયેલાં છે.[2] તેથી ઉલટું બૌદ્ધોમાં ભિક્ષુસંઘજ ખરો ધર્મ મનાવા લાગ્યો અને જનસમુદાય (જેમ ચીન અને જાપાનમાં ખરેખર બન્યું છે તેમ) ધાર્મિક બીજી સંસ્થાઓની માફક આ સંઘને પોતાના બહારની એક વસ્તુ તરીકે પવિત્ર પુરૂષોની માફક પૂજવા લાગ્યો. વળી જ્યારે હિંદના બૌદ્ધ મઠોમાં સડો પેસવા લાગ્યો યા તેનો નાશ કરવામાં આવ્યો ત્યારે જીવંત બૌદ્ધધર્મ જેવું લગભગ કંઈ ન રહ્યું, પરંતુ જૈનોના પરિભ્રમણ કરનારા સાધુઓએ પોતાનામાં ધર્મનું બળ એટલું કેન્દ્રિત કર્યું ન હોવાથી તેમજ તેમના નિયમનની સખ્તાઈથી તેમની સંખ્યા પરિમિત રહી. ગૃહસ્થો ધનવાન હતા અને એક સંઘ બનાવી રહ્યા હતા; તેમને જુલ્મ શક્તિવર્ધક થઈ પડ્યો. પરિણામે આ જાતિ જ્યુ (યાહુદી), પારસી અને ક્વેકર આદિ જાતિ જેવી થઈ પડી જે બધામાં ગૃહસ્થોની શ્રીમંતાઈ, થોડું યા નજીવું ક્રિયાકાંડપણું અને જુલ્મની સહનશીલતા આદિ સમાન લક્ષણો છે."[3]

Digambara-Śvetāmbara division in the Jaina church to which we have already referred; for the second we may mention the *Osvāl* and the *Śrimāla* sects of the Jainas, of which the latter is called so "after the town of Śrimāla or Bhillamāla, the modern Bhimāl in the extreme south of Marvad" (*E. I.*, ii., p. 41), and finally for the third we may refer to the 84 *Gacchas* or divisions of the Śvetāmbara Jainas, of which *Tapa*, *Kharatara* and *Añcala* may be particularly mentioned here. Of these, *Kharatara Gaccha* is said to have originated under the following circumstances: "Jinadatta was a proud man, and even in his pert answers to others mentioned by Sumatigaṇi pride can be clearly detached. He was therefore called Kharatara by the people, but he gloried in the new appellation and willingly accepted it."—Hiralal (H.), *op. cit.*, pt. ii., pp. 19-20.

1. Elliot, *op. cit.*, p. 122.

2. "Dr Hoernle is no doubt right in maintaining that this good organisation of the Jaina lay community must have been a factor of the greatest importance to the church during the whole of its existence, and may have been one of the main reasons why the Jaina religiion continued to keep its position in India, whilst its far more important rival, Buddhism, was entirely swept away by the Brahman reaction."—Charpentier, C. H. I., i., pp. 168-169.

3. Elliot, *op. cit.*, p. 122. The Buddhists had a similar organisation of monks and laymen, but, as Smith has pointed out, they relied more on the *Saṅgha* of ordained friars than on the laity.—*Cf.* Smith, *Oxford History of India*, p. 52. Among the Jainas the relations between the two sections were more balanced, and hence their social equilibrium was stable. *Cf.* Stevenson (Mrs), *op. cit.*, p. 67; Macdonell, *India's Past*, p. 70.

બીજા વિદ્વાનો પણ આવીજ માન્યતા ધરાવે છે,[1] પરંતુ જ્યારે આપણે જૈન-ધર્મને ટકાવનાર બધી પરિસ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે બીજાં કેટલાંક કારણોની પણ આપણે ઉપેક્ષા કરી શકીએ નહિ. જો સાધારણ જનસમુદાય માટે જૈનધર્મ ખુલ્લો મૂકવાથી જ જૈનધર્મ ટકી શકયો હોય તો સાથે સાથે એમ પણ જણાવવું જ જોઇએ કે બૌદ્ધધર્મ કરતાં સંકુચિત પ્રચારકાર્ય અને પૂજાના મુખ્ય કેન્દ્રો માટે પસંદ કરાયેલાં એકાંત સ્થાનો પણ તે માટેનાં કારણો છે.[2] આથી મુસલમાની જુલ્મો અને બ્રાહ્મણોના પુનરુત્થાનના સપાટામાં પણ જૈનધર્મ સહીસલામત રીતે ટકી શકયો જ્યારે બૌદ્ધધર્મ હિંદમાં તેના ભાર નીચે દબાઈ ગયો.[3] "જૈનોના નાસ્તિક ગણાવા છતાંય બ્રાહ્મણોએ તેમના પ્રતિ બતાવેલી સહિષ્ણુતાના કારણે તે સમયે ઘણા બૌદ્ધોએ જૈનસંપ્રદાયમાં આશ્રય લીધો."[4] આમ જ્યાં સુધી મુસલમાન સત્તાએ "રાષ્ટ્રની ધાર્મિક, રાજકીય અને સામાજિક સત્તા તોડી નાંખી અને નાનકડી જાતો, સમાજો તથા ધર્મો માટે સ્થિતિચુસ્ત રહીને તે જોરમાં આવી ત્યાંસુધી જૈનોએ પોતાનું પરિબળ ટકાવી રાખ્યું."[5]

ડૉ. શાર્પેન્ટિયર અને ડૉ. યાકોબીના અભિપ્રાય પ્રમાણે ભારતમાં જ્યારે ઘણાખરા સંપ્રદાયો તૂટી પડ્યા હતા ત્યારે જૈનધર્મ ટકી રહેવાનું કારણ મહાવીરના સમયથી ચાલતા આવેલા સિદ્ધાંતોને ચુસ્તતાથી વળગી રહેવાની ઉત્કટ લાગણીમાં જણાય છે. "નાનકડી જૈન કોમની પોતાના મૂળ સિદ્ધાંતો અને સંસ્થાઓને વળગી રહેવાની આગ્રહભરી પુરાણ-પ્રિયતા જ ઘણું કરીને સખ્ત અત્યાચારોના સામે તેને ટકાવી રાખનાર મુખ્ય કારણ છે; કારણ કે ઘણા સમય પહેલાં ડૉ. યાકોબીએ કહ્યું છે તેમ ઈ. સ. પૂર્વે લગભગ

1. "Dr Hoernle's discussion of this subject in his Presidential address of 1898 before the Asiatic Society of Bengal was singularly luminous, emphasising as it did the place accorded from the very first to the lay adherent as an integral part of the Jaina organisation. In the Buddhist order, on the other hand, the lay element received no formal recognition whatsoever. Lacking thus any 'bond with the broad strata of the secular life of the people,' Buddhism, under the fierce assault on its monastic settlements made by the Moslems of the twelfth and thirteenth centuries, proved incompetent to maintain itself and simply disappeared from the land."—Stevenson (Mrs), *op. cit.*, Int., p. xii. *Cf.* also Charpentier, *op. cit.*, pp, 168–169; Hoernle, *Proceedings of the Asiatic Society of Bengal*, 1898, p. 53.

2. "... Jainism, less enterprising but more speculative than Buddhism, and lacking the active missionary spirit that in early times dominated the latter, has been content to spend a quiet life within comparatively narrow borders, and can show to-day in Western and Southern India not only prosperous monastic establishments but also lay communities, small perhaps, yet wealthy and influential."—Stevenson (Mrs), *op. cit.*, Int., p. xii. "Never rising to an overpowering height but at the same time never sharing the fate of its rival Buddhism, that of complete extinction in its native land."——Charpentier, *op. cit.*, pp. 169–170.

3. *Cf.* Crooke, *E.R.E.*, ii., p. 496,

4. Tiele, *op. cit.*, p. 141.

5. Barth, *op. cit.*, p. 152.

૩૦૦ માં ભદ્રબાહુના સમયમાં પ્રથમ પંથભેદ થયો ત્યારથી જૈનધર્મના મુખ્ય સિદ્ધાંતો ઘણુખરૂં અબાધિત રહ્યા છે. આ ઉપરાંત જો કે સાધુઓ અને ગૃહસ્થ માટેના કેટલાક સામાન્ય નિયમનો જે શાસ્ત્રોમાં જોવામાં આવે છે તે અનુપયોગી અને વિસ્મરણ થઈ ગયાં હોય તોપણ શંકારહિત એમ કહી શકાય કે બે હજાર વર્ષ પહેલાં જે ધાર્મિક જીવન હતું તેજ આજપણ લગભગ જેવું અને તેવું જણાય છે. એમ તો કબૂલ કરવુંજ પડશે કે ફેરફારોનો ચોખ્ખો અસ્વીકાર એજ જૈનધર્મની મજબૂત સલામતીનું કારણ થઈ પડ્યું છે."[1]

આ રૂઢિચુસ્ત સ્વભાવ, આજે જે સ્થિતિમાં જૈનસમાજ ઉભો છે તેમાં તેને તે લાભદાયક થઈ પડે કે નહિ એ શંકાસ્પદ વાત છે. તુલનાત્મક ધર્મના અભ્યાસીને તો તેથી ઉલટુંજ જણાશે. સ્થિતિસ્થાપકતામાં તે અસહિષ્ણુતા, અસ્થિરતા અને ધાર્મિક દંભના ચિન્હો જોશે. સમર્પિત લેખો અને બીજી નોંધોપરથી સર ચાર્લ્સ ઇલિયટ જણાવે છે કે "આ નોંધો ઉપરથી આપણને સમજાય છે કે જૈન કોમ ઘણા પેટાવિભાગો અને પંથોની બનેલી છે તેથી આપણે એમ ધારી લેવાનું નથી કે જુદા જુદા ગુરુઓ એકબીજા પ્રત્યે વૈમનસ્ય ધરાવતા હતા; પણ તેઓની પ્રવૃત્તિ આધુનિક પેટાજ્ઞાતિઓના સમૂહના કારણભૂત તો કાંઈક અંશે હશેજ."[2] એક વાત તો ચોક્કસ છે કે આખા જૈનસમાજના સર્વસાધારણ હિતનો વિચાર કર્યા વિના આ બધા જુદા જુદા ગુરુઓએ તેઓની મનસ્વી પ્રવૃત્તિ હાંકયે રાખી છે.

કર્નલ ટૉડે કહ્યું છે કે "તપગચ્છ અને ખરતરગચ્છે પ્રાચીન કેટલાંક પુસ્તકો નાશ કરવામાં મુસલમાનોથીય વધારે નુકશાન કર્યું છે."[3] આજ વસ્તુ જૈનોના શ્વેતાંબર અને દિગંબર ફિરકાઓ માટે પણ કહી શકાય તેમ છે. ભૂતકાળમાં તેમજ આજે તેઓની એકબીજા પ્રત્યેની પ્રવૃત્તિઓ મહાવીરના અનુયાયીઓને છાજે તેવી તો નથીજ. સ્થિતિ એવી છે કે કોઈ પણ જાતની ગેરસમજ ઉભી કર્યા સિવાય જરૂર કહી શકાય કે આ જાતનું વિરોધી વાતાવરણ તેમજ પરસ્પરના ઝઘડા જૈન સમાજમાં આજ રીતે થોડો વધારે વખત ચાલ્યાજ કરે તો એક વખત એવો આવશે કે જ્યારે જૈન કોમ પણ પોતાના બંધુધર્મ બૌદ્ધધર્મની માફક નાશ પામશે.

---

1 Charpentier, *op. cit.*, p. 169. *Cf.* Jacobi, *Z. D. M. G.*, xxxviii., pp. 17 ff.

2. Elliot, *op. cit.*, p. 113.

3. Tod, *Travels in Western India*, p. 284. કર્નલ ટૉડની આ વાત માની શકાય તેવી નથી. તે માટે કશો આધાર મળતો નથી.

# પ્રકરણ ૩

## રાજવંશમાં જૈનધર્મ

### ઈ. સ. પૂર્વે ૮૦૦–૨૦૦

આગળનાં પ્રકરણોમાં આપણે જૈનધર્મ વિષે જોઈ ગયા. પાર્શ્વનાથ ઐતિહાસિક પુરૂષ હતા અને મહાવીર તેમના સમયના કેટલાક રાજકુટુંબો સાથે એક લોહીનો સંબંધ ધરાવતા હતા એ બન્ને બાબતો ઉપયોગી છે. કારણ કે આપણે જાણવું છે કે કેવા સંજોગોમાં "જૈનધર્મ અમુક રાજ્યોનો રાજ્યધર્મ બન્યો એટલે કેટલા રાજાઓએ તે સ્વીકાર્યો યા તેને ઉત્તેજન આપ્યું તેમજ પોતાની પ્રજાને પણ પોતાની સાથે જૈનધર્મમાં જોડી."[1]

આમાં ઉત્તરીય ભારત અને ઉત્તરીય જૈનોના ઇતિહાસ વચ્ચેની અનુસંધાનની સાંકળો મેળવવાનો પ્રયત્ન થાય છે; બીજા શબ્દોમાં કહીએ તો તે સમયે ભારતના રાજવંશો ઉત્તરના જૈનો સાથે શો સંબંધ ધરાવતા હતા તેનું તાદૃશ ચિત્ર દોરવાનો આ પ્રયત્ન છે.

પ્રથમ તો પાર્શ્વનાથનો સમય લેતાં આપણને જણાય છે કે એવું એક પણ ઉપયોગી સાધન નથી કે જેના પર આપણે આધાર રાખી શકીએ. "તેમના નામ સાથે સાહિત્યનો મોટો ભાગ જોડાએલો હોવાં છતાંય પાર્શ્વનાથના જીવન અને કથન વિષેની આપણી માહિતી ઘણીજ પરિમિત છે."[2] પહેલાં જોઈ ગયા તેમ તેમાં ઐતિહાસિક વસ્તુ હોય તો એટલીજ છે કે તે ક્ષત્રિયોના ઇક્ષ્વાકુવંશના બનારસના રાજા અશ્વસેનના પુત્ર હતા[3] અને બંગાલમાં આવેલ સમેતશિખર પહાડપર નિર્વાણ પામ્યા હતા. તેમનો સાંસારિક સંબંધ રાજા પ્રસેનજિતના રાજકુલ સાથે થયો હતો, જેના પિતા નરવર્મા પૃથ્વીપતિ ગણાતા, જે કુશસ્થળમાં રાજ્ય કરતા અને જે પોતાના છેલ્લા જીવનમાં સાધુ બન્યા હતા. પ્રભાવતી નામની તેમની પુત્રી સાથે પાર્શ્વનાથનો વિવાહ થયો હતો.[4]

1. Smith, *op. cit.*, p. 55.
2. Charpentier, *op. cit.*, p. 154.

3\. . . . अनुगंगं नगर्यस्ति वाराणस्यभिधानतः ॥

तस्यामिक्ष्वाकुवंशोऽभूदश्वसेनो महीपतिः ।

—Hemacandra, *Trishashti-Salaka*, *Parva* IX, vv. 8, 14, p. 196.

4\. पुरं कुशस्थलं नाम . . . ॥ तत्रासीन्नरवर्मेति . . . । . . . पृथिवीपतिः ॥ जैनधर्मे रतो नित्यं . . . । उपादत्त परिव्रज्यां सुसाधुगुरुसंनिधौ ॥ . . . राज्येऽभून्नरवर्मणः । सूनुः प्रसेनजिन्नाम . . . ॥ तस्य प्रभावती नाम . . . । . . . कन्यका ॥ . . . पार्श्वो . . . । . . . उदुवाह प्रभावतीम् ॥—Hemacandra, *Trishashti-Salaka*, *Parva* IX, vv. 58, 59, 61, 62, 68, 69, 210, pp. 198, 203.

આ હકીકતો ઐતિહાસિક દૃષ્ટિએ સાચી ગણી શકાય કે કેમ તે કહેવું મુશ્કેલ છે. દુઃખ એ છે કે આ બધા માટે જૈનો જે સાધનો રજૂ કરે છે તેના પરજ આધાર રાખવાનો છે, કારણ કે તેના પૂરાવા માટે અન્ય કોઈ ઐતિહાસિક નોંધ કે સાધન મળતાં નથી કે જેનો વિચાર કરી શકાય. આજ મુશ્કેલી મહાન એલેકઝાન્ડર પહેલાંના અને ઘણી વખત તો તે પછીના સમયના ભારતના આખાય ઇતિહાસ માટે ઉભીજ છે. સુભાગ્યે ખ્રિસ્તીયુગ પહેલાંનું જૈનશાસ્ત્રીયસાહિત્ય અને અન્ય સાહિત્યનું ઐતિહાસિક મહત્ત્વ જોતાં તેમજ આધુનિક પ્રસિદ્ધ વિદ્વાનો અને ઇતિહાસવેત્તાઓએ આપેલી સાહિત્યિક પ્રતિષ્ઠા જોતાં એમ કહેવું વિશેષ પડતું નથી કે બૌદ્ધ અને હિંદુશાસ્ત્રોની માફક જૈનશાસ્ત્રોની પણ વિશેષતા છે અને તેને પણ યોગ્ય સ્થાન આપવું ઘટે.

ડૉ૦ યાકોબીના શબ્દોમાં કહીએ તો "જૈનસમાજની ઉત્પત્તિ અને તેના વિકાસના સંબંધમાં આજે પણ કેટલાક વિદ્વાનો શંકાની દૃષ્ટિથી જુએ છે, પણ આખાય પ્રશ્નની ચાલુસ્થિતિએ તે દૃષ્ટિ બદલાવી જોઈએ; કારણ કે પ્રાચી સાહિત્ય મોટા પ્રમાણમાં લભ્ય છે જે જૈનધર્મના પહેલાંના ઇતિહાસમાટે વિપુલ સાધનો રજુ કરે છે. આપણે જાણીએ છીએ કે જૈનોનાં પવિત્ર શાસ્ત્રો જૂનાં છે અને તે પણ સસ્કૃત સાહિત્ય કે જેને આપણે મૌલિક કહીએ છીએ તેથી પણ વધારે જૂનાં છે. તેઓની પ્રાચીનતા માટે તો કેટલાક ગ્રંથો ઉત્તરીય બૌદ્ધસાહિત્યના જૂનામાં જૂના ગ્રંથોની કોટીમાં ઉભા રહે તેવા છે. જ્યારે બુદ્ધ અને બૌદ્ધધર્મના ઇતિહાસ માટે બૌદ્ધગ્રંથો ઉપયોગમાં લઈ શકાય તો પછી જૈનોના ઐતિહાસિક પ્રમાણ માટે જૈનશાસ્ત્રોને વિશ્વસ્ત કેમ ન માનવાં? હા, જો તે પરસ્પર વિરોધી બનાવોથી ભરેલાં હોય અથવા તેમાં દર્શાવેલી તારીખો ખોટાં અનુમાન પ્રતિ દોરી જતી હોય તો આ બધાં સાધનોને શંકાની દૃષ્ટિથી જોવાની નીતિ વ્યાજબી ગણી શકાય, પરંતુ જૈનશાસ્ત્રોની ખાસિયત બૌદ્ધસાહિત્ય અને ખાસ કરીને ઉત્તરીય બૌદ્ધસાહિત્યથી આ માટે તો ભાગ્યેજ જુદી પડે છે."[1]

આમ આપણી પાસે જે સાધનો છે તેના આધારે કાસી અથવા બનારસના રાજા અશ્વસેન[2] અને કુશસ્થળના પ્રસેનજિત અથવા તેના પિતા નરવર્માને ઐતિહાસિક

1. Jacobi, S. B. E., xxii., Int., p. ix. "We must leave to future researchers to work out the details, but I hope to have removed the doubts, entertained by some scholars, about the independence of the Jaina religion and the value of its sacred books as trustworthy documents for the elucidation of its early history."—*Ibid.*, Int., p. xlvii. *Cf.* Charpentier, *Uttarādhyayana-Sūtra*, Int., p. 25.

2. "No such person as Aśvasena is known from Brahman record to have existed; the only individual of that name mentioned in the epic literature was a king of the snakes (*Nāga*), and he cannot in any way be connected with the father of the Jaina prophet.—Charpentier, *C. H. I.*, i., p. 154. It may, by the way, be mentioned here that all his life Pārśvanātha was connected with snakes, and to this day the saint's symbol is a hooded serpent's head. *Cf.* Stevenson (Mrs), *op. cit.*, pp. 48-49.

પુરૂષ તરીકે નક્કી કરવા મુશ્કેલ છે; પરંતુ બીજા કેટલાક ઐતિહાસિક તેમજ ભૌગોલિક બનાવો એવા છે કે જેના પરથી આપણે કેટલાંક અનુમાનો કાઢી શકીએ અને જેની પાછળ ઐતિહાસિક આધાર હોવાનું સાબીત કરી શકાય.

હવે આ૦ હેમચંદ્રના હેમકોશના આધારે નન્દોલાલ ડેએ કુશસ્થળ અને કનૌજ અથવા કન્યાકુબ્જ એક બતાવ્યાં છે;[1] અને બીજા વિદ્વાનોએ પણ આને સમર્થન આપ્યું છે.[2] આ ઉપરાંત ડૉ૦ રાયચૌધરી પ્રસિદ્ધ નગર કન્યાકુબ્જ અથવા કનૌજની સ્થાપના સાથે પાંચાલો કેવી રીતે જોડાએલા છે તે કહે છે.[3] વળી પાંચાલ અને કાસીનાં રાજ્યો પાસે પાસે આવ્યાંની વાતને જૈન તેમજ બૌદ્ધ સાહિત્ય ટેકો આપે છે. બૌદ્ધ અંગુત્તરનિકાય અને જૈન ભગવતીસૂત્ર ઉપરથી આપણે જાણીએ છીએ કે આ સમયે અર્થાત ઈ. સ. પૂર્વની આઠમી શતાબ્દિમાં સોળ મહાજનપદ ગણાતાં એવાં ઘણાં વિસ્તીર્ણ અને શક્તિસંપન્ન સોળ રાજ્યો હતાં;[4] જેમાં કાસીનો ઉલ્લેખ બન્નેમાં સામાન્ય છે. જ્યારે પાંચાલનો ઉલ્લેખ માત્ર પહેલામાંજ છે.[5]

પાંચાલનો ઇતિહાસ તપાસતાં આપણને જણાય છે કે તે મધ્ય દોઆબ અને રોહિલા ખંડને લગભગ મળતો આવે છે. "મહાભારત, જાતકો અને દિવ્યાવદાન આ રાજ્યના વિભાગને ઉત્તર અને દક્ષિણમાં બતાવે છે; ભાગીરથી તેમાં ભાગ પાડતી જણાય છે. મહાકાવ્ય મુજબ ઉત્તર પાંચાલની રાજ્યધાની અહિચ્છત્ર અથવા છત્રાવતી (બરેલી પ્રાંતના એઓનલા પાસેનું હાલનું રામનગર) હતી. જ્યારે દક્ષિણ પાંચાલની રાજ્યધાની કાંપિલ્ય હતી અને ગંગાથી ચબલ સુધી તેનો વિસ્તાર ગણાતો."[6]

પાંચાલના ઇતિહાસની આ માહિતી માટે જૈનસૂત્રો જોઈએ છીએ ત્યારે એક યા બીજી રીતનો સંબંધ આપણને મળે છે. ઉત્તરાધ્યયનસૂત્રમાં બ્રહ્મદત્ત નામના પાંચાલના રાજાનો ઉલ્લેખ આવે છે. એનો કાંપિલ્યમાં ચુલણીના પેટે જન્મ થયો હતો.[7] તે પૂર્વજન્મના તેના ભાઈ ચિત્તને મળે છે જે આ જન્મમાં શ્રમણ થયો હતો. બ્રહ્મદત્ત સાર્વભૌમ રાજા ગણાતો

1. Dey, *op. cit.*, pp. 88, 111.

2. " Kanyākubja was also called Gādhipura, Mahodaya and Kuśasthala. "—Cunningham, *Ancient Geography of India* ( ed. Mazumdar ), p. 707.

3. Raychaudhuri, *Political History of Ancient India*, p. 86. " Kanauj...was primarily the capital of the kingdom of Pañcāla. "—Smith, *Early History of India*, p. 391.

4. Raychaudhuri, *op. cit.*, pp. 59, 60. *Cf.* Rhys Davids, *C. H. I.*, i., p. 172.

5. Raychaudhuri, *op. cit.*, p. 60.

6. Ibid., p. 85. *Cf.* also Smith, *op. cit.*, pp. 391-392; Dey, *op. cit.*, p. 145.

7. " Little is known about the history of Kāmpilya, apparently the modern Kampil in the Farrukabad District. "—Smith, *op. cit.*, p. 392.

અને તે ભોગવિલાસમાં એટલો લીન થઈ ગયો હતો કે તેના ભાઈ ચિત્તનો ઉપદેશ તેને અસર કરી શક્યો નહિ અને અંતે તે નરકે ગયો.[1]

તેજ સૂત્રમાં આ વિષે એક બીજો ઉલ્લેખ કાંપિલ્યના રાજા સંજયનો પણ આવે છે, "જેણે પોતાના રાજ્યનો ત્યાગ કરી પૂજ્ય સાધુ ગર્દભાલિના સમક્ષ જૈનધર્મ સ્વીકાર્યો હતો."[2] આમ જોઈ શકાય છે કે પ્રાયઃ કાસી અને પાંચાલ–અતિ વિસ્તીર્ણ અને પ્રભાવાન સોળ રાજ્યોમાંના બે[3]–વિવાહસંબંધથી જોડાયાં હતાં. વળી જ્યારે આપણે પારગિટરે તૈયાર કરેલી વંશાવલીમાં દક્ષિણ પાંચાલના રાજા તરીકે કોઈ સેનજીતને જોઈએ છીએ ત્યારે તે વાત નિઃસંશય સાચી ઠરે છે[4] અને નામમાં બહુજ સૂક્ષ્મ તફાવત હોવાથી આ સેનજિતને આપણે ઐતિહાસિક દૃષ્ટિએ પ્રસેનજિત જરા પણ મુશ્કેલી વગર સ્વીકારી શકીએ છીએ.[5]

અતિ ઉપયોગી એક માત્ર અનુમાન આ ઉપરથી જે નીકળી આવે છે તે એ છે કે જૈનધર્મ મહાવીરના સમય કરતાં પાર્શ્વના સમયમાં ઓછો રાજ્યાશ્રય ભોગવતો ન હતો. તેના અનુગામી કરતાં તેના પ્રભાવનો વિસ્તાર જરાયે ઓછો ન હતો. તે કાસીના રાજવંશના પુરુષ હતા, પાંચાલના રાજાના જમાઈ હતા;[6] તે ઉપરાંત તેમનું નિર્વાણ

1. चुलणीए बम्भदत्तो . . . ॥ कम्पिल्ले सम्भूओ चित्तो . . . । . . . धम्मं सोऊण पव्वाइओ ॥ पंचालराया वि य बम्भदत्तो . . . तस्स वयणं अकाउं । . . . सो नरए पविट्ठो ॥—*Uttarādhyayana-Sūtra*, Lecture XIII, vv. 1, 2, 34. *Cf.* Jacobi, S. B. E., xlv., pp. 57-61. The stories about Kitra ( Citta ) and Sambhuta ( Brahmadatta ) and the fate they underwent in many briths are common to Brahmans, Jainas and Buddhists. *Cf. ibid.*, pp. 56, 57; Raychaudhuri, *op. cit.*, p. 86; Charpentier, *Uttarādhyayana*, pt. ii., pp. 328-331.

2. कम्पिल्ले नयरे राया . . . ।
नामेणं संजये . . . ॥
संजओ चइउं रज्जं निक्खन्तो जिणसासणे ।
गद्दभालिस्स भगवओ अणगारस्स अन्तिए ॥

—*Uttarādhyayana-Sūtra*, Lecture XVIII, vv. 1, 19. *Cf.* Jacobi, *op. cit.*, pp. 80, 82; Raychaudhuri, *op.* and *loc. cit.*

3. " The Jainas also afford testimony to the greatness of Kāsi, and represent Aśvasena, king of Benares, as the father of that Tīrthaṅkara Pārśva who is said to have died 250 years before Mahāvīra—*i. e.* in 777 B. C. "—*Ibid.*, *op. cit.*, p. 61. Taking 480-467 B. C. as the date of Mahāvīra's *Nirvāṇa* we get 730-717 as the date of Pārśva's *Nirvāṇa*.

4. *Cf.* Pargiter, *Ancient Indian Historical Tradition*, p. 146; Pradhan, *Chronology of Ancient India*, p. 103.

5. " In other cases the first component is omitted. . . . Bhāgavata calls Prasenajit of Ayodhya Senajit."—Pargiter, *op. cit.*, p. 127.

6. Mazumdar seems to be labouring under some confusion here. According to him Pārśva was a son-in-law of King Prasenajit of Oudh, and thus he connects the two dynasties of Kaosal and Kāsī; but we think he has wrongly identified him with the Prasenajit of

બંગાલના પાર્શ્વનાથ પર્વત પર થયું હતું.[1] આ રાજવંશના બળે તેમનો પ્રભાવ સ્વાભાવિક રીતેજ બીજા સમકાલીન રાજ્યો અને તેમની પ્રજાપર ઘણો સારો હશે. સૂત્રકૃતાંગ અને બીજાં જૈનશાસ્ત્રોપરથી આપણે જોઈ શકીએ છીએ કે મહાવીરના સમયમાં પણ મગધની આસપાસ પાર્શ્વના અનુયાયીઓ હતા.[2] વળી આપણે આગળ જોઈ ગયા તેમ મહાવીરનું પોતાનું કુટુંબ પણ પાર્શ્વનાથનો ધર્મ પાળતું હતું. એટલુંજ નહિ પણ પોતાના સમયમાં પાર્શ્વના ચોક્કસ અનુયાયીઓનો જે ઉલ્લેખ જૈનશાસ્ત્રોમાં કરવામાં આવ્યો છે તે સિદ્ધ કરે છે કે ઉત્તરીય ભારતના ઘણા મોટા ભાગમાં તે સમયે પણ જૈનધર્મ ખૂબ પ્રચાર પામ્યો હતો; જો કે તેની ચોક્કસ ભૌગોલિક સીમા દોરવી શક્ય નથી.[3] જણાવ્યા પ્રમાણે પાર્શ્વનાથના અનુયાયીઓની સંખ્યા ૧૬,૦૦૦ સાધુઓ, ૩૮,૦૦૦ સાધ્વીઓ, ૧,૬૪,૦૦૦ શ્રાવકો અને ૩,૨૭,૦૦૦ શ્રાવિકાઓ અને તે ઉપરાંત કેટલાક હજાર વ્રતધારી સ્ત્રીપુરુષો હતા.[4]

the days of Mahāvira, who was the father-in-law of King Bimbisāra, the great Śaisunāga, and one of the greatest royal supporters of Jainism. Furthermore he commits the same blunder when he says that Pārśva died at the age of seventy-two. We have already seen it was Mahāvira who lived for seventy-two years, while Pārśva lived for one hundred. *Cf.* Mazumdar, *op. cit.*, pp. 495, 551, 552; Mrs. Stevenson also seems to be under the same misconception when she says, "Pārśvanātha . . . married Prabhāvati, daughter of Prasannajita, king of Ayodhya."—Stevenson (Mrs), *op. cit.*, p. 48.

1. " . . . he reached deliverance at last on Mount Sameta Śikhara in Bengal, which was thenceforth known as the Mount Pārśvanātha."—*Ibid.*, p 49.

2. " Outside of Rājagṛha, in a north-eastern direction, there was the suburb Nālandā, . . . and there in some house the venerable Gautama was staying. The venerable ( man ) was in the garden, and so was Udaka, the son of Pedhāla, a *Nirgrantha* and follower of Pārśva. . . ."—Jacobi, *op. cit.*, pp. 419-420; जिणे पासि . . . तस्स . . . केसीकुमारसमणे . . . सावत्थि पुरमागए. . . .—*Uttarādhyayana-Sūtra*, Lecture XXIII, vv. 1-3. *Cf.* Jacobi, *op. cit.*, pp. 119-120.

3. One does not know on what grounds Mazumdar tries to define geographically the limits of Jainism in the days of Pārśva. " His Jainism," observes the learned scholar, " prevailed from Bengal to Gujarat. The districts of Māldah and Bogrā were great centres of his faith. His converts were mostly from the depressed classes of the Hindus and Non-Āryans. . . . In Rajputana his adherents grew very powerful. . . ."—Mazumdar, *op.* and *loc. cit.*

4. *Cf.* Jacobi, *S. B. E.*, xxii., p. 274.

एवं विहरतो भर्तुः सहस्राः षोडशर्षयः ।
अष्टात्रिंशत्सहस्राणि साध्वीनां तु महात्मनाम् ॥
. . . श्रावकाणां लक्षमेकं चतुःषष्टिसहस्रयुक् ॥
श्राविकाणां तु त्रिलक्षी सहस्राः सप्तविंशतिः । . . .

—Hemacandra, *op. cit.*, vv. 312, 314, 315, p. 219. Cf. *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, *sūt.* 161-164, pp. 130-131.

પાર્શ્વથી મહાવીરના સમય સુધીનો ઐતિહાસિક દૃષ્ટિએ કાંઈ ઉલ્લેખ મળતો નથી. ઐતિહાસિક દૃષ્ટિએ આધાર રાખી શકીએ તેવા કોઈપણ ઐતિહાસિક ગ્રંથ યા સ્મારકના અભાવે જૈન ઇતિહાસનો આ ૨૫૦ વર્ષનો સમય એ એક કોરૂં પાનું ગણાય. ગમે તેમ હોય તો પણ એટલું તો ચોક્કસ છે કે આ બે તીર્થંકરો વચ્ચેનું અંતર પૂરવું શક્ય નથી તેમ છતાં જૈનધર્મ એ જીવંત ધર્મ હતો તેમ કહેવામાં હરકત નથી.[1] આપણે આગળ જોઈ ગયા તેમ પાર્શ્વના શિષ્યોએ પોતાનું પ્રચારકાર્ય ચાલુ રાખ્યું હતું અને મહાવીર તેમજ તેના શિષ્યોને ઈ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિમાં સુધારેલા જૈનધર્મ પ્રતિ તેમને આકર્ષવા માટે તેમના વર્ગના કેટલાક પ્રતિનિધિઓને તેમને મળવું પડયું હતું.

મહાવીરના સમયનાં કાંઇક વધારે ઐતિહાસિક પ્રમાણો મળવાની આશા રાખવા છતાં જૈન અને બૌદ્ધ શાસ્ત્રો અને અન્ય દંતકથાઓ સિવાય કાંઈ નથી કે જેના પર આપણે આધાર રાખી શકીએ.[2] સુભાગ્યે જૈનશાસ્ત્રોએ આપણા માટે સત્ય હકીકતો અને બનાવો જાળવી રાખ્યાં છે; જો કે તે અપૂર્ણ હશે તેમ છતાંય જૈન ઇતિહાસના આ સમયનું જીવંત ચિત્ર આપણી આંખ સમક્ષ રજૂ કરવા તે પૂરતાં છે. પાર્શ્વની જેમજ મહાવીર પણ તે સમયના રાજવંશો સાથે એક લોહીનો સંબંધ ધરાવતા હતા. તેના પિતા સિદ્ધાર્થ પોતે એક મોટા સરદાર હતા અને તે જ્ઞાતૃ ક્ષત્રિય જાતિના હતા. તેમનું નિવાસ-સ્થળ કુંડપુર યા કુંડગામ (કુંડગ્રામ) હતું.[3] જૈનશાસ્ત્રની હકીકત પ્રમાણે તે પોતાની જાતિનો મુખી હતો અને એક નાના યા મોટા રાજ્યનો ધણી હતો.[4] આપણે હવે પછી જોઈશું તેમ તે એક પ્રજાસત્તાક રાજ્યનો અધિકારી હશે જેનો મુખ્ય વિભાગ કુંડપુર હશે, પરંતુ તે વખતના સમાજમાં જે સ્થાન તે ભોગવતા હશે તે એક સ્વતંત્ર

1. *Cf.* Hoernle, *Uvāsaga-Dasāo*, ii., p. 6, n. 8.

2. "Early Indian history as yet resembles those maps of our grandfathers in which

Geographers for lack of towns
Drew elephants on pathless downs.

. . . though the Jainas have kept historical records of their own, it is very difficult to correlate these records with known facts in the world's history."—Stevenson (Mrs), *op. cit.*, p. 7.

3. "It is another name for Vaiśāli (modern Besārh) in the district of Mozaffarpur (Tirhut); in fact Kuṇḍagāma (Kuṇḍagrāma,) now called Basukuṇḍ, was a part of the ancient town of Vaiśāli, the latter comprising three districts or quarters: Vaiśāli proper (Besārh), Kuṇḍapur (Basukuṇḍ), and Vāniagāma (Bania)."—Dey, *op. cit.*, p. 107.

4. In the *Kalpa-Sūtra* the interpreters of the dreams of Triśalā, mother of Mahāvīra, are said to have come "to the front gate of Siddhārtha's excellent palace, a jewel of its kind."—Jacobi, *op. cit.*, p 245. At another place in the same *Sūtra* Siddhārtha is said to have celebrated the birthday of Mahāvīra by ordering his police authorities quickly to set free all prisoners in the town of Kuṇḍapura, to increase measures and weights, and so on. Cf. *ibid.*, p. 252; Hemacandra, *op. cit.*, *Parva* X, vv. 128, 132, p. 16.

રાજ્યના મામુલી અધિકારી કરતાં વિશિષ્ટ એવું સ્વતંત્ર રાજકર્તા તરીકે પોતાનું જીવન ગાળતા હશે.[1]

સોળ મહાજનપદનો વિચાર કરતાં આપણને જણાય છે કે વજ્જિનું રાજ્ય જૈન અને બૌદ્ધ બન્નેને સામાન્ય છે. ડૉ૦ રાયચૌધરી કહે છે કે "પ્રો૦ રાઇસ ડેવીડસ અને કનિંગહામના આધારે વજ્જિઓનું રાજ્ય આઠ સહાયકારી જાતિઓ (અટ્ઠકુલ) નું બનેલું છે; જેમાં વિદેહો, લિચ્છવિઓ, જ્ઞાતૃકો અને વજ્જિઓ ખાસ અગત્યનાં છે. બીજી જાતિઓનું ઓળખાણુ અનિશ્ચિત છે. આમ છતાં એ નોંધવા જેવું છે કે સૂત્રકૃતાંગના એક ફકરામાં ઉગ્ર, ભોગ, ઐક્ષ્વાકુ અને કૌરવ જાતિઓનો જ્ઞાતૃ અને લિચ્છવિ જાતિઓ સાથે એકજ રાજ્યની પ્રજા અને એકજ સભાના રાજ્યો તરીકે ઉલ્લેખ કર્યો છે."[2]

વિશેષ બૌદ્ધ પ્રમાણોના આધારે ડૉ૦ પ્રધાન આ સહાયકારી મંડળમાં એક વધારે જાતિ ગણાવે છે અને ઉમેરે છે કે "તે નવ જાતિઓનું બનેલું છે. તેમાંની કેટલીક લિચ્છિવિ અથવા લિચ્છવિ, વૃજ્જિ અથવા વજ્જિ, જ્ઞાતૃક અને વિદેહ છે. આ સહાયકારી મંડળો લિચ્છિવિ અથવા વૃજ્જિના મંડળ તરીકે ઓળખાતાં, કારણ કે તે નવ જાતિમાં લિચ્છિવિ અને વૃજ્જિ અગત્યનાં હતાં. આ નવ લિચ્છિવિ જાતિઓ પાછી નવ મલ્લકિ જાતિ અને કાસી-કોસલના અઢાર ગણુરાજાઓ સાથે જોડાઈ હતી."[3] વિદ્વાન પંડિતના આ નિવેદનને જૈનસૂત્રો ટેકો આપે છે.[4]

ડૉ૦ યાકોબી કહે છે કે "રાજા ચેટક જેના ઉપર ચંપાનો રાજા કૂણિક બળવાન લશ્કર સહિત ચઢી આવ્યો હતો તેણે કાસી, કોસલ, લિચ્છવિ અને મલ્લકિ આદિ અઢાર સહાયકારી રાજાઓને બોલાવી પૂછ્યું હતું કે કૂણિકની માંગણીઓ તેઓ

1. Barnett, the *Antagada-Dasāo* and *Anuttarovavāiya-Dasāo*, Int., p. vi. Dr Jacobi, in trying to expose the fond belief of the Jainas that "Kuṇḍagrāma was a large town and Siddhārtha a powerful monarch," seems to have gone to the other extreme when he observes: "From all this it appears that Siddhārtha was no king, nor even the head of his clan, but in all probability only exercised the degree of authority which in the East usually falls to the share of landowners, especially of those belonging to the recognised aristocracy of the country."—Jacobi, *op. cit.*, Int, p. xii.

2. Raychaudhuri, *op. cit.*, pp. 73-74. "The Ugras and Bhogas were Kshatriyas. The former were, according to the Jainas, descendants of those whom Ṛshabha, the first Tīrthankara, appointed to the office of Kotwals, or prefects of towns, while the Bhogas were descendants of those whom Ṛshabha acknowledged as persons deserving honour."—Jacobi, *S. B. E.*, xlv., p. 71, n. 2. *Cf.* Hoernle, *op. cit.*, Appendix III., p. 58.

3. Pradhan, *op. cit.*, p. 215.

4. नव मल्लइ नव लेच्छइ कासीकोसलगा अट्ठारसवि गणरायाणो. . . . — *Bhagavatī*, *sū*. 300, p. 316. *Cf.* Hemacandra, *op. cit.*, p. 165.

સ્વીકારવા ઇચ્છે છે કે તેઓ તેની સાથે યુદ્ધ કરશે. તે ઉપરાંત મહાવીરના નિર્વાણ પ્રસંગે ઉપરોક્ત અઢાર રાજાઓએ પ્રસંગોચિત ઉત્સવ કર્યો હતો."[1]

આ બધા ઉપરથી એમ ચોક્કસ લાગે છે કે આ બધા સહાયકારી મંડળોનું એક મુખ્ય લક્ષણ એ હતું કે આમાંના ઘણાખરા મંડળો મહાવીર અને તેના કથનની પ્રત્યક્ષ કે પરોક્ષ અસર નીચે આવ્યા હતા. આ બધા ધર્મે જૈન હતા કે નહિ તે કહેવું મુશ્કેલ છે; પણ એટલું તો ખરૂં છે કે તેઓ બધા તેમને શાબ્દિક સહાનુભૂતિ કરતાં કાંઈક અધિક સંગીન મદદ આપતા હતા.

પહેલાં વિદેહનો વિચાર કરતાં જણાય છે કે "તેઓની રાજધાની મિથિલા હતી જેને કેટલાક નેપાલની સરહદમાં આવેલ નાના ગામ જનકપુરના સ્થાને હોવાનું કહે છે; પણ તેમાંનો એક વિભાગ વૈશાલીમાં આવી વસ્યો હોય. મહાવીરના માતા રાજકુમારી ત્રિશલા જે વિદેહદત્તા પણ કહેવાય છે તે પ્રાયઃ આ વિભાગનાં હતાં."[2] અગાઉ જણાવ્યા પ્રમાણે જૈનસૂત્રોમાં મહાવીરના વિદેહો સાથેના સંબંધ વિષે અહીંતહીં છૂટાછવાયા ઉલ્લેખો મળે છે. આચારાંગસૂત્રમાં નીચેનો ઉલ્લેખ છે: "મહાવીરની માતાનાં ત્રણ નામ હતાં: ત્રિશલા, વિદેહદત્તા અને પ્રિયકારિણી."[3]

"તે સમયે, તે કાલે, શ્રમણ ભ૦ મહાવીર, જ્ઞાતૃ ક્ષત્રિય, જ્ઞાતૃપુત્ર, વિદેહનિવાસી, વિદેહના રાજકુમાર 'વિદેહ'ના નામથી ૩૦ વર્ષ રહ્યા."[4]

કલ્પસૂત્રમાં ઉલ્લેખ છે કે: "શ્રમણ ભ૦ મહાવીર...; જ્ઞાતૃ ક્ષત્રિય, જ્ઞાતૃ ક્ષત્રિયના સુપુત્ર; જ્ઞાતૃવંશના ચંદ્રમણિ; વિદેહ, વિદેહદત્તાના પુત્ર, વિદેહનિવાસી, વિદેહના રાજકુમાર તેમના માતપિતાના સ્વર્ગગમન સુધી ૩૦ વર્ષ વિદેહમાં રહ્યા હતા."[5]

આમ જૈનસૂત્રોમાંથીજ નીચેના મુદ્દાઓ મળે છે: વિદેહોની એક જાતિ વિદેહની રાજધાની વૈશાલીમાં આવી વસી હતી;[6] ત્રિશલાદેવી આ વિદેહ જાતિનાં હતાં અને મહાવીર વિદેહો સાથે ગાઢ સંબંધથી જોડાએલા હતા. આમ છતાં પ્રથમ મુદ્દાને વધુ સ્પષ્ટ કરવાની જરૂર છે; જેમ મહાવીર વિદેહ હતા તેમ ડૉ૦ યાકોબીની માન્યતાનુસાર તે વૈશાલીક એટલે વૈશાલીનિવાસી પણ હતા. આ રીતે રાજા સિદ્ધાર્થનું કુંડપુર અથવા

1. Jacobi, *S.B.E.*, xxii., Int., p. xii. Cf. *ibid.*, p. 266; Law (B. C.), *Some Kshatriya Tribes of Ancient India*, p. 11; Raychaudhuri, *op. cit.*, p. 128; *Bhagavati*, *sut.* 300, p. 316; Hemacandra, *op.* and *loc. cit.*; *Kalpa-Sutra, Subhodhika-Tika*, *sut.* 128, p. 121; Pradhan, *op. cit.*, pp. 128-129; Hoernle, *op. cit.*, ii., Appendix II., pp. 59-60.

2. Raychaudhuri, *op. cit.*, p. 74; समणस्स णं भगवओ महावीरस्स माया . . . तिसला इ वा विदेहदिन्ना इ वा पीइकारिणी इ वा. . . .—*Kalpa-Sutra, Subhodhika-Tika*, *sut.* 109, p. 89.

3. Jacobi, *op. cit.*, p. 193.

4. *Ibid.*, p. 194.

5. *Ibid.*, p. 256.

6. *Ibid.*, Int., p. xi.

કુંડગ્રામ વિદેહના રાજવંશની રાજધાની વૈશાલીનો મુખ્ય ભાગ સિવાય અન્ય કાંઇ હોઈ શકે નહિ.[1]

મહાવીર અને વિદેહો વચ્ચે ઉપસ્થિત ગાઢ સંબંધના આ બધા ઉલ્લેખો સિવાય જૈન-શાસ્ત્રોમાં કેટલાક બીજા મુદ્દાઓ પણ એમ પૂરવાર કરે છે કે વિદેહો જૈનધર્મમાં સારો રસ લેતા હતા. રાજજ્યોતિષી નમિ વિષે ઉત્તરાધ્યયનસૂત્ર કહે છે કે :

नमी नमेइ अप्पाणं सक्खं सक्केण चोइओ ।
चइऊण गेहं च वेदेहि सामण्णे पज्जुवट्ठिओ ॥

"નમિએ પોતાની જાતને નમ્ર બનાવી; શક્રના અંગત પ્રોત્સાહનથી વિદેહના રાજાએ ઘર છોડયું અને શ્રમણ દીક્ષા અંગીકાર કરી."[2]

આ ઉપરાંત કલ્પસૂત્ર પરથી આપણે જાણીએ છિએ કે વિદેહની રાજધાની મિથિલામાં મહાવીરે છ ચાતુર્માસ કર્યાં હતાં જે બતાવે છે કે મહાવીર વિદેહિઓ સાથે કેટલા ગાઢ સંબંધમાં આવ્યા હતા. ટૂંકમાં તેમના વિષે જે આપણે જોયું તે પરથી એક વાત સ્પષ્ટ છે કે બધા નહિ તો વિદેહનો અમુક વિભાગ તો જૈનધર્મ જરૂર પાળતો હતો.

લિચ્છવિઓનો વિચાર કરતાં આપણને જણાય છે કે ઈ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિમાં પૂર્વ ભારતમાં તે એક મહાન અને શક્તિસંપન્ન જાતિ હતી; વળી એ વાતની પણ ના ન પાડી શકાય કે જ્ઞાતૃકોની સાથે તેઓ પણ મહાવીરના ઉપદેશની અસર નીચે આવ્યા હોવા જોઇએ. તેમની માતા ત્રિશલા ક્ષત્રિઓની લિચ્છવિ જાતિના વૈશાલીના રાજા ચેટકની બેન હતી[3] અને પિતાના સંબંધથી મહાવીર પોતે જ્ઞાતૃક હતા.

અહીં એક પ્રશ્ન એ થાય છે કે જો ત્રિશલા લિચ્છવિ જાતિની રાજકુમારી હતી તો તેને શા માટે વિદેહદત્તા નામ આપવામાં આવ્યું હશે તે સમજાતું નથી.[4] આ સંબંધમાં શક્ય સમાધાન એ જણાય છે કે વિદેહના નામથી પહેલેથી સુપ્રસિદ્ધ પ્રદેશની હોવાથી તે એમ કહેવાતી હશે અને આપણે હમણાં જોયું તેમ વૈશાલી વિદેહની રાજધાની હતી. ડૉ૦ રાયચૌધરીના શબ્દોમાં કહીએ તો "વિદેહ રાજવંશના અધઃપતન પછી વજ્જિઓનું

1. "Kuṇḍagrāma, therefore, was probably one of the suburbs of Vaiśālī, the capital of Videha. This conjecture is borne out by the name Vesalie—*i. e.* Vaisālika—given to Mahāvīra in the *Sūtrakṛtāṅga*, 1, 3. The commentator explains the passage in question in two different ways, and at another place a third explanation is given. . . . Vaisālika apparently means a native of Vaiśālī: and Mahāvīra could be rightly called that when Kuṇḍagrāma was a suburb of Vaiśālī, just as a native of Turnham Green may be called a Londoner."—Jacobi, *op.* and *loc. cit.*

2. *Uttarādhyayana-Sūtra*, Lecture IX, v. 61. Cf. *ibid.*, v. 62; Lecture XVIII, v. 45 ( trans. Jacobi, *S.B.E.*, xlv., pp. 41, 87 ). For a full description of the legendary tale of Nami see Meyer ( J. J. ), *Hindu Tales*, pp. 147–169.

3. Jacobi, *Kalpa-Sūtra*, p. 113.

4. "In the opinion of several scholars Ceṭaka was a Licchavi. But the secondary names of his sister (Videhadattā) and daughter (Vedehī) probably indicate that he was a Videhan domiciled at Vesālī."—Raychaudhuri, *op. cit.*, p. 78, n. 2.

સંગઠન થયું હોવું જોઇએ. આમ ભારતની ઉત્ક્રાંતિ ગ્રીસના પ્રાચીન શહેરોની ઉત્ક્રાંતિને બરાબર મળતી આવે છે. જ્યાં વીરયુગની રાજસત્તાઓ પ્રજાસત્તાકના રૂપમાં ફેરવાઈ ગઈ હતી."[1] આ ઉપરાંત બીજી દંતકથાઓ પરથી એ કલ્પના થઈ શકે છે કે વિદેહના અધઃપતન પછી તેમાંનો એક વિભાગ લિચ્છવિ કહેવાતો હોય.[2]

આમ ત્રિશલા રાજકુમારી હોવા છતાં વિદેહદત્તા કહેવાતી હોય તેમાં કાંઈ અસ્વાભાવિક નથી. આ ત્રિશલાનો લગ્ન સંબંધ સિદ્ધાર્થ સાથે થયો હતો, જે જૈન માન્યતા પ્રમાણે મહાવીરના પુરોગામી પાર્શ્વના અનુયાયી હતા. આથી સ્વાભાવિક એ અનુમાન થઈ શકે કે કાંતો લિચ્છવિનો રાજવંશ જૈનધર્મ પાળતો હતો અથવા તો સામાજિક પરિસ્થિતિ એવી હતી કે તે પોતાની કન્યા બીજા જૈન રાજવંશમાં આપી શકતા હતા. આ ખાસ પ્રસંગ પરથી એટલું તો ફલિત થાય છે કે લિચ્છવિઓને જૈનો માટે ખાસ માન હતું, પણ જૈનોની સાહિત્યિક અને ઐતિહાસિક દંતકથાઓ આવા એકજ પ્રસંગથી અટકતી નથી. આગળ આપણે જોઈશું કે રાજા ચેટકની[3] સાત કન્યાઓમાંની સૌથી નાની પુત્રી ચેલ્લણા જે વેદેહિ પણ કહેવાતી તે મગધના મહાન શૈસુનાગ બિંબિસારને પરણી હતી અને તેઓ બંને જૈન હતા.[4]

ચેલ્લણા ઉપરાંત ચેટકને બીજી છ કન્યાઓ હતી, જેમાંની એક સાધ્વી બની હતી અને બીજી પાંચ પૂર્વ ભારતના એક યા બીજા રાજવંશમાં પરણી હતી. આ બીના કેટલે અંશે ઐતિહાસિક ગણી શકાય તે અમે કહી શકતા નથી. પરંતુ આધુનિક સંશોધનના પરિણામે લિચ્છવિઓ સાથે સંબંધ ધરાવતા બધા રાજવંશો સંપૂર્ણપણે જાણી શકાય તેમ છે. આ લિચ્છવિ રાજકન્યાઓનાં નામ નીચે પ્રમાણે છે: પ્રભાવતી, પદ્માવતી, મૃગાવતી, શિવા, જયેષ્ઠા, સુજયેષ્ઠા અને ચેલ્લણા.[5]

1. Raychaudhuri, *op. cit.*, p. 76.

2. "In the time of Buddha, and for many centuries afterwards, the people of Vaiśālī were called Licchavis; and in the *Trikaṇḍaśesha* the names of Licchavi, Videhi, and Tirabhukti have been given as as synonymous."—Cunningham, *op. cit.*, p. 509.

3. वेसालिओ चेडओ . . . सत्त धूयाओ . . .—*Avaśyaka-Sūtra*, p. 676.

4. "Bimbisāra had a son known as Vedehi—Putto Ajātśattū in the canonical Pāli texts, and as Kūṇika by the Jainas. The later Buddhist tradition makes him a son of the Kosala Devi; the Jaina tradition, confirmed by the standing epithet of Vedehi-Putto, son of the princess of Videha, in the older Buddhist books makes him a son of Cellaṇā,"—Rhys Davids, *C.H.I.*, i., p. 183.

देव्या चेल्लणया सार्धमपराह्णेऽन्यदा नृपः ।
वीरं समवसरणस्थितं वन्दितुमभ्यगात् ॥
वन्दित्वा श्रीमदर्हन्तं वलितौ तौ च दंपती ।

—Hemacandra, *op.*, *cit.*, vv. 11-12, p. 86.

5. *Avaśyaka-Sūtra*, p. 676; Hemacandra, *op.*, *cit.*, v. 187, p. 77.

આમાંની સૌથી મોટી રાજકુમારી પ્રભાવતી વીતભય નગરના રાજા ઉદાયનને પરણી હતી, જેનો ઉલ્લેખ જૈનસાહિત્યમાં સિંધુસૌવીર દેશના નગર તરીકે કરાયેલો છે.[1] દેશના ક્યા ભાગ માટે આ સાહિત્યિક પ્રદેશનો ઉલ્લેખ છે તે સ્પષ્ટ કરી શકાય તેમ નથી, કારણ કે જુદા જુદા પ્રમાણોના આધારે ભારતના ઉત્તર પશ્ચિમ અથવા તો પશ્ચિમના પ્રદેશમાં તે ભાગ ગણવામાં આવ્યો છે. કનિંગહામ તેને "ખંભાતના અખાતના મથાળે આવેલા ઈડર અથવા બદરી પ્રાંતની સાથે સરખાવે છે."[2] ડૉ૦ રાઈસ ડેવીડસ કનિંગહામને થોડો ઘણો ટેકો આપે છે અને સૌવીરને પોતાના નકશામાં કાઠિયાવાડની ઉત્તરે અને કચ્છના અખાત તરફ મૂકે છે.[3] અલ્બેરુની તેને મુલતાન અને ઝાલાવાડ કહે છે અને મી૦ ડે આનો સ્વીકાર કરે છે.[4] જ્યારે બીજી તરફ જૈન દંતકથાઓ તે માટે નીચે મુજબ કહે છે: શ્રી. અભયદેવસૂરિ ભગવતીસૂત્રની પોતાની ટીકામાં નીચેના શબ્દો વાપરે છે:

सिंधुनद्या आसन्नाः सौवीराः–जनपदविशेषाः सिंधुसौवीरास्तेषु...विगता ईतयो भयानि च यतस्त-द्वीतिभयं विदर्भेति केचित्.[5]

ઉત્તરાધ્યયનસૂત્રમાંથી મી૦ મેયરે ભાષાંતર કરેલી ઉદાયનની કથામાં વીતભય માટે નીચે પ્રમાણે છે: "સિંધુ અને સોવીરના પ્રદેશોમાંના વીતભય નગરમાં ઉદાયન નામનો રાજા હતો..."[6]

"શત્રુંજય માહાત્મ્ય તેને સિંધુ કે સિંધમાં મૂકે છે."[7]

આ બધાં અનુમાનોથી એમ જણાય છે કે તે પ્રદેશ માળવાની ઉત્તર પશ્ચિમ તરફ આવેલ રાજપૂતાના અને સિંધુનદીના પૂર્વ કિનારે આવેલ સિંધના વિભાગને ઘણું ખરું મળતો આવે છે. આ એ વાતથી સાબીત થાય છે કે અવન્તીના રાજા સામે જાહેર કરેલ લડાઈમાં ઉદાયન મારવાડ અને રાજપૂતાનાના રણોમાં થઈને ગયો હતો જ્યાં તેનું લશ્કર તરસથી મરવા લાગ્યું હતું.[8]

1. सिंधुसोवीरेसु . . . वीतिभए नगरे . . . उदायणे नामं राया . . . तस्स . . . पभावती नामं देवी. —*Bhagavatī*, *sūt*. 491, p. 618. *Cf.* also *Āvaśyaka-Sūtra*, p. 676; Hemacandra, *op., cit.*, v. 190, p. 77; सिन्धुसौवीरदेशेऽस्ति पुरं वीतभयाह्वयम् ।—*Ibid.*, v. 327, p. 147; Meyer (J. J.), *op., cit.*, p. 97.

2. Cunningham, *op., cit.*, p. 569.

3. Rhys Davids, *Buddhist India*, map facing p. 320.

4. Sachau, *Alberuni's India*, i., p. 302. *Cf.* Dey, *op. cit.*, p. 183.

5. *Bhagavatī*, *sūt*. 492, pp. 320-321.

6. Meyer (J. J.), *op. cit.*, p. 97. For the story in the *Uttarādhyayana* see Laxmi-Vallabha's commentary (Dhanapatasimha's edition), pp. 552-561.

7. *Cf.* Dey. *op cit.*, p. 183.

8 उत्तरतां च मरूं स्कन्धावारस्तृषा मर्तुमारब्धः *Āvaśyaka-Sūtra*, p. 299. *Cf.* Meyer (J. J.), *op. cit.*, p. 109. It may be mentioned here that, according to the Buddhist traditions, Roruka was the capital of Sauvīra. Cf. *C.H.I.*, i., p. 173; Dey, *op. cit.*, p. 170. According to Cunningham, Roruka was "probably Alor, the old city of Sind."—Cunningham, *op. cit.*, p. 700.

ગુરુ હેમચંદ્રાચાર્ય તથા તેમના શિષ્ય રાજા કુમારપાલ

આ બધાં અનુમાનો ઉપરાંત વરાહમિહિરના ભારતવર્ષના વિભાગ પરથી સિંધુસૌવીર દેશ વિષે આપણને એક વસ્તુ મળે છે કે જે નવ વિભાગોમાં દેશ વહેંચાયેલો હતો તેમાંનો તે એક હતો.[1] આમાંથી પ્રાપ્ત થતી ઐતિહાસિક અને ભૌગોલિક વિશેષતા કેટલેક અંશે જૈન આધારને પ્રામાણિક ઠરાવે છે–તે એમ કહે છે કે વીતભય સહિત ઉદાયન બીજાં ૩૬૩ ગામનો શાસક હતો.[2] વિશેષ ઈ. સ. બારમી શતાબ્દિમાં થયેલ રાજા કુમારપાળના ચરિત્ર ઉપરથી આપણે જાણીએ છીએ કે તેમની કારકિર્દીમાં તે એક જૈન પ્રતિમા[3] પાટણ[4] લાવ્યા હતા જે હેમચંદ્રાચાર્યના કથન પ્રમાણે ઉદાયનના સમયથી વીતભયના ભોંયરામાં પડેલી હતી.[5]

આટલું સિંધુસૌવીર દેશ અને તેના શહેર વીતભય વિષે. તેના શાસક ઉદાયન વિષે ઐતિહાસિક અનુમાનો નીકળે એવું બહુજ થોડું છે. ડૉ૦ રાયચૌધરીના શબ્દોમાં કહીએ તો "લૌકિક દંતકથાઓના કોકડામાંથી ઐતિહાસિક તત્ત્વ તારવવું મુશ્કેલ છે;"[6] પણ એ સ્વીકારવું જોઇએ કે બહુજ થોડી હકીકતો એવી છે કે જે જૈન સાહિત્યમાંથી

1. Varāhamihira calls each of the *Nava-Khandas* a *Varga*. He says: "By them (the *Vargas*) *Bhāratavarsha*—i.e. half of the world—is divided into nine parts: the central one, the eastern one, etc."—Sachau, *op. cit.*, p, 297. Cf. *ibid.*, pp. 298–302; Cunningham, *op. cit.*, p. 6. "According to this arrangement . . . Sindhu-Sauvira was the chief district of the west . . . ; but there is a discrepancy between this epitome of Varāha and his details, as Sindhu-Sauvira is there assigned to the south-west along with Ānarta."—*Ibid*, p. 7.

2. वीतभयादिनगरत्रिषष्टित्रिशतीप्रभुः—Hemacandra, *op. cit.*, v. 328, p. 147. "This King Udāyana lived exercising the sovereignty over sixteen countries, beginning with Sindhu-Sauvira, three hundred and sixty-three cities, beginning with Vītabhaya. . . ."—Meyer (J. J.), *op. cit.*, p. 97.

3. "Aṇahila-Pattana, Virāwal-Pattana or Paṭṭaṇa, called also Northern Baroda in Gujarat, founded in Saṁvat 802 or A. D. 746, after the destruction of Valabhi by Banarāja or Vaṁśarāja. The town was called Aṇahilapattana, after the name of a cowherd who pointed out the site. . . . Hemacandra, the celebrated Jaina grammarian and lexicographer, flourished in the court of Kumārapāla, the king of Aṇahilapattana (A. D. 1142-1173), and was his spiritual guide. He died at the age of eighty-four in A. D. 1172, in which year Kumārapāla became a convert to Jainism . . . but according to other authorities, the conversion took place in A.D. 1159. After the overthrow of Vallabhi in the eighth century Aṇahilapattana became the chief city of Gujarat, or Western India, till the fifteenth century. . . ."—Dey, *op. cit.*, p. 6.

4. Jayasiṁhasūri, *Kumārapāla-Bhūpāla-Caritra-Mahākāvya*, *Sarga* IX, vv. 261, 265, 266.

5. उद्रायने शिवगते . . . । तदेव प्रतिमा . . . । भविष्यति . . . भूगता ॥ राज्ञः कुमारपालस्य . . . पुण्येन . . . । खन्यमानस्थले मंक्षु प्रतिमाविर्भविष्यति ॥—Hemacandra, *op. cit.*, vv. 20, 22, 83, pp. 153, 160.

6. Raychaudhuri, *op. cit.*, p. 123. This war between the two, according to the legend, had taken place because Pradyota had run away with a servant girl and an image of Jina which belonged to Udāyana. "Thereupon he sent a messenger to Pajjoya: 'I care nothing for the servant girl. Send me the image.' He did not give it. . . Udāyana hurriedly took the field together with the ten kings (his vassals). . . When Pajjoya descended he was bound (captured by Udāyana)."—Meyer (J. J.), *op. cit.*, pp. 109–110. Cf. *Āvaśyaka-Sūtra*, p. 299.

મળી આવે છે અને ઇતિહાસવેત્તાઓને કેટલેક અંશે ધ્યાનમાં લેવા જેવી છે. જૈન સાહિત્ય અનુસાર સૌવીર દેશના ઉદાયને તેના આશ્રિત અવન્તીના ચંદપ્રદ્યોત રાજાને લડાઈમાં હરાવ્યો હતો[1] જે ઐતિહાસિક પુરુષ છે અને જેના વિષે આપણે ચેટકની ચોથી પુત્રી શિવાના પતિ તરીકે વિસ્તારથી જોઇશું. વિશેષમાં આપણે એટલું જાણીએ છીએ કે ઉદાયન પછી તેનો ભત્રિજો કેસિ રાજા થયો, જેના રાજ્યમાં વીતભયનો સર્વથા નાશ થયો.[2] એ કહેવું મુશ્કેલ છે કે આ બધું કલ્પિત છે કે તેનાં સાધન નથી મળતાં તેનું આ કારણ છે. જો કે સપ્રમાણ આપણે એટલું જાણી શકીએ છીએ કે તે એક વખત ભારતના નવ વિભાગોમાંનો એક હતો.

ઉદાયન અને તેની રાણી પ્રભાવતીના જૈનધર્મ પ્રતિ વલણ માટે આપણી સમક્ષ વિશ્વસ્ત જૈન શાસ્ત્રીય સાહિત્યમાં પ્રત્યક્ષ અને પરોક્ષ અનેક પૂરાવા છે. એક જગ્યાએ રાજકન્યા પ્રભાવતી જૈન પ્રતિમાનું પૂજન કર્યા પછી કહે છે કે "રાગદ્વેષ રહિત, સર્વ આઠે સિદ્ધિયુક્ત દેવાધિદેવ, અર્હત્ ભગવાન્, મને આપના જેવી દિવ્ય દૃષ્ટિ આપો."[3] આ બતાવે છે કે સૌવીરની રાણી જૈનધર્મપ્રતિ કેવી માનભરી દૃષ્ટિથી જોતી હતી.[4] વળી ઉત્તરાધ્યયન અને બીજાં સૂત્રોપરથી આપણે જાણીએ છીએ કે રાજા પણ મૂળ 'તાપસભક્ત,[5] હોવા છતાં જૈનધર્મને ઓછો માનનાર ન હતો;[6] એટલું જ નહિ પણ તે સંસારત્યાગ કરવાની હદ સુધી પહોંચ્યો હતો,[7] અને જ્યારે તેના પુત્ર અભીનો રાજ્યાભિષેક કરવાનો સવાલ આવ્યો ત્યારે તેણે વિચાર્યું કે "જો હું કુમાર અભીને રાજ્યાસન આપીને સંસારત્યાગ કરું તો અભી રાજસત્તા અને રાજમોહથી કામભોગમાં લુબ્ધ થશે અને અનાદિઅનંત એવા સંસારચક્રમાં પરિભ્રમણ કરશે તેથી મારી બેનના પુત્ર કેસિને રાજ્યાસન આપીને પછી હું સંસારત્યાગ કરું તે વધુ ઇષ્ટ છે."[8]

1. उदायनो राजा . । . गत उज्जयिनीं . . . प्रद्योतो . . . बद्धो—*Āvaśyaka-sūtra*, pp. 298–299. *Cf.* Hemacandra, *op. cit.*, v. 578, p. 156.

2. तए णं से केसीकुमारे राया जाए . . .—*Bhagavatī-Sūtra*, *sūt.* 491, p. 619. "When he (Udāyana) died, a deity let a shower of dust fall. . . . Even to this day it lies buried."—Meyer (J. J.), *op. cit.*, pp. 115–116.

3. *Ibid.*, p. 105.

4. प्रभावत्या . . . अन्तःपुरे चैत्यगृहं कारितं. . . . भक्तप्रत्याख्यानेन मृता देवलोकं गता.—*Avaśyaka-Sūtra*, p. 298. *Cf.* Meyer (J. J.), *op.* and *loc. cit.*; Hemacandra, *op. cit.*, v. 404, p. 150.

5. Meyer (J. J.), *op. cit.*, p. 103. स च तापसभक्तः—*Āvaśyaka-Sūtra*, p. 298; Hemacandra, *op. cit.*, v. 388, p. 149.

6. "Udāyana, the bull of kings of Sauvīra, renounced the world and turned monk; he entered the order and reached perfection."—Jacobi, *S.B.E.*, xlv., p. 87. In a note to this Jacobi writes: "He was contemporary with Mahāvīra."—*Ibid.*

7. तए णं से उदायणे राया . . . समणस्स भगवओ जाव पव्वइए.—*Bhagavatī*, *sūt.* 492, p. 620; Meyer (J. J.), *op. cit.*, p. 114.

8. *Ibid.*, pp. 113-114. एवं खलु अभीयीकुमारे . . . कामभोगेसु मुच्छिए . . . भाइणेज्जं केसिं कुमारं रज्जे ठावेत्ता . . .—*Bhagavatī*, *sūt.* 491, p. 619.

ઉપરોક્ત દૃષ્ટાંતથી ઉદાયનના અંતઃકરણનો પલટો જોઈ શકાય છે; આથી તેનો સંસારત્યાગ જૈનો માટે લોકોક્તિરૂપ થયો છે. અંતગડદસાઓસૂત્રમાં ઉદાયન વિષે નીચેનો ઉલ્લેખ છે: "પછી રાજા અલખે ઉદાયનની જેમ સંસારનો ત્યાગ કર્યો, અપવાદ એટલો હતો કે તેણે પોતાના મોટા પુત્રને રાજ્યકારભાર સોંપ્યો હતો."[1] અહીં એમ કહી શકાય કે આ વિષેની નોંધમાં ડૉ૦ બારનેટ ભૂલથી આ ઉલ્લેખ "વૈશાલીના રાજા ચેડગની પુત્રી મૃગાવતીથી ઉત્પન્ન થયેલ શતાનીકના પુત્ર કોસાંબીના રાજા" ઉદાયનને ઉદ્દેશી કરેલો જણાવે છે.[2]

આ ઉપરાંત યુદ્ધકેદી અવન્તીપ્રદ્યોત પ્રતિ ઉદાયને બતાવેલું વર્તન સાબીત કરે છે કે "પર્યુષણાપર્વમાં ગમે તેવા વૈરભાવને તજી ક્ષમા આપવાની આજ્ઞા તેણે ચુસ્તભાવે પાળી હતી."[3] એમ બન્યું કે પર્યુષણાપર્વમાં એક દિવસ ઉદાયનને ઉપવાસ હતો, પરંતુ ચંદપ્રદ્યોતને તેની ઇચ્છાનુસાર ભોજન આપવા આજ્ઞા કરી હતી; પણ ચંદપ્રદ્યોતે વિષની બીકથી પોતાને માટે તૈયાર કરેલું ભોજન લેવાની અનિચ્છાથી એમ કહ્યું કે પોતે પણ ઉદાયનની માફક જૈન હોવાથી ઉપવાસ કર્યો છે! જ્યારે ઉદાયનને આ વાત જણાવવામાં આવી ત્યારે તેણે કહ્યું કે "હું જાણું છું કે તે લુચ્ચો છે, પણ જ્યાંસુધી તે કેદી છે ત્યાંસુધી મારાં પર્યુષણા પવિત્ર અને મંગલકારી ગણાય નહિ."[4]

પદ્માવતી સંબંધમાં એમ જાણવાનું મળે છે કે જૈનધર્મના એક વખતના કેંદ્રસ્થાન[5] તરીકે પ્રસિદ્ધ ચંપાનગરીના રાજા દધિવાહનને તે પરણી હતી.[6] આવશ્યકસૂત્રની ટીકામાં હરિભદ્રસૂરિ સ્પષ્ટ જણાવે છે કે રાજા અને રાણી બંને જૈનધર્મના મહાન ઉપાસક હતાં. જૈનસાહિત્યમાં ચંપાના ઐતિહાસિક મહત્ત્વનો વિચાર કરતાં એમ માનવું અનુચિત નથી કે દધિવાહનનું કુટુંબ જૈન સિદ્ધાંતોમાં અત્યંત રસ લેતું હતું.[7]

1. Barnett, *op. cit.*, p. 96.

2. *Ibid.*, p. 96, n. 2.

3. Bhandarkar, *Report for 1883-1884*, p. 142; *Pajjusaṇa* or *Paryushaṇa*, the sacred festival at the close of the Jaina year. *Cf.* Stevenson (Mrs.), *op. cit.*, p. 76; पज्जोसवियाणं . . . खमियव्वं खमावियव्वं . . . *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā, sūt.* 59, pp. 191-192.

4. *Cf.* Bhandarkar, *op.* and *loc. cit.*; Meyer (J. J.), *op. cit.*, pp. 110–111; *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā, sūt.* 59, p 192. अथ पर्युषणा, राजोपोषितः, स भणति-अहमप्युपोषितः, ममापि मातापितरौ संयतौ, etc.—*Āvaśyaka-Sūtra*, p. 300.

5. दत्ता पद्मावती चम्पायां दधिवाहनाय—*Ibid*, pp. 676, 677. *Cf.* Meyer (J. J.), *op. cit.*, p. 122.

6. *Cf.* Dey, *op. cit.*, p. 44; Dey, *J.A S.B.* (New Series), x., 1914, p. 334.

7. Haribhadra tells us that, leaving the kingdom to their son Karakaṇḍū, both the king and the queen joined the order; पद्मावती देवी . . . दन्तपुरे आर्याणां मूले प्रव्रजिता, . . . द्वे अपि राज्ये दधिवाहनस्तस्मै दत्त्वा प्रव्रजितः करकण्डुर्महाशासनो जातः . . .—*Āvaśyaka-Sūtra*, pp. 716, 717, 718. It is further said that Karakaṇḍū also, like his father, finally joined the order. Cf. *ibid.*, p. 719. For further reference about Karakaṇḍū and his parents see Meyer. (J. J.), *op. cit.*, pp. 122–136; Śāntyācārya, *Uttarādhyayana-Śishyahitā*, pp. 300-303; Laxmi-Vallabha, *Uttarādhyayana-Dīpikā*, pp. 254–259.

"જૈન દંતકથા તેને ઈ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિની શરૂઆતમાં મૂકે છે. તેની પુત્રી ચંદના અથવા ચંદનબાળાએ મહાવીરના કેવલજ્ઞાન પછી તરતજ સ્ત્રી તરીકે સૌથી પહેલાં જૈન દીક્ષા અંગીકાર કરી હતી."[1] મહાવીરની આ પ્રથમ શિષ્યા વિષે જૈન કથાનક અને બીજા સાહિત્યમાં ઘણું વિવેચન મળે છે. મહાવીરના સમયમાં તે તેમની સ્ત્રીશિષ્યાઓમાં મુખ્ય હતી.[2] તેના જીવન સાથે જોડાયેલ રાજકીય સંબંધ એ છે કે "જ્યારે કૌશામ્બિના રાજા શતાનીકે દધિવાહનની રાજધાની ચંપા પર હલ્લો કર્યો ત્યારે ચંદના એક લૂટારાના હાથમાં આવી પડી હતી, પણ તેણે સંઘના નિયમોનું સૂક્ષ્મ પાલન કર્યું હતું."[3] રાયચૌધરીનું આ અનુમાન જૈન કથાનક પર અવલંબિત છે. ટૂંકમાં ચંદનાની કથા નીચે પ્રમાણે છેઃ રાજા શતાનીક અને તેના પિતા વચ્ચેના યુદ્ધમાં તે દુશ્મનના લશ્કરના કોઈ માણસના હાથમાં પકડાઈ હતી અને કૌશામ્બિના ધનાવહ નામના શ્રેષ્ઠિને ત્યાં વેચાઈ હતી. તે તેને ચંદના નામથી બોલાવતો, જ્યારે તેનું મૂળનામ વસુમતી હતું. થોડા સમયમાં ધનાવહની પત્ની મૂળાને તેની ઈર્ષ્યા થઈ અને તેના વાળ ઉતરાવી ભોંયરામાં તેને પૂરી. આ સ્થિતિમાં એક વખત તેણે મહાવીરને પોતાના ભોજનમાંથી એક ભાગ વહોરાવ્યો અને અંતે સાધ્વીસંઘમાં તે જોડાઈ.[4]

ચેટકની ત્રીજી પુત્રી મૃગાવતીનો વિચાર કરતાં પહેલાં જૈન ઐતિહાસિક દૃષ્ટિએ ચંપાવિષે થોડા શબ્દો અસ્થાને નહિ ગણાય. હાલમાં તે ભાગલપુરના પાડોશમાં થોડે દૂર આવેલું છે અને આપણને તે ચંપાપુરી, ચંપાનગર, માલિની અને ચંપામાલિની આદિનામે પરિચિત છે.[5] જૈન ઇતિહાસમાં તેની ઉપયોગિતા સ્વયંસિદ્ધ છે કારણ કે આપણે જાણીએ છીએ કે મહાવીરે અંગની રાજધાની ચંપા અને તેના પરા પૃષ્ઠચંપામાં ત્રણ ચોમાસાં ગાળ્યાં હતાં. પછી બારમા તીર્થંકર વાસુપૂજ્યની જન્મ અને નિર્વાણ ભૂમિતરીકે તે આપણને જાણીતી છે. વળી ચંદના અને તેના પિતાના મુખ્ય મથક અને જૈનધર્મના મુખ્ય કેંદ્ર તરીકે તે જૈનોને પરિચિત છે. ત્યાં દિગંબર તેમજ શ્વેતાંબર એ બંને ફિરકાના વાસુપૂજ્ય તેમજ બીજા તીર્થંકરોની મુખ્ય મૂર્તિસહિત

1. Raychaudhuri, *op. cit.*, p. 69. *Cf.* Dey, *op. cit.*, p. 321.

2. समणस्स भगवओ महावीरस्स अज्जचंदणापामुक्खाओ छत्तीसं अज्जियासाहस्सीओ . . . हुत्था —*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā, sūt.* 133, p. 123. *Cf.* Dey, *op.* and *loc. cit.*

3. Raychaudhuri, *op.* and loc. *cit.*, Cf. *ibid.*, p. 84. "Campā was occupied and destroyed by Śatānika II., the king of Kauśāmbi, a few years before Bimbisāra's annexation."—Pradhan, *op. cit.*, p. 214.

4. Cf. *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā, sūt.* 118, pp. 106–107. Cf. *Āvaśyaka-Sūtra*, pp. 223-225; Hemacandra, *op. cit.*, pp. 59–62. For further references about Candanā see Barnett, *op. cit.*, pp. 98-100, 102, 106.

5. *Cf.* Dey, *The Geographical Dictionary of Ancient and Mediaeval India*, p. 44; Cunningham, *op. cit.*, pp. 546–547, 722–723. Now represented by the village of Champāpur on the Ganges, near Bhagalpur; anciently it was the capital of the country of Aṅga, corresponding to the modern district of Bhagalpur.

જૂનાં તેમજ નવાં જૈન મંદિરો જોવામાં આવે છે.[1] ઉવાસગદસાઓ તથા અંતગડદસાઓ જણાવે છે કે મહાવીરના નિર્વાણ પછી તેમના અગિયાર ગણધરોમાંના એક સુધર્માના સમયમાં ચંપામાં પુણ્ણભદ્દનામે એક ચૈત્ય હતું.[2] "જૈન સંપ્રદાયના આચાર્ય સુધર્મા, કૂણિક અથવા અજાતશત્રુના સમયમાં ચંપા આવ્યા હતા ત્યારે શહેર બહાર તેમના નિવાસસ્થાને તે ગણધરના દર્શનાર્થે ઉઘાડા પગે આવ્યો હતો. સુધર્માના અનુગામી જંબૂ અને તેના અનુગામી પ્રભવ અને તેના અનુગામી સયંભવ આ નગરમાં રહ્યા હતા જ્યાં સયંભવે પવિત્ર જૈન સિદ્ધાંતોના સારરુપ દશઅધ્યયનગર્ભિત દશવૈકાલિકસૂત્ર બનાવ્યું હતું."[3]

"બિંબિસારના મરણ પછી કૂણિક યા અજાતશત્રુએ ચંપાને પોતાની રાજધાની બનાવી. પણ તેના મૃત્યુપછી તેના પુત્ર ઉદાયિને પોતાની રાજધાની પાટલીપુત્રમાં બદલી.[4] ચંપક-શ્રેષ્ઠિ-કથા નામના જૈનગ્રંથ પરથી જણાય છે કે તે નગર ઘણુંજ સમૃદ્ધ હતું. શરુઆતમાં ત્યાંની જ્ઞાતિઓ અને ધંધાઓનાં નામો આવે છે. ત્યાં સુગંધી દ્રવ્યો વેચનાર, તેજાના વેચનાર, સાકરના વેપારી, ઝવેરીયો, ચામડાં કેળવનારા, હાર બનાવનારા, સુતારો, સોનીઓ, વણકરો અને ધોબીઓ હતા."[5]

ચેટકની ત્રીજી પુત્રી મૃગાવતીનો વિચાર કરતાં આપણને જણાય છે કે તે કૌશામ્બિના[6] રાજા શતાનીકને[7] પરણી હતી અને વિદેહની રાજકુમારીના નામથી પ્રસિદ્ધ હતી.[8] "વિનયવિજયગણિ કલ્પસૂત્રની સુબોધિકા ટીકામાં કહે છે કે જ્યારે મહાવીર કૌશામ્બિ આવ્યા ત્યારે તે દેશમાં શતાનીક રાજા હતા અને રાણી મૃગાવતી હતી."[9]

1. Dey, *op. cit.*, pp. 44-45. "From the inscriptions on some Jaina images exhumed from the neighbourhood of an old Jaina temple at Ajmer it appears that these images, which were of Bāsupūjya, Mallinātha, Pārśvanātha and Vardhamāna, were dedicated in the thirteenth century A.D.—*i.e.* ranging from Saṁvat 1239-1247."—*Ibid.*, p. 45. Cf. *J.A.S.B.*, vii., p. 52.

2. Hoernle, *op. cit.*, ii, p. 2, notes. "Verily, Jambū, in those days . . . there was a city named Campā . . . a sanctuary Puṇṇabhadde. . . ."—Barnett, *op. cit.*, pp. 97-98, 100. *Cf.* Dey, *op.* and *loc. cit.*

3. *Ibid.* अन्यदा श्रीगणधरः सुधर्मा . . . । जगाम चम्पां . . . ॥ तदा . . . कूणिकः . . . । त्यक्तपादुको . . . । सुधर्मस्वामिनं दृष्ट्वा दूरादपि नमोऽकरोत्॥—Hemacandra, *Pariśishṭaparvan*, Canto IV, vv. 1, 9, 33, 35.

4. *Ibid.*, Canto VI, vv. 21 ff.

5. Dey, *op.* and *loc. cit.*

6. Śatānīka himself was styled also Parantapa. *Cf.* Rhys Davids, *op. cit.*, p. 3.

7. "Kauśāmbi, Kauśāmbi-nagar or Kośam, an old village on the left bank of the Jamuna, about 30 miles to the west of Allahabad."—Dey, *op. cit.*, p. 96.

8. "Śatānika . . . married a princess of Videha, as his son is called Vaidehiputra."—Raychaudhuri, *op. cit.*, p. 84. *Cf.* Law (B.C.), *op. cit.*, p. 136.

9. Pradhan, *op. cit.*, p. 257. ततः क्रमेण कौशाम्ब्यां गतस्तत्र शतानीको राजा मृगावती देवी. —*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā* sūt. 118, p. 106.

રાજા અને રાણી બન્ને મહાવીરના ભક્ત હતાં તેમ જૈન સાહિત્ય પરથી સિદ્ધ થાય છે. જે કુટુંબના વાતાવરણમાં તે ઉછરી હતી તે જોતાં સ્વાભાવિક રીતે મૃગાવતી પાસે તેજ આશા રાખી શકાય.[1] એટલું જ નહિ પણ જૈન દંતકથા સ્પષ્ટ કરે છે કે રાજાનો અમાત્ય અને તેની પત્ની પણ જૈનધર્મી હતાં.[2]

દધિવાહન અને શતાનીક વચ્ચે થયેલ લડાઈ વિષે કહ્યું; ઐતિહાસિક મહત્ત્વની બીજી વાત જૈન સાહિત્યમાંથી એ મળે છે કે "તેનો પુત્ર અને અનુગામી બિંબિસારનો સમકાલીન પ્રસિદ્ધ ઉદાયન હતો."[3] ડૉ૰ પ્રધાન કહે છે કે "ઉદાયનના પિતામહનું સહસ્રાણીક એવું નામ ભાસ આપે છે અને વસુદામન એવું નામ પુરાણો આપે છે. સહસ્રાણીક બિંબિસારના સમસમયી હતા અને મહાવીરનો ધર્મોપદેશ તેમણે મેળવ્યો હતો. જૈનો તેને સસાનીક કહે છે જે 'સહસાનીક'નું ટૂંકું રૂપ છે, જે સંસ્કૃત 'સહસ્રાણીક'નું પ્રાકૃત રૂપ છે. સસાનીક એ પ્રાયઃ પુરાણના વસુદામન છે અને તેને શતાનીક બીજા નામનો પુત્ર હતો. ઉદાયન શતાનીક બીજાનો પુત્ર હતો."[4]

વિદ્વાન ડૉકટરને આના ટેકામાં જૈનોના પાંચમા અંગ ભગવતીસૂત્રનો પૂરો આધાર મળે છે.[5] આપણે જાણીએ છીએ કે શતાનીકની બેન જયન્તી પણ મહાવીરની દૃઢ અનુયાયિની હતી.[6] ઉદાયન, તેના શ્વસુર ચંદપ્રદ્યોત તથા તેના અનુગામીઓ વિષે જરા વિસ્તારથી પછી વર્ણન કરીશું, પરંતુ અહીં માત્ર એટલું કહી શકાય કે જૈનો તે જૈન હોવાનો દાવો કરે છે એટલુંજ નહિ પણ માને છે કે "તે એક મહાન રાજા હતો, જેણે કેટલીક મહાન જીતો મેળવી હતી અને અવન્તી, અંગ તથા મગધના રાજકુટુંબો સાથે વૈવાહિક સંબંધ બાંધ્યો હતો."[7]

1. Mahāvira had been to Kauśāmbi during the years of his wanderings before he was endowed with *Kevala-Jñāna.* It so happened that during his stay there Lord Mahāvira, owing to some vow that he had taken, did not accept any food for some days, and hence मृगावत्यपि . . . महता दुःखेनाभिभूता . . . तेन ( राज्ञा ) आश्वासिता – तथा करिष्यामि यथा कल्ये लभते . . .—*Āvaśyaka-Sūtra*, p. 223. *Cf.* Stevenson (Mrs.), *op. cit.*, p. 40.

2. सुगुप्तोऽमात्यो, नन्दा तस्य भार्या, सा च श्रमणोपासिका, सा च श्राद्धीति मृगावत्या वयस्या, . . . अमात्योऽपि सपत्निक आगतः स्वामिनं वन्दते, . . .—*Āvaśyaka-Sūtra,* pp. 222, 225. Cf. *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, *sūt.* 118, p 106.

3. Raychaudhuri, *op.* and *loc. cit* *Cf.* Barnett, *op. cit.*, p. 96, n. 2.

4. Pradhan, *op.* and *loc. cit.* "The *Kathā-Sarit-Sāgara* says that Śatānika's son Sahasrānika was the father of Udāyana. Thus the *Kathā-Sarit-Sāgara* reverses the order certainly wrongly."—*Ibid.* *Cf.* Tawney (ed. Penzer), *Kathā-Sarit-Sāgara,* i., pp. 95-96; Raychaudhuri, *op.* and *loc. cit.*

5. सहस्साणीयस्स रण्णो पोत्ते सयाणीयस्स रण्णो पुत्ते चेडगस्स रण्णो नत्तुए मिगावतीए देवीए अत्तए जयंतीए समणोवासियाए भत्तिज्जए उदायणे नामं राया होत्था, etc.—*Bhagavatī*, *sūt.* 441, p. 556.

6. तए णं सा जयंती समणोवासिया . . . पव्वइया जाव सव्वदुक्खप्पहीणा। . . .—*Ibid.*, *sūt.* 443, p. 558.

7. Pradhan, *op. cit.*, p. 123,

ચેટકની ચોથી પુત્રી શિવાનો વિચાર કરતાં આપણને જણાય છે કે તે અવન્તી યા પ્રાચીન માળવાની રાજધાની ઉજ્જૈનના[1] ચંદપ્રદ્યોતને પરણી હતી.[2] તે ચંદપ્રદ્યોત મહાસેન-ભયંકર પ્રદ્યોત, મહાન લશ્કરનો અધિપતિ[3] અને વંસ અથવા વત્સ દેશની રાજધાની કૌશામ્બિના રાજા ઉદાયનના શ્વસુર તરીકે જાણીતો છે.[4] ડૉ૦ રાઈસ ડેવીડસ કહે છે કે "બુદ્ધના સમયમાં અવન્તીનો રાજા ભયંકર પ્રદ્યોત હતો કે જે ઉજ્જૈનમાં રાજ્ય કરતો હતો. તેને લગતી દંતકથા બતાવે છે કે તે અને તેનો પડોશી કોશામ્બિનો રાજા ઉદેન સમકાલીન હતા, તે ઉપરાંત વૈવાહિક સંબંધથી જોડાયેલા હતા અને લડાઈમાં પણ બંનેએ ભાગ લીધો હતો."[5] આ દંતકથા જૈન સાહિત્યને સંપૂર્ણ મળતી આવે છે.

ઉપરોક્ત પ્રમાણોથી જાણી શકીએ છીએ કે વત્સનો રાજા ઉદાયન અવન્તીના પ્રદ્યોતની કન્યા વાસવદત્તાને[6] પરણ્યો હતો.[7] આ૦ હેમચંદ્ર આપણને ટૂંકમાં કહે છે કે 'ચંદપ્રદ્યોતે શતાનીક પાસે મૃગાવતીની માગણી કરી હતી અને તેની ના પાડવાથી તેના ઉપર ચઢાઈ કરી હતી. તે દરમિયાન એમ બન્યું કે શતાનીક મરણ પામ્યો અને જ્યારે મહાવીર કૌશામ્બિ આવ્યા ત્યારે ચંદપ્રદ્યોતે તેમની પ્રતિભાથી અંજાઈ વૈરવૃત્તિ છોડી અને ઉદાયનને કૌશામ્બિનો રાજા બનાવવાના વચન સાથે મૃગાવતીને સાધ્વી થવા રજા આપી.[8]

"વત્સનો રાજા આ ઉદાયન પ્રેમ અને સાહસયુક્ત સંસ્કૃત કથાઓના મહાન ચક્રાવામાં મધ્યસ્થ વ્યક્તિ છે; અને તેમાં અનુપમ સુંદરી વાસવદત્તાનો પિતા ઉજ્જૈનનો રાજા પ્રદ્યોત પણ ઓછો ભાગ ભજવતો નથી."[9] હમણાંજ ઉપર કહી ગયા તેમ તેણે અવન્તી, અંગ અને મગધના રાજકુટુંબો સાથે વૈવાહિક સંબંધ બાંધ્યો મનાય છે. સંપૂર્ણતઃ વિશ્વસ્ત ન પણ હોય એવા જુદાજુદા પ્રમાણોથી આપણે જાણીએ છીએ કે

1. *Cf. Āvaśyaka-Sūtra,* p. 677.

2. *Cf.* Dey, *op. cit.,* p. 209.

3. *Cf.* Pradhan, *op. cit*, p. 230.

4. *Cf.* Raychaudhuri, *op. cit.,* p. 83. Kośāmbi-Nagar or Kośam . . . was the capital of Vaṁsadeśa or Vatsyadeśa, the kingdom of Udāyana. . . ."—Dey, *op. cit.,* p. 96. Cf. *ibid.,* p. 28.

5. Rhys Davids, *C.H.I.,* i., p. 185.

6. Cf. *Āvaśyaka-Sūtra,* p. 674; Hemacandra, *Trishashti-Śalākā, Parva* X, pp. 142-145.

7. "Avanti roughly corresponds to modern Mālwā, Nimār and the adjoining parts of the central provinces. Prof. Bhandarkar points out that this *Janapada* was divided into two parts: the northern part had its capital at Ujjain, and the southern part, called Avantī Dakshināpatha had its capital at Mahāssati or Māhiśmatī, usually indentified with the modern Māndhāta on the Narmada."—Raychaudhuri, *op. cit.,* p. 92.

8. *Cf.* Hemacandra, *op. cit.,* v. 232, p. 107.

9. Rapson, *C.H.I.,* i., p. 311. *Cf.* Raychaudhuri, *op. cit.,* p. 122; Pargiter, *Ancient Indian Historical Tradition,* p. 285.

અવન્તીના રાજા પ્રદ્યોતની કન્યા વાસુલદત્તા વા વાસવદત્તા તથા મગધના રાજા દર્શકની બેન પદ્માવતી અને અંગના રાજા દઢવર્માની પુત્રી તેની રાણીઓ હતી.[1] આમાં વાસવદત્તા એ ઉદાયનની પટ્ટરાણી હતી. બૌદ્ધ અને જૈન એ બન્ને સાહિત્યમાં "અવન્તીના પ્રદ્યોતની કન્યા વાસુલદત્તા કોશામ્બિના ઉદેનની રાણી અથવા તેની ત્રણ રાણીઓમાંની એક કેવી રીતે બની તેની અદ્ભુત અને લાંબી કથા આપેલી છે."[2] ધર્મ પ્રતિ તેની મનોવૃત્તિ વિષે તો ઉદાયનની સામે તેની માતા, બિંબિસાર, ચેલ્લણા અને અન્ય સંબંધીઓ જે તે સમયે જૈનધર્મના અગ્રણી હતા તેના આદર્શો હતા અને કાંઈ નહિ તો તેના મનમાં આ બધું જૈનધર્મ પ્રતિ સન્માન અને સહાનુભૂતિ ઉત્પન્ન કર્યા સિવાય રહેજ નહિ.[3]

અવન્તીના પ્રદ્યોત અને તેની પત્ની શિવાના જૈનધર્મ પ્રતિ આદર માટે આ૦ હેમચંદ્ર કહે છે કે તેમને જૈનધર્મ માટે ખૂબ માન હતું અને તેની આજ્ઞા પછીજ અંગારવતી આદિ તેની આઠ રાણીઓએ કોશામ્બિની મૃગાવતી સાથે સાધ્વીધર્મ સ્વીકાર્યો હતો.[4] સૌવીરના ઉદાયન સાથેના સંબંધમાં જોઈ ગયા કે પ્રદ્યોતે પોતે જાહેર કર્યું હતું કે પોતે જૈન છે. જો કે બૌદ્ધ અને જૈનો એ બંને અવંતીપતિના જુલ્મ અને ધૂર્તતાથી જાણીતા છે,[5] પરંતુ આ ખાસ પ્રસંગમાં તેને પોતાની જાતને ખોટી રીતે જૈન કહેવાનું કંઈ ખાસ કારણ જણાતું નથી. જો તેણે પોતાને માટે શંકાજ હોત તો આ કરતાં બીજા કોઈ બહાનાથી તે ખાવાની ના પાડી શકત. આ વાત સત્ય હો કે કલ્પિત, છતાં એક વાત ચોક્કસ છે કે આ પ્રસંગનો ઉદ્દેશ આ કે બીજા રાજાના ખરાબ સ્વભાવની છાપ આપવા કરતાં જુદોજ છે. મુખ્ય ઉદ્દેશ એ જણાય છે કે ઉદાયન પ્રદ્યોતનો વૈરી હોવા છતાં પોતાના ધાર્મિક અનુષ્ઠાનના દિવસોમાં જૈન કે અજૈન કોઇને પણ તે કેદી જોવા ઇચ્છતો ન હતો.[6]

1. *Cf.* Raychaudhuri *op.* and *loc. cit.*; Pradhan, *op. cit.*, pp. 212, 246. "Tradition has preserved a long story of adventures of Udena and his three wives."—Rhys Davids, *op. cit.*, p. 187.

2. *Cf.* Rhys Davids, *Buddhist India*, p. 4; *Āvaśyaka-Sūtra*, p. 674; Hemacandra, *op. cit.*, pp. 142–145.

3. सामी समोसढ्ढे . . . । तए णं से उदायणे राया . . . पज्जुवासए। etc.—*Bhagavati, sū.* 442, p. 556.

४. सहाङ्गारवत्याद्या मृगावत्या प्रव्रज्यां स्वामिसन्निधौ ।
अष्टावंगारवत्याद्याः प्रद्योतनृपतेः प्रियाः ॥

—Hemacandra, *op. cit.*, v. 233, p. 107.

5. *Cf.* Rhys Davids, *op.* and *loc. cit.*; . . . सोधुत्तो . . .—*Āvaśyaka-Sūtra*, p. 300; Bhandarkar, *op.* and *loc. cit.*; . . . धूर्तसाधर्मीके . . . .—*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā, sū.* 59, p. 192.

6. Cf. *Āvaśyakā-Sūtra*, p. 300; Meyer (J. J.), *op. cit.*, pp. 110-111; *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā, sū.* 59, p. 192.

આમ ચેટકની સાત કન્યાઓમાંની પ્રભાવતી, પદ્માવતી, મૃગાવતી, શિવા અને ચેલ્લણા એ અનુક્રમે સૌવીર, અંગ, વત્સ (વંસ), અવંતી અને મગધના રાજાઓ સાથે પરણી હતી. આમાંનાં છેલ્લાં ચાર નામો સોળ મહાજનપદની બૌદ્ધ અને જૈન યાદીઓમાં આવે છે;[1] જ્યારે સૌવીર દેશ વિષે કાંઈ વિશેષ કહી શકાય તેમ નથી. ચેટકની બાકી રહેલ બે કન્યાઓમાં જ્યેષ્ઠા મહાવીરના મોટાભાઈ કુંડગ્રામના રાજા નંદિવર્ધનને પરણી હતી,[2] જ્યારે સુજ્યેષ્ઠા મહાવીરની શિષ્યા સાધ્વી થઈ હતી.[3] આ બધી હકીકતો વર્ધમાનનો પ્રભાવ તેમની માતા લિચ્છવિ રાજકન્યા ત્રિશલા દ્વારા કેટલો ફેલાયલો હતો તે ઠીક સ્પષ્ટ કરે છે. આ પરથી એટલું તો જણાય છે કે મહાવીરના પોતાના સમયમાં લિચ્છવિઓ ક્ષત્રિયો કહેવાતા, જે પોતાના ઉચ્ચ કુળનું અભિમાન રાખતા અને પૂર્વ ભારતમાં ઉચ્ચતમ ગણાતા રાજાઓ તેમની સાથે વિવાહ સંબંધ જોડવામાં ગૌરવ માનતા.

ટૂંકમાં મહાવીરના સુધારેલ ધર્મને લિચ્છવિઓ અને તેમને અંગે વૈશાલીના રાજવંશો દ્વારા તેની શરુઆતના વખતમાં ચારે બાજૂથી સારો આશ્રય મળ્યો.[4] તે ઉપરાંત મહાવીરનો ધર્મ તેમનાથી જ તે વખતના મહાન સમૃદ્ધ રાજ્યો સૌવીર, અંગ, વત્સ, અવન્તી, વિદેહ અને મગધમાં ફેલાયો. આજ કારણથી બૌદ્ધગ્રંથો વૈશાલીના રાજા ચેટકનો ઉલ્લેખ જ કરતા નથી, જો કે તે આપણને વેસાલિના વ્યવસ્થિત બંધારણની માહિતી આપે છે.[5] ડૉ૦ યાકોબીના શબ્દોમાં કહીએ તો "બુદ્ધોએ તેનો ઉલ્લેખ એટલા માટે નથી કર્યો કે તેના પ્રભાવનો લાભ પોતાના હરીફને મળ્યો હતો; પરંતુ જૈનોએ પોતાના તીર્થંકરના મામા અને આશ્રયદાતા જેના પ્રભાવથી વૈશાલી જૈનધર્મનો મજબૂત કિલ્લો બન્યો હતો તેનું બહુમાન કર્યું છે, જ્યારે બુદ્ધો તેને પાખંડીઓના એક મઠ તરીકે જણાવે છે."[6]

આ ઉપરાંત લિચ્છવિઓ વિષે જૈનસૂત્રોમાં છૂટાછવાયા ઉલ્લેખો મળી આવે છે જે એમ પૂરવાર કરે છે કે તેઓ જૈનો જ હતા. સૂત્રકૃતાંગ જોતાં આપણને જણાય છે કે તેઓના માટે જૈનો બહુમાન ધરાવતા હતા. તેમાં જણાવ્યું છે કે "બ્રાહ્મણ, ક્ષત્રિય, ઉગ્ર અથવા લિચ્છવિ જાતિની કોઈપણ વ્યક્તિ સંઘમાં દાખલ થઈ ભિક્ષા માંગી જમે છે છતાં તે પોતાના ઉચ્ચ ગોત્રના કારણે ગર્વિત થતી નથી."[7]

1. *Cf.* Raychaudhuri, *op. cit.*, pp. 59–60.
2. Cf. *Āvaśyaka-Sūtra*, p. 677 ; Hemacandra, *op. cit.*, v. 192, p. 77.
3. Cf. *Āvaśyaka-Sūtra*, p. 685 ; Hemacandra, *op. cit.*, v. 266, p. 80.
4. *Cf.* Dey, *Notes on Ancient Aṅga*, p. 322 ; Bühler, *Indian Sect of the Jainas*, p. 27.
5. *Cf.* Jacobi, *S.B.E.*, xxii., Int., p. xii. See Turnour, *J.A.S.B.*, vii., p. 992.
6. Jacobi, *op cit.*, Int., p. xiii.
7. Jacobi, *S.B.E.*, xlv., p. 321.

કલ્પસૂત્રમાં ઉલ્લેખ આવે છે કે “ જે રાત્રે ભ૦ મહાવીર સર્વ કર્મનો ક્ષય કરી નિર્વાણ પામ્યા તે રાત્રે કાસી કોસલના રાજાઓ, નવ મલ્લકિ રાજાઓ અને નવ લિચ્છવિ રાજાઓએ વ્રતના દિવસ તરીકે ઉત્સવ ઉજવ્યો હતો;[1] કારણ કે તેઓએ કહ્યું કે ‘ સર્વજ્ઞરૂપ આધ્યાત્મિક દીપક અસ્ત થતાં પાર્થિવ દીપક કરીએ.’ ”[2]

જૈનસૂત્રોના આ બે ઉલ્લેખ ઉપરાંત ઉવાસગદસાઓમાં જિતશત્રુ રાજાનો ઉલ્લેખ છે, જે હર્નલેના અભિપ્રાય પ્રમાણે જૈન અને લિચ્છવિ રાજા ચેટકનો નિર્ણય કરવામાં બહુ ઉપયોગી છે. જૈનોના સાતમા અંગના દશ અધ્યયનમાંના પ્રથમ અધ્યયનમાં સુધર્મા[3] જંબૂને કહે છે કેઃ

“ ખરેખર ! જંબૂ ! તે કાલે તે સમયે વાણિયગામ નામે નગર હતું....વાણિયગામની બહાર ઇશાન ખૂણામાં એક દ્વિપલાસ નામનું ચૈત્ય હતું. તે વખતે વાણિયગામનો રાજા જીતશત્રુ હતો.....તે સમયે તે ગામમાં આનંદ[4] નામનો ગૃહસ્થ વસતો હતો જે સમૃદ્ધ અને સર્વશ્રેષ્ઠ હતો.

“ તે સમયે, તે કાલે શ્રમણ ભ૦ મહાવીર ત્યાં પધાર્યા. લોકસમૂહ ત્યાં ઉપદેશ સાંભળવા આવ્યો હતો. રાજા કૂણિયે એક પ્રસંગે કર્યું હતું તેમ રાજા જીતશત્રુ પણ તેમનો ઉપદેશ સાંભળવા બહાર આવ્યો હતો અને આમ...તે તેમની સેવામાં રહ્યો હતો.”[5]

અહીં જે જીતશત્રુનો ઉલ્લેખ છે તેને ડૉ. હર્નલ અને ડૉ. બારનેટ[6] મહાવીરના મામા ચેટક કે ચેડગ તરીકે ઓળખાવે છે. કારણ કે આપણે હવે પછી જોઈશું તેમ જીતશત્રુનું વાણિયગામ એ વૈશાલીનું બીજું નામ કે તે નામથી ઓળખાતો તેનો કોઈ ભાગ હતો. ડૉ૦ હર્નલેના શબ્દમાં મૂકીએ તો “ સૂર્યપ્રજ્ઞપ્તિમાં જીતશત્રુનો વિદેહની રાજધાની મિથિલાના રાજકર્તા તરીકે ઉલ્લેખ છે........અહીં તેનો વાણિયગામ અથવા વૈશાલીના રાજકર્તા તરીકેનો ઉલ્લેખ છે. બીજી તરફ મહાવીરના મામા ચેડગ વેસાલિ અને વિદેહના રાજા કહેવાય છે...આ પરથી જણાય છે કે જીતશત્રુ અને ચેડગ એકજ વ્યક્તિ છે ”[7] વળી રાજા કૂણિય જેની સાથે રાજા જીતશત્રુની તુલના કરવામાં આવી છે તે બીજો કોઈ નહિ પણ મગધના રાજા બિંબિસારનો પુત્ર અને અનુગામી અજાતશત્રુ છે. વળી જ્યારે આપણે જાણીએ છીએ કે કૂણિય તેના પિતાની જેમ મહાન જૈન હતો

1. “The Jainas celebrate the *Nirvāṇa* of Mahāvīra with an illumination on the night of new moon in the month Kārttika.”—Jacobi, *S.B.E.*, xxii., p. 266.

2. *Ibid.*

3. “. . . one of the eleven disciples (*Gaṇadhara*) of Mahāvīra, who succeeded him as head of the Jaina sect, being himself succeeded by Jambū, the last of the so-called Kevlī. . . .”—Hoernle, *op. cit.*, p. 2, *n.* 5.

4. Ānanda is known to the Jainas as a typical example of a faithful lay-adherent of Jainism. *Cf.* Hemacandra, *Yoga-Śāstra*, chap iii., v. 151 ; Hoernle, *op. cit.*, pp. 7 ff.

5. *Ibid.*, pp. 3-7, 9.

6. Barnett, *op. cit.*, Int., p. vi. For further references to Jiyasattū in the eighth and the ninth *Aṅgas* of the Jainas see *ibid.*, pp. 62, 113.

7. Hoernle, *op. cit.*, p. 6, n. 9.

ત્યારે તુલના બંધબેસતી લાગે છે. આ પરિસ્થિતિ તેની જીંદગી સુધી ટકી હતી કે કેમ તે પછી તપાસીશું, પરંતુ એટલું તો ચોક્કસ છે કે તેને જૈન ધર્મ માટે ખાસ સહાનુભૂતિ હતી[1] અને તે એકથી વધારે વખત મહાવીરના સંસર્ગમાં આવ્યો હતો.

આપણે જોયું છે કે આ કૂણિય અથવા કૂણિકને હાથી—જેને લઇને તેનો નાનો ભાઈ વૈશાલી નાસી ગયો હતો તેને—માટે તેના પિતામહ ચેટકની સાથે યુદ્ધ થયું હતું. આ ઉપરથી એમ જણાય છે કે અજાતશત્રુ સાથે હરિફાઇમાં ચેટક જિતશત્રુ કહેવાયો હોય. ડૉ૦ હર્નલે કહે છે કે "મગધનો રાજા અજાતશત્રુ જે એક વખત મહાવીરનો અનુયાયી હતો અને પછી બુદ્ધનો અનુયાયી બન્યો હતો તેની સાથેની હરિફાઇમાં તેણે જિતશત્રુ નામ ધારણ કર્યું હોવું જોઇએ. જૈનોને અજાતશત્રુ કૂણિયના નામથી જાણીતો છે અને તેજ નામથી અહીં અને બીજે જિતશત્રુ સાથે તેને સરખાવવામાં આવ્યો છે."[2]

આ બધી દંતકથાઓ પરથી લિચ્છવિ ક્ષત્રિયો વિષે એમ શક્ય લાગે છે કે વિદેહોની જેમ તેઓ પણ જૈનો હતા.[3] આ માન્યતા સ્વીકારીએ તો શક્તિસંપન્ન લિચ્છવિ જાતિ મહાવીરના સુધારેલા ધર્મને સંગઠિત કરવાનો મુખ્ય આધાર હતી. તેમની રાજધાની મહાવીરના સમયમાં જૈનોનું કેન્દ્ર બની હતી. જૈન સાહિત્ય પરથી જણાય છે કે મહાવીર લિચ્છવિઓની રાજધાની સાથે નિકટ સંબંધમાં આવ્યા હતા. વૈશાલી જૈનોના છેલ્લા તીર્થંકરને પોતાનો પુત્ર હોવાનો દાવો કરે છે. સૂત્રકૃતાંગ મહાવીર વિષે નીચે પ્રમાણે કહે છે. "પૂજ્ય, અર્હત્, જ્ઞાતૃપુત્ર, વૈશાલીના પ્રસિદ્ધ નિવાસી, સર્વજ્ઞ, સમ્યગ્ જ્ઞાન અને દર્શનયુક્ત આ પ્રમાણે બોલ્યા."[4] "જૈન સૂત્ર **ઉત્તરાધ્યયનમાં** આજ હકીકત થોડા ફેરફાર સહિત મળી આવે છે.[5] મહાવીર વેસલિએ અથવા વૈશાલિક યા વૈશાલીનિવાસી કહેવાય છે. વળી અભયદેવ **ભગવતીની** ટીકામાં (૨,૧. ૧૨,૨.) વૈશાલિકને મહાવીર તરીકે ઓળખાવે છે અને વૈશાલીને **મહાવીરજનની** અથવા મહાવીરની માતા કહે છે."[6] આ ઉપરાંત કલ્પસૂત્ર પરથી જણાય છે કે મહાવીર પોતાના સાધુજીવનમાં પોતાની માતૃભૂમિને ભૂલ્યા ન હતા અને તેથી ૪૨ ચોમાસામાંથી લગભગ ૧૨ ચોમાસાં તેમણે વૈશાલીમાં કર્યાં હતાં.[7]

વિશેષમાં જુદા જુદા પ્રમાણોથી લિચ્છવિની રાજધાની સાથે રાજકીય અને સામાજિક દૃષ્ટિએ જબરી લાગવગ ધરાવનાર સમૃદ્ધ રાજવંશનો ઇતિહાસ સંકળાયેલો

1. तए णं से कूणिए राया . . . समणं भगवं महावीरं . . . वंदति णमंसति . . .—*Aupapātika-Sūtra*, 32, p. 75.

2. Hoernle, *op.* and *loc. cit.*

3. For further facts about the strength of Jainism in Vaiśālī see Law (B. C.), *op. cit.*, pp. 72-75. Jacobi, *op. cit.*, p. 194.

4. Jacobi, *S.B.E.*, xlv., p. 261.

5. Cf. *Uttarādhyayana-Sūtra*, Lecture VI, v. 17 ; Jacobi, *op. cit.*, p. 27.

6. Law (B. C.), *op. cit.*, pp. 31-32.

7. Jacobi, *S.B.E.*, xxii., p. 264. *Cf.* Law (B. C.), *op. cit.*, pp. 32-33.

જણાય છે ત્યારે જૈનોના છેલ્લા તીર્થંકર લિચ્છવિઓના નિકટ સંબંધમાં હતા તેનું ખરૂં રહસ્ય સમજી શકાય તેમ છે. ડૉ. લૉ જણાવે છે કે "મહાનગરી સર્વ શ્રેષ્ઠ વૈશાલી ભારતીય ઇતિહાસમાં લિચ્છવિ રાજાઓની રાજધાની તરીકે તેમજ મહાન અને શક્તિવાન વજ્જિ જાતિના કેંદ્ર તરીકે પ્રસિદ્ધ છે. આ મહાનગરી જૈન અને બૌદ્ધ ધર્મના પ્રાચીન ઇતિહાસ સાથે નિકટ સંબંધ ધરાવે છે, એટલુંજ નહિ પણ ઇ. સ. પૂર્વે પાંચસો વર્ષ ઉપર ભારતના ઇશાન ખૂણામાં ઉત્પન્ન થયેલ બે મહાન ધર્મસંસ્થાપકોના પવિત્ર સ્મરણો પોતાના પટ પર સમાવે છે."[1]

એક વાત હજી વિચારવી રહે છે અને તે વૈશાલી અને કુંડગ્રામના સંબંધ વિષે.[2] ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ ઉપર વૈશાલી ભારતનું એક સમૃદ્ધ શહેર હતું એમ વિચારતાં એક વાત ચોક્કસ છે કે કુંડગ્રામ એ ઉપર મુજબ વૈશાલીનો એક વિભાગ હશે. જૈન અને બૌદ્ધ એ બન્નેની દંતકથાઓના આધારે હાર્નલે[3], રોક હીલ[4] વગેરે વિદ્વાનો સ્વીકારે છે કે વૈશાલી ત્રણ વિભાગમાં વહેંચાયલું હતું. "એક વેસાલી પોતે, કુંડપુર અને વાણિયગામ જે આખા નગરના ક્ષેત્રફળના અનુક્રમે નૈર્ઋત્ય, ઇશાન અને પશ્ચિમ વિભાગરૂપ હતા."[5] આ ઉપરાંત એ ત્રણે વિભાગો સાથે વૈશાલીનો નિકટ સંબંધ હતો, કારણ કે મહાવીર કુંડગ્રામમાં જન્મ્યા છતાં વૈશાલીનિવાસી કહેવાતા અને વૈશાલીમાં જે બાર ચોમાસાં મહાવીરે

1. Law (B. C.), op. cit., p. 31. "This was the capital of the Licchavi clan, already closely related by marriage to the kings of Magadha. . . . It was the headquarters of the powerful Vajjian confederacy. . . . It was the only great city in all the territories of the free clans who formed so important a factor in the social and political life of the sixth century B.C. It must have been a great flourishing place."—Rhys Davids, *op. cit.*, pp. 40-41; Charpentier, *C.H.I.*, i., p. 157.

2. "Under the name of Kuṇḍagāma the city of Vaiśāli is mentioned as the birthplace of Mahāvira, the Jaina Tirthankara, who was also called Vesalie or the man of Vesāli. It is the Koṭigāma of the Buddhists."—Dey, *The Geographical Dictionary of Ancient and Mediaeval India*, p. 107.

3. Hoernle, *op. cit.*, pp. 3-7.

4. Rockhill, *The Life of Buddha*, pp. 62-63.

5. Hoernle, *op. cit.*, p. 4. *Cf.* Law (B. C.), *op. cit.*, p. 38; Dey, *op. cit.*, p. 17. It may be mentioned here that in the *Uvāsaga-Dasāo* there is something in connection with Vāṇiyagāma to the following effect: वाणियगामे नयरे उच्चनीयमज्झिमाइं कुलाइं ("At the city of Vāṇiyagāma, to the upper, lower and middle classes").—Hoernle, *op. cit.*, i., p. 36. Curiously enough this agrees with the description of Vaiśāli given in the *Dulva*.—Rockhill, *op. cit.*, p. 62. "There were three districts in Vesāli. In the first district were 7000 houses with golden towers, and in the middle district were 14,000 houses with silver towers, and in the last district were 21,000 houses with copper towers; in these lived the upper, the middle, and the lower classes according to their positions."—*Cf.* Hoernle, *op. cit.*, ii., p. 6, n. 8. Dey has taken the three districts or quarters "Vaiśāli proper (Besarh), Kuṇḍapura (Basukunda), and Vāṇiagāma (Bania)" as "inhabited by the Brahman, Kshatriya and Baniā castes respectively."—Dey, *op. cit.*, p. 170.

ગાળ્યાં તે વિષે કલ્પસૂત્ર કહે છે કે "વૈશાલી અને વાણિજગ્રામમાં બાર."[1] ડૉ૦ હર્નલે અને નંદોલાલ ડે આથી એક પગલું આગળ વધે છે અને કહે છે કે વૈશાલીનું પ્રાચીન શહેર કુંડપુર અથવા વાણિજગ્રામના નામથી ઓળખાતું હતું, તેમ છતાંય અંતે એ વાત કબૂલ કરે છે કે લિચ્છવિઓની રાજધાની વૈશાલીના તે બન્ને વિભાગો હતા.[2]

આમ એટલું તો ચોક્કસ થાય છે કે કુંડગ્રામ વૈશાલીના મુખ્ય ત્રણ ભાગોમાંનો એક હતો; જેની રાજ્યવ્યવસ્થા ગ્રીક રાજ્યને મળતી આવે છે. આ સમયની નવીન રાજ્ય-વ્યવસ્થા, સ્વતંત્ર સંસ્થાઓ, રીતરિવાજો, ધાર્મિક વિચારો તેમજ વિધિવિધાનો ભારતના સંક્રમણકાળની આપણને ઝાંખી કરાવે છે. વળી આ વખતે પ્રાચીન વૈદિક સંસ્કૃતિ નવીન વિકાસ સાધી રહી હતી અને વિચારણીય પ્રવૃત્તિ, જેમાંથી આ સામાજિક, ધાર્મિક નવીન હિલચાલ જન્મી હતી તેની અસર નીચે અજબ પરિવર્તન કરી રહી હતી.

ડૉ૦ હર્નલે કહે છે કે "તે એક અલ્પજનસત્તાક રાજ્ય ગણાય. તેની સત્તા ક્ષત્રિય જાતિના મુખ્ય માણસોની બનેલ મંડળીમાં વેષ્ટિત થતી હતી. રાજા નામ ધારણ કરનાર અધિકારી તેના પ્રમુખ કહેવાતા અને તેને અમાત્ય તથા સેનાપતિ સહાયકો હતા."[3] "આવાં પ્રજાસત્તાક રાજ્યોમાં વૈશાલીના વજ્જિ અને કુશિનારા (કુશિનગર) તેમજ પાવાનાં મલ્લિ રાજ્યો મહત્ત્વનાં હતાં. રોમની જેમ વિદેહમાં રાજસત્તા પડી ભાંગવાથી વજ્જિઓની પ્રજાસત્તા સ્થપાઈ હતી."[4] આમ જૂની રાજસત્તાને બદલે કુંડગ્રામ તથા બીજાં સ્થળોની ક્ષત્રિય જાતિના પ્રમુખપદે વૈશાલી જેવાં પ્રજાસત્તાક મહારાજ્યો સ્થપાયાં. જો કે દેશના રાજકીય વાતાવરણમાં પ્રસરેલી શૈશુનાગની મહાન સત્તાનો વિચાર કરતાં આવાં પ્રજાસત્તાક રાજ્યો અલ્પસમયી હતાં.

ડૉ૦ લૉ કહે છે કે "મૌર્યોની સાર્વભૌમ રાજનીતિની વૃદ્ધિ અને વિકાસ પહેલાના ઉત્તર હિંદમાં વસતી જુદી જુદી આર્યપ્રજામાં પ્રચલિત રાજકીય સંસ્થાઓનાં પાલી ભાષાનાં બૌદ્ધ શાસ્ત્રોમાં આપેલાં નિવેદનો ઉપરથી પ્રાચીન પ્રજાસત્તાક રાજનીતિનો ઠીક ખ્યાલ

1. Jacobi, *op. cit.*, p. 264.

2. "Vāṇiyagāma, Skr. Vāṇijagrāma; another name of the well-known city of Vesāli (Skr. Vaishāli), the capital of the Licchavi country. . . . In the *Kalpa-Sūtra*. . . . it is mentioned separately, but in close connection with Vaiśālī. The fact is, that the city commonly called Vesāli occupied a very extended area, which included within its circuit . . . besides Vesāli proper (now Besarh), several other places. Among the latter were Vāṇiyagāma and Kuṇḍagāma or Kuṇḍapura. These still exist as villages under the names of Baniya and Basukunda. . . . Hence the joint city might be called, according to circumstances by any of the names of its constituent parts."—Hoernle, *op. cit.*, ii., pp. 3-4. "Bāniyagāma—Vaiśālī or (Besād) in the district of Mozaffarpur (Tirhut); in fact, Bāniyagāma was a portion of the ancient town of Vaiśāli . . .; Kuṇḍagāma—it is another name for Vaiśālī (modern Besarh) in the district of Mozaffarpur (Tirhut); in fact, Kuṇḍagāma (Kuṇḍagrāma), now called Basukunda, was a part of the suburb of the ancient town of Vaiśālī."—Dey, *op. cit.*, pp. 23, 107.

3. *Cf.* Stevenson (Mrs.), *op. cit.*, p. 22; Raychaudhuri, *op. cit.*, pp. 75-76.

4. *Ibid.*, pp. 52, 116. *Cf.* Thomas (F. W.), *C.H.I.*, i., p. 491.

આવે છે અને આ બાબતને મૌર્યસામ્રાજ્યની સ્થાપના માટે જવાબદાર રાજનીતિજ્ઞ બ્રાહ્મણનો ટેકો છે."[1] એટલું કહેવું પૂરતું છે કે નાત અથવા નાય જાતિના મુખ્ય પુરુષ સિદ્ધાર્થે રાજ્ય તેમજ રાજ્યમંડળમાં ઉચ્ચ પદ મેળવેલું હોવું જોઈએ કે જેના પરિણામે તે એક પ્રજાસત્તાક રાજાની બેન ત્રિશલાને પરણી શક્યા હતા.[2]

હવે જ્ઞાત્રિકોનો[3] વિચાર કરતાં જણાય છે કે તેઓએ ભારતવર્ષને એક સર્વોત્તમ ધાર્મિક સુધારક આપ્યો છે અને જ્યારે વજ્જિ યા લિચ્છવિના રાજમંડળમાંની મુખ્ય જાતિઓમાં એમનું સ્થાન આપણે જોઈ ગયા છીએ ત્યારે ક્ષત્રિય જાતિ તરીકે તેની ઉપયોગિતા સ્વતઃ સિદ્ધ થાય છે; તેઓ "સિદ્ધાર્થ અને તેના પુત્ર મહાવીર જિનની જ્ઞાતિના હતા. તેમનું સ્થાન વેસાલીના પરા કુંડપુર અથવા કુંડગ્રામ અને કોલ્લાગમાં હતું,[4] તેમ છતાં તેઓ વેસલિએ અથવા વેસાલિનિવાસી કહેવાતા."[5]

સિદ્ધાર્થ અને ત્રિશલાના પુત્ર મહાવીર એ જ્ઞાત્રિક જાતિના ખરેખર એક રત્ન છે. આ પ્રસિદ્ધ પુરુષનો મહાન પ્રભાવ તેના જાતિભાઈઓ પર કેટલો હતો તે વિષે તેના સખ્ત વિરોધી બૌદ્ધોના શાસ્ત્રીય સાહિત્યમાં નીચે પ્રમાણે મળી આવે છે. "એઓ સંઘના મુખ્ય પુરુષ, મહાન ગુરુ, મહાન તત્ત્વજ્ઞ, લોકમાન્ય, અનુભવી, દીર્ઘ તપસ્વી, વયોવૃદ્ધ અને પરિપક્વ ઉમરના છે."[6]

આપણે જોઈ ગયા કે મહાવીર અને તેમના માતપિતા પાર્શ્વનાથના અનુયાયી હતા અને તેથી તેમની સાથે નાય ક્ષત્રિઓની આખી જાતિ તેજ ધર્મની ઉપાસક હોય તે બનવા જોગ છે. નાય જાતિ મહાવીરના પુરોગામી પાર્શ્વના અનુયાયી સાધુસમુદાયને પોષતી હતી એમ જણાય છે અને છેવટે તે સાધુ થયા ત્યારે તે જાતિના સભ્યો તેમના શ્રદ્ધાળુ અનુયાયી બન્યા.[7] સૂત્રકૃતાંગ કહે છે કે મહાવીરે પ્રરૂપેલા ધર્મને જેમણે સ્વીકાર્યો તેઓ 'સદાચારી અને પ્રામાણિક' હતા અને તેઓ 'સંઘમાં પરસ્પર સદ્ભાવ ધરાવતા હતા.'[8]

આમ જ્ઞાત્રિકો મહાવીરની જ્ઞાતિના હોઈને સ્વાભાવિકરીતે નાતપુત્તના સિદ્ધાંતથી બહુ મુગ્ધ થયા. જૈન સૂત્રો જ્ઞાત્રિકોનું આદર્શ ચિત્ર રજૂ કરતાં કહે છે કે તેઓ પાપ અને

1. Law (B. C.), *op. cit.*, pp. 1-2.

2. *Cf.* Stevenson (Mrs.), *op. cit.*, p. 22; Jacobi, *op. cit.*, Int., p. xii.

3. The name of the clan is also given as the Nāya or Nātha clan. *Cf.* Law (B. C.), *op. cit.*, p. 121; Hoernle, *op. cit.*, p. 4, n.

4. *The Uvāsaga-Dasāo* says about Kollāga to the following effect: "Outside of the city of Vāṇiyagāma, in a north-easterly direction, there was a suburb called Kollāga, which was large, strong . . . palatial, etc."—Hoernle, *op. cit.*, p. 8. Cf. *ibid.*, p. 4, n. "A suburb of Vaiśālī, (Besar) in the district of Mozaffarpur (Tirhut) in which the Nāya-Kula Kshatriyas resided. Mahāvira, the Jaina Tīrthaṅkara, belonged to this class of Kshatriyas."—Dey, *op. cit.*, p. 102.

5. Raychaudhuri, *op. cit.*, p. 74. *Cf.* Barnett, *op. cit.*, Int., p. vi; Hoernle, *op.* and *loc. cit.*

6. Law (B. C.), *op. cit.*, pp. 121-125.

7. *Cf.* Stevenson (Mrs.), *op. cit.*, p. 31; Law (B. C.), *op. cit.*, p. 123,

8. *Cf.* Jacobi, *S.B.E.*, xlv., p. 256.

પાપમય વ્યાપારથી દૂર રહેતા.[1] જેમકે સૂત્રકૃતાંગ જણાવે છે કે "પ્રાણીમાત્રની દયા માટે ધર્મિષ્ઠ જ્ઞાત્રિકો પાપમય વ્યાપારનો ત્યાગ કરતા હતા; તે બીકે વળી ખાસ પોતાને માટે બનાવેલ ખોરાક પણ તેઓ લેતા ન હતા. જીવતાં પ્રાણીને દુઃખ થવાના ભયથી દુષ્ટ કામોથી તેઓ દૂર રહેતા અને કોઇપણ પ્રાણીને નુકશાન કરતા નહિ, અને એવો ખોરાક પણ તેઓ લેતા નહિ. આ આપણા સમુદાયના સાધુઓનો આચાર છે."[2]

**ઉવાસગદસાઓ** પરથી આપણે જાણી શકીએ છીએ કે જ્ઞાત્રિકો તેઓની રાજધાની કોલ્લાગની બહાર દ્વિપલાસનું ચૈત્ય ધરાવતા હતા.[3] ડૉ૦ હર્નલે ચૈત્ય શબ્દનો અહીં "જૈનમંદિર અથવા પવિત્ર સ્થાન એવો અર્થ કરે છે; પણ સામાન્ય રીતે ચૈત્ય શબ્દ પવિત્ર સ્થાન જેમાં ઉદ્યાન, **વનસંડ** યા **વનખંડ**, સ્મરણચિહ્ન અને પૂજારીઓનું નિવાસસ્થાન આવી જાય છે એ અર્થમાં વપરાય છે."[4] જ્યારે આપણે જાણીએ છીએ કે પાર્શ્વના અનુયાયી તરીકે જ્ઞાત્રિકોએ વેસાલિ કે કુંડપુરમાં મહાવીરના તેમના શિષ્યો સાથેના સમય સમયના આગમન માટે ધાર્મિક સ્થાન રાખ્યું હોવું જોઈએ ત્યારે ચૈત્ય શબ્દનો આ અર્થ બંધબેસતો થાય છે. આ ઉપરાંત સાધુવ્રત લીધા પછી મહાવીર જ્યારે પોતાની માતૃભૂમિમાં પધારતા ત્યારે તેઓ આજ ચૈત્યનો ઉપયોગ કરતા ત્યારે તે અર્થ વધારે નિશ્ચયાત્મક બને છે.[5]

જ્ઞાત્રિકો અને તેમના કુલકિરીટ મહાવીરે પ્રવર્તાવેલા ધર્મ તરફ તેમના બહુમાન માટે આ પૂરતું છે. ડૉ૦ લૉ કહે છે કે "તો પણ એ ભૂલવું ન જોઇએ કે જ્ઞાત્રિકોને પૂર્વભારતની પરોશી કોમો સાથે નિકટના સંસર્ગમાં લાવનાર તેમજ આજે પણ લાખો લોકોથી પળાતો ધર્મ પ્રવર્તાવનાર મહાવીર જ હતા. જ્ઞાત્રિકોનું બીજું રત્ન **આનંદ** હતો જે મહાવીરનો એકનિષ્ઠ અનુયાયી હતો. જૈન સૂત્ર **ઉવાસગદસાઓ** જણાવે છે કે તેની પાસે સોનાના ચાર કરોડ સોનૈયાનો ખજાનો હતો, વળી ઘણી આવશ્યક બાબતો પર રાજા, મહારાજા, તેમના અધિકારીઓ અને વેપારીઓ તેની સલાહ લેવાનું વ્યાજબી માનતા હતા. તેને શિવનંદા નામે પતિવ્રતા સ્ત્રી હતી."[6]

હવે વજ્જિઓનો વિચાર કરતાં જણાય છે કે લિચ્છવિઓ અને તેમની વચ્ચે તફાવત શોધી કાઢવો મુશ્કેલ છે. "તેઓ વેસાલિ સાથે નિકટ સંબંધ ધરાવે છે, જે

1. *Cf.* Law (B. C.), *op. cit.*, p. 122.

2. Jacobi, *op. cit.*, p. 416. Dr. Jacobi makes a note here that the term Jñātriputras is used as the synonym for the Jainas. Cf. *ibid.*

3. *Cf.* Hoernle, *op. cit.*, i., p. 2.

4. *Ibid.*, ii., p. 2, n. 4.

5. Cf. *ibid.*, i., p. 6 ; ii., p. 9. In the *Kalpa-Sūtra* we do not get the *Ceiya* named Dūipalāsa, but the park of the Saṇḍavaṇa of the Nāya clan.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, *sut.* 115, p. 95. *Cf.* Jacobi, *S.B.E.*, xxii, p. 257 ; Hoernle, *op. cit.*, pp. 4-5 ; Stevenson (Mrs.), *op. cit.*, p. 31.

6. Law (B. C.), *op. cit.*, p. 125. *Cf.* Hoernle, *op. cit.*, pp. 7-9.

લિચ્છવિઓની રાજધાની હતી એટલુંજ નહિ પણ સારાય રાજમંડળનું કેંદ્ર હતું."[1] ડૉ૦ લૉના અભિપ્રાય મુજબ લિચ્છવિઓ અથવા વધારે વિશાળ અર્થમાં બોલીએ તો વજ્જિઓ દૃઢ ધાર્મિક ભાવના અને ઊંડી ભક્તિથી પ્રેરાયેલા જણાય છે. મગધ દેશ અને વજ્જિભૂમિમાં મહાવીરે પોતાના સિદ્ધાંતનો વિકાસ સાધીને સર્વ જીવ પ્રત્યે અસીમ દયાધર્મનો પ્રચાર કર્યા પછી તેમના અનુયાયીઓમાં લિચ્છવિઓ બહુ મોટી સંખ્યામાં હતા અને બૌદ્ધગ્રંથો અનુસાર વેસાલિમાં ઉચ્ચ પદવી ધરાવનાર કેટલાક માણસો પણ તેમના અનુયાયી હતા."[2]

આમ વિદેહો, લિચ્છવિઓ, વજ્જિઓ અને જ્ઞાત્રિકો જૈન ધર્મ સાથે કેટલા જોડાએલા છે તે જોયું. એમ જણાય છે કે **વજ્જિ** અથવા લિચ્છવિનું રાજમંડળ મહાવીરના સુધારેલ ધર્મને શક્તિપ્રદ હતું. મલ્લકિઓનો વિચાર કરતાં જણાય છે કે મહાન તીર્થંકર અને તેમના સિદ્ધાંતો પ્રતિ તેમને પણ અપૂર્વ લાગણી અને માન હતાં.

મલ્લોનો દેશ **સોળ મહાજનપદો**—મહાન દેશોમાંનો એક કહેવાય છે; તે વાત જૈનો અને બૌદ્ધો બન્નેય સ્વીકારે છે.[3] મહાવીરના સમયમાં તેઓ બે વિભાગમાં વહેંચાએલા જણાય છે; એકની રાજધાની પાવા અને બીજાની કુસિનારા હતી.[4] બન્ને રાજધાની એક બીજાથી થોડે દૂર છે અને તે જૈનો અને બૌદ્ધોના તીર્થ તરીકે જાણીતી છે; કારણ કે બન્નેના ધર્મસંસ્થાપકોનાં ત્યાં નિર્વાણ થયાં છે. "આપણે આગળ જોઈ ગયા તે મુજબ હસ્તિપાળ રાજાની પોસાળમાં મહાવીર રહેતા હતા ત્યારે ત્યાં તેમનું નિર્વાણ થયું હતું અને સ્ટીવન્સનના કલ્પસૂત્ર પ્રમાણે જ્યારે તેઓશ્રી પાવાના રાજા હસ્તિપાળના મહેલમાં પર્યુષણ ગાળતા હતા ત્યારે નિર્વાણ પામ્યા. આજે ત્યાં તેમના નિર્વાણ સ્મારક તરીકે ચાર સુંદર મંદિરો આવેલાં છે."[5]

મલ્લોનો જૈનો સાથેનો સંબંધ જો કે લિચ્છવિઓ જેટલો નિકટ ન ગણાય, છતાં પણ તે તેમના ધર્મપ્રચાર માટે પૂરતો હતો. ડૉ૦ લૉના અભિપ્રાય મુજબ આ માટે બૌદ્ધ સાહિત્યનાં પ્રમાણો છે. વિદ્વાન ડૉકટર જણાવે છે કે "પૂર્વ ભારતની બીજી જાતિઓની જેમ મલ્લકિ જાતિમાં પણ જૈન ધર્મના ઘણા અનુયાયી મળી આવે છે. મહાવીરના નિર્વાણ

1. Raychaudhuri, *op. cit.*, pp. 74-75.

2. Law (B. C.), *op. cit.*, pp. 67, 73.

3. *Cf.* Raychaudhuri, *op. cit.*, pp. 59-60.

4. *Cf.* Law (B. C.), *op. cit.*, p. 147 ; Raychaudhuri, *op. cit.*, p. 79 ; Rhys Davids, *C.H.I.*, i., p. 175. "Pāpā is a corruption of Apāpapurī Pāpā or Pāvā has been wrongly identified by General Cunningham with Padroana, which is the modern name of ancient Pāvā, where Buddha ate food at the house of Cunda. Pāvāpurī is the modern name of the ancient Pāpā or Apāpapuri, seven miles to the east of Bihar town, where Mahāvira, the Jaina Tirthankara, died."—Dey, *op. cit.*, pp. 148, 155. Kusinārā or Kusinagara is the place where Buddha died in 477 B.C. It has been identified by Professor Wilson and others with the present village of Kasia, in the east of Gorakhpur district, and it was also anciently known as Kusāvati. *Cf.* Raychaudhuri, *op.* and *loc. cit.*; Law (B. C.), *op. cit.*, pp. 147-148 ; Dey, *op. cit.*, p. 111.

5. *Ibid.*, p. 148. *Cf.* Bühler, *op. cit.*, p. 27 ; Stevenson (Rev.), *Kalpa-Sutra*, p. 91,

પછી જૈન સંઘમાં પડેલ પંથભેદ વિષે બૌદ્ધ સાહિત્યમાં આવેલ હકીકત આ વસ્તુ પૂરવાર કરે છે. નિગણ્ઠ નાતપુત્તના અનુયાયીઓ તેમના મહાન તીર્થંકરના નિર્વાણ પછી પાવામાં જુદા પડી ગયા હતા.[1] આ અનુયાયીઓમાં સાધુ અને શ્રાવક બન્ને હતા કારણ કે આપણે વાંચીએ છીએ કે સાધુઓના આ કલેશના કારણે 'શ્વેતવસ્ત્રોવાળા નાતપુત્તના ગૃહસ્થ અનુયાયીઓએ નિગણ્ઠો પ્રતિ દુઃખ, તિરસ્કાર અને અભાવ બતાવ્યાં હતાં.' આ ગૃહસ્થ જૈનો આજના શ્વેતાંબરો માફક શ્વેતવસ્ત્રોમાં રહેતા હોય એમ જણાય છે. બુદ્ધ અને તેમના મુખ્ય શિષ્ય સારિપુત્તે પોતાના ધર્મના પ્રચાર માટે મહાવીરના નિર્વાણ પછી જૈન સંઘમાં પડેલા વિભાગનો લાભ લીધો જણાય છે. પાસાદિકસુત્તમાં જણાવ્યું છે કે પાવાનો આગંતુક ચંડ મલ્લદેશમાં સામગામમાં આનંદ પાસે મહાન તીર્થંકર મહાવીરના નિર્વાણના સમાચાર લાવે છે અને આનંદ આ બનાવનું મહત્ત્વ વિચારી કહે છે કે 'મિત્ર ચંડ! આ મહત્ત્વનો પ્રસંગ ભ૦ બુદ્ધ પાસે લઈ જવાની આવશ્યકતા છે. ચાલો, આપણે જઈને તેમને આ વિષે જણાવીએ.' તેઓ ભ૦ બુદ્ધ પાસે ત્વરિત ગતિએ ગયા જ્યાં એક લાંબી ચર્ચા થઈ."[2]

વળી જૈન સાહિત્ય પરથી આપણે જાણીએ છીએ કે મલ્લકિ જાતિ જૈનોના અંતિમ તીર્થંકર મહાવીરની પરમ ભક્ત હતી. આગળ જોયું તે મુજબ કલ્પસૂત્ર પરથી પણ જણાય છે કે મહાન તીર્થંકરનો નિર્વાણદિન ઉજવવામાં નવ લિચ્છવિઓ સાથે નવ મલ્લકિ સરદારો પણ હતા જે બધાએ ઉપવાસવ્રત રાખ્યું હતું અને 'જ્યારે જ્ઞાનદીપક બુઝાઈ ગયો છે ત્યારે દ્રવ્યદીપક કરીએ,' એમ કહી દીપોત્સવ કર્યો હતો.[3] આ ઉપરાંત જૈનોના આઠમા અંગ અંતગડદસાઓમાં ઉગ્ર, ભોગ, ક્ષત્રિય અને લિચ્છવિઓ સાથે મલ્લકિનો ઉલ્લેખ આવે છે જે જૈનોના બાવીશમા તીર્થંકર અરિટ્ઠનેમિ અથવા અરિષ્ટનેમિ બારવઈ (દ્વારિકા) શહેરમાં ગયા ત્યારે તેમના દર્શને તેઓ ગયા હતા.[4]

હવે કાસી–કોસલના અઢાર ગણરાજાઓનો વિચાર કરતાં આપણને જણાય છે કે તેઓ પણ લિચ્છવિઓ અને મલ્લકિઓની માફક મહાવીરના ભક્ત હતા. તેઓએ પણ મહાવીરના નિર્વાણ દિને ઉપવાસ અને દીપોત્સવ કર્યો હતો.[5] તે ઉપરાંત આપણે જોઈ ગયા તે પ્રમાણે જૈન સાહિત્ય જણાવે છે કે રાજા કૂણીકે જ્યારે તેના પર લડાઈ જાહેર કરી ત્યારે રાજા ચેટકે મલ્લકી સરદારોની સાથે અઢાર કાસી–કોસલના રાજાઓને પોતાની મદદે બોલાવ્યા હતા.

કાસી–કોસલનો વિચાર કરતાં જુદાં જુદાં પ્રમાણોથી આપણે જાણી શકીએ છીએ કે કાસીની પ્રજા વિદેહ અને કોસલની પ્રજા સાથે શત્રુ અને મિત્ર એ બન્ને રીતે સંબંધમાં

1. *Cf.* Bühler, *op.* and *loc. cit.*

2. Law (B. C.). *op. cit.*, pp. 153-154. Cf. *Dialogues of Buddha*, pt. iii., pp. 203 ff., 203, 212.

3. Jacobi, *op. cit.*, p. 266.

4. Barnett, *op. cit.*, p. 36.

5 Cf. *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, *sūt.* 128, p. 121.

આવેલી હતી.[1] "સોળ મહાજનપદોમાં કાસી સૌથી પ્રથમ પ્રાયઃ ઘણું જ સમૃદ્ધ હતું" અને તે બૌદ્ધો અને જૈનો પણ સ્વીકારે છે.[2] પાર્શ્વના સમયના જૈન ઇતિહાસ સાથેની તેની મહત્તા આપણે જોઈ ગયા. સાધુ અવસ્થામાં મહાવીર પણ વિહાર કરતા કરતા અહીં આવ્યા હતા.[3] અહીં એમ કહી શકાય કે અંતગડદસાઓમાં વારાણસી નગરના અલખ નામના રાજાનો ઉલ્લેખ આવે છે, જે સંઘમાં દાખલ થયો હતો.[4]

અંતે કાસી–કોસલના કોસલનો વિચાર કરતાં આપણને જણાય છે કે કાસીની જેમ આ પણ સોળ વિસ્તૃત અને સમૃદ્ધ રાજ્યોમાંનું એક હતું અને જૈન તેમજ બૌદ્ધ સાહિત્યમાં તે મળી આવે છે.[5] ભૌગોલિક દૃષ્ટિએ કોસલ એ આજના અયોધ્યા પ્રાંતને મળતું આવે છે, અને તેના અયોધ્યા, સાકેત અને સાવત્થી અથવા શ્રાવસ્તી નામનાં ત્રણ મોટાં શહેરો હોવાનું જણાય છે; જેમાંનાં બે શહેરો એકજ હોવાનું મનાય છે.[6] આમાંના 'કોસલની રાજધાની'[7] શ્રાવસ્તીમાં મહાવીર એક કરતાં વધારે વખત આવ્યા હતા અને ત્યાં તેમનું સન્માન થયું હતું.[8] "દંતકથા પ્રમાણે શ્રાવસ્તી અથવા ચંદ્રિકાપુરી યા ચંદ્રપુરી જૈનોના ત્રીજા તીર્થંકર સંભવનાથ અને આઠમા તીર્થંકર ચંદ્રપ્રભુની જન્મભૂમિ કહેવાય છે. આજે પણ ત્યાં શોભાનાથનું મંદિર છે જે સંભવનાથનું અપભ્રંશ નામ લાગે છે."[9]

જુદાં જુદાં પ્રમાણોથી આપણે જાણી શકીએ છીએ કે કોસલ અને શિશુનાગ વૈવાહિક સંબંધથી જોડાયલા હતા. મહાકોસલની પુત્રી કોસલદેવી મહાવીરની મુખ્ય શ્રાવિકા ચેલ્લણા સાથે શ્રેણિકની પત્નીઓમાંની એક હતી.[10] આ ઉપરાંત કેટલીક બૌદ્ધ દંતકથાઓ આપણને જણાવે છે કે મિગર અથવા મૃગધર મહાકોસલના પુત્ર સાવત્થીના પ્રસેનજિતનો મુખ્ય અમાત્ય હતો અને તે નિર્ગ્રંથ સાધુઓનો એકનિષ્ઠ ભક્ત હતો.[11]

1. *Cf.* Raychaudhuri, *op. cit.*, p. 44.
2. *Ibid.*, pp. 52, 60.
3. Cf. *Āvaśyaka-Sūtra*, p. 221; *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, p. 106.
4. Barnett, *op. cit.*, p. 96.
5. Raychaudhuri, *op.* and *loc. cit.*
6. *Ibid.*, pp. 62-63.
7. Pradhan, *op. cit.*, p. 214. "Sāvatthī is the great ruined city on the south bank of Rapti called Saheth-Maheth, which is situated on the borders of the Gonda and Bahriah districts of the United Provinces."—Raychaudhuri, *op. cit.*, p. 63. *Cf.* Dey, *op. cit.*, pp. 189-190.
8. भगवं . . . सावत्थी . . . लोगो . . . वंदे ॥—*Āvaśyaka-Sūtra*, p. 221. Cf. *ibid.*, *pp.* 204, 214; *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, pp. 103, 105, 106; Barnett, *op. cit.*, p. 93; Jacobi, *op. cit.*, p. 264.
9. Dey, *op. cit.*, p. 190. "Śrāvasti is the Sāvatthi or Sāvatthipura of the Buddhists and Candrapura or Candrikāpuri of the Jainas."—*Ibid.*, p. 189.
10. *Cf.* Pradhan, *op. cit.*, p. 213; Raychaudhuri, *op. cit.*, p. 99.
11. *Cf.* Hoernle, *op. cit.*, Appendix III, pp. 56-57; Rockhill, *op. cit.*, pp. 70-71; Ralston, *Schiefner's Tibetan Tales, No. VII*, p. 110; Pradhan, *op. cit.*, p. 215.

૨

ઉપરોક્ત બધી વિગતોનો વિચાર કરતાં એક વાત સિદ્ધ થાય છે કે લગભગ સોળ **મહાજનપદોમાંના** બધાય એક યા બીજી રીતે જૈન ધર્મની અસર નીચે આવ્યા હતા.[૧] સોળ મહારાજ્યોમાંના મગધ વિષે આપણે ભાગ્યેજ કંઈ વિચાર્યું છે; આનું કારણ એમ નથી કે બીજાં મહારાજ્યો સાથે આનો વિચાર શક્ય નહોતો, પરંતુ પ્રાચીન ભારતનો આ પ્રાક્-નોર્મન વેસેક્સ હવે પછીની જૈન ઐતિહાસિક ચર્ચાનું કેન્દ્ર થવાનું છે.

ડૉ૦ રાયચૌધરી કહે છે કે "સોળ **મહાજનપદોમાંના** દરેકનો જ્વલંત સમય ઈ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિ કે તેની આસપાસ પૂરો થાય છે. તે પછીનો ઇતિહાસ કેટલાંક શક્તિસંપન્ન રાજ્યો નાનાં નાનાં રાજ્યોને ગળી ગયાં તેની અને પરિણામે મગધ સામ્રાજ્યમાં તે બધાંય રાજ્યોનો સમાવેશ થયો તેની સળંગ કથા છે."[૨] પ્રાચીન ભારતનાં આ સામ્રાજ્યોએ આધુનિક જર્મન ઇતિહાસના પ્રસિયાની જેમ પોતાનો ભાગ કેમ ભજવ્યો તે વિષે વિગતમાં ઉતરવાની આવશ્યકતા નથી. જે કાંઈ કહેવાનું છે તે એ છે કે આ સામ્રાજ્ય પર જે જુદાજુદા રાજવંશોએ રાજ્ય કર્યું તે બધાય જૈન ધર્મ સાથે કેવો સંબંધ ધરાવતા હતા. શૈશુનાગ, નંદો અને મૌર્યોથી શરૂ થઈ આપણે ખારવેલના સમયસુધી આવીશું અને પછી જોઈશું કે ઉત્તરીય જૈન ઇતિહાસની વિશિષ્ટ મર્યાદા બાંધવાનું અદ્વિતીય માન અશોકની માફક ખારવેલને ફાળે જાય છે.

મગધના સત્તાવાહી ખાસ રાજવંશોનો વિચાર કરીએ તે પહેલાં જૈન ઇતિહાસની દૃષ્ટિએ મગધની ઐતિહાસિક અને ભૌગોલિક અગત્યતા વિષે કાંઈ કહેવું એ અસ્થાને નહિ ગણાય. તે આજના બિહાર પ્રાંતના પટણા અને ગયાને લગભગ મળતો આવે છે. તેની જૂની રાજધાની ગયા પાસે રાજગિર ટેકરીઓમાં આવેલ ગિરિવ્રજ અથવા પ્રાચીન રાજગૃહ હતું.[૩] આ રાજધાની પાંચ ટેકરીઓથી રક્ષાયેલી હોઈ અજેય ગણાતી. "તેની ઉત્તરે વૈભારગિરિ અને વિપુલગિરિ (પહેલી પશ્ચિમ અને બીજી પૂર્વ તરફ); પૂર્વે વિપુલગિરિ અને રત્નગિરિ યા રત્નકૂટ; પશ્ચિમે વૈભારગિરિનો ચક્ર નામે વિભાગ અને

1. The names of the sixteen Great Nations, according to the Buddhist traditions, are as, follows : Kāsī, Kosala, Aṅga, Magadha, Vajji, Malla, Ceitya (Cedi), Vaṁsa (Vatsa), Kuru, Pañcāla, Maccha (Matsya), Sūrasena, Assaka, Avantī, Gandhāra, Kamboja. The Jaina list in the *Bhagavatī* runs to the following effect : Aṅga, Baṅga, Magaha (Magadha), Malaya, Mālava, Accha, Vaccha (Vatsa), Koccha (Kaccha ?), Pāḍha (Pāṇḍya), Lāḍha (Rāḍha), Bajji (Vajji), Moli, Kāsi, Kosala, Avaha, Sambhuttar (Sambhotara ?). Dr. Raychaudhuri has made the following note to these lists : "It will be seen that Aṅga, Magadha, Vatsa, Vajji, Kāsi and Kosala are common to both the lists. Mālava of the *Bhagavatī* is probably identical with Avanti of *Aṅguttara*. Moli is probably a corruption of Malla."—Raychaudhuri, *op. cit.*, pp. 59-60.

2. *Ibid.*, pp. 97-98. *Cf.* Law (B. C.), *op. cit.*, p. 161.

3. It is known by some other names also. For instance, the *Life of Hiuen-Tsiang* observes : "The old city of Rājagṛha is that which is called Kiu-she-kie la-po-lo (Kuśāgarapura). This city is the centre of Magadha, and in old times many rulers and kings lived in it."—Beal, *Life of Hiuen-Tsiang*, p. 113. *Cf.* Cunningham, *op. cit.*, p. 529. Indian Buddhist writers gave still another name, Bimbasārapuri. *Cf.* Law (B. C.), *Buddhaghosha*, p. 87, n. 1 ; Raychaudhuri, *op. cit.*, p. 70.

રત્નાચલ તથા દક્ષિણે ઉદયગિરિ, સોનગિરિ અને ગિરિવ્રજગિરિ આવેલાં છે."[1] આ બધી ટેકરીઓ આજે પણ જૈન ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. વૈભાર, વિપુલ, ઉદય અને સોનગિરિ પર મહાવીર, પાર્શ્વ અને બીજા તીર્થંકરોનાં દેહરાં આવેલાં છે.[2]

આ ઉપરાંત આપણે હવે પછી જોઈશું તેમ મહાવીરે કેવળ સ્વતંત્ર ઉપદેશક તરીકે નહિ, પરંતુ પોતાના મહાન ધર્મપ્રચાર માટે રાજ્યના સીધા આશ્રય અને સહાનુભૂતિ વચ્ચે રાજગૃહ અને તેના પરા નાલંદામાં[3] ચૌદ ચાતુર્માસ ગાળ્યાં હતાં.[4] કલ્પસૂત્રનો આ ઉલ્લેખ મગધ સાથેના મહાવીરના વૈયક્તિક સંબંધનો પ્રત્યક્ષ પૂરાવો છે. વિશેષમાં **સ્થવિરોની** નામાવલિ પરથી આપણે જાણીએ છીએ કે ભ૦ મહાવીરના અગિયાર ગણધરો પણ અનશન વ્રતની મહાન તપશ્ચર્યા બાદ ત્યાં કાળધર્મ પામ્યા હતા.[5]

મહાવીરના સમયથી ત્યાં રાજ્ય કરતા જુદા જુદા રાજવંશોનો વિચાર કરવાં આપણે શૈશુનાગ વંશના બિંબિસારથી શરૂઆત કરવી પડશે; પરંતુ તેમ કરવા પહેલાં વર્ધમાનના સમય પૂર્વે જૈન ધર્મ અને મગધ વચ્ચે સંકલિત સંબંધદર્શક કાંઈ પ્રમાણ છે કે કેમ તેનો વિચાર કરવો જોઈએ. "જૈનલેખકો સમુદ્રવિજય અને તેના પુત્ર જયનો રાજગૃહના રાજા તરીકે ઉલ્લેખ કરે છે."[6] ઉત્તરાધ્યયનસૂત્રમાં અગિયારમા ચક્રવર્તી જયરાજાએ "હજારો રાજાઓ સાથે સંસારત્યાગ કરી આત્મસંયમ કેળવી જિનોએ પ્રરૂપેલું મોક્ષપદ મેળવ્યાનો ઉલ્લેખ છે."[7]

જૈન ગ્રંથોની આ પ્રમાણરહિત હકિકતો બાજુએ મૂકી આપણે ઐતિહાસિક અને એવી બીજી જાણીતી વિગતો સાથે જૈન ઉલ્લેખોનું સામ્ય તપાસીશું. પ્રથમ શૈશુનાગ બિંબિસારનો વિચાર કરતાં આપણને જણાય છે કે જૈન ગ્રંથોમાં આ 'રાયસિંહ'[8] માટે એટલા બધા નિર્દેશો છે કે તે **નાતપુત્તનો** અને તેમના સિદ્ધાંતોનો અનુયાયી હતો તેની ના પાડી શકાય તેમ નથી. તેમ છતાં તેમાંની કેટલીક હકીકતોની સૂક્ષ્મ છણાવટ કરતાં પહેલાં શૈશુનાગના સમયમાં મગધનું આધિપત્ય કેટલું હતું તે જાણવું આવશ્યક છે. કારણ કે ધાર્મિક પ્રગતિ લોકો અને રાજ્યાશ્રય પર નિર્ભર છે.

1. Dey, *op. cit.*, p. 66. *Cf.* Cunningham, *op. cit.*, p. 530.

2. *Ibid.*, pp. 530-532.

3. Nālandā is identified with Bargaon, which lies seven miles to the north-west of Rajgir in the district of Patna. *Cf.* Cunningham, *op. cit.*, p. 536. It contains a beautiful Jaina-temple of Mahāvīra, who appears to have dwelt at Nālandā, perhaps on the site of the present temple, while Buddha resided in the Pāvarika mango orchard.—Dey, *op. cit.*, p. 137.

4. *Cf.* Jacobi, *op.* and *loc. cit.*

5. *Ibid.*, p. 287.

6. Raychaudhuri, *op. cit.*, p. 72. *Cf.* Jacobi, *S.B.E.*, xlv., p. 86.

7. अन्निओ रायसहस्सेहिं सुपरिच्चाई दमं चरे ।
जयनामो जिणक्खायं पत्तो गइमणुत्तरं ॥

—*Uttarādhyayana*, *Adhyayana* XVIII, v. 43. *Cf.* Jacobi, *op. cit.*, pp. 85-87; Raychaudhuri, *op.* and *loc. cit.*

8. . . . रायसीहो . . . *Uttarādhyayana, Adhyayana* XX, v. 58.

આ માટે આપણે મગધ સામ્રાજ્યના વિસ્તાર અર્થે શૈશુનાગ રાજાઓએ કરેલ યુદ્ધો અને દાવપેચોમાં ઉતરવાની આવશ્યકતા નથી; આપણે તો માત્ર જે કેટલાંક મહાજનપદો ખુલ્લી રીતે હાર્યાં હતાં અથવા જેમણે પરોક્ષ રીતે મગધનું આધિપત્ય સ્વીકાર્યું હતું તેજ માત્ર વર્ણવવાનું છે.

પ્રાચીન બૌદ્ધ ગ્રંથો બિંબિસારના સમયની ભારતવર્ષની રાજકીય પરિસ્થિતિ પર પૂરતો પ્રકાશ ફેંકે છે. ડૉ. રાઇસ ડેવિડસ લખે છે કે "કેટલાંક પ્રજાસત્તાક રાજ્યો ઉપરાંત ચાર મહાન રાજ્યો હતા."[1] બીજું નાનાં સ્વતંત્ર રાજ્યોની સાથે સાથે કેટલાંક અનાર્ય રાષ્ટ્રો પણ હતાં. આપણે જોઈ ગયા તેમ સ્વતંત્ર રાજ્યોમાં વૈશાલીના વજ્જીઓ અને કુસિનારા તથા પાવાના મલ્લકિઓ મુખ્ય હતા. આમ છતાં તે સમયના રાજકીય ઇતિહાસમાં બીજાં સ્વતંત્ર રાજ્યો કે રાષ્ટ્રો નહિ, પણ પ્રસેનજિત, ઉદાયન, પ્રદ્યોત, અને બિંબિસારથી અનુક્રમે રાજ્ય કરાતા કોસલ, વત્સ, અવંતી અને મગધ એ ચારજ મુખ્ય ભાગ ભજવતા હતા.[2]

આમાંના પ્રભાવશાલી પડોશી રાજ્યો સાથે લગ્ન સંબંધ બાંધી મગધ રાજ્યના મૂળ સ્થાપક બિંબિસાર અથવા શ્રેણિકે પોતાની સત્તા મજબૂત કરી; જેમાંનો એક સંબંધ તેણે વૈશાલીની લાગવગ ધરાવતી લિચ્છવિ જાતિ સાથે અને બીજો કોસલના રાજવંશ સાથે બાંધ્યો હતો જેથી દાયજામાં એક લાખની આવકવાળો કાસી પ્રાંતનો એક વિભાગ તેને મળ્યો હતો.[3] આ લગ્નો વિષે આપણે આગળ કહી ગયા છીએ પરંતુ અહીં એટલું કહેવું પૂરતું છે કે આ સંબંધો રાજકીય દૃષ્ટિએ અગત્યના હતા કેમકે તે દ્વારા મગધની ઉત્તર અને પશ્ચિમે તેના વિસ્તારનો માર્ગ ખુલ્લો થયો. આમ દીર્ઘદર્શી રાજનીતિથી ઉત્તર અને પશ્ચિમના પડોશી રાજ્યોની દુશ્મનાવટ દૂર કરી બિંબિસારે અંગદેશની રાજધાની ચંપા જીતવા પોતાનું લક્ષ્ય દોર્યું. આપણે જાણીએ છીએ તે મુજબ આ અંગદેશ બિંબિસારે ખાલસા કર્યો તેના થોડાં વર્ષો પહેલાં કૌશામ્બિના શતાનીકે અંગની રાજધાની ચંપાનો નાશ કર્યો હતો. અંગના ઉમેરાથી મગધની મહત્તા અને ભવ્યતા શરુ થાય છે.[4] જૈન સાહિત્ય પણ તેને ટેકો આપે છે કેમકે તે જણાવે છે કે ચંપા રાજધાનીવાળા અંગદેશ પર મગધનો રાજકુમાર કૂણિક સ્વતંત્ર પ્રાંત તરીકે સત્તા ચલાવતો હતો.[5]

ડૉ૦ રાયચૌધરી કહે છે કે "આમ બિંબિસારે અંગ અને કાસીનો એક ભાગ પોતાના સામ્રાજ્યમાં ઉમેરી વિજય અને ઉત્કર્ષ દ્વારા તેનો વિસ્તાર એટલો તો વધાર્યો

1. Rhys Davids, *Buddhist India*, p. 1.

2. *Cf* Raychaudhuri, *op. cit.*, pp. 116, 120.

3. *Cf.* Pradhan, *op. cit.*, p. 214 ; Raychaudhuri, *op. cit.*, p. 124.

4. *Cf.* Smith, *Early History of India*, p. 33.

5. चम्पायां कूणिको राजा बभूव, . . . .—*Bhagavati*, *sut.* 300, p. 316. *Cf.* Dey *J.A.S.B.*, 1914, p. 322 ; Hemacandra, *Pariśishtaparvan*, Canto IV, vv. 1, 9 ; Raychaudhuri, *op. cit.*, p. 125 ; *Aupapātika-Sūtra*, *sut.* 6.

કે તે અશોકે કલિંગ જીતી પોતાની તલવાર મ્યાન કરી ત્યારે અટકયો. **મહાવગ્ગમાં** આપણે જોઈએ છીએ કે બિંબિસારનો પ્રદેશ ૮૦,૦૦૦ ગામોનો હતો, જ્યાંના મુખીઓ એક મહાન સભામાં મળતા હતા."[1]

શ્રેણિકના અનુગામી અજાતશત્રુ યા કૂણિકના સમયમાં બિંબિસારના મગધ સામ્રાજ્યની સત્તા ઉન્નતિના શિખરે હતી. તેણે કોસલને નમાવ્યો હતો અને કાસીને પોતાના રાજ્યમાં ભેળવી દીધું હતું; એટલુંજ નહિ પણ, જૈનો આપણને કહે છે તેમ વૈશાલીના રાજ્યને પણ તેણે મગધ સામ્રાજ્યમાં ઉમેર્યું હતું.[2] કોસલ સાથે થએલ યુદ્ધના પરિણામે પોતાના પિતાની માફક અજાતશત્રુને પણ કોસલની રાજકન્યા–પ્રસેનજીતની પુત્રી વજિરા મળી હતી અને તે સાથે કાસી પ્રાંતનો બીજો ભાગ પહેરામણીમાં મળ્યો હતો. આમ તેણે પોતાના પડોશી કોસલ પર પ્રાધાન્ય મેળવી છેવટે તેને મગધ રાજ્યના એક ભાગ તરીકે જોડી દીધું હતું,[3] કારણ કે ત્યાર બાદ તેનો સ્વતંત્ર રાજ્ય તરીકે ઉલ્લેખ મળતો નથી. આના કરતાં મલ્લકિ અને અન્ય મિત્ર રાજ્યો સહિત વૈશાલી પરનો અને તે સાથે કાસી–કોસલના રાજાઓ પરનો કૂણિકનો વિજય મગધ સામ્રાજ્યના વિસ્તારની દૃષ્ટિએ નિર્ણયાત્મક અને સંપૂર્ણ હતો.[4]

ડૉ૦ સ્મિથ કહે છે કે "એમ માની શકાય કે વિજેતાએ પર્વતની તળેટી રૂપ કુદરતી હદસુધી પોતાનો હાથ લંબાવ્યો હશે અને પરિણામે ગંગા અને હિમાલય વચ્ચેનો સમગ્ર પ્રદેશ ઓછા કે વત્તા અંશે મગધની સીધી સત્તાહેઠળ આવ્યો હશે."[5] પહેલેથીજ તેને મગધ સામ્રાજ્યના વિસ્તારમાં લિચ્છવિઓ આડખીલી રૂપ લાગ્યા હશે અને તેથી આપણે તેને નિશ્ચય કરતો જોઇએ છીએ કે "હું આ વજ્જીઓ ગમે તેવા બળવાન હોય તો પણ તેમને જડમૂળથી ઉખેડી નાંખીશ, હું તેઓને મારી નાંખીશ,

1. Raychaudhuri, *op.* and *loc. cit.* *Cf.* Pradhan, *op. cit.*, pp. 213-214.

2. वज्जी विदेहपुत्ते जइत्था, नवमलई नवलेच्छई कासीकोसलगा अट्ठारसवि गणरायाणो पराजइत्था ॥ —*Bhagavatī*, *sut.* 300, p. 315. Cf. *Āvaśyaka-Sūtra*, p. 684; Hemacandra, *Trishashṭi-Śalākā*, *Parva* X, v. 290, p. 168; Raychaudhuri, *op. cit.*, pp. 126-127.

3. *Cf.* Smith, *op. cit.*, p. 37; Raychaudhuri, *op. cit.*, p. 67; Pradhan, *op. cit.*, p. 215.

4. The *Bhagavatī* tells us that, in the war with Vaiśālī, Ajātaśatru is said to have made use of *Mahāsilākanṭaka* and *Rathamusala*. The first seems to have been some engine of war of the nature of a catapult which threw big stones. The second was a chariot to which a mace was attached, and which, running about, affected a great execution of men. For a full description of these two wonderful engines of war see *Bhagavatī*, *sut.* 300, 301, pp. 316, 319. *Cf.* Hoernle, *op. cit.*, Appendix II, pp. 59-60; Raychaudhuri, *op. cit.*, p. 129; Tawney, *Kathākosa*, p. 179.

5. Smith, *op.* and *loc. cit.* "Kūṇika-Ajātaśatru made protracted war on the confederacy of the Licchivis, the Mallakis and the eighteen *Gaṇarājās* of Kāsi-Kosala for more than sixteen years, and at last was able to effect their ruin, which it was his firm resolve to do, although his cause was unrighteous."—Pradhan, *op. cit.*, pp. 215, 216. *Cf.* Hoernle, *op. cit.*, Appendix I, p. 7,

હું આ વજ્જીઓનો સર્વથા નાશ કરીશ."[1] આમ કોસલ, લિચ્છવિ અને વજ્જીઓ સાથેનાં તેનાં યુદ્ધો આકસ્મિક ન હતાં, પરંતુ તે મગધ સામ્રાજ્યના વિસ્તારની સર્વસાધારણ યોજનાના પરિણામો હતા.

આ યુદ્ધોના પરિણામે વૈશાલી, વિદેહ, કાસી અને બીજા પ્રદેશોના જોડાણથી મગધના મહત્ત્વાકાંક્ષી રાજાને તેના જેટલાજ બીજા મહત્ત્વાકાંક્ષી અવંતીના રાજા પ્રદ્યોત સામે થવું પડ્યું હતું. અવંતીનાં પડોશી રાજ્યો તેનાથી બીતાં હતાં એ વાત મજ્ઝિમનિકાયના એ ઉલ્લેખથી સ્પષ્ટ છે કે અજાતશત્રુએ રાજગૃહના રક્ષણ માટે કીલ્લો બાંધ્યો હતો, કારણ કે એને પોતાના પ્રદેશ પર પ્રદ્યોતના હુમલાની બીક હતી.[2] આ વાત અશક્ય પણ નથી કારણ કે વૈશાલી અને કોસલના પતન અને પરાજય પછી મગધનું પ્રતિસ્પર્ધી માત્ર અવંતી જ બાકી હતું.

આમ કૂણિકના સમયમાં પૂર્વ ભારતના પ્રજાસત્તાક રાજ્યોસહિત બધાં રાજ્યો મગધમાં સમાઈ ગયાં હતાં. તેના પુત્ર અને અનુગામી ઉદાયિનના સમયમાં જૈન કથાનકો કહે છે કે મગધ અને અવંતી એક બીજાની સામે થઈ ગયાં હતાં.[3] સ્થવિરાવલિ અને બીજા જૈન ગ્રંથો જણાવે છે કે ઉદાયિન એક પ્રભાવશાલી રાજા હતો, જેણે લડાઈમાં કોઈ દેશના રાજાને હરાવી મારી નાંખ્યો હતો; તે રાજાનો પુત્ર ઉજ્જયિનિ ગયો હતો અને ત્યાંના રાજાને પોતાના દુઃખની વાત કહી હતી. અંતે પદભ્રષ્ટ કુમારે અવંતીના રાજાનો વિશ્વાસ મેળવ્યો હતો અને તેની મદદથી સાધુના વેશે ઉંઘતા ઉદાયિનનો વધ કર્યો હતો. વિશેષ નહિ તો પણ આ દંતકથા ઉત્તર હિંદના પ્રતિસ્પર્ધી એવા અવંતી અને મગધ એ બે મહાન રાજ્યોની હરિફાઈનો ચિતાર આપે છે.[4]

આ ઉપરાંત અવંતીપતિની લડાઈખોર વૃત્તિથી એટલું તો સ્પષ્ટ છે કે બન્ને વચ્ચેના કલહનું મૂળ ઉત્તરહિંદનું આધિપત્ય હતું. કથાસરિત્સાગર અને બીજી જૈન દંતકથાઓ જણાવે છે કે કૌશામ્બિ રાજ્યને આ સમયે પ્રદ્યોતના પુત્ર[5] અવંતીના રાજા પાલકે[6] પોતાના રાજ્યમાં જોડ્યું હતું. આમ અજાતશત્રુના સમયમાં શરૂ થયેલ મગધ-અવંતી કલહ ઉદાયિનના રાજ્યમાં પણ ચાલુજ હતો. "આ કલહનું છેવટ શૈશુનાગના નેતૃત્વ નીચે મગધના લાભમાં આવ્યું જેણે પુરાણમાં જણાવ્યા પ્રમાણે પ્રદ્યોતના વંશજોની કીર્તિ અને લાગવગનો નાશ કર્યો હતો;"[7] જોકે જૈન કથાનકો કહે છે કે ઉદાયિનના હાથે અવંતીનો વારંવાર પરાજય થયો હતો.[8]

1. *S.B.E.*, xi., pp. 1, 2. *Cf.* Law (B. C.), *Some Kshatriya Tribes of Ancient India*, p. 111. For a detailed description about Magadha and Vaiśālī conflict see *ibid.*, pp. 111-116.

2. *Cf.* Raychaudhuri, *op. cit.*, p. 123 ; Pradhan, *op. cit.*, p. 216.

3. अभूदसहनो नित्यमवन्तीशोऽप्युदायिनः—Hemacandra, *Pariśishṭaparvan*, Canto VI, v. 191. Cf. *Avaśyaka-Sūtra*, p. 690. *Cf.* Pradhan, *op. cit.*, p. 217.

4. *Cf.* Hemacandra, *op. cit.*, vv. 189-190, 208 ; *Āvaśyaka-Sutra*, *op.* and *loc. cit.*

5. *Cf.* Raychaudhuri, *op. cit.*, p. 131.

6. उज्जयिन्यां प्रद्योतसुतौ द्वौ भ्रातरौ-पालको, etc.—*Āvaśyaka-Sūtra*, p. 699.

7. Pradhan, *op. cit.*, p. 217. *Cf.* Raychaudhuri, *op. cit.*, p. 132.

8. उज्जयिनी . . . राजा . . . बहुशः बहुशः परिभूयते उदायिना.—*Āvaśyaka-Sūtra*, p. 690.

આમ એક પ્રશ્ન ઉદ્ભવે છે કે ઉદાયિનનો ઉત્તરાધિકારી કોણ હતો. ભારતના ઇતિહાસની વિવાદાસ્પદ અને અચોક્કસ હકીકતોમાં ઉતર્યા વિના એટલી પુનરુક્તિ બસ થશે કે મગધ–અવંતી કલહનું પરિણામ કોઇપણ શૈશુનાગના હાથ નીચે મગધના લાભમાં આવ્યું હતું;[1] જે આપણને શિશુનાગ યા નંદિવર્ધનને નામે જાણીતો છે અથવા તો ડૉ૰ પ્રધાન કહે છે તેમ તેનું નામ નંદિવર્ધન–શિશુનાગ હશે.[2]

આ રીતે શૈશુનાગની સત્તા દરમિયાન મગધ રાજ્યના ઉત્કર્ષનો વિચાર કર્યા પછી જૈન ધર્મના સંબંધનો ટૂંકમાં વિચાર કરીએ. અહીં એ વાત ધ્યાનમાં રાખવાની છે કે જુદા જુદા રાજાઓ અને વંશો જેમને જૈનો પોતાના ધર્માનુયાયી યા હિતચિંતક માને છે તેમના વિષે જે કાંઈ કહેવાયું છે અને કહેવાશે તેજ પ્રમાણે બૌદ્ધોએ પણ કહ્યું છે. ભારતીય ઇતિહાસની આ પરિસ્થિતિનાં ઘણાં કારણો છે; આપણે તેની વિગતમાં ઉતરવાની કાંઈ અગત્ય નથી કારણ કે તેમ કરવાથી આપણે ચોક્કસપણે કહી શકતા નથી કે અમુક રાજા ધર્મે જૈન કે બૌદ્ધ હતો. શિલાલેખો અને પ્રમાણભૂત ઐતિહાસિક દસ્તાવેજોની રજૂઆત વિના કોઇપણ વસ્તુ ઐતિહાસિક સત્ય તરીકે રજૂ કરી ન શકાય અને જ્યાં શાસ્ત્રો, તેમજ કેટલીક સાહિત્યિક અને લૌકિક દંતકથાઓજ આધાર તરીકે હોય ત્યાં તો શુદ્ધ સત્ય તારવવું જરા પણ સહેલું નથી.

પ્રથમ બિંબિસાર અથવા તો જૈનોના શ્રેણિક વિષે વિચારતાં એમ કહી શકાય કે બૌદ્ધોનો તેના સંબંધમાં ગમે તેટલો દાવો હોય તોપણ જૈનોએ રજૂ કરેલ પૂરાવા તે મહાવીરનો ભક્ત હતો તે સાબીત કરવા પૂરતા છે. તેના અને તેના ઉત્તરાધિકારી વિષે જૈનોએ એટલું બધું લખ્યું છે કે જૈન ધર્મ સાથેનો તેનો સંબંધ દર્શાવવા તેની કારકિર્દીનો કેટલોક ઉલ્લેખ કરવો પડશે. ઉત્તરાધ્યયનસૂત્ર આપણને કહે છે કે એક વખત શ્રેણિકે મહાવીરને નીચેનો પ્રશ્ન પૂછયો: “ હે યુવાન સાધુ ! યુવાવસ્થામાં આપે સંસારત્યાગ કર્યો, સુખોપભોગની વયે આપ એક શ્રમણ તરીકે વિચરો છો, હે મહાન સાધુ ! તે વિષયમાં આપનો ખુલાસો સાંભળવા હું ઉત્સુક છું.”[3]

આ સાંભળી નાતપુત્તે એક પ્રવચન કર્યું, જે સાંભળી રાજાને એટલો સંતોષ થયો કે તેણે પોતાની ઊર્મિઓ નીચેના શબ્દોમાં વ્યક્ત કરી: “ આપે મનુષ્યજન્મનો ઉત્તમોત્તમ ઉપયોગ કર્યો છે, આપ એક સાચા જૈન બન્યા છો, હે મહાન સંત ! આપ મનુષ્યજાતિ તેમજ આપની જાતિના રક્ષક છો, કારણ કે આપે જિનોનો માર્ગ ગ્રહણ કર્યો છે. આપ બધા અશરણના શરણ છો. હે પ્રભુ ! હું આપની ક્ષમા ચાહું છું. મને આપ સન્માર્ગે દોરો. મેં આપને આવો પ્રશ્ન પૂછી આપના ધ્યાનમાં વિક્ષેપ કર્યો છે અને ભોગવિલાસ માટે લલચાવ્યા છે, આ બધા માટે આપ મને ક્ષમા કરો.”[4]

1. *Cf.* Pradhan, *op. cit.*, pp. 217, 220 ; Raychaudhury, *op. cit.*, pp. 133-134.
2. *Cf.* Pradhan, *op. cit.*, p. 220 ; Raychaudhuri, *op. cit.*, pp. 132-133.
3. Jacobi, *S.B.E.*, xlv., p. 101.
4. *Ibid.*, p. 107

અહીં સમાપ્તિ કરતાં ઉત્તરાધ્યયન સાચુંજ કહે છે કે "આ રીતે જ્યારે રાયસિંહે મહાન ભક્તિથી અનગાર સાધુઓમાં સિંહ સમાન મહાવીરની સ્તુતિ કરી ત્યારથી તે પોતાની રાણીઓ, સંબંધીઓ અને સેવકો સહિત શુદ્ધ મનથી સંઘનો એકનિષ્ઠ ભક્ત બન્યો."[1]

બિંબિસારનો લગ્નસંબંધ વર્ધમાનના મામા ચેટકની પુત્રી ચેલ્લણા સાથે થયેલો આપણે જોઇ ગયા; સાધ્વી બેનો તથા પોતાની ફૂઈ ત્રિશલા જે ભ૦ મહાવીરની માતા હતી તે સંબંધના કારણે તે મહાવીરના પ્રસંગમાં સ્વાભાવિક રીતેજ આવી હતી.[2] બિંબિસારના ઉત્તરાધિકારી અજાતશત્રુની માતા હોવાથી તે મગધાધિપતિની પટરાણી હોવી જોઇએ તેથી તેની આ વૃત્તિ ધ્યાન ખેંચે છે; આમ હોવાથી દિવ્યાવદાન અજાતશત્રુને વૈદેહીપુત્ર કહે છે અને અન્ય સ્થળે ઉમેરે છે કે "રાજગૃહમાં બિંબિસાર રાજ્ય કરે છે, વૈદેહી તેની મહાદેવી યા પટરાણી છે અને તેનો પુત્ર અજાતશત્રુ યુવરાજ છે."[3]

આ ઉપરાંત બૌદ્ધ ગ્રંથો ચેલ્લણાને વૈદેહી કહે છે અને તેજ ન્યાયે "અજાતશત્રુને વેદેહિપુત્તો અર્થાત્ વિદેહની કુમારીના પુત્ર તરીકે નિર્દેશે છે."[4] આમ છતાં થુસ અને તચ્છસૂકર જાતકો ઉપરની કેટલીક ટીકાઓ જણાવે છે કે અજાતશત્રુની માતા કોસલરાજની બેન હતી; ટીકાકારે અહીં બિંબિસારની બે રાણીઓ વચ્ચે ગૂંચવણ ઉભી કરી છે.[5] જૈન માન્યતા સ્વીકારણીય છે કેમકે કૂણિક ચેલ્લણાનો એક પુત્ર હતો અને તેથી મહાવીરની જેમ તે પણ વેદેહિપુત્તો કહેવાતો.[6]

ચેલ્લણા અને કોસલદેવી ઉપરાંત બિંબિસારને બીજી અનેક રાણીઓ હતી તે બૌદ્ધ અને જૈન ગ્રંથોથી જણાય છે.[7] આ મુજબ ચેલ્લણાના કૂણિક, હલ્લ અને વિહલ્લ એ ત્રણ

1. एवं थुणित्ताण स रायसीहो
अणगारसीहं परमाइ भत्तीए ।

—*Uttarādhyayana, Adhyayana* XX, v. 58. *Cf.* Jacobi, *op.* and *loc. cit.*

2. एकदा च प्रवृत्ते शिशिरर्तुर्भयंकरः । . . . तदा . . . ॥ देव्या चेलणया सार्धम् . . . नृपः । वीरं . . . वन्दितुमभ्यगात् ॥—Hemacandra, *Trishashṭi-Śalākā, Pa va* X, vv. 6, 10, 11, p. 86. "Once upon a time, when a great stress of cold had fallen on the country, the king went with Queen Cellaṇā to worship Mahāvīra."—Tawney, *op. cit.*, p. 175. For further references abouth this see *ibid.*, p. 239.

3. *Rājagrahe rājā Bimbisāro . . . tasya Vaidehi mahādevī Ajātaśatruḥ putraḥ*, Cowell and Neil, *Divyāvadāna*, p. 545. *Cf. ibid.*, p. 55; Law (B. C.), *op. cit.*, p. 107.

4. *Ibid.*, p. 106. *Cf. Saṁyutta Nikāya*, pt. ii., p. 268; Raychaudhuri, *op. cit.*, p. 124; Rhys Davids, *C.H.I.*, i., p. 183.

5. Law (B. C.), *op.* and *loc. cit. Cf.* Fausböll, *Jātaka*, iii., p. 121, and iv., p. 342; Raychaudhuri, *op.* and *loc. cit.*; Rhys Davids, *op. cit.*, p. 183; Rhys Davids (Mrs.), *The Book of Kindred Sayings*, pt. i., p. 109, n. 1.

6. कोणिकः, . . . चेल्लणाया उदरे उत्पन्नः.—*Āvaśyaka-Sūtra*, p. 678. . . . विदेहपुत्ते जइत्था. . . . —*Bhagavatī*, *sūt.* 300, p. 315; विदेहपुत्ते'ति कोणिकः, . . .—*Ibid.*, *sūt.* 301, p. 317. *Cf.* Rhys Davids, *Buddhist India*, p. 3; Pradhan, *op. cit.*, p. 212.

7. *Cf. Bhagavatī*, *sūt.* 6, p. 11; *Antagaḍa-Dasāo*, *sūt.* 16, 17, p. 25; Barnett. *op. cit.*, p. 97.

પુત્રો[1] ઉપરાંત એને બીજા પણ પુત્રો હતા, જે બધાનાં નામો મળતાં આવતાં હોય કે નહિ તો પણ બન્નેના ગ્રંથોમાં જોવામાં આવે છે.[2] શ્રેણિકના આ બધા પુત્રો અને રાણીઓ વિષે જૈન ગ્રંથોનો એવો દાવો છે કે તેમાંના ઘણા ખરા મહાવીરના સંઘમાં ભળ્યા હતા અને નિર્વાણ પામ્યા હતા.[3] જૈનોનો આ દાવો થોડી ઘણી અતિશયોક્તિ સિવાય અસંભવિત તો નથી જ. મહાવીરે દુ:ખી જનસમાજ સમક્ષ જે મહાન સંદેશ મૂક્યો તેમાં તેમના સંબંધીઓએ જ્વલંત ભાગ લીધો હોય તે સ્વાભાવિક છે. મહાવીર અને તેમના રાજવંશી અનુયાયીઓની વાત બાજુ પર મૂકીએ તો પણ શ્રેણિક સંબંધી જૈનોની સાહિત્યિક અને લૌકિક દંતકથાઓ એટલી વ્યવસ્થિત અને વિવિધ છે કે પોતાના મહાન આશ્રયદાતા રાજવી પ્રતિ જૈનો જે માન ધરાવતા તેની તે સાક્ષી પૂરે છે[4] અને સુભાગ્યે તેની ઐતિહાસિકતા શંકાથી પર છે.

હવે જૈનોના કૂણિકનો વિચાર કરતાં જણાય છે કે તેના સંબંધી કથાઓ તેના પિતા શ્રેણિક જેટલી હૃદયંગમ નથી, જોકે તેના જીવનના લગભગ બધાય પ્રસંગોપર પ્રકાશ ફેંકતું ઘણું સાહિત્ય લભ્ય છે.[5] આમ છતાં જૈનો અને બૌદ્ધો પ્રતિ આ મહાન રાજાની વૃત્તિ સ્પષ્ટ કરતી તેની કારકિર્દીમાંથી એક વસ્તુ મળે તેવી છે.

કૂણિકના જીવનનો આ પ્રસંગ મગધની રાજગાદી સાથે સંકળાયેલો છે; બૌદ્ધો નિશ્ચિંતપણે કહે છે કે "તેનો પુત્ર અજાતશત્રુ બિંબિસારને ખંજરથી મારવાની અણીપર હતો ત્યારે અધિકારીઓએ તેને પકડી લીધો હતો, પરંતુ બિંબિસારે પોતાની

1. *Cf. Āvaśyaka-Sūtra*, p. 679; Raychaudhuri, *op. cit.*, p. 126. "Bimbisāra is said to have contracted marriage alliances with the kings of several states. These we may be sure, were quite common in ancient India."—Beni Prasad, *The State in Ancient India*, p. 163.

2. *Cf. Āvaśyaka-Sūtra*, p. 679; *Aṇuttarovavāiya-Dasāo, sut.* 1, 2, pp. 1-2; Barnett, *op. cit.*, pp. 110-112; Raychaudhuri, *op.* and *loc. cit.*; Pradhan, *op. cit.*, p. 213.

3. सेणियमज्जाण . . . सिद्धा.—*Antagaḍa-Dasāo, sut.* 16-26, pp. 25-32. *Cf.* Barnett *op. cit.*, pp. 97-107; *Āvaśyaka-Sūtra*, p. 687; Hemacandra, *op. cit.*, v. 406, p. 171. Of the sons of Śreṇika, Halla, Vehalla, Abhaya, Nandisena, Meghakumāra and others are said to have joined the order of Mahāvira. Cf. *Aṇuttarovavāiya-Dasāo, sut.* 1, p. 1; *ibid., sut.* 2, p. 2; Barnett, *op. cit.*, pp. 110-112; *Āvaśyaka-Sūtra*, pp. 682, 685

4. For Śreṇika's attachment towards Mahāvira see सेणिए राया, चेल्लणा देवी ॥ . . . परिसा निग्गया, धम्मो कहिओ.—*Bhagavatī, sut.* 4, 6, pp. 6, 10; मेहस्स कुमारस्स अम्मापियरो . . . समणं भगवं महावीरं . . . वंदंति नमंसंति एवं वदासी . . .—अम्हे णं देवाणुप्पियाणं सिस्सभिक्खं दलयामो.—*Jñātā-Sūtra, sut.* 25, p. 60. Cf. *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, p. 20. (श्रेणिकः) राजा भणति—अहं युष्मासु नाथेषु कथं नरकं गमिष्यामि?—*Āvaśyaka-Sūtra*, p. 681. In this way many more such references about Śreṇika can be gathered from the Jaina canonical books, but for our purpose suffice it to say that the Jainas respect him as 'the first Tirthankara of the coming age. श्रेणिकराजजीवः पद्मनाभो जिनेश्वरः—Hemacandra, *op. cit.*, v. 189, p. 179. *Cf.* Tawney, *op. cit.*, p. 178.

5. About the whole of *Aupapātika*, the first *Upāṅga* of the Jainas, deals with Ajātaśatru. Besides this we get references about him in the *Bhagavatī*, the *Uvāsaga-Dasāo*, the *Antagaḍa-Dasāo*, and many other places. Kūṇika has been fully dealt with by the Jainas.

રાજસત્તા તેને સોંપી. આમ છતાંય અજાતશત્રુએ તેને ભૂખે મરવા દીધો અને પાછળથી બુદ્ધ પાસે પોતાના પાપનો પશ્ચાત્તાપ કર્યો."[1] આથી વિરુદ્ધ જૈનો આ પ્રસંગ જુદી જ રીતે વર્ણવે છે. તેમની માન્યતા મુજબ બુદ્ધના પિતૃઘાતક અજાતશત્રુએ જો કે પોતાના પિતાને કેદ કર્યો હતો અને તેને બહુદુઃખ દીધું હતું, પરંતુ શ્રેણિકનું મરણ એવા સંજોગોમાં થયું હતું કે એના અકાળ મૃત્યુના અને પુત્રના શુભ ઇરાદાની ગેરસમજના કારણે પિતા અને પુત્ર બન્નેને માટે તિરસ્કારને બદલે આપણને દયા આવે છે.

આ વિષેની જૈનોની દંતકથા નીચે પ્રમાણે છેઃ કૂણિકને પોતાનો ઉત્તરાધિકારી બનાવવાનો શ્રેણિકનો નિશ્ચય છતાં પોતાના ભાઈ કાલ આદિની ઉશ્કેરણીથી ઉતાવળે શંકિત બની કૂણિકે પોતાના બાપને કેદ કર્યો. આ કારાવાસ દરમિયાન કૂણિકે તેના પ્રતિ અમાનુષિક વર્તન ચલાવ્યું તેમ છતાં તેની માતા ચેલ્લણા શ્રેણિકની સગવડ સાચવતી હતી. એક વખત એમ બન્યું કે કૂણિક પોતાના બાળપુત્ર ઉદાયિનને ખોળામાં લઈ ભોજન કરતો હતો તે વખતે તેનો પેશાબ ભોજનના થાળમાં પડ્યો, પરંતુ તેની પરવા કર્યા વિના તેણે ભોજન ચાલુ રાખ્યું. ત્યાર પછી તેણે પાસે બેઠેલ પોતાની માતાને પૂછ્યું કે "હે માતા! કોઇપણ મનુષ્ય પોતાના પુત્રને આટલા પ્રેમથી ચાહતો હશે?" માતાએ કહ્યું કે "હે પાપી રાક્ષસ! સાંભળ, તારો જન્મ થયો ત્યારે તું દુષ્ટ ગ્રહવાળો જણાયાથી હું તને અશોકવાડીમાં મૂકી આવી હતી. તારા પિતાએ તે જાણ્યું ત્યારે તે પોતે તને ત્યાંથી લાવ્યા અને તારું નામ અશોકચંદ્ર રાખ્યું. ત્યાં કૂકડાએ તારી આંગળી કરડી હતી તેથી આંટણ થતાં તારું નામ કૂણિક પડ્યું. તારી તે આંગળીએ સોજો આવ્યો અને પાકી ત્યારે તને અસહ્ય પીડા થતાં રસીથી ખરડાયેલ તે આંગળી તારા પિતાએ પોતાના મુખમાં રાખતાં તને શાંતિ થઈ; આટલું તે તને ચાહતા હતા." કૂણિકે જ્યારે આ સાંભળ્યું ત્યારે તેને પશ્ચાત્તાપ થયો. તેણે કહ્યું "મેં મારા પિતાને આવો ખરાબ બદલો આપ્યો!" આમ બોલી તે તરતજ પોતાના પિતાની બેડી તોડવા લોઢાનો એક ઘણ લઈ દોડ્યો. દરમિયાન બંદિખાનાના રક્ષકોએ શ્રેણિકને કહ્યું કે "ઘણા અસ્થિર મને કૂણિક પોતાના હાથમાં લોઢાનો ઘણ લઈ આવે છે અને તેનો ઇરાદો શું છે તે જાણી શકાતું નથી." આ સાંભળતાં શ્રેણિકને લાગ્યું કે તે મને બહુજ દુઃખદ રીતે મારી નાંખશે તેથી તેણે તાલપુટ વિષ લીધું અને બેડી તોડવા કૂણિક તેની પાસે આવી પહોંચે તે પહેલાં તેણે પ્રાણત્યાગ કર્યો. કૂણિક પિતાના આ અવસાનની ઘટનાથી ખૂબ દુઃખી થયો અને અધિકારીઓએ સમજાવવા છતાં તેણે સ્નાન કે ભોજન કર્યાં નહિ. પિતાના અવસાનનું દુઃખ ભૂલવા તેણે રાજગૃહ છોડી ચંપાને રાજધાની બનાવી.[2]

જૈનોએ રજૂ કરેલ કૂણિકના જીવનનો આ પ્રસંગ એમ પુરવાર કરે છે કે તેણે પોતે શ્રેણિકનું ખૂન કર્યું ન હતું તેમજ તેને ભૂખે માર્યો પણ ન હતો; કારણ કે આમાં કાંઈપણ

1. Pradhan, *op. cit.*, p. 214. *Cf.* Rockhill, *op. cit.*, pp. 95 ff.; Rhys Davids, *Dialogues of the Buddha*, pt. i., p. 94; Raychaudhuri, *op. cit.*, pp. 126-127; Rhys Davids (Mrs), *op. cit.*, pp. 109-110.

2. Cf. *Āvaśyaka-Sūtra*, pp. 682-683; Hemacandra, *op. cit.*, pp. 161-164; Tawney, *op. cit.*, pp. 176-178.

અસ્વાભાવિક કે અસંભવિત વસ્તુ નથી. આ વસ્તુ એ પણ સિદ્ધ કરે છે કે જૈનો કૂણિકના પ્રસંગમાં ખૂબ આવ્યા હતા, નહિતો તેઓએ પણ આ પ્રસંગને બૌદ્ધોની માફક જુદું જ રૂપ આપ્યું હોત.[1]

ઉપરોક્ત વસ્તુને બૌદ્ધ સાહિત્ય મારફત તપાસતાં પણ ટેકો મળે છે, કારણ કે તે જણાવે છે કે અજાતશત્રુને દેવદત્તે તેના પિતાનું ખૂન કરવા પ્રેર્યો હતો. આ દેવદત્ત એકવાર બુદ્ધનો શિષ્ય હતો કે જે પાછળથી તેનો દુશ્મન બન્યો અને પરિણામે બૌદ્ધ કથાનકમાં તેણે જૂડાઝ-ઇસ્કારિયેટનો ભાગ ભજવ્યો હતો.[2] વળી બુદ્ધ પાસે કૂણિકે કરેલ પશ્ચાત્તાપની ટીકા કરતાં રાઇસ ડેવીડસ જણાવે છે કે "વાતચીતના અંતે રાજાએ ભવિષ્યમાં બુદ્ધને માર્ગદર્શક તરીકે સ્વીકારી પોતાના પિતાના ખૂનનો પશ્ચાત્તાપ કર્યાનું સૂચન છે. આમ છતાં તેણે સ્વધર્મનો ત્યાગ કે હૃદય પલટો કરી બૌદ્ધ સિદ્ધાંતો અમલમાં મૂક્યાનો કંઈ પુરાવો નથી. વળી જે કંઈ જાણીએ છીએ તે મુજબ પછી તે કદી બુદ્ધ કે તેના સંઘના કોઈ સભ્યને નૈતિક ચર્ચા માટે મળ્યો પણ નથી તેમજ બુદ્ધના સમયમાં સંઘને તેણે કંઈ ખાસ લાભ કરી આપ્યો હોય તે પણ જાણવામાં નથી."[3]

બુદ્ધ અને અજાતશત્રુ પરસ્પર કેવા અભિપ્રાય ધરાવતા તે બૌદ્ધ સાહિત્યના નીચેના ઉલ્લેખો સ્પષ્ટ કરે છેઃ "પછી દેવદત્ત અજાતશત્રુ પાસે ગયો અને કહ્યું કે 'હે રાજન્, આપના માણસોને હુકમ કરો કે શ્રમણ ગૌતમને હું મારી નાંખી શકું.' પછી અજાતશત્રુએ હુકમ આપ્યો કે 'માનનીય દેવદત્ત કહે તેમ તમે કરો.'"[4]

કૂણિકે ભ૦ બુદ્ધ પાસે કેવો પશ્ચાત્તાપ કર્યો હશે તે આ ફકરો સ્પષ્ટ કરે છે. વળી બુદ્ધ પણ તેના વિષે કેવો અભિપ્રાય ધરાવતા તે નીચેના વાક્યથી જણાય છેઃ "ભિક્ષુકો! પ્રતિષ્ઠિત રાજકન્યાનો પુત્ર, મગધનો રાજા અજાતશત્રુ પાપનો સહોદર અને સાક્ષી છે."[5]

1. "It is probable, however, that the story is the product of *odium theologicum*, or sectarian rancour, which has done so much to falsify the history of ancient India. . . . . Later when, in consequence of Aśoka's patronage, Buddhism became pre-eminent in Northern India, leanings towards Jainism became criminal in the eyes of ecclesiastical chroniclers, who were ready to blacken the memory of persons deemed heretical with unfounded accusations of the gravest character."—Smith, *op. cit.*, pp. 33, 37.

2. Rhys Davids, *Buddhist India*, pp. 13-14. *Cf.* Rhys Davids and Oldenberg, *S.B.E.*, xx., pp. 238-265. And Devadatta went to Ajātaśatru the prince and said to him: "In former days, Prince, people were long-lived, but now their term of life is short. It is quite possible, therefore, that you may complete your time while you are still a prince. So do you, Prince, kill your father and become the *Rājā*, and I will kill the blessed one and become Buddha."—*Ibid*, p. 241.

3. Rhys Davids, *op. cit.*, p. 15.

4. Vinaya Texts, pt. iii., p. 243.

5. Rhys Davids (Mrs), *op. cit.*, p. 109.

**ઔપપાતિક** અને બીજા જૈન ગ્રંથો જણાવે છે કે કૂણિક વારંવાર પોતાની રાણીઓ અને ભારે રસાલા સાથે નાતપુત્તને વંદન કરવા જતો. વૈશાલીના રાજા ચેટક અને ચંપાના દધિવાહનના પ્રસંગોમાં જણાવ્યા પ્રમાણે કૂણિક એકથી વધારે વખત મહાવીરના સંસર્ગમાં આવ્યો હતો અને જૈનધર્મ પ્રતિ સંપૂર્ણ સન્માન અને પ્રતિષ્ઠા ધરાવતો.[1] તેનો મહાવીર પ્રતિ પ્રેમ અને જિન પ્રરૂપિત સિદ્ધાંત પરની તેની શ્રદ્ધા વર્ધમાન અને તેમના શિષ્યો સમક્ષ તેણે ઉચ્ચારેલ નીચેના શબ્દો વ્યક્ત કરે છે: "હે ભગવંત! આપે સત્ય જ કહ્યું છે, સત્ય ધર્મનો માર્ગ દર્શાવ્યો છે. આપનો મોક્ષ અને શાંતિનો માર્ગ અદ્વિતીય છે...."[2]

કૂણિકના ઉત્તરાધિકારી ઉદય અથવા ઉદાયિનનો વિચાર કરતાં જૈનો અને બૌદ્ધો અનેક દંતકથા રજૂ કરે છે. ડૉ૦ રાયચૌધરી કહે છે કે "પુરાણ પ્રમાણે અજાતશત્રુનો ઉત્તરાધિકારી દર્શક હતો.[3] અધ્યાપક ગીગર તે ભૂલભર્યું માને છે કેમકે પાલી શાસ્ત્રો નિશ્ચિત રીતે જણાવે છે કે ઉદાયિભદ્ર અજાતશત્રુનો પુત્ર હતો અને પ્રાયઃ તેનો ઉત્તરાધિકારી પણ હતો.[4] ભાસના **સ્વપ્નવાસવદત્તે** જો કે મગધના રાજા તરીકે દર્શકનો સ્વીકાર કર્યો છે તો પણ જૈન અને બૌદ્ધ પ્રમાણો સામે દર્શક એ અજાતશત્રુનો સીધો પહેલો ઉત્તરાધિકારી હતો તેમ નક્કી કહી શકાય તેમ નથી."[5]

જે જૈન પ્રમાણોનો વિદ્વાન ડૉકટર ઉલ્લેખ કરે છે તે હરિભદ્રની **આવશ્યકટીકા**,[6] હેમચંદ્રના[7] ત્રિશષ્ટિશલાકા અને પરિશિષ્ટપર્વ તેમજ ટૉનીના[8] કથાકોશ છે. આ ગ્રંથોની કથાઓ પાલી શાસ્ત્રોની દંતકથાઓને આથી વધુ મળતી આવતી નથી. ડૉ૦ પ્રધાનના શબ્દોમાં "**મહાવંસ** પ્રમાણે અજાતશત્રુને તેના પુત્ર ઉદાયિભદ્રે મારી નાંખ્યો,[9] પરંતુ **સ્થવિરાવલિ** આપણને કહે છે કે ઉદાયિન પિતાના મૃત્યુથી દુઃખી થયો હતો અને રાજધાની ચંપા બદલી પાટલીપુત્ર આવ્યો હતો."[10]

1. Cf. *Aupapātika, sūt.* 12, 27, 30, pp. 24, 25, 57, 58, 59, 63, 64; Stevenson (Mrs), *op. cit.*, p. 40; Hemacandra, *Parisishtaparvan*, Canto IV, vv. 1, 9, 33, 35; *Āvaśyaka-Sūtra*, pp. 684, 687; Hoernle, *op. cit.*, ii., p. 9.

2. तए णं कूणिए राया . . . महावीरं . . . वंदति . . . एवं वयासी-सुअक्खाए ते भंते! etc.—*Aupapātika, sūt.* 36, p. 83.

3. *Cf.* Pargiter, *Dynasties of the Kali Age*, pp. 21, 69; Pradhan, *op. cit.*, p. 217.

4. *Cf.* Geiger, *Mahāvaṁsa, Paricchedo* IV, vv. 1-2.

5. Raychaudhuri, *op. cit.*, p. 130. "The order of succession in the *Vishṇu* which inserts Daraśaka between Ajātaśatru and Udāyaśva must be rejected. . . ."—Pradhan, *op.* and *loc. cit.* Darśaka may be one of Bimbisāra's many sons who managed the State affairs during the lifetime of his father. Cf. *ibid.*, p. 212.

6. कोणिकः . . . मृतः . . . तदा राजान उदायिनं स्थापयन्ति, . . . —*Āvaśyaka-Sūtra*, p. 687.

7. Hemacandra, *op. cit.*, v. 22. Cf. *Trishashṭi-Śalākā, Parva* X, v. 426, p. 172.

8. *Cf.* Tawney, *op. cit.*, p. 177.

9. *Cf.* Geiger, *op. cit.*, v. 1.

10. Pradhan, *op. cit.*, p, 216. Cf. *ibid.*, p. 219. "The Ceylonese chronicles states that all the kings from Ajātaśatru were parricides."—Raychaudhuri, *op. cit.*, p. 133; Hemacandra, *Parishishṭaparvan*, Canto VI, vv. 32-180, Cf, *Āvaśyaka-Sūtra*, pp. 687, 689.

આ જૈન દંતકથાને વાયુપુરાણ ટેકો આપે છે. તે જણાવે છે કે ઉદાયિએ પોતાના રાજ્યના ચોથા વર્ષે કુસુમપુર (પાટલીપુત્ર[1]) વસાવ્યું[2] અને તેથી નિશ્ચિત થાય છે કે ઉદાયિન પોતાના પિતાના મૃત્યુમાટે જવાબદાર નથી. સત્તા અને પ્રતિભાની લાલચે પિતાના જીવન પ્રત્યેની સ્વાભાવિક લાગણીને ઉંચી મૂકનાર અજાતશત્રુના જેવું ઉદાયિનું ચિત્ર દોરવાને બૌદ્ધોને શું કારણ હશે તે સમજાતું નથી. મહાવંસની આ દંતકથામાં જો કાંઈ વજૂદ હોત તો જૈન લેખકો કૂણિકની માફક તેના વિષે લખ્યા વિના ન જ રહ્યા હોત.

બીજી તરફ જૈનો જણાવે છે કે તે એકનિષ્ઠ જૈન હતો. તેના હુકમથી નવી રાજધાની પાટલીપુત્રના મધ્યમાં એક સુંદર જૈન પ્રાસાદ બંધાયો હતો.[3] આ ઉપરાંત જૈન સાધુઓ પણ તેની પાસે જઈ શકતા હતા, તે વાત નીચેની હકીકત સ્પષ્ટ કરે છે કેમકે તેનું ખૂન તેના હાથે મરાયેલ એક રાજાના કુમારે સાધુ વેશમાં કર્યું હતું. આ પ્રસંગ પરથી એમ અનુમાન નીકળે છે કે એક આસ્તિક જૈનની માફક તે નિયમિત રીતે માસિક ધાર્મિક પર્વો પાળતો કારણ કે તેના પૌષધવ્રતના દિવસેજ છૂપાવેલ હથિયારવાળા નવીન મુનિસાથે સૂરિ તેના મહેલમાં ગયા હતા અને રાજાને ઉપદેશ આપ્યો હતો.[4]

ટૂંકમાં શૈશુનાગો કે જેમની સત્તા દરમિયાન મગધ સામ્રાજ્યે નિશ્ચિત સ્વરૂપ પ્રાપ્ત કર્યું હતું તેમને માટે જૈનોને આટલું કહેવાનું છે. એટલું સ્પષ્ટ કરવું જોઈએ કે જૈન ધર્મ સાથેના તેમના સંબંધને લગતી ઝીણી વિગતોમાં આપણે ઉતર્યા નથી, તેમજ આ પ્રકરણમાં આવતા બીજા વંશોની બાબતમાં પણ તેમજ કરવું યોગ્ય છે. આ પરથી એમ સમજવાનું નથી કે તે વિગતો અર્થ વગરની છે, પરંતુ ઉત્તરીય જૈનોનું સર્વસામાન્ય ઐતિહાસિક વિવેચન કરવા જતાં જુદા જુદા વંશો સાથેના તેમના સંબંધની વિગતોમાં ઉતરવું તે શક્ય અને ઇષ્ટ નથી.

ઉદાયિનના ઉત્તરાધિકારીઓનો વિચાર કરતાં બૌદ્ધ સાહિત્ય જણાવે છે કે તેના પછી અનિરુદ્ધ, મુણ્ડ અને નાગદાસક આવ્યા હતા અને તે ઉમેરે છે કે તે બધા પિતૃઘાતક હોવાથી "પ્રજાએ ગુસ્સે થઈ તે આખા વંશનો બહિષ્કાર કર્યો હતો અને છેવટે શુશુનાગ

1. "The choice of Pātaliputra was probably due to its position in the centre of the realm, which now included North Bihar. Moreover, its situation at the confluence of two large rivers (the Ganges and the Son) was important from the commercial as well as the strategic points of view. In this connection it is interesting to note that Kautilya recommends a site at the confluence of rivers for the capital of a kingdom."—Raychaudhuri, *op. cit.*, p. 131.

2. *Cf.* Pargiter. *op. cit.*, p, 69; Pradhan, *op. cit.*, p. 216; Raychaudhuri, *op.* and *loc. cit.*

3. नगरनाभौ चोदायिना चैत्यगृहं कारितं, . . .—*Āvaśyaka-Sūtra*, p. 689. *Cf.* Hemacandra, *op. cit.*, v. 181.

4. स राजाऽष्टमीचतुर्दश्योः पौषधं करोति.—*Āvaśyaka-Sūtra*, p. 690. *Cf.* Hemcandra, *op. cit.*, v. 186; *ibid.*, vv. 186-230; Charpentier, *C. H. I.*, i, p. 164.

( શિશુનાગ ) નામના અમાત્યને ગાદીએ બેસાડ્યો હતો."[1] તેમ છતાં જૈન અને પૌરાણિક દંતકથાઓ આ અનિરૂદ્ધ અને બીજા દુર્બળ રાજાઓને વિસારી મૂકે છે યા તેમની ગણના કરતા નથી અને બૌદ્ધોના ઉદાયિભદ્દના ઉત્તરાધિકારી તરીકે કોઈ નંદ અથવા નંદિવર્ધનને મૂકે છે.[2]

જૈનો જણાવે છે કે ઉદાયિ બીનવારસ મરણ પામતાં અમાત્યોએ શણગારેલ હાથી, ઘોડો, છત્ર, ચામર અને કળશ એ પાંચ રાજચિન્હો શેરીઓમાં ફેરવતાં રસ્તામાં હજામથી થયેલ વેશ્યાના પુત્ર નંદના લગ્નના વરઘોડા પાસે આવ્યા ત્યારે એ પાંચે ચિન્હોએ તે નંદનો મગધના રાજા તરીકે અભિષેક કર્યો; તે પરથી તેને રાજા તરીકે સ્વીકારવામાં આવ્યો. આ બનાવ ભ૦ મહાવીરના નિર્વાણ પછી ૬૦ વર્ષે બન્યો અર્થાત્ તે વખતે નંદ ગાદીએ બેઠો.[3]

મહાવીર નિર્વાણની તારીખ વિચારતાં આપણે જોયું કે વર્ધમાનના નિર્વાણ પછી ૧૫૫ વર્ષે મૌર્યો મગધની ગાદીએ આવ્યા; આમ નંદ અને તેમના વંશજોને ફાળે ૯૫ વર્ષ આવે છે. ડૉ૦ પ્રધાન જણાવે છે કે "આ હકીકત પૌરાણિક દંતકથાને બરાબર મળતી આવે છે કે નંદોએ લગભગ સો વર્ષ રાજ્ય કર્યું. આમ પુરાણોએ પ્રાયઃ પ્રાચીન જૈન માન્યતા સ્વીકારી જણાય છે."[4]

આ ઉપરાંત તે વિદ્વાન ઉમેરે છે કે "નામની સમાનતાના કારણે આ૦ હેમચંદ્ર નંદિ યા નંદવર્ધન અને નંદ (=મહાપદ્મ) એ બેને એક સમજે છે એટલુંજ નહિ પણ નંદે ( મહાપદ્મે ) લગભગ ૧૦૦ વર્ષ ( સ્થવિરાવલિ મુજબ ૯૫ વર્ષ ) રાજ્ય કર્યું હતું એ ખોટી દંતકથાને ટેકો આપે છે."[5]

પરંતુ હેમચંદ્રે ઉપર બતાવ્યા મુજબ નામનો ગોટાળો કદી કર્યો જ નથી કેમકે હરિભદ્ર તથા હેમચંદ્ર એ બન્નેએ નવનંદોનો વિચાર કર્યો છે, જેમાંનો પહેલો નીચ કુલમાં જન્મ્યો હતો.[6] એમ કહેવું બરાબર નથી કે "હેમચંદ્રે નંદિ યા નંદવર્ધન અને નંદ (મહાપદ્મ) ને ભેળસેળ કરી દીધા છે." કારણ કે જો ઉદાયિનની ગાદી પર નંદિવર્ધન યા નંદવર્ધનનું વ્યક્તિત્વ સ્વીકારવામાં આવે તો તેને શૈશુનાગના વંશજ તરીકે માનવો પડે એ પ્રાચીન અને અર્વાચીન પ્રમાણોથી સ્પષ્ટ છે. ડૉ૦ રાયચૌધરી જણાવે છે કે "પુરાણો અને શિલોનના ઉલ્લેખો એકજ નંદવંશનું અસ્તિત્વ સ્વીકારે છે. આ ગ્રંથો નંદિવર્ધનને શૈશુનાગ વંશના રાજા તરીકે ઓળખે છે અને જે નંદવંશથી તદ્દન જુદો જ તરી આવે છે."[7]

1. Raychaudhuri, *op. cit.*, p. 133. *Cf.* Geiger, *op. cit.*, vv. 2–6; Pradhan, *op. cit.*, pp. 218-219; Smith, *op. cit.*, p. 36; Rapson, *C. H. I.*, i., pp. 312-313.

2. Cf. *Āvaśyaka-Sūtra*, pp. 690 ff.; Hemacandra, *op. cit.*, v. 242; Pargiter, *op. cit.*, pp. 22, 69.

3. नापितदास . . . राजा जातः—*Āvaśyaka-Sūtra*, p. 690. *Cf.* Hemacandra, *op. cit.*, vv. 231-243.

4. Pradhan, *op. cit.*, p. 218. *Cf.* Pargiter, *op. cit.*, pp. 26, 69.

5. Pradhan, *op. cit.*, p. 220. Cf. *ibid.*, p. 225.

6 . . . नवमे नन्दे . . .—*Āvaśyaka-Sūtra*, p. 693. *Cf.* Hemacandra, *op. cit.*, Canto VII, v. 3.

7 Raychaudhuri, *op. cit.*, p. 138, *Cf.* Pargiter, *op. cit.*, pp. 23, 24, 69; Smith, *op. cit.*, p. 51.

આમ સ્પષ્ટ છે કે જૈન કથામાં જરા પણ અસંદિગ્ધતા નથી કારણ કે ઉદાયિનને ઉત્તરાધિકારી ન હતો અને મગધનું રાજ્ય નંદોના હાથમાં ગયું હતું. શૈશુનાગનું સ્થાન નંદોએ કેમ પડાવી લીધું તે સંજોગોમાં આપણે ઉતરતા નથી. આપણે જોયું તે મુજબ એમ પણ બન્યું હોય કે ઉદાયિન પછી કેટલાક નબળા રાજાઓ થયા અને ડૉ૦ સ્મિથ કહે છે તેમ તે વંશના છેલ્લા મહાનંદિનને "શૂદ્ર સ્ત્રીથી મહાપદ્મ નંદ નામનો પુત્ર થયો જેણે રાજ્ય પડાવી લઈ નંદવંશની સ્થાપના કરી."[૧]

વિદ્વાન ઇતિહાસવેત્તાનું આ કથન જૈન દંતકથા કે નંદ હજામથી થયેલ વેશ્યાનો પુત્ર હતો તેને મળતું આવે છે. આ હકીકતને પુરાણો તેમજ એલેક્ઝાન્ડરના સમસમયી મગધરાજના પિતાના ગ્રીક વર્ણનો ટેકો આપે છે. પુરાણો તેને શૂદ્ર માતાથી જન્મેલો કહે છે.[૨] આમ આ બધું જૈન દંતકથાને ખૂબ મળતું આવે છે છતાં આ સાધનોની માન્યતા મુજબ નંદોની રાજસત્તા માત્ર બે પેઢી સુધી ચાલી હતી જે સમય ૫૫ વર્ષનો હતો.[૩] કર્ટિસ કહે છે કે "તેનો પિતા (અગ્રમ અથવા ઝન્દ્રમેસનો પિતા નંદ ૧લો અથવા મહાપદ્મ નંદ) ખરેખર હજામ હતો, જે રોજની મજુરીથી માંડમાંડ પોતાનું પુરૂં કરતો હતો; પણ તે સુંદર હોવાથી રાણીનો માનીતો હતો અને તેના દ્વારા રાજાનો વિશ્વાસપાત્ર બની બેઠો હતો. પાછળથી તેણે દગાથી પોતાના રાજાનું ખૂન કર્યું અને કુમારોના સંરક્ષક તરીકે કામ કરવાનો ઢોંગ કરી રાજસત્તા ખૂંચવી લીધી. તેણે રાજકુમારોને મારી નાંખી પોતાના પુત્રને ગાદીએ બેસાડ્યો જેણે વ્યવસ્થિત કારોબાર ચલાવવાના બદલે પોતાના પિતાની નકલ કરી અને પરિણામે પ્રજાએ તેને ધિક્કારી કાઢી તેની અવગણના કરી."[૪]

નંદોની અક્ષત્રિય ઉત્પત્તિ બાબતની જૈન અને અન્ય ઉલ્લેખોની સામ્યતા ઉપરાંત કાળક્રમમાં પણ જો સ્મિથ કહે છે તે મુજબ "આ બનાવ ઈ. સ. પૂર્વે ૪૧૩ અથવા તેની આસપાસ મૂકી શકાય"[૫] તો જૈનો સાચા છે કારણ કે આપણે જોયું તેમ મહાવીર નિર્વાણ જેને આપણે ઈ. સ. પૂર્વે ૪૬૧–૪૮૦ મૂક્યું છે તેના પછી ૬૦ વર્ષે મગધની સાર્વભૌમ સત્તા શૈશુનાગના હાથમાંથી નંદોના હાથમાં આવી. પુનરુક્તિ દોષ વહોરીને પણ કહેવું જોઇએ કે જૈનોએ સૂચવેલ નંદોનો સમય ૯૫ વર્ષ તે પૌરાણિક દંતકથાને મળતો છે. મેરુતુંગ અને બીજાઓ પર આધાર રાખતી દંતકથાઓની દૃષ્ટિએ વિન્સંટ સ્મિથ

1. Smith, *op. cit.*, p. 41.

2. *Cf.* Pargiter, *op. cit.*, pp. 25, 69; Raychaudhuri, *op. cit.*, p. 140; Pradhan. *op. cit.*, p. 226; Smith, *op. cit.*, p. 43; Rapson, *op. cit.*, p. 313.

3. *Cf.* McCrindle, *The Invasi m of India by Alexander the Great*, p. 409.

4. *Ibid.*, p. 222. Cf. *ibid.*, p. 282; Raychaudhuri, *op.* and *loc. cit.*; Pradhan, *op.* and *loc. cit.*; Smith, *op. cit.*, pp. 42-43; Jayaswal, *J.B.O.R.S.*, i., p. 88.

5. Smith, *op. cit.*, p. 43.

કહે છે કે "બુદ્ધિભ્રંશ કરીને જૈનો તે વંશને ૧૫૫ વર્ષનો ગણાવે છે,"[1] પરંતુ આપણે સ્વીકારેલ કાળગણના પ્રમાણે મહાન ઇતિહાસવેત્તાએ સૂચવેલાં ૧૫૫ વર્ષ નંદવંશનાં નહિ, પરંતુ તે કાળ મહાવીરનિર્વાણ અને ચંદ્રગુપ્તના રાજ્યારોહણ વચ્ચેના અંતરનું સૂચક છે. સંજોગો અનુસાર આપણે દર્શાવેલ સમય એને સ્વીકાર્ય છે કારણ કે કાળક્રમની યોજના પ્રમાણે તે પણ આ સમય ૯૧ વર્ષનો ગણાવે છે.[2]

આમ નીચ કુલમાં જન્મ, રાજ્યારોહણ દિવસ અને નંદોના સમય વિષે જૈન દંતકથાઓ અન્ય પ્રમાણો સાથે બંધબેસતી છે. આ રાજવંશના જૈનધર્મ સાથેના સંબંધની વિગતોમાં ઉતરતાં પહેલાં નંદોના સમયમાં ભારતવર્ષમાં મગધનું પ્રાધાન્ય ટકી રહ્યું હતું કે કેમ તે તપાસીએ. જુદા જુદા ઉલ્લેખોથી જણાય છે કે તે સમયમાં પણ મગધ એક અખંડ સામ્રાજ્ય તરીકે ટકી રહ્યું હતું, એટલુંજ નહિ પણ તેની સીમા એટલી દૂર ફેલાઈ હતી કે મહાન એલેક્ઝાન્ડર અને તેના સત્રપોના તાબામાં રહેલો ઉત્તરીય પશ્ચિમ વિભાગ ચંદ્રગુપ્તે પોતાના સામ્રાજ્યમાં ઉમેર્યો હતો અને અશોકે કાલિંગ દેશપર પોતાનો અધિકાર ફરી સ્થાપ્યો હતો.

પુરાણો મહાપદ્મ નંદ અથવા નંદ ૧લાને બધા ક્ષત્રિયોનો ઘાતક અર્થાત્ બીજો પરશુરામ કહે છે અને તેને ભૂમિના અનન્ય સમ્રાટ તરીકે સ્વીકારે છે.[3] ભારતના વિશાલ પ્રદેશોનું સંગઠન નંદની સત્તા નીચે થયાનું પુરણોનું કથન સર્વોત્કૃષ્ટ લેખકો પણ માને છે. તેઓ કહે છે કે એલેક્ઝાન્ડરના સમયમાં એકજ રાજસત્તા નીચે ઘણા શક્તિસંપન્ન પુરુષો દરિયાપાર રહેતા હતા, જેની રાજધાની પાલીભોત્ર યા પાટલીપુત્ર હતી. કર્ટિસ કહે છે કે ગંધાર અને પ્રાચીના રાજા અગ્રમે "પોતાના દેશના રક્ષણ માટે ૨૦,૦૦૦ હયદળ, ૨,૦૦,૦૦૦ પાયદળ, ૨,૦૦૦ ચાર ઘોડાના રથ અને તે ઉપરાંત સૌથી વિશેષ ભયંકર એવી હાથીસેના પણ રાખી હતી કે જેની સંખ્યા ૩,૦૦૦ સુધી પહોંચી હતી."[4] આ ઉપરાંત કોસલનો સમાવેશ નંદ રાજસત્તામાં હોવાનું કથાસરિત્સાગરનો એક ફકરો સૂચિત કરે છે જે જણાવે છે કે નંદ રાજાનો પડાવ અયોધ્યામાં હતો.[5] ખારવેલનો હાથીગુંફાનો લેખ આનું ખાસ આવશ્યક પ્રમાણ છે જે આપણે આગળ જોયા મુજબ કલિંગની નહેરના સંબંધમાં નંદરાજનો ઉલ્લેખ કરે છે. આનો સ્વાભાવિક અર્થ એ થાય કે નંદરાજાએ કલિંગ પર અધિકાર મેળવ્યો હતો.[6] ડૉ૦ રાયચૌધરીના શબ્દમાં કહીએ તો "નંદના કાલિંગ પરના અધિકારનો વિચાર કરતાં જણાય છે કે દક્ષિણ પ્રદેશોની જીત તદ્દન

1. *Smith, op. cit.*, p. 42.

2. *Ibid.*, p. 44.

3. *Cf.* Pargiter, *op. cit.*, pp. 25, 69.

4. McCrindle, *op. cit.*, pp. 221-222. Cf. *ibid.*, pp. 281-282; Smith, *op. cit.*, p. 42; Raychaudhuri, *op. cit.*, p. 141.

5. *Cf.* Tawney (ed. Penzer), *Kathā-Sarit-Sāgara*, i., p. 37; Raychaudhuri, *op.* and *loc. cit.*

6. *Cf.* Rapson, *op. cit.*, p. 315.

અસંભવિત જણાતી નથી. ગોદાવરી પર નૌ નંદ દેરા ( નન્દર[1] ) નામનું શહેર છે જે સૂચવે છે કે નંદનું સામ્રાજ્ય દક્ષિણના વિશાલ પ્રદેશ સુધી ફેલાયું હતું."[2]

આ ઉપરાંત આપણે આવતા પ્રકરણમાં જોઈશું કે શિલાલેખનો બીજો ફકરો કલિંગની જિનપ્રતિમા અને બીજો ખજાનો નંદ વિજય ચિન્હ તરીકે મગધ લઈ ગયાનો ઉલ્લેખ કરે છે. ખારવેલના આ શિલાલેખથી નંદોનો જૈનધર્મ સાથેનો સંબંધ ચર્ચાત્મક બને છે. આ અને બીજા નંદરાજના ઉલ્લેખવાળા ફકરા વિષે જે મુશ્કેલી છે તે નંદરાજની ઓળખાણને અંગે છે. મહાવીરના નિર્વાણની ચર્ચામાં આપણે જોયું કે જાયસ્વાલ, બેનરજી, સ્મિથ અને બીજાઓ કહે છે તેમ આ નંદરાજને નંદિવર્ધન માની લેવાનું કાંઈ કારણ નથી. આગળના શાર્પેન્ટિયરના પ્રમાણ ઉપરાંત પ્રો. ચન્દ જણાવે છે કે "નંદિવર્ધનને કલિંગ સાથે કાંઈ સંબંધ હતો કે નહિ તે સંબંધમાં પુરાણો ચૂપ છે, ઉલટું પુરાણો સ્પષ્ટ કહે છે કે શૈશુનાગ અને તેના પુરોગામીઓના સમયમાં કલિંગમાં ઉત્તરોત્તર ૩૨ સમકાલીન રાજાઓ થયા હતા.[3] તે નંદિવર્ધન નહિ, પરંતુ મહાપદ્મ નંદ હતો કે જે બધાને પોતાની સત્તા નીચે લાવ્યો હતો અને જેણે બધા ક્ષત્રિયો યા જૂના રાજવંશોનો નાશ કર્યો હતો. આમ આપણે હાથીગુંફાના શિલાલેખમાં દર્શાવેલ કલિંગપર સત્તા ધરાવતા નંદરાજને સર્વ વિજયી મહાપદ્મ નંદ અથવા તેના પુત્રોમાંના કોઈ ને સ્વીકારવો જોઈએ."[4]

ટૂંકમાં ખારવેલ શિલાલેખનો નંદરાજ બીજો કોઈ નહિ, પણ જૈનોનો નંદ ૧લો અને પુરાણોનો મહાપદ્મ નંદ છે, કારણ કે પાછલા નંદો વિષે જૈન અને પૌરાણિક દંતકથાઓને એવું કંઈ કહેવાનું નથી કે જે નંદ ૧લાની વિજયી કારકિર્દીનો દાવો કરી શકે. અહીં એમ કહી શકાય કે જોકે પૌરાણિક અને જૈન દંતકથાઓ ઘણે ખરે અંશે સમાન છે છતાં પણ ખારવેલનો શિલાલેખ આ નંદ રાજાને પુરાણો વિરૂદ્ધ મહાપદ્મ નંદને બદલે નંદરાજ કહી જૈન દંતકથાઓને સાચો ટેકો આપે છે.

જૈનો અને નંદના સંબંધ વિષે હાથીગુંફાનો શિલાલેખ ઉલ્લેખ કરે છે કે રાજા નંદ વિજયચિન્હ તરીકે જૈન પ્રતિમા લઈ ગયો હતો અને જાયસ્વાલના અભિપ્રાયાનુસાર આપણે આવતા પ્રકરણમાં જોઈશું તેમ આ એમ સાબીત કરે છે કે નંદ જૈન હતો અને ઓરીસામાં જૈન ધર્મ ઘણો વખત પહેલાં દાખલ થઈ ગયો હતો.[5] કારણ કે એમના અભિપ્રાય મુજબ "વિજય ચિન્હ તરીકે પૂજાની મૂર્તિ લઈ જવી અને તે પ્રતિ પૂજ્ય બુદ્ધિ દર્શાવવી તે પાછળના ઇતિહાસમાં જાણીતી વાત છે."[6] સ્મિથ અને શાર્પેન્ટિયર જેવા

1. *Cf.* Macauliffe, *The Sikh Religim*, v , p. 236.

2. Raychaudhuri, *op. cit.*, p. 142.

3. *Cf.* Pargiter, *op. cit.*, pp. 24, 62.

4. Chanda, *Memoirs of the Archaeological Survey of India*, No. I, pp. 11-12. *Cf.* Raychaudhuri, *op. cit.*, p. 138.

5. "Kalinga culture was a complex compound of animism, Brahmanism, Buddhism and Jainism. Curiously enough none of them was completely superseded at any time."—Subrahmanian, *A.H.R.S.*, i., p. 50.

6. Jayaswal, *J.B.O.R.S.*, xiii., p. 245.

વિદ્વાનો પણ તે સ્વીકારે છે.[૧] સ્મિથના શબ્દોમાં કહીએ તો "નંદવંશે કલિંગ પર લાંબો સમય રાજ્ય કર્યું હતું. નંદો અને ખારવેલના સમયમાં જૈન ધર્મ પ્રબલ ન હોય તોપણ તે ઉચ્ચ અને માનનીય દરજ્જો ભોગવતો હતો. માટે કહેવું જોઈએ કે નંદો જૈન હતા એવા અભિપ્રાય ઉપર હું સ્વતંત્ર પણે આવ્યો હતો."[૨]

નંદોની અબ્રાહ્મણ ઉત્પત્તિ જોતાં તેઓ જૈન હતા એમાં નવાઈ નથી.[૩] તેઓની ઉત્પત્તિ સિવાય જૈનોને બુદ્ધોની માફક નંદો વિરુદ્ધ કાંઈ કહેવાનું નથી. ડૉ૦ શાર્પેન્ટિયર કહે છે કે "આ વાત એમ સૂચવે છે કે નંદો જૈનધર્મ પ્રતિ પ્રતિકૂળ વલણ ધરાવતા ન હતા."[૪] જૈન દંતકથાઓ આને ટેકો આપે છે કારણ કે નંદવંશના શ્રેણિબંધ અમાત્યો જૈનો જ હતા,[૫] જેમાંના કલ્પકને અમાત્યપદવી સ્વીકારવા ફરજ પાડવામાં આવી હતી.[૬] આ અમાત્યની મદદથી રાજા નંદ બધા ક્ષત્રિય રાજવંશોને નિર્મૂળ કરી શક્યો હતો[૭] અને જૈનો કહે છે તેમ બધા અમાત્યો તેનાજ વંશના હતા.[૮] નવમા નંદનો અમાત્ય શકટાલ હતો, તેને બે પુત્રો હતા; મોટો સ્થૂલભદ્ર અને નાનો શ્રીયક. શકટાલના મૃત્યુ પછી નંદે મોટા પુત્ર સ્થૂલભદ્રને મંત્રીપદ સ્વીકારવા કહ્યું, પરંતુ તેણે સંસારની અસારતા વિચારી મંત્રીપદનો અસ્વીકાર કર્યો અને જૈન ધર્મના છઠ્ઠા આચાર્ય સંભૂતવિજય[૯] પાસે દીક્ષા લીધી;[૧૦] છેવટે મંત્રીપદ તેના નાના ભાઈ શ્રીયકને આપવામાં આવ્યું કે જે પહેલેથી રાજા નંદની સેવામાં જ હતો.[૧૧]

1. Charpentier, *op. cit.*, p. 164.

2. Smith, *J.R.A.S.*, 1918, p. 546.

3. "Some would make us understand that Kaliṅga was Jaina, as it was long under the anti-Brahmanical Nandas, whose Jaina remains probably are found now in Nandapur in Jeypore . . . ."—Subrahmanian, *op.* and *loc. cit.*

4. Charpentier, *op. cit.*, p. 174.

5. *Āvaśyakā-Sūtra*, p. 692 ; Hemacandra, *op. cit.*, vv. 73-74, 80.

6. *Cf. Āvaśyaka-Sūtra,* pp. 691-692 ; Hemacandra, *op. cit.*, vv. 1-74.

7. दर्शितः सन् कल्पक इति ते (राजानः) भीताः . . . नष्टाः .—*Āvaśyaka-Sūtra,* p. 693 ; Hemacandra, *op. cit.*, vv. 84, 105-137. *Cf.* Pradhan, *op. cit.*, p. 226.

8. कल्पकस्य वंशो नन्दवंशेन सममनुवर्तते, . . .—*Āvaśyaka-Sūtra,* p. 693 ; Hemacandra, *op. cit.*, Canto VIII, v. 2.

9. शकटालमन्त्रिपुत्रः श्रीस्थूलभद्रो . . . पितरि मृते नन्दराजेनाकार्य मन्त्रिमुद्रादानायाभ्यर्थितः सन् पितृमृत्युं स्वचित्ते विचिन्त्य दीक्षामादत्त.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā,* p. 162. Cf. *Āvaśyaka-Sūtra,* pp. 435-436, 693-695 ; Hemacandra, *op. cit.*, vv. 3-82. Smith has wrongly put him down as "Mantrin of the ninth Nanda."—Smith, *Early History of India,* p. 49, n. 2.

10. "Sudharman, the first pontiff, had died twenty years after his master, leaving the mitre to Jambū, who held his high office for forty-four years, dying at a time nearly coincident with the accession of the Nandas. After him passed three generations of pontiffs; and in the time of the last Nanda the Jaina church was governed by two high priests. Sambhūtavijaya and Bhadrabāhu. . . ."—Charpentier, *op. cit.*, p. 164 ; Jacobi, *S.B.E.*, xxii., p. 287.

11. . . . श्रीयकः स्थापितः, . . .—*Āvaśyaka-Sūtra,* p. 436 ; Hemacandra, *op. cit.*, vv. 10, 83, 84.

જૈનો અને નંદોનો સંબંધ આ પ્રમાણે હતો. નંદોના સમયમાં જૈનો પ્રભાવશાળી હતા તે સંસ્કૃત નાટક મુદ્રા-રાક્ષસ પરથી સ્પષ્ટ થાય છે જેમાં ચંદ્રગુપ્તના રાજ્યારોહણનો પ્રસંગ સૂચવે છે કે "જૈનો આ સમયે પ્રધાનપદ ભોગવતા હતા. ક્રાંતિકાળના પ્રણેતા ચાણક્યે પણ પોતાના મુખ્ય દૂત તરીકે એક જૈનને રાખ્યો હતો."[1]

નંદોની રાજકીય સત્તા વિષે જૈન ગ્રંથો શૈશુનાગ વંશની માફક ખાસ પ્રકાશ ફેંકતાં નથી; તેમાંથી અસ્પષ્ટ રીતે એટલુંજ મળે છે કે જૈન મંત્રી કલ્પકની સહાયથી રાજાનંદે ઘણાખરા રાજાઓને વશ કર્યા હતા અને આગળ જોઈશું તેમ છેલ્લા નંદને ચાણક્યના શરણે જવું પડ્યું હતું કે જેણે દરબારમાં થયેલા પોતાના અપમાનના કારણે તેની સત્તાનો નાશ કરવા અને તેને પદભ્રષ્ટ કરવા પ્રતિજ્ઞા લીધી હતી. જૈન સાહિત્ય જ આમ અંધારામાં છે એમ માનવાનું કંઈજ કારણ નથી. ડૉ૦ શાર્પેન્ટિયર કહે છે કે "પ્રાચીન હિંદી ઇતિહાસના કેટલાક અંધકારમય યુગોમાં નંદોનું રાજ્ય ખાસ અંધકારમય જણાય છે."[2]

નંદો પછી આવે છે મૌર્યો. નંદોની જગ્યા મૌર્યોએ કેમ અને કેવી રીતે પડાવી લીધી તે સ્પષ્ટ જણાયું નથી. છતાં એટલું ચોક્કસ છે કે ભારતીય ઇતિહાસના આ પરિવર્તન-કાળમાં "વખતે જગતનો નહિ, પરંતુ ભારતનો પ્રથમ અર્થશાસ્ત્રી ચાણક્ય મળી આવે છે."[3] રાજકીય ક્રાંતિનું વિસ્તૃત વર્ણન મળતું નથી એ વિચિત્ર તો લાગે છે છતાં સાહિત્યિક વર્ણનો પરથી જણાય છે કે "છેલ્લા નંદની પ્રજાએ તેનો તિરસ્કાર કર્યો હતો અને તેને કોડીનો ગણતી હતી." વિશેષતઃ આ બનાવોમાં વર્ણવેલ નંદોના વિશાળ ખજાના અને લશ્કરી ખર્ચની દંતકથા સ્વાભાવિક રીતે સૂચવે છે કે તે સમયમાં આર્થિક લૂંટજ ચાલતી હશે;[4] તેમ છતાં નંદોવિષે જૈનો તેવી કાંઈ ફરિયાદ કરતા નથી.

ટૂંકમાં જૈન દંતકથા નીચે પ્રમાણે છેઃ એકનિષ્ઠ જૈન બ્રાહ્મણ ચણિનની પત્ની ચણેશ્વરીનો પુત્ર ચાણક્ય, નંદ પ્રસિદ્ધ બ્રાહ્મણોને ઉદારતાથી દક્ષિણા આપે છે એમ જાણી પૈસા મેળવવા પાટલીપુત્ર ગયો. ત્યાં રાજદરબારમાં તેનું અપમાન થયું એમ તેને લાગ્યું અને તે છેલ્લા નંદનો શત્રુ બન્યો. ત્યાંથી તે હિમવત્કૂટ ગયો અને ત્યાંના પર્વતક[5] રાજા સાથે એવી

1. *Cf.* Narasimhachar, *E.C.*, ii., Int., p. 41; Rice (Lewis), *Mysore and Coorg*, p. 8; Smith, *Oxford History of India*, p. 75.

2. Charpentier, *op.* and *loc. cit.*

3. Sammadar, *The Glories of Magadha*, p. 2.

4. "*Mahāvamsa*, when it dubs the last Nanda by the name of Dhana, or 'riches,' seems to hint at an imputation of avariciousness against the first Nanda; and the Chinese pilgrim Hiuen-Tsiang also refers to the Nanda Rāja as the reputed possessor of great wealth."—Smith, *Early History of India*, p. 43. *Cf.* Raychaudhuri, *op. cit.*, p. 143.

5. गतो हिमवत्कूटं, पार्वतिको राजा, तेन समं मैत्री जाता.—*Āvaśyaka-Sūtra*, p. 434; Hemacandra, *op. cit.*, v. 298. Jacobi makes a note of this in his edition of the *Pariśishṭaparvan*, as follows: In the list of the kings of Nepal, according to the Bauddha Pārvatiya Vaṁśāvali, the eleventh king of the third dynasty, that of the Kirātas, is Parba—apparently our Parvata; for in the reign of the seventh king, Jitedāsti, is placed Buddha's visit to Nepal, and in that of the fourteenth, Sthuṅka, Aśoka visited the country.—Jacobi, *Pariśishṭaparvan*, p. 58. *Cf.* Bhagawanlal Indraji, *I.A.*, xiii., p. 412.

શરતે મૈત્રી કરી કે જો તે નંદને જીતવામાં મદદ કરે તો નંદના રાજ્યનો અર્ધો ભાગ તેને આપવો. તેમણે નંદના આજુબાજુના પ્રદેશો વેરાન અને ઉજ્જડ કરી પાટલીપુત્રને ઘેરો ઘાલ્યો અને છેવટે દુશ્મનને શરણે થવા ફરજ પાડી. નંદે ચાણક્યની દયા માંગી અને એક રથપર જે કાંઈ તે ઉપાડી લઈ જઈ શકે તેટલું લઈને પોતાનું રાજ્ય છોડવા તેને રજા આપી. નંદ પોતાની બે પત્નીઓ અને એક પુત્રી તથા કેટલોક ખજાનો લઈ રથ હાંકી ગયો. રસ્તામાં ચંદ્રગુપ્ત મળતાં નંદની પુત્રી તેને જોતાંજ તેના પ્રેમમાં પડી. સ્વયંવરના રિવાજ અનુસાર પિતાની સંમતિથી તેણે ચંદ્રગુપ્તને પતિ સ્વીકાર્યો. પિતાના રથમાંથી ઉતરી ચંદ્રગુપ્તના રથમાં ચઢતાંજ તેના રથના નવઆરા ભાંગી ગયા; આ કારણે ચંદ્રગુપ્ત તેને હાંકી કાઢત, પરંતુ નવો વંશ નવપેઢી ચાલશે એમ કહી ચાણક્યે તેને તેમ કરતાં અટકાવ્યો. [૧]

નંદોના પતન અને મૌર્યોના ઉત્થાન બાબત જૈનો આટલું કહે છે. હિમવત્કૂટના મિત્રરાજા પર્વતના સંબંધમાં એમ બન્યું કે તે કમનસીબ અકસ્માતથી મરણ પામ્યો અને પરિણામે નંદ અને પર્વત એ બેઉનાં રાજ્ય ચંદ્રગુપ્તને મળ્યાં. [૨] આપણે જોઈ ગયા તેમ આ બનાવ મહાવીર નિર્વાણ પછી ૧૫૦ વર્ષે બન્યો.

અહીં બે પ્રશ્નો ઉઠે તેવા છે. જૈન અને અન્ય ઉલ્લેખ અનુસાર[૩] મૌર્યોના પતનમાં ચાણક્ય એકલાનો જ હાથ હોય તો ચંદ્રગુપ્તની કુલપરંપરા કઈ? અને મગધ સામ્રાજ્યના રાજકર્તા તરીકે ચાણક્ય પોતે કેમ ન બન્યો? આ બેમાં ચંદ્રગુપ્તની કુલપરંપરાની માહિતી મળતી નથી. જૈન દંતકથા તેને રાજાના મયૂરપોષકોના ગામના મુખીની પુત્રીના પુત્ર તરીકે જણાવે છે.[૪] સ્મિથ કહે છે કે ચંદ્રગુપ્તે પોતાની માતા અથવા માતામહી મુરાના નામથી પોતાનો વંશ સ્થાપ્યો જણાય છે.[૫] હિંદુઓ મૌર્યોને નંદો સાથે જોડે છે. કથાસરિત્સાગર ચંદ્રગુપ્તને નંદના પુત્ર તરીકે ઓળખાવે છે.[૬] મહાવંશ તેને મોરિય વંશજ કહે છે.[૭] દિવ્યાવદાનમાં ચંદ્રગુપ્તનો પુત્ર બિંદુસાર પોતાને મુર્ધાભિષિક્ત ક્ષત્રિય હોવાનો દાવો કરે છે. તેજ ગ્રંથમાં બિંદુસારનો પુત્ર અશોક પોતાને ક્ષત્રિય કહે છે.[૮] મહાપરિનિબ્બાણસુત્તમાં મોરિયોને ક્ષત્રિય જાતિના અને પિપ્ફલિવનના રાજ્યકર્તા તરીકે ગણાવ્યા છે.[૯]

1. *Cf. Āvaśyaka-Sūtra*, pp. 433, 434, 435 ; Jacobi, *op. cit.*, pp. 55-59.

2. द्वे अपि राज्ये तस्य जाते.—*Āvaśyaka-Sūtra*, p. 435. *Cf.* Hemacandra, *op. cit.*, v. 338.

3. "We learn from the Kauṭilya's *Arthaśāstra*, Kāmandaka's *Nītisāra*, the *Purāṇas*, the *Mahāvaṁsa* and the *Mudrārākshasa* that the Nanda dynasty was overthrown by Kauṭilya, the famous minister of Candragupta Maurya."—Raychaudhuri, *op.* and *loc. cit.* "A Brahman Kauṭilya will uproot them all ; and after they have enjoyed the earth 100 years, it will pass to the Mauryas."—Pargiter, *op. cit.*, p. 69.

4. *Cf. Āvaśyaka-Sūtra*, pp. 433-434 ; Hemacandra, *op. cit.*, v. 240.

5. *Cf.* Smith, *op. cit.*, p. 123.

6. *Cf.* Tawney (ed. Penzer), *op. cit.*, i., p. 57.

7. "*Moriyānaṁ Khattiyānaṁ vamse* . . . etc."—Geiger, *op. cit.*, p. 30.

8. "*Ahaṁ rājā kshatriyo mūrdhābhishiktaḥ*. . . ."—Cowell and Neil, *Divyāvadāna*, p. 370.

9. Rhys Davids, *S.B.E.*, xi., pp. 134-135.

આ બધી બાબતોને વિચારી ડૉ૦ રાયચૌધરી કહે છે કે "એટલું તો ચોક્કસ છે કે ચંદ્રગુપ્ત ક્ષત્રિય જાતિ એટલે મોરિય ( મૌર્ય ) વંશનો હતો. ઇ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિમાં પિપ્ફલિવનના નાના પ્રજાસત્તાક પર રાજ્ય કરતી મોરિય જાતિ હતી. પૂર્વ ભારતના બીજા રાજાઓ સાથે તેઓ પણ મગધ સામ્રાજ્યમાં ભળી ગયાં હોવાં જોઈએ. અગ્રમના અયશસ્વી રાજ્યમાં જ્યારે તે તેની પ્રજાને અપ્રિય થઈ પડ્યો ત્યારે ઘણું ખરૂં ચંદ્રગુપ્તના મુખીપણા નીચે મોરિયો બહાર આવ્યા. તક્ષશિલાના[1] બ્રાહ્મણના પુત્ર કૌટિલ્ય યા ચાણક્ય અથવા વિષ્ણુગુપ્તની મદદથી તેણે દુષ્ટ નંદને પદભ્રષ્ટ કર્યો."[2]

ચંદ્રગુપ્તની કુલપરંપરા વિષે આટલું બસ છે. હવે ચાણક્ય પોતે મગધનો રાજા કેમ ન થયો તે વિષે ડૉ૦ રાયચૌધરીનું ઉપલું લખાણ સ્પષ્ટતા કરે છે. ગ્રીક સાહિત્ય પરથી જણાય છે કે "પ્રભાવિક ભાગ્યની નિશાનીથી ચંદ્રગુપ્ત રાજ્યની મહત્ત્વાકાંક્ષા રાખતો હતો."[3] જૈન ઇતિહાસનાં બીજાં સાધનોની માફક ગ્રીક સાહિત્ય પણ ઇતિહાસની સત્યતા પર આછો પ્રકાશ ફેંકે છે. ચંદ્રગુપ્ત બાબત તેઓ કહે છે કે નંદના મૃત્યુદંડમાંથી તે નાસી છૂટ્યો હતો; તે નિદ્રાવશ હતો ત્યારે તેના શરીરમાંથી નીકળતા પરસેવાને કોઈ સિંહે ચાટ્યો હતો; આ અપૂર્વતાના કારણે તેનામાં રાજ્યારોહણની મહેચ્છા જન્મી હતી અને એક ગાંડો હાથી તેને વશ થઈ તેના પગે પડ્યો હતો.[4] જ્યારે આવાં સમકાલીન સાક્ષીભૂત વૃત્તાંતો ચંદ્રગુપ્ત સંબંધે આટલુંજ કહે છે ત્યારે નવાઈ નહિ કે જૈન ગ્રંથો ટૂંકમાં નીચે પ્રમાણે કહે છે: ચાણક્ય બધા દાંત સાથે જન્મ્યો હતો.[5] આ આશ્ચર્યજનક ઘટના વિષે જ્યોતિષીઓને પૂછતાં તેમણે એવું ભવિષ્ય ભાખ્યું કે તે બાળક રાજા થશે. તેનો પિતા ધાર્મિક વૃત્તિનો હોવાથી પુત્રને રાજ્યપદની ભયંકરતામાંથી બચાવી તેનું આત્મકલ્યાણ કરવાના વિચારથી તેણે બાળકના દાંત ઘસાવી નાંખ્યા; તે પરથી જ્યોતિષીઓએ કહ્યું કે ચાણક્ય પ્રતિનિધિ દ્વારા રાજ્ય કરશે. વધુમાં આપણે જાણીએ છીએ કે નંદરાજાના પરાજય પછી તેનો ખજાનો ચંદ્રગુપ્ત અને પર્વત રાજા વચ્ચે વ્હેંચી લેવામાં આવ્યો હતો.[6]

ભારતીય ઇતિહાસની આ અસંબદ્ધ વિગતો બાજુએ મૂકી આપણે મગધ સામ્રાજ્યનું પરિબળ મૌર્યોના સમયમાં કેટલું હતું તે ટૂંકમાં જોઈએ. મગધની સત્તા અને રાજ્યવિસ્તાર અશોકના સમયે ઉચ્ચતમ કક્ષાએ પહોંચ્યો હતો; પરંતુ ખરા વિજયો અને રાજ્યવિસ્તાર

1. According to the Jainas Cāṇakya was a native of Caṇaka, a village of the Golla district. *Cf.* Jacobi, *op. cit.*, p. 55; *Āvaśyaka-Sūtra*, p. 433.

2. Raychaudhuri, *op. cit.*, pp. 165-166.

3. McCrindle, *op. cit.*, p. 327.

4. *Ibid.*, pp. 327-328. *Cf.* Smith, *op. cit.*, p. 123, n. 1.

5. About this incident of Cāṇakya's life Jacobi makes a note as follows:—"The same circumstances is told of Richard III:

"'Teeth hadst thou in thy head when thou wast born
To signify thou comest to bite the world.'"

—Jacobi, *op.* and *loc. cit.*

6. Cf. *Āvaśyaka-sūtra*, p. 435; Hemacandra, *op. cit.*, v. 327.

અશોકના નહિ, પરંતુ ચંદ્રગુપ્તના સમયે પૂર્ણ કરવામાં આવ્યા હતા. રાજકીય દૃષ્ટિએ અશોક ધાર્મિક વૃત્તિનો હતો અને તે રાજા કરતાં ધર્મગુરૂપદને અધિક યોગ્ય હતો; તેણે તો માત્ર કલિંગ પર મગધની સત્તા પુનઃ સ્થાપિત કરી. મહામાન્ય હેરાસના શબ્દોમાં કહીએ તો 'હિંદુસમયનો મહાન રાજા ચંદ્રગુપ્ત હતો જ્યારે તેના પૌત્ર અશોકની કીર્તિ બુદ્ધિવિષયક દૃષ્ટિએ અધિક ગણાય; તે સમ્રાટ કરતાં અધિક તત્ત્વવેત્તા અને શાસકના બદલે નીતિશાસ્ત્રનો પ્રણેતા–અધ્યાપક હતો.'[1]

ગમે તેમ તોપણ મહાન મૌર્ય સામ્રાજ્યનો મગધનો વિસ્તાર બહોળો હતો. પંજાબ, સિંધ અને ઉત્તરીય રાજપુતાના સિવાય ઉત્તર ભારતનો સમસ્ત ભાગ નંદોની સત્તામાં હતો. આ વિશાળ સામ્રાજ્યમાં ચદ્રગુપ્તે પંજાબ, સિંધ, બલુચિસ્તાન, અફઘાનિસ્તાન તેમજ હિમકૂટ પર્વતની નોંધ લેતાં નેપાળ અને કાશ્મિર આદિનો વિસ્તાર મેળવ્યો હતો.[2] તે ઉત્તરમાં એટલી બધી જાળમાં ફસાયો હતો કે દક્ષિણ તરફ દૃષ્ટિ કરવાનું તેના માટે અશક્ય હતું. સ્મિથ કહે છે કે "ગરીબાઇમાંથી સત્તામાં આવવું, મેસેડોનિયાનાં ટોળાને હાંકી કાઢવાં, સેલ્યુકસના હુમલાને અટકાવવો, બળવાને સફળ બનાવી પાટલીપુત્રમાં રાજવંશ સ્થાપવો, અરિઆનનો નાનો મોટો ભાગ જોડી દેવો અને બંગાળના અખાતથી અરબી સમુદ્ર સુધી પોતાના સામ્રાજ્યનો વિસ્તાર લંબાવવા કરતાં ભાગ્યેજ તેને વધારે અધિક સમય મળી શક્યો હોય."[3]

ચંદ્રગુપ્તના ઉત્તરાધિકારી બિંદુસારને ફાળે દક્ષિણનો વિજય જાય છે તેમ જુદાજુદા ઉલ્લેખો સ્પષ્ટ કરે છે. તેને પણ તેના પિતાના મંત્રી ચાણક્યની સહાયતા હતી.[4] દખ્ખણ અથવા ભારતના દ્વિપકલ્પથી નેલોરના અક્ષાંશ સુધીનો પ્રદેશ બિંદુસારે જીત્યો હોવો જોઇએ કારણ કે અશોકને તે બધું વારસામાં મળ્યું હતું; અશોકે તો માત્ર કલિંગ પર વિજય મેળવ્યો હતો.[5] પછીના મૌર્યોએ સામ્રાજ્યના વિસ્તારમાં કાંઈ ફાળો આપ્યો નથી, વાસ્તવિક રીતે તો અશોકના રાજ્યકાળના અંતમાંજ મૌર્ય સત્તાનું પતન શરૂ થઈ ચુક્યું હતું અને તે બૃહદ્રથના સમયમાં પુરું થયું, કારણ કે આવતા પ્રકરણમાં જોઈશું તેમ તેને તેના સેનાપતિ પુષ્યમિત્રે મારી નાંખ્યો અને સુંગ નામના વંશની તેણે સ્થાપના કરી.[6]

મૌર્યોની સત્તા દરમિયાન મગધના રાજ્યવિસ્તારની આલોચના પછી તેના જૈનધર્મ સાથેના સંબંધનો વિચાર કરીએ. જૈન દંતકથા કહે છે કે તે વંશનો સ્થાપક, ગ્રીકોનો વિજેતા, ભારતનો પ્રથમ સમ્રાટ એવો ચંદ્રગુપ્ત જૈન હતો. તે દંતકથા ટૂંકમાં આમ છેઃ

જ્યારે ( ઉજ્જૈન યા પાટલીપુત્રથી ) ઉત્તર ભારતમાં ચંદ્રગુપ્ત રાજ્ય કરતો હતો ત્યારે તે

1. Heras, *Q.J.M.S.*, xvii., p. 276. *Cf.* Jayaswal, *J.B.O.R.S.*, ii., p. 83.
2. *Cf. ibid.*, p. 81.
3. Smith, *op. cit.*, p. 156. *Cf.* Jayaswal, *op.* and *loc. cit.*
4. *Avaśyaka-Sūtra, op. cit.*, p. 184.
5. *Cf.* Jayaswal, *op. cit.*, pp. 82-83 ; Smith, *op. cit.*, p. 157 ; Schiefner, *op. cit.*, p. 89.
6. *Cf.* Smith, *op. cit.*, p. 204.

સમયના મહાન ધર્માધિકારી આચાર્ય શ્રુતકેવલી ભદ્રબાહુએ બાર વર્ષના દુકાળની આગાહી કરી હતી. આ આગાહીના પરિણામે જૈનોનો મોટો સમૂહ ( લગભગ ૧૨૦૦૦ ) દક્ષિણમાં ગયો, તેમાંના કેટલાક ( ભદ્રબાહુસહિત ? ) સલ્લેખન અર્થાત અનશન ( કાંઈપણ ન ખાવાની પ્રતિજ્ઞા ) પાળી સ્વર્ગે ગયા. આ પ્રસંગ મ્હૈસુરના શ્રવણ બેલ્ગોલામાં બન્યો. ચંદ્રગુપ્ત પણ સંઘની સાથે ગયો હતો અને સર્વસ્વ ત્યાગી તેના પૂજ્ય ગુરૂ ભદ્રબાહુના ચરણ સેવતો બાર વર્ષ ત્યાં રહ્યો ( ? ) અને અનશન કરી સ્વર્ગે ગયો.

ઉપરોક્ત કથામાં કૌંસ અને પ્રશ્ન મૂકેલ વાક્યો સિદ્ધાંતમાં મળી આવતી વિગતોમાં જુદી પડતી એકેજ દંતકથાના જુદા પાઠો બતાવે છે. શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયના આવિર્ભાવ સાથે આ કથાને સંબંધ છે જે આપણે જોઈ ગયા છીએ. આ વાત શ્વેતાંબરો સ્વીકારતા નથી જો કે તેઓ બાર વર્ષના દુકાળને સંમત થતા જણાવે છે કે ચંદ્રગુપ્તની રાજધાનીમાં રહેતા આચાર્ય સુસ્થિતને પોતાના ગણને અન્ય પ્રદેશમાં મોકલવાની જરૂર પડી હતી.[1] આ દંતકથા ચંદ્રગુપ્ત જૈન હતો તે સૂચવવા પૂરતી છે. આની બારીક તપાસનું કાર્ય દક્ષિણભારતમાં જૈનધર્મના અભ્યાસી પર છોડીએ, તેમ છતાં એમ કહી શકાય કે આ સંબંધમાં મ્હૈસુરના નરસિંહાચાર્ય, ફ્લીટ અને અન્ય વિદ્વાનોએ વિસ્તારથી લખ્યું છે.[2]

આ દંતકથાનું પ્રથમ ઐતિહાસિક સ્વરુપ હરિસેનના બૃહત્કથાકોશમાં મળે છે જે ઇ. સ. ૯૩૧ લગભગનો ગણાય છે.[3] શ્રવણ બેલ્ગોલાનો શિલાલેખ જે ઈ. સ. ૬૦૦ લગભગનો ગણાય છે તે આ ઉલ્લેખનો મૂળ આધાર છે.[4] કેટલાક પ્રમાણભૂત અને પ્રતિષ્ઠિત આધુનિક વિદ્વાનો એ નિર્ણય પર આવ્યા છે કે આ દંતકથાના આધારે ચંદ્રગુપ્તને જૈન કહી શકાય તેમ છે. શ્રી. જાયસ્વાલ કહે છે કે " જૈન ગ્રંથો (ઇ. સ. પાંચમી સદી) અને તે પછીના જૈન શિલાલેખો ચંદ્રગુપ્તને જૈન રાજર્ષિ તરીકે ઉલ્લેખે છે. મારો અભ્યાસ જૈન કથનના ઐતિહાસિક પ્રમાણોને માન આપવાની મને ફરજ પાડે છે અને ચંદ્રગુપ્ત પોતાના રાજ્યના અંતે જૈનધર્મ સ્વીકારી પોતાનું રાજ્ય તજી જૈન સાધુ તરીકે અવસાન પામ્યો તે માન્યતા ન સ્વીકારવાનું કારણ હું કાંઈ સમજી શકતો નથી."[5]

ડૉ૦ સ્મિથ પણ આ વિચાર સ્વીકારી જણાવે છે કે " ચંદ્રગુપ્ત મૌર્યના કારકિર્દીભર્યા રાજ્યનો અંત જે રીતે આવ્યો તે વિષેનો માત્ર એક ઉલ્લેખ જૈન દંતકથામાંજ છે. જૈનો આ મહાન સમ્રાટને બિંબિસારના જેવો જૈન માને છે અને આ હકીકત ન માનવાને કાંઈ કારણ

1. *Cf.* Hemacandra, *op. cit.*, vv. 377-378. In the list of the *Sthaviras* Susthita comes after Sthūlabhadra, who is the eighth pontiff of the Jaina church. *Cf.* Jacobi, *S.B.E.*, xxii., pp. 287-288.

2. Narasimhachar, *op. cit.*, Int., pp. 36-42 ; Fleet, *I.A.*, xxi , pp. 156-160.

3. " . . . the *Bṛihat-Kathā-Kośa*, a Sanskrit work written by Harisena in 931, says that Bhadrabāhu, the last of the *Śrutakevalins*, had the King Candragupta as his disciple."— Narasimhachar, *op. cit.*, Int., p. 37. *Cf.* Rice (Lewis), *op. cit.*, p. 4.

4. *Cf.* Narasimhachar, *op. cit.*, Int , p. 39 ; *ibid.*, Translation, pp. 1-2 ; Rice (Lewis), *op. cit.*, pp. 3-4.

5. Jayaswal, *J.B.O.R.S.*, iii., p. 452.

નથી. શૈશુનાગ, નંદો અને મૌર્યોના સમયમાં જૈનધર્મ મગધમાં પ્રતિષ્ઠા ભોગવતો હતો. વિદ્વાન બ્રાહ્મણ ચાણુક્યની યુક્તિથી ચંદ્રગુપ્તે રાજ્ય મેળવ્યાની વાત જૈનધર્મ રાજધર્મ હતો તે માન્યતા માટે અપ્રાસંગિક નથી જ. જૈનો પોતાના વિધિવિધાનો માટે પરંપરાથી બ્રાહ્મણો રોકતા આવ્યા છે અને મુદ્રારાક્ષસ નાટકમાં અમાત્ય રાક્ષસ કે જેણે પહેલાં નંદ અને પછી નવા રાજાની સેવા કરી હતી તેના ખાસ મિત્ર તરીકે એક જૈન સાધુ આલેખ્યા છે.

"ચંદ્રગુપ્ત જૈન હતો કે થયો તે વાત સ્વીકારવામાં આવે તો પછી રાજત્યાગ અને અનશન કરી સ્વર્ગે ગયાની દંતકથા સ્વીકારવી જ રહી. એ વાત ચોક્કસ છે કે ઈ. સ. પૂર્વે ૩૨૨ અથવા તેની આસપાસ ચંદ્રગુપ્ત જ્યારે ગાદી પર બેઠો ત્યારે તે તદ્દન યુવાન અને બીન અનુભવી હતો. ૨૪ વર્ષ પછી તેના રાજ્યનો અંત આવ્યો ત્યારે તે ૫૦ વર્ષની અંદર હોવો જોઈએ. રાજત્યાગ સિવાય આટલી નાની ઉમ્મરે એને દૂર નાસી જવાનું બીજું કંઈ કારણ જણાતું નથી. રાજવંશીઓના આવા સંસારત્યાગના અનેક દૃષ્ટાંતો મોજૂદ છે અને બાર વર્ષનો દુકાળ પણ સ્વીકાર્ય છે. ટૂંકમાં જૈન દંતકથાને સ્થાન છે અને તેની વિરૂદ્ધ અન્ય કાંઈ ઉલ્લેખ મળતો નથી."[1]

આ બે વિદ્વાનો ઉપરાંત અન્ય વિદ્વાનો પણ આજ વિચાર ધરાવે છે. શ્રવણ બેલ્ગોલાના જૈન શિલાલેખોના પ્રખર અભ્યાસી રાઇસ અને નરસિંહાચાર્ય પણ આને ટેકો આપે છે.[2] જૂના વિદ્વાનોમાં એડવર્ડ થોમસ પણ આ વિચાર સ્વીકારે છે કે જેમણે ગ્રીક સાહિત્યનો આ બાબતમાં વિચાર કર્યો છે.[3] આ ઉપરાંત યાકોબી કહે છે કે "હેમચંદ્રાચાર્યથી માંડીને આધુનિક બધા વિદ્વાનો ભદ્રબાહુની નિર્વાણતિથિ વીર સંવત ૧૭૦ ઠરાવે છે."[4] આપણી ગણત્રી પ્રમાણે તે ઈ. સ. પૂર્વે ૨૯૭ લગભગ આવે છે. મહાન આચાર્યના સ્વર્ગવાસની આ તિથિ ચંદ્રગુપ્તના રાજ્યકાળ ઈ. સ. પૂર્વે ૩૨૧–૨૯૭ ને બરાબર બંધબેસતી છે.[5]

1. Smith, *Oxford History of India*, pp. 75-76. "I am disposed to believe that . . . Candragupta really abdicated and became a Jaina ascetic."—Smith, *Early History of India*, p. 154. Hemacandra informs us that Candragupta समाधिमरणं प्राप्य दिवं ययौ. . . . —Hemacandra, *op. cit.*, v. 444.

2. Rice (Lewis), *op. cit.*, pp. 3-9. "We are therefore not without warrant for assuming that Candragupta was a Jaina by creed."—*Ibid.*, p. 8. "A dispassionate consideration of the above-mentioned facts leads one to the conclusion that the Jaina tradition has some basis to stand-upon."—Narsimhachar, *op. cit.*, Int., p. 42.

3. "That Candragupta was a member of the Jaina community is taken by their writers as a matter of course, and treated as a known fact, which needed neither argument nor demonstration. . . . The testimony of Megasthenes would likewise seem to imply that Candragupta submitted to the devotional teaching of the Sermānes, as opposed to the doctrines of the Brahmans."—Thomas (Edward), *op. cit.*, pp. 23-24. For references to Jainism in the Greek annals see Rice (Lewis), *op. cit.*, p. 8.

4. Jacobi, *Kalpa-Sūtra*, Int., p. xiii. According to the Digambaras he died in 162 A.V. *Cf.* Narasimhachar, *op. cit.*, Int., p. 40.

5. *Cf.* Rice (Lewis), *op. cit.*, p. 7; Smith, *op. cit.*, p. 206; Narsimhachar, *op. cit.*, Int., p. 41.

જૈન સાહિત્યમાં આ દંતકથા ઉપરાંત અન્ય ઉલ્લેખો પણ છે જે બતાવે છે કે ચંદ્રગુપ્ત જૈન હતો યા થયો હતો,[1] પરંતુ આપણે આ સાહિત્યિકમિમાંસામાં ઉતરવાની જરૂર નથી. ચંદ્રગુપ્તના ઉત્તરાધિકારીઓ વિષે વિચાર કરતાં પહેલાં જૈનોના દક્ષિણ તરફના પ્રયાણની ઉપયોગિતા અને ચાણક્યના ધર્મ વિષે થોડા શબ્દો કહી લઈએ. આ પ્રયાણ દક્ષિણના જૈન ઇતિહાસની ચોક્કસ ભૂમિકા આપણને આપે છે. આ ઉપરાંત દક્ષિણના ઇતિહાસની દૃષ્ટિએ એની ઉપયોગિતા ઓછી નથી, કારણ કે દક્ષિણભારતના ઇતિહાસમાં એટલોજ મહત્ત્વનો પ્રાચીન પ્રસંગ બીજો કોઈ જણાતો નથી. આમ ચંદ્રગુપ્તનો યુગ જે સ્મિથની દૃષ્ટિએ ઇતિહાસવેત્તાને ઉત્તરહિંદના અંધકારમાંથી પ્રકાશમાં લઈ જાય છે[2] તે વિશેષમાં દક્ષિણ હિંદના ઇતિહાસમાં નવીન યુગ પ્રવર્તાવે છે. એ પણ એટલુંજ મહત્ત્વનું છે કે જે ધર્મે દક્ષિણહિંદને, જૂનામાં જૂનું તો નહિ, પરંતુ સર્વશ્રેષ્ઠ સાહિત્ય આપ્યું તેણે તેને પોતાની પહેલી વિશ્વસ્ત ઐતિહાસિક દંતકથા પણ આપી.

જૈન માન્યતાનુસાર ચાણક્ય પણ જૈન હતો, તે જૈન ગુરૂઓને માન આપતો અને વૃદ્ધાવસ્થામાં સાચા જૈન સાધુ તરીકે અનશન કરી સ્વર્ગે જવા તેણે પ્રયત્ન પણ કર્યો હતો.[3] દંતકથા ઉમેરે છે કે 'દુષ્ટ અમાત્ય' પશ્ચાત્તાપ કરતો નર્મદા તટ પર 'શુકલતીર્થ' આવ્યો જ્યાં તે મૃત્યુ પામ્યો; ચંદ્રગુપ્ત પણ તેની સાથે ગયો હતો એમ કહેવાય છે.[4] 'શુકલતીર્થ' 'બેલ્ગોલ'નો સંસ્કૃત શબ્દ છે જેને કાનડી ભાષામાં 'ધવલ સરોવર' કહે છે. શિલાલેખમાં પણ धवल सरस् અથવા 'ધવલ સરોવરનો' ઉલ્લેખ છે.[5] આ આકસ્મિક સામ્ય લાક્ષણિક છે. ઝીણી વિગતોને દૂર રાખી રાઇસ ડેવીડસ પણ આ માન્યતા સ્વીકારે છે. તે જણાવે છે કે "મળી આવતા સાહિત્ય અને શિલાલેખોના પૂરાવા જૈન પરંપરાને વાસ્તવિક અંશે ટેકો આપે છે." તેણે ઉમેર્યું છે કે "એટલું ચોક્કસ છે કે હિંદુધર્મશાસ્ત્ર ચંદ્રગુપ્તને દશ સૈકાસુધી તદ્દન વિસારી મૂકે છે."[6] એ સંભવિત છે કે પોતાની કારકિર્દીના અંતમાં મૌર્ય રાજાએ જૈનધર્મ સ્વીકાર્યાથી બ્રાહ્મણ લેખકોએ કદાચ તેના વિષે મૌન સેવ્યું હોય.

અંતે ચંદ્રગુપ્તના ઉત્તરાધિકારીઓ વિષે વિચારતાં જૈન પરંપરા બિંદુસાર, અશોક, કુનાલ અને સંપ્રતિને જણાવે છે. શૈશુનાગ અને નંદોની માફક મૌર્યોના સંબંધમાં પણ વિવિધ

1. *Cf.* Jacobi, *Pariśishṭaparvan*, pp. 61-62.

2. *Cf.* Smith, *Oxford History of India*, p. 72.

3. *Cf.* Jacobi, *op. cit.*, p. 62; Jolly, *Arthaśāstra of Kauṭilya*, Int., pp. 10-11. For the mutual relations between the *Arthaśāstra* and Jaina literature see *ibid.*, p. 10. We have seen that the Jaina tradition puts Cāṇakya's father as supposed to have been both a Brahman and a devout Jaina. This looks like the Brahman-Christians of our days. This means that Cāṇakya's family was of the Brahman origin by birth or heritage, and Jaina by faith. To quote Edward Thomas: "But though our king-maker was a Brahman, he was not necessarily, in the modern acceptation of the term, 'Brahmanist.'"—Thomas (Edward), *op. cit.*, pp. 25-26.

4. *Cf.* Smith, *op. cit.*, p. 75. n. 1.

5. *Cf.* Narsimhachar, *op. cit.*, Int., p. 1.

6. Rhys Davids, *Buddhist India*, pp. 164,270.

મતાંતર અને દંતકથાઓ છે. આમાં અશોકના સંબંધમાં કાંઈ મુશ્કેલી નથી. બધાય સ્વીકારે છે કે ચંદ્રગુપ્તની પછી તેનો પુત્ર અને વારસ બિંદુસાર આવ્યો હતો અને તેની પછી તેનો પુત્ર અશોક ગાદીએ આવ્યો. આ બે મૌર્યોના જૈનો સાથેના સંબંધ વિષે એટલું તો સ્પષ્ટ છે કે તેમના વિષેની દંતકથાઓ ચંદ્રગુપ્ત અને સંપ્રતિ વિષેની સાહિત્યિક દંતકથાઓ જેટલી અર્થવાળી નથી. તેમ છતાં એ બન્ને જૈન ધર્મ પ્રતિ પ્રેરાયલા હતા તેમ માનવાનાં કારણો છે. અશોકના પુરોગામી બિંદુસાર વિષે આપણે માત્ર એટલુંજ જાણીએ છીએ કે તેણે એન્ટિઓચોસ સોટરની પાસે પોતાના સારુ ગ્રીક તત્ત્વવેત્તા મોકલવા એક દૂત મોકલ્યો હતો. તેના પિતાની સત્તા અને તેણે મેળવેલા વિજયો પરથી એમ કહી શકાય કે તેણે પોતાનો રાજ્યવિસ્તાર મ્હૈસુરના કેટલાક ભાગ સુધી વધાર્યો હોવો જોઈએ.[1] આ બે વિગતો નિરૂપયોગી નથી. પહેલી વાત બિંદુસારના તાત્ત્વિક પ્રેમનો ખ્યાલ આપે છે જ્યારે બીજી દક્ષિણ હિંદમાં અશોકના સ્તંભોનો પ્રચાર સમજાવે છે. એમ પણ હોય કે માત્ર વિજયની સ્વાભાવિક ક્ષાત્રિય મહેચ્છા ઉપરાંત પોતાના પિતા ચંદ્રગુપ્તના અંતિમ દિવસોથી પવિત્ર થયેલ ભૂમિ મ્હૈસુર જિતવા તે પિતૃપ્રેમથી પ્રેરાયો હોય.

સિલોનની દંતકથાઓ તો એમ જણાવે છે કે બિંદુસાર બ્રાહ્મણ ધર્મ પાળતો હતો. અશોકના પિતા વિષે મહાવંસ જણાવે છે કે તે બ્રાહ્મણધર્મી હોવાથી ૬૦,૦૦૦ બ્રાહ્મણોને પાળતો હતો;[2] પરંતુ એડવર્ડ થોમસ જણાવે છે કે "બીજા દેશો અને બીજા સમયોની તેમની દલીલો વજૂદ વગરની ગણાય. વળી એ પણ ખાસ એક પ્રશ્ન છે કે તેઓ બ્રાહ્મણ ધર્મવિષે શું જાણતા હતા? એટલુંજ નહિ પણ બ્રાહ્મણ શબ્દનો ઉપયોગ તેમના અર્થમાં બુદ્ધ ન હોય તેવા કે પોતાનાથી વિરોધી ધર્મવાળા માટે વપરાતો હોય. છેવટે આપણા ઉપયોગ માટે એટલું પૂરતું છે કે બિંદુસાર પોતાના પિતૃધર્મને અનુસર્યો હતો અને અશોકને પણ બાળપણમાં તેજ ધર્મનું શિક્ષણ મળ્યું હતું."[3]

બિંદુસાર વિષે આથી વિશેષ કાંઈ કહી શકાય તેમ નથી. આપણે જોઈ ગયા તેમ તેના પિતાની માફક તે પણ ચાણક્યની અસર નીચે હતો. જૈન દંતકથા કહે છે કે તેના સમયમાં બ્રાહ્મણ મંત્રી રાજાને અપ્રિય થઈ પડ્યો હતો અને તેના બદલે કોઈ સુબન્ધુની નિમણુક થઈ હતી.[4] તેના પુત્ર અને ઉત્તરાધિકારી અશોકનો વિચાર કરતાં એમ કહેવાની જરૂર નથી કે તેનું જીવન તેના પિતાની માફક આચ્છાદિત નહોતું. નિર્ગ્રંથ સંપ્રદાય સાથે તેનો સંબંધ કેવો હતો તે બતાવવા પૂરતું સાધન છે. જો કે અશોકે પોતાની કારકિર્દી દરમિયાન કયો ધર્મ

1. *Cf.* Smith, *Early History of India*, pp. 155-156.

2. *Pitā satthisahassāni brāhmaṇe brahmapakkhike bhojesi.*—Geiger, *op. cit.*, *Paricchedo* V, v. 34.

3. Thomas (Edward), *op. cit.*, p. 29.

4. For the circumstances under which Cāṇakya lost the goodwill of his master see Hemacandra, *op. cit.*, vv. 436-459.

સ્વીકાર્યો હતો તે ચર્ચાસ્પદ છે. અહીં તો આપણે અશોકની જૈનધર્મ પ્રતિની વલણ જાણવાની છે. પરંપરાગત સારગ્રાહી વૃત્તિ બાજુએ રાખીએ તોપણ તેના પિતા અને પિતામહના ધર્મની અસર તેના પર જેવી તેવી તો નજ હોય. જો કે મહાવંસ તો એમજ કહે છે કે તેના પિતાની જેમ અશોકે પણ ત્રણ વર્ષ સુધી બ્રાહ્મણોને ભિક્ષા આપી હતી.[1] તેની આજ્ઞાઓ ઘણી ઉદાત્ત છે અને સર્વ ધર્મ સમભાવની સૂચક છે. તેના આવા માનસનું કારણ ઉપર દર્શાવેલ વિચારોમાં મળે છે.

અશોક નાનપણથી જ પોતાના પિતામહ ચંદ્રગુપ્તના ધર્મથી આકર્ષાયો હતો તે વાતને એડવર્ડ થોમસની નીચેની બાબત ટેકો આપે છે: અકબરના નિષ્ણાત મંત્રી અબુલ ફઝલે **આઈન-ઈ-અકબરીમાં** કાશ્મિરના રાજ્ય માટે ત્રણ આવશ્યક બાબતો જણાવી છે, જેમાંની પહેલી એ છે કે "અશોકે પોતે કાશ્મિરમાં 'જૈનધર્મનો' પ્રચાર કર્યો હતો."[2] તે પ્રસંગ વિદ્વાન પંડિત આભારપૂર્વક રજૂ કરતાં જણાવે છે કે "અશોકે કાશ્મિરમાં જૈનધર્મનો પ્રચાર કર્યાની વાત માત્ર મુસલમાન ગ્રંથકર્તા કહેતા નથી, પરંતુ **રાજ તરંગિણીમાં** પણ તે વાત સ્પષ્ટ સ્વીકારવામાં આવી છે. આ ગ્રંથ ચોકકસ સ્વરૂપમાં જો કે ઈ. સ. ૧૧૪૮માં મૂકવામાં આવ્યો હતો છતાં તેના ઐતિહાસિક આ વિભાગનો આધાર પદ્મ મિહિર અને શ્રી છવિલ્લાકારનાં વધુ જૂનાં લખાણો છે."[3]

આમ છતાં વિદ્વાન પંડિત માને છે કે અશોક તેની આખી કારકિર્દી દરમિયાન આજીવન જૈન ન હતો; નહિ તો જૈનોએ તેને પોતાના પ્રતિભાશાળી ધર્મસંરક્ષક તરીકે સ્વીકાર્યો હોત.[4] એડવર્ડ થોમસના અભિપ્રાય પ્રમાણે તે ધીમે ધીમે બદલાતો ગયો અને છેવટે બુદ્ધધર્મ તરફ વળ્યો;[5] તેમ છતાં અશોકે બુદ્ધ ધર્મ સ્વીકાર્યાની વાત સહજ માની શકાય તેવી નથી. જે કાંઈ કહી શકાય તેવું છે તે એ છે કે સમય જતાં અશોક બુદ્ધના ઉપદેશથી આકર્ષાતો ગયો; આમ છતાં પણ તે સાંપ્રદાયિક વાડામાં ન રહેતાં સર્વદર્શનમાન્ય નૈતિક નિયમનો અને સિદ્ધાંતોરૂપ ધર્મનો પ્રજામાં પ્રચાર કરવા લાગ્યો, જો કે મહામાન્ય હેરાસ ઠીકજ કહે છે કે "પવિત્રતા અને જીવનની શાશ્વતતાનાં જૈન સિદ્ધાંતોની તેના ઉપર ખાસ અસર થઈ હતી."[6]

1. . . . *so pi te yeva tīṇi vassāni bhojayi.*—Geiger, *op.* and *loc. cit.*

2. *Cf.* Thomas (Edward), *op. cit.*, pp. 30-31. "When the succession devolved on Aśoka, the son of Janaka's paternal uncle, he abolished the Brahmanical religion and established the Jaina faith."—Jarrett, *Āīn-i-Akbarī*, ii., p. 382 ; Wilson, *A.R.*, xv., p. 10.

3. Thomas (Edward), *op. cit.*, p. 32. *Cf.* Wilford, *A.R.*, ix., pp. 96-97.

4. Thomas (Edward), *op. cit.*, p. 24.

5. *Cf. ibid.*

6. Heras, *op. cit.*, p. 272. *Cf.* Rock Edicts (I, B), (III, D), (IV, C), (XI, C), etc. ; Hultzsch, *C.I.I.*, i., pp. 2, 5, 8, 19, etc. (new ed.).

અશોક બુદ્ધધર્મી ન હતો તે નવી વાત નથી. વિલ્સન,[૧] મેકફેઇલ,[૨] ફ્લીટ,[૩] મોનહન[૪] અને મહામાન્ય હેરાસે[૫] તે ક્યારનુંય સ્વીકાર્યું છે. ડૉ. કર્ને પણ કહે છે કે "થોડા અપવાદ સિવાય તેના શિલાલેખોમાં ખાસ બુદ્ધોને લગતું કાંઇજ નથી."[૬] "ધર્મમાં કેવળ બૌદ્ધોને લગતું કાંઇજ નથી" એમ કહી સેનાર્ટ ઉલ્લેખ કરે છે કે "મારા અભિપ્રાય પ્રમાણે અશોકના શિલાલેખો પાછળથી વિકસેલ બૌદ્ધ ધર્મ કરતાં તદ્દન જુદાજ બૌદ્ધ સમયની સાક્ષી પૂરે છે."[૭] આ માત્ર આધાર વિનાની અટકળ છે. આવોજ વિરોધ નોંધાવતાં હુલ્ટઝ કહે છે કે તેની બધી નૈતિક આજ્ઞાઓ "તેને બૌદ્ધ સુધારક તરીકે ઓળખાવી શકતી નથી" અને ઉમેરે છે કે "પોતાના ધર્મના સ્વભાવ વિષે અશોક જે કહે છે તેનો વિચાર કરતાં એમ લાગે છે કે સુંદર ત્રિપિટકોમાંના ધમ્મપદમાં બતાવેલ બૌદ્ધ નીતિચિત્રને તે હૂબહૂ મળતું આવે છે."[૮] સેનાર્ટ અને હુલ્ટઝનાં ઉપરનાં નિવેદનો અશોકને મહાન બૌદ્ધ ગણાવનાર બીજા વિદ્વાનોના ઉલ્લેખોને મળતાં આવે છે.[૯]

જુદા જુદા વિદ્વાનોની દૃષ્ટિએ અશોકના આજ્ઞાસ્તંભો અને શિલાલેખો ઉપરથી અશોક બૌદ્ધ હતો કે બૌદ્ધ થયો હતો એમ સાબીત થતું નથી; હવે તેના પોતાના લખાણ ઉપરથી તે નિર્ગ્રંથોના સિદ્ધાંતની અસર નીચે કેટલો હતો તે તપાસીએ. અશોક કહે છે કે "યોન દેશ સિવાય બીજો કોઈ દેશ નથી કે જ્યાં બ્રાહ્મણ અને શ્રમણ એ બે વર્ગો ન હોય."[૧૦] પરંતુ આ 'શ્રમણો' કોણ? હુલ્ટઝ તેમને 'બૌદ્ધ સાધુ' માને છે,[૧૧] જો કે આવી હદ બાંધવા ખાસ કાંઈ કારણ નથી.

1. "In the first place, then, with respect to the supposed main purport of the inscriptions, proselytism to the Buddhist religion, it may not unreasonably be doubted if they were made public with any such design, and whether they have connection with Buddhism at all."—Wilson, *J.R.A.S.*, xii., p. 236. *Cf. ibid.*, p. 250.

2. *Cf.* Macphail, *Aśoka*, p. 48. "*Dharma*, the colloquial for *Dharma*, is the word used. In the edicts it does not stand for Buddhism, but for the simple piety which Aśoka wished all his subjects of whatever faith to practise."—*Ibid.*

3. *Cf.* Fleet, *J.R.A.S.*, 1908, pp. 491-492. "... The distinct object of both the Rock and the Pillar Edicts was not to propagate Buddhism or any other particular religion, but to proclaim the determination of Aśoka to govern the realm righteously and kindly in accordance with the duty of pious kings, and with considerations for all forms of religious belief ...' etc.—*Ibid.*, p. 492.

4. "The doctrines of Aśoka's major Rock and Pillar Edicts cannot be called distinctively Buddhist," etc.—Monahan, *Early History of Bengal*, p. 214.

5. "Buddhist chronicles of the fourth, fifth and sixth centuries have deceived many scholars. ... There is not the least mention of any Buddhist deep principle."—Heras, *op. cit.*, pp. 255, 271.

6. Kern, *Manual of Indian Buddhism*, p. 112.

7. Senart, *I.A.*, xx., pp. 260, 264-265.

8. Hultzsch, *op. cit.*, Int., p. xlix.

9. *Cf.* Heras, *op. cit.*, p. 271.

10. Hultzsch, *op. cit.*, p. 47 (J).

11. *Ibid.*, Int., p. 1.

'શ્રમણનો' અર્થ સાધુ યા ભિક્ષુક છે અને જૈનો તે શબ્દ બૌદ્ધોની પહેલાં પણ વાપરતા હતા. ગ્રીક ગ્રંથોમાં પણ તે વપરાયો છે અને આગળ દર્શાવી ગયા તેમ અન્ય વિદ્વાનોએ પણ તે સ્વીકાર્યું છે.[1] જૈનોનું પ્રાચીન વ્રત આ પ્રમાણે છે. "હું બારમું અતિથિસંવિભાગ વ્રત લઉં છું, જેથી હું શ્રમણ યા નિર્ગ્રંથને તેમને કલ્પ્ય ચૌદ નિર્દોષ વસ્તુઓ આપવા પ્રતિજ્ઞા કરૂં છું."[2] કલ્પસૂત્ર પણ તેજ પ્રમાણે "આધુનિક નિર્ગ્રંથ-શ્રમણો" માટે કહે છે.[3] દક્ષિણના પ્રથમ દિગંબર ગ્રંથકર્તા કુંદકુંદાચાર્ય પણ પોતાના સંપ્રદાયના સાધુઓ માટે તે શબ્દ વાપરે છે.[4] પણ સૌથી વિશેષ તો એ છે કે બૌદ્ધો પોતે નિર્ગ્રંથોને 'શ્રમણ' શબ્દથી ઓળખાવે છે; કારણ કે અંગુત્તરનિકાય કહે છે કે "અરે વિશાખ! એક શ્રમણોનો વર્ગ છે જે નિર્ગ્રંથો કહેવાય છે.[5] આ જૈનોનો બૌદ્ધો પહેલાંનો પ્રાચીન શબ્દ છે તે નિશ્ચિત છે કારણ કે 'નિર્ગ્રંથ શ્રમણો' થી જુદા ઓળખાવવા બૌદ્ધો પોતાને 'શાક્યપુત્રીય શ્રમણો' શબ્દ વાપરતા હતા.[6]

અશોક જ્યારે એકલા બૌદ્ધોને વિષે કહે છે ત્યારે સંઘ શબ્દનો ઉપયોગ કરે છે. આજ્ઞાસ્તંભ સાતમામાં તે કહે છે કે "કેટલાક મહામાત્રોને સંઘના કામની વ્યવસ્થા માટે હું આજ્ઞા આપું છું, બીજા કેટલાકને બ્રાહ્મણ તથા આજીવકના કામની વ્યવસ્થા સોંપું છું, અન્યને નિર્ગ્રંથોના કામની વ્યવસ્થા માટે હુકમ કરૂં છું અને બાકીનાને...... અન્ય દાર્શનિકોની વ્યવસ્થા માટે સૂચન કરૂં છું."[7]

બ્રાહ્મણો, આજીવકો, નિર્ગ્રંથો એ બધાનો સ્વતંત્ર ઉલ્લેખ બતાવે છે કે તે બધા સંઘ કરતાં તદ્દન જુદા હતા; અન્ય સ્થળોએ શ્રમણોને બ્રાહ્મણ સાથે ગણાવ્યા છે.[8] ઉપરની આજ્ઞામાં શ્રમણોનો નિર્દેશ નથી તે આજીવકો અને નિર્ગ્રંથોને અંગે સમજી શકાય તેમ છે કારણ કે બન્ને ઉપર જોયું તેમ સંઘથી જુદા પડી જાય છે.

સાચી રીતે અશોકનું જૈન તેમજ અન્ય ધર્મ પ્રતિનું વલણ નીચેના શબ્દોમાં જોઇ શકાય છે: "સર્વ મનુષ્યો મારા બાળકો છે, જેમ મારા પોતાના બાળકો માટે હું ઇચ્છું છું કે તેઓને આલોક અને પરલોકનું કલ્યાણ મળે તેમ સર્વ મનુષ્યને મળે એમ મારી

1. *Cf.* Rice (Lewis), *op. cit.*, p. 8.

2. Stevenson (Mrs.), *op. cit.*, p. 218.

3. Jacobi, *S.B.E.*, xxii., p. 297.

4. *Cf.* Bhandarkar, *op. cit.*, pp. 97-100.

5. *Cf.* Jacobi, *S.B.E.*, xlv., Int., p. xvii. Read also Kamta Prasad Jain's interesting article on "The Jaina References in the Buddhist Literature," *I.H.Q.*, ii., pp. 698-709.

6. *Cf.* Rhys Davids, *op. cit.*, p. 143.

7. Delhi-Topra Pillar Edict VII ; *Cf.* Hultzsch, *op. cit.*, p. 136 (Z).

8. See Rock Edicts (III, D), (IV, C), (IX, G), (XI, G), (XIII, G), and Pillar Edict VII (H H); *cf.* Hultzsch, *op. cit.*, Int., p. 1.

ઇચ્છા છે."[૧] તેવીજ રીતે ખાસ ભારપૂર્વક તે કહે છે કે "એજ દૃષ્ટિએ સર્વ વર્ગો પ્રતિ હું લક્ષ રાખું છું. અને તેમને જુદીજુદી જાતના સન્માનથી હું સંતોષું છું."[૨]

ઉત્તર તેમજ દક્ષિણમાં "બૌદ્ધો, બ્રાહ્મણો, આજીવકો અને નિર્ગ્રંથો તેમજ અન્યની સંભાળ માટે" અશોકે ધર્મ-મહામાત્રોને નીમ્યા હતા.[૩] તેની અસાંપ્રદાયિક નીતિ નીચેના શબ્દોમાં ખાસ તરી આવે છે:

મહારાજ કહે છે કે "જે કોઈ પોતાના સંપ્રદાય માટે અંધશ્રદ્ધાથી અભિમાન કરે છે અને બીજાની નિંદા કરે છે તે પોતાના સંપ્રદાયનું ભારેમાં ભારે નુકસાન કરે છે."[૪]

બરાબરની ગુફાના શિલાલેખો માટે સ્મિથ કહે છે કે "આ બધા લેખો મહત્ત્વના છે અને તે સ્પષ્ટ સાબીત કરે છે કે અશોકની બધા સંપ્રદાયને માન આપવાની હાર્દિક આજ્ઞા હતી."[૫] તેના અન્ય શિલાલેખો માટે પણ તેમજ છે; તેના ઉદાર શાસન સમયમાં ઉત્તર હિંદમાં જૈન ધર્મની પરિસ્થિતિ વિષે પ્રત્યક્ષ પ્રમાણ નથી, તોપણ ઉપરનું અવલોકન બીજું કંઈ નહિ તો ચંદ્રગુપ્તે પોતાની યશસ્વી કારકિર્દી પહેલાં નહિ તો તેના અંતમાં સ્વીકારેલા ધર્મ પ્રત્યે તેના મહાન ઉત્તરાધિકારીનું વલણ સ્પષ્ટ કરે છે.

આ દંતકથાની પરંપરાગત અસરનું આપણું અનુમાન અશોકના પૌત્ર સંપ્રતિએ આર્ય સુહસ્તિન પાસે જૈનધર્મ સ્વીકાર્યો તે પરથી સાચું ઠરે છે.[૬] સંપ્રતિની જૈનધર્મ પરની આસક્તિ તપાસતાં પહેલાં અશોકના ઉત્તરાધિકારી કોણ હતા તે તપાસવું જોઇએ. કમનસીબે ડૉ૦ રાયચૌધરી કહે છે કે "કોઈ કૌટિલ્ય અથવા મેગેસ્થનીસે પછીના મૌર્યો વિષે કાંઈ ઉલ્લેખ કર્યો નથી. એક યા બે શિલાલેખ તથા બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ ગ્રંથોની અપૂર્ણ માહિતી અશોકના ઉત્તરાધિકારીનો સવિસ્તર ઇતિહાસ શોધવા પૂરતી નથી."[૭]

પુરાણો અશોકના ઉત્તરાધિકારી વિષે એકમત નથી, અને જુદા જુદા લેખકોના વિવિધ અભિપ્રાયોનો સમન્વય કરવો સહેલ નથી. અશોકના પુત્ર કુનાલની વાસ્તવિકતા સૌ સ્વીકારે છે,[૮] પરંતુ તેના પછીના વિષે દંતકથાઓ જુદી પડે છે. કુનાલ કેવા વિચિત્ર સંયોગોમાં અંધ બન્યો અને "રાજ્યવ્યવસ્થા કરવા અશક્ત થતાં તેણે પોતાના પ્રિય પુત્ર

1. Separate Rock Edicts : Jaugada. I (F.G.). II (E.F.); *cf.* Hultzsch, *op. cit.*, pp. 114-117.

2. Delhi-Topra Pillar Edict VI (D.E.); *cf.* Hultzsch, *op. cit.*, p. 129 ; Int., p. xlviii.

3. *Ibid.*, Int., p. xl.

4. Girnar Rock Edict XII (H) ; *cf.* Hultzsch, *op. cit.*, p. 21.

5. Smith, *op. cit.*, p. 177. *Cf.* Hultzsch, *op. cit.*, Int., p. xlviii.

6. *Cf.* Jacobi, *Pariśishṭaparvan*, p. 69 ; Bhandarkar, *op. cit.*, p. 135.

7. Raychaudhuri, *op. cit.*, p. 220.

8. *Cf.* Pargiter, *op. cit.*, pp. 28, 70 ; Cowell and Neil, *op. cit.*, p. 430 ; *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā, sūt* 163 ; Raychaudhuri, *op. cit.*, p. 221.

સંપ્રતિ-જૈન અશોકને તે માટે નીમ્યો એ આ૦ હેમચંદ્ર જણાવે છે. સંપ્રતિને બૌદ્ધ અને જૈન લેખકો અશોકના ઉત્તરાધિકારી તરીકે ગણાવે છે."[1]

અશોકના ઉત્તરાધિકારી તરીકે સંપ્રતિનો સ્વીકાર કરવામાં દશરથનું અસ્તિત્વ એ મુશ્કેલી છે; જેનો ઉલ્લેખ તેણે આજીવકોને આપેલી નાગાર્જુની ટેકરી બાબત આપણે કર્યો છે. આ મુશ્કેલીમાંથી શક્ય અનુમાન એ નીકળે છે કે અશોકના ઉત્તરાધિકારી તરીકે સંપ્રતિ હોય અને બંનેએ એક સમયે રાજ્ય કર્યું હોય, અથવા તો બૌદ્ધ અને જૈન ગ્રંથોમાં દશરથનું નામ રહી ગયું હોય. આ બે અનુમાનમાં મગધની વંશાવલીમાં સંપ્રતિનો સર્વાનુમતે સ્વીકાર થાય છે તેથી પહેલું અનુમાન વ્યાજબી લાગે છે."[2]

આમ સંપ્રતિ મૌર્ય સમ્રાટોમાં એક મહાન રાજા હતો તેમાં શંકા રહેતી નથી. જૈન ધર્મ પ્રતિ તેનો આદર એટલો બધો હતો કે ઉત્તર હિંદના જૈન ઇતિહાસનો તે અગ્રણી કહી શકાય. બૌદ્ધ ગ્રંથો જે જાતનાં અશોકનાં ગુણગાન ગાય છે તેમ જૈન ગ્રંથો તેના વિષે કહે છે. સ્મિથ કહે છે કે "ગૌતમ બુદ્ધના ધર્મપ્રચાર માટે અશોકે જે ઉત્સાહ બતાવ્યો હતો તેટલોજ ઉત્સાહ જૈનધર્મના પ્રચારમાટે બતાવ્યાનું માન સંપ્રતિને ઘટે છે."[3]

સંપ્રતિના જૈનધર્મના ઉત્સાહ વિષે આ૦ હેમચંદ્ર ટૂંકમાં નીચે પ્રમાણે કહે છે: "સારાય જંબૂદ્વીપ પર જૈન મંદિરો તેણે કરાવ્યાં. ઉજ્જયિનીમાં આર્ય સુહસ્તિનની સ્થિરતા દરમિયાન તેમના નેતૃત્વ નીચે ધાર્મિકપર્વ નિમિત્તે અર્હતની રથયાત્રા ઉજવવામાં આવી હતી તે પ્રસંગે રાજા અને પ્રજાએ મહાન આદર બતાવ્યો હતો. સંપ્રતિના આદેશ અને કાર્યથી તેના ખંડિયા રાજાઓ જૈનધર્મ સ્વીકારવા અને તેને ઉત્તેજન આપવા પ્રેરાયા હતા. આથી પોતાના રાજ્ય ઉપરાંત આજુબાજુના દેશોમાં પણ સાધુઓ પોતાનો ધર્મ આચરી શકતા હતા."[4]

સંપ્રતિ બાબત ખાસ કહેવાનું એ છે કે તેણે શ્વેતાંબર આમ્નાયના જૈનધર્મ પ્રચારકોને દક્ષિણ ભારતમાં મોકલ્યા હતા.[5] આ૦ હેમચંદ્ર કહે છે કે "સંપ્રતિએ અનાર્ય દેશોમાં જૈન

1. *Cf.* Jacobi, *op. cit.*, pp. 63-64; Cowell and Neil, *op. cit.*, p. 433; Raychaudhuri, *op.* and *loc. cit.* Bhandarkar, *op.* and *loc. cit.*

2. Both the Buddhist and the Jaina traditions about Samprati have been referred to by us in the previous note. For the *Purāṇic* see Pargiter, *op. cit.*, pp. 28, 70. *Cf.* Raychaudhuri, *op. cit.*, p. 220. "Perhaps the empire was divided between his grandsons, Daśaratha . . . and Samprati. . . ."—Smith, *op. cit.*, 203.

3. Smith, *Oxford History of India*, p. 117, and n. 1. *Cf.* Bhandarkar, *op.* and *loc. cit.*; सम्प्रति . . . पितामहदत्तराज्यो रथयात्राप्रवृत्तश्रीआर्यसुहस्तिदर्शनाज्जातजातिस्मृतिः . . . जिनालय सपादकोटि . . . अकरोत्.— *Kalpa-Sūtra, Subodhikā-Tīkā*, *sūt.* 6, p. 163. "Almost all ancient Jaina temples or monuments of unknown origin are ascribed by the popular voice to Samprati, who is in fact regarded as a Jaina Aśoka."—Smith, *Early History of India*, p. 202.

4. Jacobi, *op. cit.*, p. 69.

5. *Cf.* Bhandarkar, *op.* and *loc. cit.* About this the *Pāṭaliputrakalpa* of Jinaprabhasūri observes: "In Pāṭaliputra flourished the great King Samprati, son of Kunala, lord of Bharata with its three continents, the great Arhanta who established *Vihāras* for *Śramaṇas* even in non-Āryan countries."—*Cf.* Raychaudhuri, *op. cit.*, p. 222.

સાધુઓના કાર્યનું ક્ષેત્ર વધારવા માટે સાધુવેશમાં પ્રચારકો મોકલ્યા હતા; જેમણે ત્યાંના લોકોને સાધુઓ કઈ જાતનો આહાર અને બીજી જરૂરની વસ્તુઓ ભિક્ષા તરીકે સ્વીકારી શકે તે શીખવ્યું અને મામલતદારને આપવાના કર બદલ વારંવાર આવતા સાધુઓને ભિક્ષા આપવાનું ફરમાન કર્યું. આ પ્રમાણે માર્ગ તૈયાર કરી તેણે આચાર્યશ્રીને બીજા દેશોમાં સાધુઓ મોકલવા પ્રેરણા કરી; કારણ કે તેઓને ત્યાં રહેવાની કોઈપણ પ્રકારની મુસ્કેલી રહી હતી નહિ. આમ આંધ્ર અને દ્રમિલ દેશમાં ધર્મપ્રચારકો મોકલ્યા અને તેમને રાજાની આજ્ઞા મુજબ સર્વ સુવિધા મળી રહી. આમ અનાર્ય પ્રજા જૈનધર્મી બની."[1]

આ૦ હેમચંદ્રના કથન મુજબ સંપ્રતિએ અનાર્ય દેશમાં મોકલેલ જૈન પ્રચારકોનું મહત્ત્વ એ છે કે દક્ષિણમાં શ્વેતાંબર સંઘ સંબંધી આપણને આ પહેલો ઉલ્લેખ મળે છે. આ કારણથી આ તથા પહેલાના પ્રકરણમાં જણાવેલ મહાન વિદેશગમન જેટલોજ મહત્ત્વનો આ પ્રસંગ છે. આને ખાસ શ્વેતાંબરોના સંબંધ તરીકે જાણવાનું કારણ એ છે કે આપણે જોઈ ગયા તેમ જૈન ધર્મમાં શ્વેતાંબર-દિગંબર પંથભેદ મહાન વિદેશગમન અને સુહસ્તિન-મહાગિરિ દંતકથા એ બન્ને સાથે સંકલિત છે. સુહસ્તિન શ્વેતાંબર હતા એ વાત એમ સાબીત થાય છે કે દિગંબર પટ્ટાવલીઓ અથવા ગુરૂઓની વંશાવલીમાં તેમનો ઉલ્લેખ નથી.[2] આપણને એમ હકીકત મળે છે કે આર્ય સુહસ્તિનના ઉપદેશથી સંપ્રતિએ જૈન ધર્મ અંગીકાર કર્યાની વાત જાણતાં આર્ય મહાગિરી "કડક સાધુજીવનના માર્ગે સાધુઓને દોરવાની બધી આશા" ભસ્મીભૂત થતી જોઈ દશાર્ણભદ્ર પાસે ચાલ્યા ગયા.[3] આમ સંપ્રતિના રાજકારભારમાં શ્વેતાંબર સંપ્રદાય વિજય પામ્યો.

જૈન ઇતિહાસની દૃષ્ટિએ મગધની મહત્તાનો અહીં અંત આવે છે. મૌર્યોના અંત અને સુંગોના વિજય સાથે કલિંગ આપણા ઇતિહાસનું કેંદ્ર બને છે. મગધની સર્વોપરિ સત્તાના પતનથી કાંઇક અંશે કલિંગ તે સ્થાન મેળવવા વિજયી થાય છે. ખારવેલના સમયમાં શક્તિશાળી કલિંગ મગધને ભારે થઈ પડ્યું હતું અને સદ્ભાગ્યે થોડા સમય માટે જૈન ઇતિહાસમાં પણ તે એટલોજ મહત્ત્વનો ભાગ ભજવે છે. સંપ્રતિ પછી મૌર્યવંશ વધારે ચાલ્યો નથી તે ચોક્કસ છે અને જે કોઈ રાજાઓ થયા હશે તે પામર હશે કારણ કે આપણે જોઈ ગયા અને હવે પછી જોઈશું તે મુજબ મૌર્ય સેનાપતિએ છેલ્લા મૌર્ય રાજાને નિર્દયતાથી મારી નાંખ્યો હતો.

તેમ છતાં પ્રતિભાસંપન્ન મૌર્યવંશના પતનનાં કારણોમાં આપણે ઉતરતા નથી; એટલું કહેવું પૂરતું છે કે મૌર્ય અશોકે મેળવેલ કલિંગ પરનો વિજય ભારત અને મગધના ઇતિહાસમાં એક મહાન લાક્ષણિક પ્રસંગ હતો; તેથી મગધ સામ્રાજ્ય તામિલ સિવાય

1. *Cf.* Jacobi, *op.* and *loc. cit.*
2. *Cf.* Hoernle, *I.A.*, xxi., pp. 57-58, and Klatt, *ibid.*, xi., p. 251.
3. Stevenson (Mrs.), *op. cit.*, p. 74. *Cf.* Barodia, *History and Literature of Jainism*, p. 55.

આખા ભારત સાથે સંધાયું. બિંબિસારે વિજય કરી અંગ દેશ ખાલસા કરી શરૂ કરેલ વિજયયાત્રા અને ઉત્કર્ષની કારકિર્દીનો અહીં અંત આવે છે. એક નવા યુગના મંડાણ મંડાયા–શાંતિ, સામાજીક ઉન્નતિ અને ધાર્મિક પ્રચારનો યુગ શરૂ થયો, પણ તે સાથે રાજકીય જીવનની મંદતા અને કદાચ લડાયક ક્ષાત્રતેજની ઉણપ દેખાવા લાગી અને લશ્કરી તાલીમના અભાવે મગધ સામ્રાજ્યની લડાયક વૃત્તિનો અંત આવ્યો. દિગ્વિજયનો યુગ પૂર્ણ થયો, ધર્મવિજયનો યુગ શરૂ થયો અને આમ છેવટે મગધ સામ્રાજ્ય પર મૌર્ય સત્તાનો સૂર્ય સદાને માટે અસ્ત પામ્યો.

# પ્રકરણ ૪

## કલિંગદેશમાં જૈનધર્મ

"કલિંગમાં જૈનધર્મ" એ શબ્દ મુખ્યતઃ ખારવેલનો ઇતિહાસ રજૂ કરે છે, આથી એમ સમજવાનું નથી કે તેના પહેલાં કલિંગમાં જૈનધર્મ ન હતો; આથી ઊલટું એતો હાથિગુંફા જેવા ઐતિહાસિક શિલાલેખ અને ત્યાં ઉભેલાં સ્થાપત્ય તથા શિલ્પની ઈ. સ. પૂર્વે ચોથા અને પાંચમા સૈકા સાથેની સામ્યતા તેમજ જૈનશાસ્ત્રોમાંના મહાન પવિત્ર ગ્રંથો ઉપરથી જે આપણે ચોકખું તારવી શકીએ છીએ તેનો અસ્વીકાર કરવા બરાબર છે. આમ છતાં કબૂલ કરવું જોઇએ કે હાથિગુંફાનો ખારવેલનો શિલાલેખ અને સ્વર્ગપુરીનો તેની પત્નીનો શિલાલેખ એ બે સાધનો સિવાય અન્ય કાંઈ ચોક્કસ સાધનો આપણા અનુમાનો માટે મળતાં નથી.[1]

આગળ દર્શાવ્યા પ્રમાણે ભ૦ મહાવીર પછી શિશુનાગ, નંદ, મૌર્ય અને અન્ય રાજાઓ થયા; જેમાંના ઘણાખરા દંતકથાનુસાર પોતાની સત્તા દરમિયાન જૈનધર્મના અનુયાયી કે તેને મદદ આપનાર હતા. આ દંતકથાઓને તથા આ ઇતિહાસને ઘણા જૈન અને અજૈન લેખકો ટેકો આપે છે, છતાં મહાન ચેદિ[2] રાજા ખારવેલ કે જે પોતાને પોતાના લેખમાં જૈન તરીકે રજૂ કરે છે તેની સાથે ચંદ્રગુપ્ત સિવાય બીજા કોઇને ઐતિહાસિક દૃષ્ટિએ મૂકી શકાય તેમ નથી.

હાથિગુંફા પરનો લેખ સમ્રાટ ખારવેલે કેટલા વખત પહેલાં, ક્યારે અને કેટલો સમય રાજ્ય કર્યું અને તે જૈન હતો કે નહિ તેની ઐતિહાસિક સાબિતી પૂરી પાડે છે. તે કલિંગનો મહાન રાજા હતો તેની તો કોઈ ના પાડી શકે તેમ નથી, પરંતુ કલિંગની ચોકકસ હદ આલેખવી અસંભવિત છે. મૌર્ય શહેનશાહતના અંતમાં કલિંગે ખારવેલની આગેવાની નીચે બળવો કર્યો અને તે સ્વતંત્ર થયું. તેલિંગાનની ઉત્તરનો પૂર્વઘાટ અને બંગાલ ઉપસાગર

1. Let it be clear from the very beginning that it is really not desirable and practically impossible to trace out chronologically the progress of Jainism in Kalinga. All that is required is to lay our hands on whatever historical monuments, small or great, ancient or modern, that are available at present, and draw our inferences from them, keeping in view as far as possible the contemporary historical atmosphere of the time.

2. We know the Cedis as the well-known Vedic and classical ruling family which seems to have migrated into Orissa from Mahākosala, where they are also found in later history. "It is certain that one of the seats of the Cedis was near about Orissa in very ancient times."—*J.B.O.R.S.*, xiii., p. 223.

વચ્ચેના કિનારાના પ્રદેશને કલિંગની હદ ઠરાવવી તે અચોક્કસ છે.[1] ગોદાવરીની ઉત્તરે પથરાતો અને બંગાલ ઉપસાગરને અડતો જમીનપ્રદેશ તે સમયે કલિંગ નામે ઓળખાતો. ટૂંકમાં હાલના ઓરિસા અને ગંજામ પ્રદેશને તે સમયના કલિંગના નામે ઓળખાવી શકાય.

"હિંદના પ્રાચીન સ્મારકોમાં" ખારવેલનો શિલાલેખ "એક મહાન વિશિષ્ટ છતાં ગુંચવણ ભર્યું સ્મારક છે."[2] ખારવેલનું નામ તીર્થંકર મહાવીરના અનુયાયીઓમાં રાજા તરીકે જૂનામાં જૂનું છે. મૌર્ય સમય પછીના રાજાઓ અને તે સમયના જૈન ધર્મના પ્રતાપનો વિચાર કરતાં ખારવેલનો શિલાલેખ દેશમાં મળી આવતો એક અગત્યનો અને એકજ લેખ છે. જૈન ઇતિહાસની દૃષ્ટિએ તે અનુપમ છે અને હિંદની રાજકીય તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ પણ તેની અગત્યતા અપૂર્વ છે.

સર અશુતોશ મુકરજીના શબ્દોમાં "ઐતિહાસિક શોધખોળના સાધન રૂપ એવા લિપિશાસ્ત્રના ક્ષેત્રમાં કે જે વડે ભૂલાઈ ગયેલ અજાયબ લિપિમાં લખાયેલા લેખો શોધાયા છે અને ભૂતકાલના દરવાજા ખુલ્લા મૂકાયા છે તેમાં પણ સમ્રાટ ખારવેલનો હાથિગુંફાનો શિલાલેખ ખૂબ ધ્યાન ખેંચે છે. ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં લખાયેલ આ લેખમાં ઓરિસાના આ સમ્રાટનું નાનપણથી સાડત્રીસમા વર્ષ સુધીનું અર્થાત તેના રાજ્યકાળના તેર વર્ષ સુધીનું વૃત્તાંત મળે છે. આ લેખ ખડકના મૂળ પર કોતરેલો છે અને ઈ. સ. ૧૮૨૫ માં મી. સ્ટર્લિંગની પ્રાથમિક શોધ પછી એક સૈકાથી જાણીતો થયો છે, અને ત્યાર પછી અભ્યાસીઓએ તેનો અભ્યાસ પણ કર્યો છે. તે દ્વારા જે ઐતિહાસિક સામગ્રી મળી છે તે ખાસ અગત્યની છે કારણ તેમાં તેના સમયના મગધના રાજા, મથુરાના ગ્રીક રાજા, ગોરથગિરિ (બરાબર ટેકરીઓ) અને રાજગૃહના કિલ્લાઓ, પાટલીપુત્ર પરના ગંગા નદી પરના મહાલયો અને દખ્ખણના રાજા સાતકર્ણિ આદિના ઉલ્લેખો છે. બ્રાહ્મી લિપિમાં લખાયેલ અશોકના શિલાલેખોથી બીજે નંબરે અને ઈ. સ. ચોથા સૈકાના સમુદ્રગુપ્તના શિલાલેખોની સમાન પંક્તિના આ શિલાલેખની શોધથી અનેક અભ્યસનીય પરિણામો પ્રાપ્ત થયા છે."[3]

હિંદી પ્રજાના અખંડ સ્મારક સ્વરૂપ અને ઐતિહાસિક સંબંધ દર્શક બનારસ અને પુરી એ બે યાત્રાધામો છે; પ્રજાની આંતરિક ભક્તિ અહીંજ અનેક પ્રકારે ઠલવાઈ છે અને પ્રજાના બુદ્ધિ તથા હાર્દનો અહીંજ વિકાસ સધાયો છે.

અમને માનવાને કારણો છે કે ઓરિસા કે જે હમણાં 'તેના જેરૂસલેમ જગન્નાથના કારણે હિંદુધર્મનો બગીચો છે'[4] તે ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાથી ઈ. સ. આઠમા-નવમા સૈકા સુધી બૌદ્ધ અને જૈન ધર્મની અસર નીચે હતો. મહાન અશોકના ઈ. સ. પૂર્વે ૨૬૨ ના કલિંગ પરના વિજયના કારણે બૌદ્ધ ધર્મની ત્યાં અસર હતી.[5] પરંતુ તેના વિદેહ પછી મૌર્ય

1. *C.H.I.*, i., p. 601. 2. *Ibid.*, p. 534. 3. *J.B.O.R.S.*, x., pp. 9-10.

4. *J.A.S.B.*, xxviii., Nos. I to V (1859), p. 186.

5. Ganguly, *Orissa and her Remains—Ancient and Mediaeval*, p. 17.

શહેનશાહત ડોલી ઉઠી અને અશોકના બૌદ્ધ ધર્મ સામે બ્રાહ્મણ ધર્મના ખાસ રક્ષક મનાતા રાજપુરોહિત પુષ્યમિત્રના હાથમાં રાજ્યસત્તા આવતાં તેણે તેના પર ફટકો લગાવ્યો.[1] તે પણ પોતાનો અમલ નિષ્કંટક ન ચલાવી શક્યો. મૌર્ય શહેનશાહત અસ્ત થતાંની સાથે દક્ષિણમાં મહાન આંધ્રકુળ તથા પૂર્વ-દક્ષિણ પ્રદેશમાં મહામેઘવાહન ખારવેલનું પ્રભાવશાળી ચેદિકુળ જોરમાં આવ્યું. આ ચેદિકુળ ઉત્તરમાં જમાવેલ બ્રાહ્મણધર્મ પર પ્રત્યાઘાત કરનાર નીવડ્યું.[2]

આમ ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ એ ત્રણે ધર્મો કાલિંગમાં હતા, જેમાં જૈનધર્મ એ રાજધર્મ હતો. હ્યુએન્ત્સંગ જેણે ઇ. સ. ૬૨૯ થી ૬૪૫ માં કલિંગની મુલાકાત લીધી હતી તે ચીની મુસાફર ત્યાંની જૈનોની મોટી સંખ્યાનો પુરાવો આપે છે અને તેને જૈનોના મહાન મથક તરીકે રજૂ કરે છે. તે જણાવે છે કે ત્યાં "ઘણા પ્રકારના અનેક નાસ્તિકો હતા, જેમાં નિર્ગ્રંથો તો મોટી સંખ્યામાં હતા."[3]

માતૃભૂમિ મગધમાંથી દક્ષિણપૂર્વ તરફ કલિંગસુધી થયેલી જૈનધર્મની આ સ્પષ્ટ પ્રગતિ છે. ઓરિસાના સમ્રાટ ખારવેલ અને તેની સમ્રાજ્ઞીના ખંડગિરિ પરના બે શિલાલેખો જૈનોની આ પ્રગતિનો ખ્યાલ આપે છે અને તે ઐતિહાસિક સત્ય આપણી સન્મુખ મૂકે છે. ઈ. સ. પૂર્વે બીજા સૈકાના મધ્યમાં અર્થાત્ ઇ. સ. પૂર્વે ૧૮૩ થી ૧૫૨ તે હિંદના પૂર્વ કાંઠાપર રાજ્ય કરતો હતો.[4] ઉદયગિરિ અને ખંડગિરિની બીજી ગુફાઓ તેમજ ત્યાંના જીર્ણશીર્ણ મંદિરો પણ આની સાક્ષી પૂરે છે. આ બન્ને ટેકરીઓ ભુવનેશ્વરની ઉત્તરપશ્ચિમે પાંચ માઈલ દૂર છે અને એ બન્ને તે ફાટથી જુદી પડે છે જે ફાટ ભુવનેશ્વરથી ત્યાં પહોંચવાના રસ્તાની હારમાં ચાલી જાય છે. આ ઉપરાંત તે ટેકરીઓ પર રહેતી અનેક જાતો, જે હલકી જ્ઞાતિઓમાં આજે ઉતરતું સ્થાન ભોગવે છે તેમનાં નામો જૈનોના પ્રાચીન શાસ્ત્રીય ગ્રંથો અંગ અને ઉપાંગમાં મળે છે, જ્યાં તેમની ભાષા મ્લેચ્છ ગણાવી છે.[5]

ખારવેલનો શિલાલેખ પહેલો અને સૌથી મોટો છે, જે જૈન પદ્ધતિ અનુસાર મંગલથી શરૂ થાય છે. છેલ્લા તીર્થંકર મહાવીરના નિર્વાણ પછી સો વર્ષ ઓરિસામાં જૈન ધર્મ દાખલ થયો અને તે પછી તે રાજધર્મ બન્યો તે આ સાધન સાબીત કરે છે. સ્વર્ગપુરી પરનો બીજો લેખ સાબીત કરે છે કે ખારવેલની પટરાણીએ કાલગના શ્રમણો માટે એક મંદિર અને ગુફા બંધાવી હતી.

1. Mazumdar, *Hindu History*, p. 636 (2nd ed.).

2. *C.H.I.*, i., pp. 518, 534.

3. Beal, *Si-Yu-Ki*, ii., p. 208.

4. *J.B.O.R.S.*, xiii., p. 244.

5. They have been identified with Suari of Pliny and Sabarai of Ptolemy. For the reference of the Jaina literature see Weber, *I.A.*, xix., pp. 65, 69; xx., pp. 25, 368, 374.

હાથિગુંફા પરના શિલાલેખની વિગતમાં ઉતરતા પહેલાં આપણે આસપાસનાં ખંડિયેરો શું માહિતી પૂરી પાડી શકે છે તે તપાસીએ. જીલ્લાગેઝેટિયર અનુસાર મૌર્ય સમ્રાટ અશોકના સમયમાં કેટલાક જૈનો અહીં વસ્યા એ ચોક્કસ છે, કારણ કે ઉદયગિરિ અને ખંડગિરિના રેતીઆ પથ્થરની ટેકરીઓ અનેક વિશ્રામસ્થાન રૂપ ગુફાઓથી ઘેરાયેલી છે; જે ઘણી ખરી મૌર્યસમયની બ્રાહ્મી લિપિના શિલાલેખો ધરાવે છે. તે બધી જૈનોના ધાર્મિક ઉપયોગમાટે રચાયેલ જણાય છે; કારણ કે અનેક સૈકાઓ સુધી જૈન સાધુઓએ તેનો ઉપયોગ કર્યો છે.[1]

ઓરિસાના જૈન અને બૌદ્ધ કલાવિધાનની પ્રગતિમાં આ ગુફામંદિરો ખાસ ધ્યાન ખેંચે છે.[2] અહીં બૌદ્ધ અને જૈન એ બન્નેની આપણે વાત કરીએ છીએ કારણ કે ખંડગિરિની કેટલીક ગુફાઓ રાનિગુંફા અને અનંતગુંફાની માફક બો-વૃક્ષ, બૌદ્ધ ત્રિશૂલ, સ્તૂપ અને લાક્ષણિક સ્વસ્તિક આદિ નિશાનીઓ માટે પ્રખ્યાત છે.[3]

ઈ. સ. પૂર્વે પાંચમા સૈકાથી માંડી ઈ. સ. પાંચમા છઠ્ઠા સૈકા સુધી આમજ દેખાય છે. ખંડગિરિ અને ઉદયગિરિની ટેકરીઓ જે બધી ખંડગિરિ નામે ઓળખાય છે તેમાં આ ગુફાઓ આવેલી છે. ઉદયગિરિમાં ૪૪, ખંડગિરિમાં ૧૯ અને નીલગિરિમાં ૩ ગુફાઓ છે.[4] તેમની સંખ્યા, કાળ તથા કોતરકામને લીધે આ ગુફાઓ પૂર્વહિંદમાં ખાસ ધ્યાન ખેંચે છે. પ્રાચીન સમયમાં બૌદ્ધ અને જૈન સાધુઓ આમાં રહેતા અને કલાવિધાનની દૃષ્ટિએ આમાંની કેટલીક ઈ. સ. પૂર્વે બીજા અને ત્રીજા સૈકામાં કોતરેલી જણાય છે. મી. ગંગુલી કહે છે કે "હાથિગુંફાના લેખ પહેલાં અર્થાત્ ઈ. સ. પૂર્વે ચોથા યા પાંચમા સૈકામાં આમાંની કેટલી ગુફાઓ અસ્તિત્વમાં આવી હશે તો તે ખોટું નથી, કારણ કે સાંપ્રદાયિક દૃષ્ટિએ કોઈપણ કારણે ગુફાઓની જગ્યા પવિત્ર બનેલી હોવી જોઈએ."[5]

ગુફાઓનો સમય નક્કી કરવો મુશ્કેલ છે અને તેમાં બૌદ્ધ અને જૈન સેળભેળ થવાથી વધુ મુશ્કેલી ઉભી થઈ છે. ગુફાઓની ભીંતો પર બૌદ્ધ દંતકથાઓની આકૃતિઓ અને જૈન તીર્થંકરોનાં ચિત્રો કોતરેલાં જણાય છે. ખંડગિરિ ટેકરી પરની જૈન ગુંફામાં ભવ્ય સ્થંભો છે. લગભગ આ બધી ગુફાઓનું ખાસ લક્ષણ એ જણાય છે કે તેની આગળની પરસાળની ત્રણે બાજુએ એક થી દોઢ ફુટ ઉંચે બેઠકો રાખવામાં આવી છે. પરસાળની બે ભીંતો એવી કોતરેલી છે કે તેનું શિખર કબાટ જેવું દેખાય છે. બૌદ્ધ અને જૈન સાધુઓના ટૂંક પરિગ્રહની સામગ્રી મૂકવા આ વ્યવસ્થા હોવાનો સંભવ છે. કલાવિધાનની દૃષ્ટિએ તેની વિગતોમાં પછી 'ઉત્તરની જૈન કળા' એ પ્રકરણમાં ઉતરીશું. હાલ તો આપણે

1. *B.D.G.P.*, p. 24.
2. Ganguly, *op. cit.*, p. 31.
3. *Ibid.*, pp. 40, 57.
4. *B.D.G.P.*, p. 251.
5. Ganguly, *op. cit.*, p. 32.

ઉદયગિરિ ઉપરની રાનિગુંફાના ઉપરના ભાગમાંની કોતરકામનો નમૂનો

શ્રી. મિત્રના સૌજન્યથી—એન્ટિકવીટીઝ ઑફ ઓરિસ્સા.

ખંડગિરિ ઉપરની જૈન ગુંફા

શ્રી મિત્રના સૌજન્યથી—એન્ટિકવીટીઝ ઑફ ઓરિસ્સા.

મી. ગંગુલીની ટીકા ઉમેરી વિરમીશું કે "ગુફાઓ દેખાવમાં સાદી છતાં ભવ્ય છે અને ભૂતકાલના એના રહેવાસીઓના જીવનને બંધબેસતી છે."[1]

ખંડગિરિ ગુફાઓમાં સત્ઘર અથવા સત્બખ, નવમુનિ અને અનંત એ ત્રણ અગત્યની છે; તેમાંની પ્રથમ બે પર સ્પષ્ટ જૈન ચિન્હો છે જ્યારે છેલ્લી પર બૌદ્ધ ચિન્હો છે,[2] કારણ કે પાછલી ભીંતપર સ્વસ્તિક અને ત્રિશૂળ ચિતરેલાં છે. જો કે પહેલા સ્વસ્તિકની નીચે એક નાની ઉભી ખંડિત પ્રતિમા છે જે જીલ્લાગેઝેટિયર પ્રમાણે જૈનોના ત્રેવિશમા તીર્થંકર પાર્શ્વનાથને મળતી આવે છે.[3] તે ગુફાની હદ ટેકરીના ઉત્તર તરફના ભાગથી સરખી કરી લેવામાં આવી છે, જેમાં જૈન સાધુઓ તથા તીર્થંકરોની પ્રતિમાઓ છે; તે ઉપરાંત કોતરકામની દરેક કમાન નાગની બે ફણોની વચ્ચે આવે છે જે પાર્શ્વનાથનું લાંછન મનાય છે. બાજુની ભીંત તથા કમાન વચ્ચેની જગ્યા પોતાના હાથમાં અર્ઘ્યં લઈ જતા વિદ્યાધરોથી પૂરાઈ છે.

સત્ઘર ગુફા દક્ષિણ બાજુના અંદરના ખંડમાં કોતરેલી છે, જેમાં લાંછન સહિત તીર્થંકરોની આકૃતિઓ છે;[4] જ્યારે નવમુનિ યા નવસંતોની ગુફા એક સળંગ પરસાળવાળી, પરંતુ બે ખંડની એક સાદી ગુફા છે. એક ફુટ ઉંચી અને સાદા કોતરકામવાળી શાસન દેવી સહિત દશ તીર્થંકરોની પ્રતિમાઓ તેમાં છે. પાર્શ્વનાથ તો નાગની ફણાને લઈ તરત ઓળખી શકાય છે; તે વધારે પૂજ્ય ગણાયા છે કારણ કે તેમની પ્રતિમા બે વાર કોતરાએલી છે.[5]

આ ઉપરાંત આ ગુફામાં બે પ્રખ્યાત શિલાલેખો છે. તેમાંનો એક "પ્રખ્યાત ઉદ્યોતકેશરિદેવના પ્રગતિમાન અને વિજયી રાજકાળના અઢારમા વર્ષનો છે."[6] બેય શિલાલેખ 'આર્યસંઘના ગ્રહકુળના દેશીગણ શાખાના આચાર્ય કુલચંદ્રના' શિષ્ય શુભચંદ્રનું નામ ધરાવે છે;[7] બન્ને શિલાલેખ એકજ તારીખના અર્થાત્ ઈ. સ. દશમા સૈકા લગભગના હોવા સંભવ છે.[8]

આ ગુફાની પેલીમેર બારભુજી અર્થાત્ બાર હાથવાળી ગુફા આવે છે; તે ગુફામાં પરસાળની ડાબીબાજુ બાર હાથવાળી એક સ્ત્રીની પ્રતિકૃતિ છે. નવમુની ગુફાની માફક આમાં પણ શાસનદેવી સહિત પદ્માસને બેઠેલ તીર્થંકરોની પ્રતિમાઓ છે અને પાછલી

1. *Ganguly, op. cit.*, p. 34.

2. *Cf.* Chakravarti (Mohn Mohan), *Notes on the Remains in Dhauli and in the Caves of Udayagiri and Khandagiri*, p. 8.

3. *B.D.G.P.*, p. 263.

4. The sculptures are the Jaina Tirthankaras with all their *Śāsana-devīs* and do not resemble Bauddha symbols as believed by the editor of *The Archaeological Survey Report*, xiii., p. 81.

5. *B.D.G.P.*, p. 262.

6. *E.I.*, xiii., p. 166.

7. *Ibid.*

8. Ganguly, *op. cit.*, p. 60.

ભીંત પર દેવી વિના નાગની સાત ફણાના ફટાટોપવાળી પાર્શ્વનાથની ઉભી પ્રતિમા છે. શાસનદેવી અને લાંછનવાળી તીર્થંકરની દરેક પ્રતિમા સરખી અર્થાત્ ૮ થી ૯½ ઈંચની છે, જ્યારે પાર્શ્વનાથની પ્રતિમા ૩૧½ ઈંચની છે જે તેમના પ્રતિના અપ્રતિમ માનનું સૂચક છે.[1]

આની સાથે દક્ષિણે ત્રિશૂલ ગુફા છે, તેની પરસાળની ભીંત પરનું કોતરકામ સારૂં નથી અને તેની અંદરના ભાગની બેઠક એ ખાસ બાબત છે. તે બેઠકો ઉપર સાતફણા પાર્શ્વનાથ અને મહાવીર આદિ ચોવીસ તીર્થંકરોની હારમાળા આવેલી છે. આ હારમાળામાં પણ પાર્શ્વનાથને ત્રેવીશમા તીર્થંકર તરીકે મહાવીરના પહેલાં બેસાડવાના બદલે પાછળની ભીંતની મધ્યમાં બેસાડી તેમને ખાસ મહત્ત્વ અપાયું છે. પંદરમા તીર્થંકરની પ્રતિમાનો નીચેનો ભાગ પગથીપર કરેલી બેઠકથી ઢંકાઈ ગયો છે જે બેઠક પર સુંદર કોતરેલી ત્રણ આદિનાથની પ્રતિમાઓ છે. આ હારમાળાની પ્રતિમાની રચના બાજુની ગુફા કરતાં વધારે સૂક્ષ્મ છે.[2]

નવમુનિ ગુફાની લગભગ તારીખનો લાલતેંડુ-કેશરિની ગુફા યા સિંહદ્વાર પર ઉદ્યોતકેશરિનો લેખ મળે છે. જીલ્લાગેઝેટિયર અનુસાર એ નરપતિ લાલતેંડુ-કેશરિપરથી નામાભિધાન પામેલ બે માળની ગુફા છે, જેના પહેલા માળના ઓરડાઓમાં તીર્થંકરોની પ્રતિમાઓ કોતરેલી છે જેમાં પાર્શ્વનાથ મુખ્ય છે.[3] ગુફાના તળિયાથી ૩૦ થી ૪૦ ફુટ ઉંચે તેની પાછળની ભીંતે દિગંબરપંથની પ્રતિમાઓની હારમાળાની ઉપર તે કોતરેલી છે.[4]

લેખની બરાબર રક્ષા ન થવાથી તેની છેલ્લી લીટીના થોડાક શબ્દો તૂટેલા છે; જેમ છે તે પ્રમાણે તે જણાવે છે કે "પ્રખ્યાત ઉદ્યોતકેશરિના વિજયી રાજ્યના પાંચમા વર્ષમાં પ્રખ્યાત કુમાર પર્વત પર[5] જીર્ણ તળાવ તથા મંદિરોનો પુનરુદ્ધાર થયો હતો અને ત્યાંજ ચોવીસ તીર્થંકરોની પ્રતિમાઓ બેસાડી હતી. પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરતી વખતે......... જસનંદિ............"[6]

લેખમાં દર્શાવ્યા મુજબ ઉદ્યોતકેશરિ કાંતો જૈન સંપ્રદાયનો હોય કે તેનો રક્ષક હોય. ઐતિહાસિક શોધખોળના આધારે આ લેખના ઉદ્યોતકેશરિને કોઈપણ ઐતિહાસિક

1. *B.D.G.P.*, *op.* and *loc. cit.*

2. *Ibid.*

3. *Ibid.* *Cf.* Chakravarti (Mon Mohan), *op. cit.*, p. 19.

4. It may be that at the time of Khāravela the great schism, which was followed by the division of the Jaina community into the Digambaras and Śvetāmbaras, had not fully manifested itself, but, as we have seen before, in later history the former were predominant in the south. This is clear from the Jaina caves at Ellora, Badami and such other places.

5. We learn from line two of the inscription that the ancient name of Khaṇḍagiri is Kumāraparvata. The Hāthigumphā inscription of Khāravela mentions Kumāraparvata as the ancient name of Udayagiri. The twin hills seem to have been known as the Kumāra-Kumārī-parvata up to the tenth or eleventh century A. D.

6. *E. I.*, xiii., p. 167.

વ્યક્તિ તરીકે ઓળખાવવાનાં પૂરતાં સાધનો નથી. એટલું તો સ્પષ્ટ રીતે કહી શકાય કે ઈ. સ. ૨૦૦ થી–આંધ્રોના સમયથી ઈ. સ. ના સાતમા સૈકા સુધીનો ઘણો ખરો ઓરિસાનો ઇતિહાસ અંધારામાં છે.

જો કે **માદલા પાંજી** અર્થાત્ જગન્નાથના મંદિરના તાડપત્રના હેવાલ અનુસાર ઓરિસા ઇ. સ. સાતમી થી બારમી શતાબ્દિ સુધી કેશરિ અર્થાત્ સિંહવંશના હાથ નીચે હતો;[1] પરંતુ તે વંશની વિગતોમાં ઉતરવું એ આપણા ક્ષેત્રબહાર છે. તેમ છતાં પણ ભુવનેશ્વર તેમજ અન્ય સ્થાનોમાં અનેક ભવ્ય ખંડેરો એ દોલતમંદ અને સુધરેલ મહાન રાજ્યની પ્રતીતિ કરાવે છે. આ ભવ્ય મંદિરો તે સમયમાં હિંદુ ધર્મે ત્યાં કેવો પગદંડો જમાવ્યો હતો તે દર્શાવે છે, જ્યારે તે સમયનાં બૌદ્ધ ધર્મનાં સ્મારકો નથી, જે દંતકથા અનુસાર થોડાક સૈકા પહેલાં દાખલ થયો હશે. તે સમયે જૈન ધર્મને પણ પ્રજાહૃદયમાં કાં તો સ્થાન હશે અથવા તે એક પ્રતિસ્પર્ધી ધર્મ હશે, આ વસ્તુ ખંડગિરિ અને ઉદયગિરિ પરના શિલાલેખો અને જૈન દેવોની મૂર્તિઓ પરથી તારવી શકાય છે.

ઉદયગિરિ પરની ગુફાઓ પર આવતાં આપણને જણાય છે કે કળાવિધાન અને શિલ્પની દૃષ્ટિએ આ બધી ઓરિસાની ગુફાઓ અગત્યની છે; જેમાં રાનિ નુર યા રાનિગુંફા વિશેષ પ્રખ્યાત છે કારણ કે મનુષ્યની વિવિધ ક્રિયાઓનાં દૃશ્યો તેનાં ભવ્ય કેવાળ માંહેનાં કોતરકામમાં સમાયેલાં છે. આમાં પણ કેવાળમાંના શિલ્પના ત્રણ નમૂના તથા નીચેની ઓરડી પરનું નકશીકામ ખાસ આકર્ષક છે. જીલ્લાગેઝેટિયર મુજબ "ઘણે અંશે ખંડિત એવા આ દેખાવો એકાદ ધાર્મિક પ્રસંગે શહેરમાં પસાર થતી કોઈ સાધુ પુરૂષની સવારી બતાવે છે, જેમાં લોકો પોતાનાં ઘરોમાંથી એમના દર્શનાર્થે જોઈ રહ્યા છે, ઘોડાઓને દોરવામાં આવ્યા છે, હાથીપર સવારી કરવામાં આવી છે, રક્ષકો પહેરો ભરે છે અને પ્રજાજનો–પુરૂષો અને સ્ત્રીઓ જોડેલે હાથે સંતની પાછળ ચાલે છે અને સ્ત્રીઓ ઉભી રહી અથવા બેસી થાળમાં ફળ તથા આહારને અર્ધ્ય તરીકે ધરી આશિર્વાદ માંગે છે."[2]

ઉપરની પાંખનો ૬૦ ફુટ લાંબો નમુનો ખાસ બોધક છે. હિંદી ગુફાઓમાં આની માફક બીજી કોઇએ શિલ્પશાસ્ત્રીઓમાં આટલી ચર્ચા ઉભી કરી નથી. આ દેખાવોને અનેક રીતે સમજાવવામાં આવે છે, જેની ટૂંક આવૃત્તિ ગણેશ ગુફામાં થયેલી છે. જીલ્લા ગેઝેટિયરનો લેખક માને છે કે આમાં પણ પાર્શ્વનાથ અન્ય તીર્થંકરો કરતાં વિશેષ માન્ય થયા છે.[3] ભાવદેવસૂરિના **પાર્શ્વનાથ ચરિત**, કલ્પસૂત્ર અને સ્થવિરાવલિના[4] સાધનો પરથી પાર્શ્વનાથનું ટૂંક જીવનવૃત્ત વિચારી લેખક અનુમાન તારવે છે કે મધ્યકાલીન જૈન દંતકથાઓ ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથને પૂર્વ હિંદની (કલિંગસહિત) સાથે જોડે છે,[5]

1. *Cf. B.D.G.P.*, p. 25.

2. *Ibid.*, p. 254.

3. *Ibid.* *Cf.* Chakravarti (Mon Mohan), *op. cit.*, pp. 9-10.

4. See also Hemacandra, *Trishashṭi-Salākā*, *Parva* IX, pp. 197-201.

5. तत्राऽऽसीत् कलिङ्गादिदेशानामेकनायकः ।—*Ibid.*, v. 95, p. 199.

તેથી નીચેનાં અનુમાન ગેરવ્યાજબી નહિ ગણાય: હાથીવાળો દેખાવ પાર્શ્વનાથના ભાવી પત્ની પ્રભાવતીને તેના સગાં તથા પાર્શ્વરક્ષકો સહિત રજૂ કરે છે; પછીનો દેખાવ કલિંગના રાજાથી તેનું કરાતું હરણ બતાવે છે; ચોથો દેખાવ જંગલમાં શિકાર કરતા પાર્શ્વનાથ દ્વારા તેની થતી રક્ષા રજૂ કરે છે; પછીનો દેખાવ લગ્નોત્સવનાં જમણ આદિ ઉપભોગ દર્શાવે છે; સાતમો દેખાવ લગ્નક્રિયા બતાવે છે અને નીચેની પાંખ પરનો આઠમો દેખાવ તીર્થંકર તરીકે પાર્શ્વનાથનો વિહાર અને તેમને મળતાં વિવિધ માનનું સૂચક છે.[1] આ ઉપરથી એમ અનુમાન દોરી શકાય કે આ દેખાવો પાર્શ્વનાથ કે તેમના કોઈ વિનયી શિષ્યને લગતા હોય, જો કે '**પ્રાચીન અને મધ્યકાલીન ઓરિસાના અવશેષો**'ના કર્તાને આ અનુમાન વધારે પડતું લાગે છે,[2] કેમકે અગાઉના પ્રમાણો અનુસાર આ ગુફા બૌદ્ધ ગુફા તરીકે ખ્યાતિ પામેલી છે.

આવીજ ગુંચવણ ગણેશગુંફાની બાબતમાં છે. રાનિ નુરની માફક આ ગુફાના કોતરકામ પર કિલ્ટ સિપાઈઓના દેખાવથી જીલ્લાગેઝેટિયરનો લેખક અનુમાન દોરે છે કે આ દેખાવ મધ્યકાલીન દંતકથાનુસાર કલિંગના યવન રાજા[3] દ્વારા થતા પ્રભાવતીના હરણ અને જૈનોના ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથ દ્વારા તેનો છુટકારો રજૂ કરે છે.[4] જ્યારે આપણે કિલ્ટ સિપાઈઓને પરદેશી તરીકે ઓળખીએ છીએ ત્યારે એ અનુમાન દૃઢ થાય છે કે દંતકથાનુસાર પાર્શ્વે યવનરાજ પાસેથી રાજકુંવરીને છોડાવી હોય. મી० ગંગુલી આ ગુફાને ઊલટી બૌદ્ધોની કહે છે. તેના મત પ્રમાણે કળાવિધાન વિના સંકોચે બૌદ્ધ સર્જન છે.[5] એમ પણ સંભવ છે કે જૈન સાધુઓએ પોતાના પ્રખ્યાત તીર્થંકરના જીવનવૃત્તના દૃશ્યો પોતાની ગુફાઓમાં કોરી કાઢ્યાં હોય.

આના પછી શિલ્પની દૃષ્ટિએ જયવિજય, સ્વર્ગપુરી, વ્યાઘ્ર અને સર્પ ગુફાઓ આવે છે. સ્વર્ગપુરી સિવાયની કોઈપણ ગુફા ઐતિહાસિક અગત્ય ધરાવતી નથી, પરંતુ વ્યાઘ્ર ગુફા પર એક બૌદ્ધ લેખ છે અને ડૉ० ફરગ્યુસન તથા ડૉ० બર્ગેસના મત અનુસાર "વ્યાઘ્ર અને સર્પગુફાઓ આ ટેકરી પરની જૂનામાં જૂની ગુફાઓ છે."[6] આ સાથે એટલું પણ ઉમેરવું જોઈએ કે સર્પગુફા કે જે હાથીગુંફાની પશ્ચિમે છે તેની પરસાલ એવી રીતે કોતરેલી છે કે પાર્શ્વના લાંછન એવા સર્પના મસ્તકની ત્રણ ફણા જેવું લાગે છે.[7]

1. *B.D.G.P.*, p. 256.

2. Ganguly, *op. cit.*, p. 39.

3. यवनो नाम दुर्दान्तः—Hemacandra, *op.* and *loc. cit.*

4. *B.D.G.P., op.* and *loc. cit.* "This scenic frieze appears to be the early story of that developed in the upper storey in the Rāni Gumphā."—Chakravarti(Mon Mohan), *op. cit.*, p. 16.

5. Ganguly, *op. cit.*, p. 43.

6. Fergusson and Burgess, *Cave Temples of India*, p. 68.

7. *B.D.G.P.*, p. 260.

ઉદયગિરિ ઉપરની સ્વર્ગપુરી ગુફાઓ

શ્રી. મિત્રના સૌજન્યથી—એન્ટિકવીટીઝ ઓફ ઓરિસ્સા.

સ્વર્ગપુરી ગુફામાં ત્રણ શિલાલેખો છે જેમાંનો પહેલો કલિંગના સમ્રાટ ખારવેલની પટરાણીનો છે. આ પરથી જણાય છે કે જૈન સંપ્રદાયની સેવા કરવાના ઉમદા કાર્યમાં તે પોતાની પટરાણીને પણ જોડતો. આ ઉદાર અને ધાર્મિક વૃત્તિની સ્ત્રી જે લાલાકની પુત્રી હતી તેની સ્મૃતિ, આપણે હવે જોઈશું તેમ તેણે પોતે બંધાવેલ ગુફા અને જૈન મંદિરનો ઉલ્લેખ કરતા નાના શિલાલેખ વાળી ગુફા સાથે જોડાયેલી છે.

બંગાલ જીલ્લાગેઝેટિયરના પુરિવિભાગના છપાયેલ નકશા પ્રમાણે ડૉ૦ બેનરજી આને મંચપુરી ગુફા કહે છે અને કેટલાક વખત પહેલાં તે સ્વર્ગપુર તરીકે જાણીતી હતી.[1] ડૉ૦ પ્રિન્સેપે[2] તેને વૈકુંઠગુફા તરીકે અને મિત્રે[3] વૈકુંઠપુર તરીકે ઓળખાવી છે. આમ જુદા જુદા નામોનો ખુલાસો કરતાં બેનરજી કહે છે કે "આ ગુફાના સ્થાનિક નામો દરેક જમાને બદલાયાં છે. જેમ એક નામ ભૂલાયું તેમ નવું ઉમેરાયું છે. સાચી રીતે તો આ ગુફા બે માળ તથા બાજુની પાંખવાળી ગુફાનો ઉપરનો ભાગ માત્ર છે, પરંતુ સ્થાનિક લોકો જુદા જુદા ભાગોને જુદા જુદા નામો પણ આપે છે."[4]

પહેલો લેખ આગળના બીજા અને ત્રીજા દરવાજા વચ્ચેની ઉપસેલી જગ્યાપર કોતરેલ ત્રણ લીટીમાં છે અને તે બતાવે છે કે "કલિંગના શ્રમણો માટે એક ગુફા તથા અરિહંતનું એક મંદિર હસ્તિસ્સાહસ (હસ્તિસાહ) ના પૌત્ર લાલાકની પુત્રી અને ખારવેલની પટરાણીએ બનાવ્યાં છે."[5]

બીજી અને ત્રીજી નોંધ માત્ર બે ગુફાઓ વિષે છે, જેમાંની એક "કલિંગના નિયંતા, રાજા[6] કૂડેપસીરી અને બીજી યુવરાજ વડુખ એમ બે[7] નામો સૂચવે છે. સામેની ભીંતપર પહેલી અને નીચેના માળની બાજુની ભીંતપર બીજી ગુફા આવેલી છે. બેનરજીના મત મુજબ આ ત્રણે શિલાલેખોની લિપિ "ખારવેલના હાથીગુંફાના શિલાલેખ પછી થોડા વખતની છે."[8]

આ બધા સાધનો કલિંગ પરના પ્રભાવશાળી જૈન વંશની હસ્તીની સાબિતી છે. આ વંશ ક્યાં સુધી ચાલ્યો અને તે પછી કયો વંશ આવ્યો તે જાણમાં નથી; પરંતુ જીલ્લા-ગેઝેટિયર જણાવે છે કે "ઓરિસ્સા અને કલિંગ ઈ. સ. બીજા સૈકામાં આંધ્ર વંશ નીચે હતા, જેના રાજ્યકાળ દરમિયાન બુદ્ધ ધર્મ દાખલ થયાનું કહી શકાય. ટિબેટના હેવાલોએ એક દંતકથા સાચવી છે તે એ કે આંધ્ર દરબારમાં ઈ. સ. ૨૦૦ માં થયેલ મનાતા નાગાર્જુને ઓટિશાના રાજાને પોતાના ૧૦૦૦ પ્રજાજનો સહિત બુદ્ધ ધર્મમાં આણ્યો. પ્રજાજનોનું આ ધર્મપરિવર્તન રાજાના દાખલાથી સહેલું બન્યું હોવું જોઇએ."[9]

1. *E.I.*, xiii., p. 159.
2. *J.A.S.B.*, vi., p. 1074.
3. Mitra, *Antiquities of Orissa*, ii., pp. 14–15
4. *E.I.*, xiii., *op.* and *loc. cit.*
5. अरहंतपसादायं कालिङ्गानं समनानं लेणं . . . सिरिखारवेलस अगमहिसिना कारितम्.—*Ibid.*
6. *E.I.*, xiii., p. 160.
7. *Ibid.*, p. 161.
8. *Ibid.*, p. 159.
9. *B.D.G.P.*, p. 25.

આપણી સમક્ષ પડેલા આવા ઐતિહાસિક પુરાવા પરથી સમ્રાજ્ઞીના પિતા તરફનું સગુંવહાલું પણ જૈન હોય એવું અનુમાન વધારે પડતું નથી. આપણે પાછળ જોઇશું તેમ તે પણ એક મહાન રાજકુટુંબ હોવું જોઇએ કે જેની સાથે ખારવેલે પોતાનો વૈવાહિક સંબંધ જોડ્યો હતો.

આ ટેકરીઓ વિષેની એક લાક્ષણિકતા પર ભાર મૂકવો જોઈએ. જીલ્લાગેઝેટિયર પ્રમાણે "ખંડગિરિમાંની કેટલીક ગુફાઓમાં જૈન પ્રતિમાઓ છે, જે ગુફાનિર્માણ પછીની હોય તોપણ તે મધ્યકાલીન જૈન તીર્થંકરોની મૂર્તિની સ્પષ્ટ સાબિતી છે; અને જો ગુફાઓ જેટલીજ પ્રાચીન હોય તો તે તીર્થંકરો અને તેમના પરિવારના પ્રાચીનતમ નમૂના છે. મૂર્તિઓમાં પણ પાર્શ્વનાથ યા તેમનું લાંછન ફટાટોપ આગળ પડતા છે, જોકે બધાય તીર્થંકરોમાં મહાવીર એ અન્ય ગુફાઓમાં મુખ્ય ગણાયા છે. પાર્શ્વનાથની પ્રધાનતા આ ખંડેરોની પ્રાચીનતા સિદ્ધ કરે છે અને તેમજ હોય તો તે જૈન મૂર્તિવિધાનના અસાધારણ નમૂના છે. મહાવીર પહેલાં ૨૦૦ વર્ષ અર્થાત્ ઈ. સ. પૂર્વે ૭૫૦ વર્ષ પર થયેલ પાર્શ્વનાથ વિષે જૈન હેવાલો પણ ટૂંક ખ્યાલ આપે છે. પાર્શ્વનાથ ચાર વ્રત અને ઉપર તથા નીચે બે વસ્ત્રનો પરિગ્રહ સ્વીકારે છે. આ ગુફામાં આવી નોંધો નજીવી છે, પણ પુરાતત્ત્વવિદની નજરે તે પણ અગત્યની છે."[1]

'સ્વર્ગ અને મોક્ષના દાતા'[2] અને 'સર્વગુણસંપન્ન તથા પવિત્ર પુરુષોના'[3] દેશના પ્રાચીન અવશેષોપરથી આટલું તારવી શકાય. ખ્રિસ્તાબ્દિ પહેલાં અહીંજ બૌદ્ધ અને જૈન ધર્મની ચઢતી થઈ હતી અને હિંદુ તથા બ્રાહ્મણ ધર્મ પર તેમણે અસર કરી હતી. આ દેશ ઋષિમુનિઓનો છે કે જ્યાં બૌદ્ધ અને જૈન પ્રભાવનો ઉદયાસ્ત થઈ ગયો છે અને તેથીજ સામાન્ય ચિન્હ અને બાહ્ય દેખાવ પરથી ગુફાઓને જૈન કે બૌદ્ધ કલ્પવી એ અસંભવિત છે; બન્ને સંપ્રદાયને સ્વસ્તિક, વૃક્ષ આદિ સમાન ચિન્હો હોવાથી તે વધુ અસંભવિત બને છે. આ બધાં ઐતિહાસિક સાધનો બાજુએ મૂકીએ તોપણ એક વાત તો ચોક્કસ છે કે બ્રાહ્મણ ધર્મનું બૌદ્ધ તથા જૈન સંપ્રદાયો સાથેનું મિલન વિચાર, કળા, કળાવિધાન, શિલ્પ આદિ દરેક પરિસ્થિતિનાં મહાન પરિવર્તનોમાં પરિણમે છે અને તે તેની અસરથી પર નથી રહી શકતા.

આ પ્રારંભિક નોંધ સાથે હવે આપણે હાથીગુંફાના શિલાલેખ પ્રતિ નજર કરીએ; પરંતુ તે પહેલાં ખંડગિરિના શિખર પર મરાઠાઓએ બંધાવેલ મંદિર પર ઉડતી નજર નાંખી લઇએ. આ મંદિર એક સૈકા જેટલું જૂનું એટલે અઢારમા શતકના અંતમાં બંધાયેલ છે.[4] અન્ય જૈન મંદિરોની માફક આ પણ ભવ્ય અને સુંદર છે. 'ઓરિસાનાં

1. *B.D.G.P.*, p. 266.
2. *Brahma Purāṇa*, 26th chapter.
3. *Vana Parva*, sec. 114, vv. 4-5.
4. Mitra, *op cit.*, p. 35.

પ્રાચીન અવશેષો'ના વિદ્વાન લેખક તે વિષે કહે છે કે "લાકડાની ગાદી પર મહાવીરની શ્યામ ઉભી પ્રતિમા છે. તે મંદિર દિગંબર સંપ્રદાયના જૈન વેપારી મંજુ ચૌધરી અને તેના ભત્રિજા કટકના ભવાનિ દાદુએ બંધાવેલું છે."[1] ગાદી પર છોની બેઠક પણ છે, જેની પાછળ ઉપસેલી ભીંત છે; તેના પર જૈન તીર્થંકરોની પાંચ પ્રતિમાઓ છે. નીચેના ભાગમાં એક નાનો ઝરુખો છે, જ્યાં જૂનાં મંદિરોનાં અસ્તિત્વને વ્યક્ત કરતાં અનેક અવશેષો પડેલાં છે.[2]

છેવટે હાથીગુંફા પર આવતાં આપણને જણાય છે કે તે એક કુદરતી ગુફા છે કે જે કળાપૂર્વક સહેજસાજ સુધારવામાં અને મોટી કરવામાં આવી છે. ઓરિસાના પુરી જીલ્લામાં તે ભુવનેશ્વરથી ત્રણ માઇલિ દૂર ખંડગિરિની નીચે ટેકરીઓની ઉત્તરે અને ઉદયગિરિની દક્ષિણે છે. કળાવિધાન અને શિલ્પની દૃષ્ટિએ અગત્યની ન હોવા છતાં તે 'ગુફાના શિખરપર' કલિંગના રાજાની આત્મકથા ગાતા મોટા શિલાલેખના કારણે ત્યાંની અન્ય ગુફાઓ કરતાં ખાસ અગત્યની છે.[3]

શિલાલેખ થોડો આગળના ભાગ પર અને થોડો ગુફાના છાપરા પર છે; તે હિંદના ઈ. સ. પૂર્વે બીજા સૈકાના ઇતિહાસપર રોશની ફેંકે છે. "જ્યારે ચંદ્રગુપ્ત અને અશોકનાં મહારાજ્યો ટોલી ઉઠ્યાં હતાં અને ગાદી પચાવી પાડી મૌર્ય રાજ્યના અવશેષો પર પુષ્યમિત્ર રાજ્ય કરતો હતો ત્યારે દક્ષિણ હિંદના આંધ્ર લોકો સત્તા જમાવી ઉત્તર તરફ ધસી રહ્યા હતા અને કદાચ માળવા પણ તેમણે જીતી લીધો હતો."[4]

શિલાલેખ જૈન પદ્ધતિ અનુસાર અર્હત અને સિદ્ધને પ્રણામ કરી શરુ થાય છે.[5] ફ્લીટના[6] મતમુજબ ખારવેલે જૈનસંપ્રદાયના ઉત્કર્ષ માટે કરેલ કાર્યોની તેમાં નોંધ નથી, પરંતુ જૈન સમ્રાટ ખારવેલના પોતાના સાડત્રીશ વર્ષ સુધીનો અર્થાત્ રાજ્યકાલના તેરમા વર્ષ સુધીનો ઇતિહાસ છે જેમાં તેની વિવિધ પ્રવૃત્તિઓની નોંધ છે.

શિલાલેખની ભાષા અર્ધમાગધી અર્થાત્ જૈન પ્રાકૃતની છાંટવાળી અપભ્રંશ પ્રાકૃત છે અને તે ખારવેલના રાજ્યકાલના તેરમા વર્ષનો છે અથવા તે તેના પોતાના સાડત્રીશમા વર્ષ સાથે સંલગ્ન છે; કારણ કે પંદર વર્ષ પૂરાં થતાં તે યુવરાજ બને છે અને ચોવીશ વર્ષ પૂરાં થતાં વૈદિકવિધિ અનુસાર તેનો મહારાજ્યાભિષેક પણ થાય છે. ખારવેલનો આ અભિષેક સ્થાપિત રૂઢિને લગતી ક્રિયામાં જૈનધર્મ બાધક થતો નથી તે સ્પષ્ટ કરે છે.[7]

આ શિલાલેખ ખારવેલ વિષે સાચી નોંધ અને તેના જીવનના કેટલાક ખાસ બનાવો દર્શાવવા ઉપરાંત તે આ મહાન સમ્રાટની લગભગ સાચી તારીખ ઠરાવવાનું સાધન પૂરૂં પાડે

1. Mitra, *op.* and *loc. cit.*
2. *B.D.G.P.*, p. 264.
3. Ganguly, *op. cit.*, p. 47.
4. *J.B.O.R.S.*, iii., p. 488.
5. नमो अरहंतानं नमो सवसिधानं . . . etc.—*Ibid.*, iv., p. 397, and xiii., p. 222.
6. *J.R.A.S.*, 1910, p. 825.
7. *J.B.O.R.S.*, iii., pp. 431, 438.

છે હિંદી તવારીખની આ બાબતને લગતું આ સિવાય અન્ય કાંઈ ઐતિહાસિક યા અનૈતિહાસિક સાધન નથી.

નીચે નોંધમાં[1] જણાવ્યા પ્રમાણે ફ્લીટ અને બીજાઓની વિરુદ્ધ અન્ય કેટલાક વિદ્વાનો શિલાલેખની સોળમી લીટીમાં મૌર્ય સંવતનો ઉલ્લેખ જુએ છે અને એને કલિંગના ઇતિહાસનો આ અગત્યનો સમય નક્કી કરવાનું એકજ સાધન માને છે. પોતાની નવીન શોધના આધારે જાયસ્વાલ એક વખત આ મતના આગ્રહી હતા, પરંતુ તેમણે પણ શુદ્ધ

1. This note gives, more or less in a chronological order, the names of different scholars who touched this inscription from one or other point of view. Mr. A. Sterling first discovered it, and with the help of Colonel Mackenzie took a facsimile of this interesting document in 1820 and published it, without translation or transcript, in 1825 with his most valuable article on *An Account, Geographical, Statistical and Historical, of Orissa proper or Cuttack* (*A. R.*, xv., pp 313 ff., and plate); then James Prinsep published it for the first time in 1837 on the basis of the correct facsimile of Lieutenant Kittoe, and according to him the date of the inscription could not be earlier than 200 B.C. (*J. A. S. B.*, vi., pp. 1075 ff., and plate LVIII).

A further lithograph of the inscription we find by Cunningham in *C.I.I.*, i., (1877), pp. 27 ff., 98-101, 132 ff., and Plate XVII; but it appears that Prinsep's interpretation drew the attention of Oriental scholars to its importance and historic worth. Rajendralal Mitra copied his transcripts and translations, and published it in a revised form, in his great work on the *Antiquities of Orissa*, in 1880, pp. 16 ff., with a facsimile; and the date of the inscription, according to him, ought to be between 416-316 B.C. A few years after Dr Mitra, the late Pandit Bhagwanlal Indraji, published for the first time a workable version of this important inscription, in the *Proceedings of the Sixth International Congress of Orientalists, held at Leyden in 1885*, and according to him the date of the inscription is 165 Maurya era or 157 B.C. (*Actes Six. Congr. Or. a Leide*, pt. iii., sec. ii., pp. 152-177, and plate). This was followed by Bühler in 1895 and 1898 in *Indian Studies*, No. III, p. 13, and in *On the Origin of the Indian Brahma Alphabet*, pp. 13 ff., respectively, but he merely proposed certain corrections. This fixing of the date by the late Pandit, on the basis of a reference to some Mauryan date in line sixteen of the inscription had been accepted up till now by most of the modern school of antiquarians, headed by Vincent Smith, K. P. Jayaswal, R. D. Banerji and others; but it was Fleet and a few others after him that protested against such a reading of the said line, though he accepted that not a single voice had been raised against the interpretation of Pandit Indraji (see Smith, *Early History of India*, p. 44, n. 2 (4th ed.), and also in *J.R.A.S.*, 1918, pp. 544 ff.; Jayaswal, *J.B.O.R.S.*, i., p. 80, n. 55, iii., pp. 425-485, iv., pp. 364 ff.; Banerji (R. D.), *J.B.O.R.S.*, iii., pp. 486 ff.; Dubreuil, *Ancient History of the Deccan*, p. 12; Jinavijaya, *Prācin Jaina Lekha Saṁgraha*. i., which wholly deals with Khāravela and agrees with the school of Jayaswal; and Konow, *A.S.I.*, 1905 1906, p. 166. According to him the inscription contained a date in the Maurya era). Reviewing this volume in his first note in the *J.R.A.S.*, 1910, pp. 242 ff., Dr Fleet says: "In the course of his remarks Dr Konow has mentioned the Hāthigumphā inscription of Khāravela, and has observed, as an *obiter dictum*, that 'It is dated in the year 165 of the Maurya era.' We may take the opportunity of saying that it is a mistake, and has no basis except in Pandit Bhagwanlal Indraji's treatment of a passage in line 16th of the record."

Now we shall refer to Fleet and others of his class. In 1910 Professor H. Lüders published in *E.I.*, x., Lüders' list, No. 1345, p. 160, a summary of the inscription, and stated there was no date in the record. This was followed by two short notes from the late Dr J. F. Fleet in *J.R.A.S.*, 1910, pp. 242 ff. and 824 ff. As we saw above, Dr Fleet had his own doubts about

અભ્યાસકની દૃષ્ટિએ ખુલ્લા દિલે મી. ફ્લીટ આદિને મળતા થવાનો એકરાર કરી જણાવ્યું છે કે તે લીટી કે લેખના અન્ય ભાગમાં તારીખને લગતું કાંઈ નથી.[1]

શિલાલેખની છઠ્ઠી લીટીમાં નંદ સંવતનો ઉલ્લેખ છે, પરંતુ તે ખારવેલની તારીખ નક્કી કરવામાં મદદરૂપ નથી.[2] શિલાલેખ તથા આ મહાન ચેદિ રાજાની તારીખ નક્કી કરવામાં તેમાંની બીજી વિગતો આધારરૂપ છે. આ હકિકતો તે સમયના મળતા ઐતિહાસિક હેવાલો સાથે બંધબેસતી સમજવાની છે કે જેથી શિલાલેખની બને તેટલી ચોક્કસ તારીખ નક્કી કરી શકાય.

લેખની આઠમી લીટીના કેટલાક ભાગના શ્રી. જાયસ્વાલના નવા વાચન અને અર્થ જે ખારવેલના રાજ્યના આઠમા વર્ષ સાથે સંબંધ ધરાવે છે તે નીચે પ્રમાણે છે:

घातापयिता राजगहं उपपीडापयति एतिना च कम्मापदान संनादेन संवहत-सेन-वाहनो विपमुंचितुं मधुरां अपयातो यवन-राज-डिमित-यच्छति वि-पलव.[3]

અર્થાત્ "રાજગૃહના ઘેરા અને ગોરથગિરિની જીતના પ્રભાવશાલી કાર્યોનો હેવાલ સાંભળી ગ્રીક રાજા ડિમેટ (ડ્રીયસ) પોતાના લશ્કર અને રસાલાને પાછો ખેંચી વાહન

the existence of a date in the Maurya era in this record. He tried to prove that the passage in the sixteenth line of the Hāthigumphā inscription does not contain any such date, but on the other hand that it refers to a certain canonical text of the Jainas which went out of use during the reign of the Mauryas. See also Ramesh Chandra Mazumdar (*I.A.*, xlvii., 1918, pp. 223 ff., and xlviii., 1919, pp. 187 ff.). According to him line sixteen is far from being clear and positive, and he contested many of the conclusions of Messers Jayaswal and Banerji ( Ramaprasad Chanda ) (*J.R.A.S.*, 1919, pp. 395 ff. ). He agreed with Fleet and Lüders in denying the existance of any date in the Hāthigumphā inscription. However now to our satisfaction we find that Mr Jayaswal and others of his school more or less agree with those of the opposite school about this crucial point, and hence the reading of line sixteen of the record, which is the keystone of the whole structure, is now to a great extent fully agreed to by all (see Jayaswal, *J.B.O.R.S.*, xiii., pp. 221 ff.. and xiv., pp. 127-128 and 150-151).

Over and above these researches we have references to scholars like Ganguly, Fergusson and Burgess, and Professor K. H. Dhruv. Mr Mano Mohan Ganguly places the inscription on principles based on architectural and sculptural considerations towards the close of the third century B.C.—that is, before Aśoka came to the throne of Magadha (see Ganguly, *op. cit.*, pp. 48-50). According to Drs Fergusson and Burgess "300 B.C. or thereabouts is the most probable date for this inscription." They added that "with his (of Aśoka) reign the fashion of chiselling cells out of the living rock commenced, and was continued with continually increasing magnificence and elaboration for nearly 1000 years after his time" (Fergusson and Burgess, *op. cit.*, pp. 67-68). Professor Dhruv talks of Khāravela and the antiquity of Jainism in connection with Pushyamitra Suṅga and other ruling dynasties of the time in the preface of his Gujarati drama, *Sāchuṁsvapna*—the Gujarati rendering of the Sanskrit drama, *Svapnavāsavadatta* of Bhāsa.

1. *J.B.O.R.S.*, xiii., p. 236.

2. नंदराज-ति-वस-सत-ओघाटितं . . . etc.—*Ibid.*, iv. p. 399.

3. *Ibid.*, and xiii., p. 227.

સહિત પોતે મથુરા છોડી પાછો વળ્યો."[1] મી. જાયસ્વાલનું આ વાચન એમની છેલ્લામાં છેલ્લી શોધનું પરિણામ છે અને મી. બેનરજી અને ડૉ૦ કોનોવનો તેને ટેકો છે.[2] ઐતિહાસિક શોધખોળના અર્વાચીનમાં અર્વાચીન સાધનો આપણને આટલું કહે છે અને તેથી આને ખારવેલના સમયનો એકજ આધાર ગણતાં જણાય છે કે ગ્રીક રાજાએ મથુરા જીત્યું હતું અને પૂર્વ તરફ સાકેત સુધી તે લગભગ આગળ વધ્યો હતો. આને ગાર્ગી-સંહિતાનો ટેકો છે જે કહે છે કે યવનો સાકેત, પાંચાલ અને મથુરા જીતી કુસુમધ્વજ ( પાટલીપુત્ર ) પ્રતિ મૌર્ય વંશના અસ્ત સમયે આગળ વધતા હતા.[3]

આ મુદ્દાને ટેકો આપતાં શ્રી. જાયસ્વાલ કહે છે કે "જ્યારે પતંજલી સંસ્કૃત વ્યાકરણ પર મહાભાષ્ય લખતા હતા ત્યારે મગધરાજ પુષ્યમિત્રે એક મહાયજ્ઞ શરુ કર્યો કે જે પૂરો થઈ શક્યો ન હતો. અયોધ્યાના નવા શિલાલેખ પ્રમાણે મગધરાજે બે અશ્વમેધ યજ્ઞ કર્યા હતા; જ્યારે એક યજ્ઞ ચાલતો હતો ત્યારે યવનરાજે સાકેત અને મધ્યમિકાને ઘેરો ઘાલ્યો તે નોંધ પતંજલિએ કરી છે. પુષ્યમિત્રના અશ્વમેધ સમયે મધ્યમિકા પ્રદેશની નદી પાસે સમ્રાટની થયેલ જીત કાલીદાસ પણ નોંધે છે. આમ પુષ્યમિત્રના રાજ્યઅમલમાં નિષ્ફળ ગ્રીક હુમલાનો પૂરતો પુરાવો છે. ખારવેલનો શિલાલેખ પણ તેજ સમયના ગ્રીક હુમલાની વાત રજૂ કરે છે કે જેમાં ગ્રીકોને મથુરા છોડી પાછા હઠવું પડ્યું. સિક્કાના પુરાવાથી એમ જણાય છે કે અગ્નિમિત્રના વારસ બૃહસ્પતિના સમયમાં આમ બન્યું હોય. આમ પતંજલી અને ગાર્ગીસંહિતામાં નોંધાયેલ ગ્રીક ચઢાઈનોજ આ ઉલ્લેખ છે તે નિર્વિવાદ છે."[4]

બીજી મુશ્કેલી એ છે કે આ ગ્રીક રાજા ડિમેટ્રીયસ કે મિનાન્ડર (?) ગાર્ડનરના મત અનુસાર મિનાન્ડરનો સમય ઈ. સ. પૂર્વે બીજા સૈકાની શરુઆત[5] અને વિન્સન્ટ સ્મિથના મત પ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૫૫ છે.[6] તે ઉપરાંત મિનાન્ડરે ઇસમોસ (યમુના?) ઓળંગ્યાની વાતજ નથી; તેણે તો માત્ર હીપનીસ ( બિયાસ ) ઓળંગી હતી;[7] સાહિત્યનો જે ભાગ ડિમેટ્રીયસ અને મિનાન્ડર બન્નેને લાગુ પડે છે તેને મહાન વિદ્વાનો ડિમેટ્રીયસની ભવ્ય જીતો ગણે છે.[8]

1. *J.B.O.R.S.*, xiii., p. 229.

2. *Ibid.*, p. 228.

3. In the *Yuga Purāṇa*, one of the chapters of the *Gārgī Saṁhitā*, there is described that "the viciously valiant Greeks" after reducing Sāketa (in Oudh), the Pañcāla country (in the Doab between the Jumna and the Ganges) and Mathura (Muttra), reached Pushpapura (Pāṭaliputra); but that they did not remain in the midland country because of a dreadful war among themselves which broke out in their own country (Kern, *Bṛhat Saṁhitā*, p. 37)—an evident allusion to the internecine struggle between the houses of Euthydemus and Eucratides.

4. *J.B.O.R.S.*, xiii., pp. 241, 242.

5. *Cf.* Gardner, *Catalogue of Indian Coins, Greek and Sythic*, Int., pp. xxii, xxiii.

6. Smith, *Early History of India*, p. 239.

7. Gardner, *op. cit.*, Int., p. xxxvii.

8. See Mayer (Eduard), *E.B.*, vii., p. 982 (11th ed.); and Rawlinson, *Parthia* (The Story of the Nations), p. 65.

પોતાના પ્રતિસ્પર્ધી યુક્રેટાઇડસને દાબી દેવા ડિમેટ્રીયસનું બેક્ટ્રિયા જવું એ હકીકત આને ટેકો આપે છે, કારણ કે શિલાલેખ સ્પષ્ટ કહે છે કે તે ખારવેલના આક્રમણ વિનાજ મથુરા છોડી પાછો ગયો. આમ ખારવેલનો લગભગ સમય ડિમેટ્રીયસ અને મિનાન્ડર વચ્ચેનો છે એ ચોક્કસ છે.

ડિમેટ્રીયસના વિજયો એજ તેની પડતીનાં કારણો છે, એમ ગ્રીક ઇતિહાસ કહે છે. તેના વિજયોના કારણે તેના મહારાજ્યનું મધ્યબિંદુ બેક્ટ્રિયાથી પણ આગળ વધ્યું. તેનું વતન એક પેટા રાજ્ય બની સંતોષ પામે તેમ ન હતું. પરિણામે પરાક્રમી અને શક્તિવાન યુક્રેટાઇડિસ કે જેને માટે ઇતિહાસ ભાગ્યે જ કંઈ કહે છે તેણે બળવો કરી જુદું રાજ્ય સ્થાપ્યું.[1] પાર્થિયાના રાજા મિથ્રાડેટિસ ૧લાના રાજ્યારોહણ સાથે તે પણ રાજા બન્યો. પોતાના ભાઈ ફ્રેએટસ ૧લા પછી ઇ. સ. પૂર્વે ૧૭૧ માં મિથ્રાડેટિસ ગાદીએ બેઠો એટલે ફૉન ગુટશ્મિડના અભિપ્રાય પ્રમાણે યુક્રેટાઇડિસનો સમય ઇ. સ. પૂર્વે૧૭૫ ની લગભગ ગણાય.[2] તેના રાજ્યની શરુઆત તોફાની હતી. બેક્ટ્રિયાનો નહિ, પરંતુ હિંદનો ( સિંધુની આસપાસના પ્રદેશનો ) રાજા ડિમેટ્રીયસ પોતાના પ્રતિસ્પર્ધી યુક્રેટાઇડિસે ઉભી કરેલ મુશ્કેલીના કારણે હિંદથી પાછો ફર્યો. ડિમેટ્રીયસનું આ પુનરાગમન બેક્ટ્રિયાના ઇતિહાસકારો ઇ. સ. પૂર્વે ૧૭૫ માં મૂકે છે.[3] અને આ ગોરથગિરિ અને રાજગૃહના ઘેરા સાથે ખારવેલના રાજ્યકાળના આઠમા વર્ષને એટલે ઇ. સ. પૂર્વે ૧૭૫ ને મળી જાય છે. એમ શિલાલેખનું વર્ષ ઈ. સ. પૂર્વે ૧૭૦ અને ખારવેલના રાજ્યની શરુઆત ઇ. સ. પૂર્વે ૧૮૩ માં ગણી શકાય.

ગ્રીક રાજા ડિમેટ્રીયસના ઉપરોક્ત હેવાલ ઉપરાંત બીજું પણ સાધન ખારવેલનો લગભગ સમય નક્કી કરવા માટે છે. આંધ્રનો રાજા પશ્ચિમનો શાસક સાતકર્ણિ તેને શિલાલેખ ખારવેલનો પ્રતિસ્પર્ધી નોંધે છે;[4] નાનાઘાટના શિલાલેખનો સાતકર્ણિ તે જ આ છે, કારણ કે સાતકર્ણિની રાણી નાગનિકાનો નાનાઘાટનો શિલાલેખ અને હાથીગુંફાનો ખારવેલનો શિલાલેખ લિપિના આધારે કૃષ્ણના નાસિકના શિલાલેખ સાથે સમસમયી છે.[5] શરૂઆતના સાતવાહનોના નાનાઘાટના શિલાલેખો "અશોક અને દશરથના શિલાલેખ પછી તરતના" અને લિપિ અનુસાર "મૌર્ય રાજ્યના અંતસમયના કે સુંગવંશની શરૂઆતના અર્થાત્ ઇ. સ. પૂર્વે બીજા સૈકાના છે."[6] હાથીગુંફાનો શિલાલેખ જો કે તારીખ વિનાનો છે તોપણ ખારવેલનો સમય ડિમેટ્રીયસ અને સાતકર્ણીના સમય સાથે અર્થાત્ ઇ. સ. પૂર્વે બીજા સૈકાના પૂર્વાર્ધમાં માનવાનાં કારણો છે. મૌર્ય શહેનશાહી નબળી પડી હતી

1. *C.H.I.*, i., p. 446.
2. *Ibid.*
3. Mayer (Eduard), *op. cit.*, ix., p. 880.
4. *Cf. J.B.O.R.S.*, iv., p. 398, and xiii., p. 226.
5. See Bühler, *A.S.W.I.*, v , p. 71, and *Indische Paleographie*, p. 39.
6. Bühler, *A.S.W.I*, v., pp. 71 ff

ત્યારેજ આંધ્ર કુળ અને કલિંગવંશ સમસમયે સત્તામાં આવ્યા, જે સૂચવે છે કે આ બન્ને રાજાઓ સમસમયી હતા. આમ શિલાલેખની લગભગ તારીખ નક્કી કરીને જૈનધર્મના આ મહાન આશ્રયદાતા અને હિંદી ઇતિહાસના મહાન નરપુંગવના રાજકીય જીવનની વિગતો તપાસીએ.

શિલાલેખની પહેલી લીટી પંચ પરમેષ્ઠિને નમસ્કાર કરવાની જૈનપદ્ધતિ અનુસાર અર્હત અને સિદ્ધને યાદ કરે છે.[1] ખારવેલ ચેદિવંશનો હતો અને તેના કુળના રાજાઓ ઐર નામની પદવી ધરાવતા તેની નોંધ અહીંથી મળે છે.[2] મી. જાયસ્વાલ કહે છે કે ઇરા વા ઇલાનો વારસ ઐર દ્વારા ચેદિવંશની ઉત્પત્તિ છે અને ઉમેરે છે કે "પુરાણોમાં વર્ણવેલી ઐલા[3] અને આ એકજ છે કે જેની સાથે ચેદિવંશનો સંબંધ તેમાં વર્ણવેલો છે."[4]

બીજી લીટી ખારવેલનું પંદર વર્ષનું યુવરાજપદ વર્ણવે છે જે દરમિયાન તેણે જુદી જુદી વિદ્યાઓ પ્રાપ્ત કરી; "રાજા વેનની માફક મહાન વિજયો મેળવતા" યુવરાજ તરીકે ઘણા વર્ષ રાજ્ય કર્યું.[5]

રાજા વેન એ વૈદિક વ્યક્તિ છે[6] અને મનુ[7] કહે છે કે તેના હાથ નીચે બધીય પૃથ્વી હતી. મી. જાયસ્વાલ કહે છે કે "પદ્મપુરાણના વર્ણન પ્રમાણે વેને પોતાનું રાજ્ય સારી રીતે શરૂ કર્યું અને પછી તે જૈન થયો. બ્રાહ્મણ દંતકથા અનુસાર વેન સારો ન હતો જ્યારે જૈનો તેને આદર્શ રાજા ગણે છે એ પદ્મપુરાણની હકીકતનો હાથીગુંફાનો શિલાલેખ આડકતરો પુરાવો છે. જો શિલાલેખના સમયમાં જૈનોમાં વેન તેની પાછળની અવસ્થામાં ખરાબ રાજા ગણાતો હોત તો ખારવેલની સ્તુતિમાં તેની સરખામણી કદી પણ ન થાત. વેનના જૈન લક્ષણો એ બ્રાહ્મણોને તેના દોષ લાગતા કેમકે તે નાતજાતના ભેદ સ્વીકારતો ન હતો. જે દંતકથા આમ વેનને ઉતારી પાડે છે તે દેખીતી રીતે જૈનોની પણ પછીની છે."[8]

ત્રીજી લીટી કલિંગના ચેદિવંશના ત્રીજા રાજા તરીકે તેના ચોવીશ વર્ષ પૂરાં થયે ખારવેલનો મહારાજ્યાભિષેક વર્ણવી કલિંગની રાજધાનીમાં ખિબીર ઋષિ સરોવર પરના ઘાટ બંધાવ્યાનું અને જીર્ણોદ્ધાર કરાવ્યાનું વર્ણન કરે છે.[9]

1. णमो अरिहंताणं णमो सिद्धाणं णमो आयरियाणं णमो उवज्झायाणं णमो लोए सव्वसाहूणं, एसो पंचणमुक्कारो . . . .—*Kalpa-Sutra, sut.* 1.

2. *Cf. J.B.O.R.S.*, iv., p. 397, and xiii., p. 222.

3. Pargiter, *J. R. A. S.*, 1910, pp. 11, 26.

4. *J.B.O.R.S.*, xiii., p. 223.

5. *Cf. ibid.*, iv., p. 397, and xiii., p. 224.

6. *Rigveda*, x., 123.

7. Manu, chap. ix., 66-67.

8. *J.B.O.R.S.*, xiii., pp. 224, 225.

9. *Cf. ibid.*, iv., pp. 397-398, and xiii., p. 225.

તેની ચોથી લીટી ખારવેલનું રાજકીય જીવન શરુ કરે છે. તેના પ્રદેશની ૩૫ લાખની ઘીચ વસ્તીને રીઝવવાનો પ્રયત્ન પ્રથમ આવે છે;[1] આ સંખ્યામાં અતિશયોક્તિ નથી. અશોકનો તેરમો શિલાલેખ જણાવે છે કે તેના લશ્કર સામે કલિંગે ૧,૫૦,૦૦૦ યુદ્ધના કેદી, ૧,૦૦,૦૦૦ ઘાયલ અને તે કરતાં યવધારે મૃતદેહોનો ભોગ આપ્યો હતો.[2] આમાં મૃત અને ઘાયલની સંખ્યા અઢીલાખ થાય છે; સ્કાર્નહોર્સ્ટની ગણત્રી પ્રમાણે વસ્તીનો દરેક પંદરમો માણસ પરરાજ્યના આક્રમણ પ્રસંગે હથિયાર પકડે તો અશોકના સમયમાં જ કલિંગની વસ્તી ૩૮ લાખ ગણાય.[3] તે પછી એક સૈકા બાદ ખારવેલના સમયમાં મૌર્યોની જીત અને રાજ્ય પછી આ વસ્તી ૩૫ લાખ હોય તે સંભવિત છે. વિન્સન્ટ સ્મિથ આનો સ્વીકાર કરતાં કહે છે કે " મૌર્યો અને તેના પહેલાના રાજાઓ વસ્તીપત્રક રાખતા હતા તેથી આ સંખ્યામાં શક રાખવાનું જરા પણ કારણ નથી. "[4]

સૂક્ષ્મ ચર્ચામાં ઉતરતા પહેલાં તે સમયના ઈતિહાસપર ઉડતી નજર ફેંકી જઈએ. ડૉ. બારનેટના શબ્દોમાં " અશોકના વિદેહ પછી મૌર્ય સામ્રાજ્ય તરતજ તૂટ્યું અને આસપાસના રાજાઓને પોતાની હદ વધારવાની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવા તે પૂરતી તક હતી. આમાં સિમુક નામનો રાજા હતો કે જેણે ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાની છેલ્લી પચીસીમાં સાતવાહન યા સાતકર્ણિ વંશ સ્થાપ્યો જેણે તેલુગુ પ્રદેશમાં પાંચ સૈકા સુધી રાજ્ય કર્યું. તેના યા તેના વારસ તેના નાના ભાઈ કૃષ્ણ (કણ્હ)ના સમયમાં આંધ્રરાજ્ય પશ્ચિમમાં અક્ષાંશ ૭૪° સુધી અને કદાચ અરબીસમુદ્ર સુધી પહોંચ્યું હશે.[5] સાતવાહન રાજાઓના હાથ નીચે શરૂઆતમાં આંધ્ર રાજ્યનો વિસ્તાર વધ્યો હતો અને તેમાં વિદર્ભ ( બિહાર ) નો મોટો ભાગ, મધ્યપ્રાંત અને હૈદ્રાબાદનો સમાવેશ થતો હતો." [6]

" મધ્યહિંદના પ્રદેશમાં સત્તા જમાવનાર આ સમયે માત્ર સુંગ અને આંધ્ર વંશો જ હતા એમ નહિ, પરંતુ હાથીગુંફાનો શિલાલેખ ઈ. સ. પૂર્વે ૧૮૦ લગભગ કલિંગના રાજા ખારવેલને પણ એક વધારાના હરીફ તરીકે રજૂ કરે છે. "[7]

તે સમયના રાજકારણમાં પોતાના દેશને મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરાવવાની ખારવેલની મહેચ્છાએ તેના પાડોશી દખ્ખણની સાર્વભૌમ સત્તા સાથે તેને અથડામણમાં મૂક્યો. આંધ્રરાજા સાતકર્ણિ સામે તેણે બીજા વર્ષમાં જ પશ્ચિમમાં મહાન લશ્કર ઉતાર્યું.[8] તે કુળના

1. *Cf. J.B.O.R.S.*, iv., p. 398, and xiii., p. 226.
2. Bühler, *E.I.*, ii., p. 471.
3. *Cf. J.B.O.R.S.*, iii., p. 440.
4. Smith, *J.R.A.S.*, 1918, p. 545.
5. This is indicated by the inscriptions at Nasik (No. 1144) and at Nānāghāt, fifty miles north-west of Poona (No. 1114).
6. *C.H.I.*, i., pp. 599, 600.
7. *Ibid.*, p. 600.
8. The Āndhra king alluded to can only be Śrī-Sātakarṇi, No. 3 of the *Purāṇic* list, who is commemorated by a defaced but happily inscribed relief image at Nānāghāt, a pass leading from the Konkan to the ancient town of Junar in the Poona district, Bombay.--Bühler, *A.S.W.I.*, v., p. 59.

શિલાલેખો અનુસાર આ રાજા સાતવાહન વંશનો હતો; જ્યારે પુરાણો પ્રમાણે તે આંધ્ર (આંધ્રભૃત્ય) વંશનો હતો.[1] મૌર્ય પ્રદેશના દક્ષિણની આ અજેય જાતિ હતી જેનું સ્થાન મદ્રાસ પ્રાંતના ગોદાવરી અને કૃષ્ણાનદીનો કાંઠા પ્રદેશ હતો.

સાતવાહનની મૂળભૂમિ તથા જાતિ વિષે મી. બખલે કહે છે કે "ખારવેલનો લેખ તેમને કલિંગની પશ્ચિમના કહે છે; જૈનદંતકથા નિઝામ રાજ્યના પૈઠાનને તેની રાજધાની દર્શાવે છે; કથાસરિત્સાગર તે વંશના સ્થાપકને પૈઠાનમાં જન્મ્યાનું કહે છે....સાતવાહનના ઘણા શિલાલેખો નાસિકમાં મળે છે; તેમાં પ્રાચીનતમ શિલાલેખ પશ્ચિમ હિંદના નાનાઘાટમાં છે; તેના જૂના સિક્કા પણ પશ્ચિમ હિંદમાં લભ્ય છે.... આ સંજોગો સાબીત કરે છે કે સાતવાહનોની મૂળભૂમિ પશ્ચિમહિંદ હોય....તેની જાતિ વિષેની જૈનદંતકથા ગુંચવણ ભરેલી અને અશ્રદ્ધેય છે; એક દંતકથા તેની ઉત્પત્તિ ચાર વર્ષની કુમારિકાથી અને બીજી યક્ષથી વર્ણવે છે. ઐતિહાસિક લખાણો તેને સ્પષ્ટતાથી બ્રાહ્મણ પૂરવાર કરે છે."[2]

ખારવેલના પશ્ચિમના આક્રમણનું પરિણામ એ હતું કે સાતકર્ણિ હાર્યો ન હતો, પરંતુ એણે કાશ્યપ ક્ષત્રિયોના ઉપયોગ માટે મુષિક રાજધાની લઇ સંતોષ માન્યો.[3] મુષિકો સાતકર્ણિના પેટા સરદાર હતા અને તેમનો પ્રદેશ પૈઠાન અને ગોંદવાના વચ્ચેનો હોય તેમ જણાય છે. જેમ કોસલ એ ઓરિસાની ઉત્તર-પશ્ચિમે છે તેમ મુષિક પ્રદેશ તેની પશ્ચિમે હશે.

પાંચમી લીટીમાં ખારવેલે ત્રીજા વર્ષમાં સંગીત, નૃત્ય આદિ કળાઓમાં પ્રવીણતા મેળવી તેથી વિશેષ કંઈ નથી.[4]

છઠ્ઠી લીટી અગત્યની છે; તેમાં નંદસંવતની નોંધ છે. સાતકર્ણિ અને મુષિક પરની ચઢાઇઓ પછી ખારવેલે પશ્ચિમ હિંદપર ચઢાઈ કરી. તેના ચોથા વર્ષમાં તેણે આંધ્રના ખંડિયા મરાઠા પ્રદેશના રાષ્ટ્રિકો અને વરાડના (બિરારના) ભોજકોને નમાવ્યા.[5]

શિલાલેખ પ્રમાણે દખ્ખણના આંધ્ર રાજ્ય પર ખારવેલે બે આક્રમણ કર્યાં; તેના બીજા વર્ષમાં તેણે ઘોડા, હાથી, પાયદળ અને રથો પશ્ચિમમાં સાતકર્ણિ સામે મોકલ્યાં અને ચોથા વર્ષમાં પ્રતિષ્ઠાનના આંધ્ર રાજાના ખંડિયા મરાઠા પ્રદેશના રાષ્ટ્રિકો અને વરાડના (બિરારના) ભોજકોને નમાવ્યા.[6] આ ચઢાઇઓ નિઃસંશય દખ્ખણની સાર્વભૌમ સત્તા પર તરાપ જેવી ગણાય, પરંતુ સ્વરક્ષણની હદબહારની તે ગણી શકાય નહિ. પ્રો. રેપ્સનના

1. Pargiter, *Dynasties of the Kali Age*, pp. 36 ff.

2. *J.B.B.R.A.S* (New Series), iii., pp. 49-52.

3. *J.B.O.R.S.*, iv., p. 398, and xiii., p. 226.

4 *Cf. ibid.*

5. *Ibid.*, iv., p. 399.

6. The modern Paiṭhān, on the north bank of the Godavary in the Aurangabad district of Hyderabad, is famous in literature as the capital of King Sātakarṇi (Sātavāhana or Sālivāhana) and his son Śakti-kumāra.

શબ્દોમાં "આપણે ધારી શકીએ કે ખારવેલના લશ્કરો મહાનદી ઓળંગી ગોદાવરીની ખીણોમાં થઈ તેની શાખા વૈગંગા અને વરધાના પ્રદેશો પર ફરી વળ્યા. આમ આંધ્રરાજના પ્રદેશ પર તેણે ચઢાઈ કરી, પરંતુ કલિંગ અને આંધ્રના લશ્કરોને આ બે પ્રસંગોએ ખરેખર યુદ્ધ થયું અને તેનાં રાજકીય પરિણામો આવ્યાં તેવી કાંઈ નોંધ નથી અને એમ માનવાનાં કારણો પણ નથી."[1]

ખારવેલના વિજયોને ઉતારી પાડવા અમે આમ નથી લખતા; તે સમયના બહાદુર લડવૈયા તરીકે તેણે રાજકીય ક્ષેત્રમાં ભાગ ભજવ્યો ખરો, પણ તેથી કાંઈ ખાસ વિશેષ નથી. તેને મહાન પુષ્યમિત્ર કે શાલિવાહન સાથે મૂકી શકાય, પરંતુ તેની બીજા અને ચોથા વર્ષની ચઢાઈઓ પ્રતિષ્ઠાનના આંધ્ર રાજાની રાજસત્તા ખૂંચવી લેવાના ઇરાદાથી થઈ હોય તો તેનો તે ઇરાદો બર આવ્યો જ નથી. તેને માટે તે શક્ય ન હતું અને શિલાલેખનો પણ તેવો કંઈ અર્થ થતો નથી.

ખારવેલે પાંચમા વર્ષમાં અર્થાત રાજા નંદના ૧૦૩ મા વર્ષમાં એક નહેર તથા તનસુલિયા યા તોસલીના[2] કલિંગમાં દાખલ થવાના રસ્તાઓ બનાવ્યા.[3] શિલાલેખના આ અને બીજા ચોક્કસ બનાવો તથા તેમાંની વાર્ષિક નોંધોએ ફ્લીટ, સ્મિથ અને બીજા અભ્યાસીઓને એમ માનવા પ્રેર્યા છે કે ઓરિસામાં બનાવોની કાળજીપૂર્વક નોંધ રખાતી અને આવા લાંબા સમયો કોઈપણ સંવતના આધાર વિના ન ગણી શકાય.[4] આ લીટીમાં જે સંવત છે તે નંદ સંવત છે તે સ્પષ્ટ છે. એ સ્વાભાવિક છે કે અમુક રાજાનો સ્થાપેલો સંવત જો ગણત્રીમાં ન હોય તો તેના રાજ્ય પછીના લાંબા સમયો સંભારવાનું શક્ય ન બને. મી. જાયસ્વાલના મત મુજબ આ રાજા નંદ વર્ધન સિવાય બીજો કોઈ નથી જે ઈ. સ. પૂર્વે ૪૫૭ માં હતો.[5] આ વાત માનવાને શિલાલેખમાં ઐતિહાસિક યા બીજો કાંઈ આધાર નથી. જાયસ્વાલ માને છે કે અલબેરુનીએ નોંધ કરેલ શ્રી હર્ષના સંવત સાથે આ સંવત મળતો આવે છે અને અલબેરુનીએ જે દંતકથાઓ શ્રી હર્ષની[6] ગણી છે તેને જાયસ્વાલ ભૂલથી નંદિ વર્ધનની ગણાવે છે.[7] આ બધી ખેંચતાણ કરવાનું કાંઈ કારણ નથી. પુરાણના મહાપદ્મ નંદ અથવા જૈનોના નંદ ૧લાના સમયમાં આ સંવત ચાલુ થયાનું અસ્વાભાવિક નથી. પુરાણ અને સાહિત્યના હેવાલો પરથી જણાય છે કે તે સંવત શરૂ કરી શકે તેટલો પ્રભાવશાલી

1. Rapson, *C.H.I.*, i., p. 536.

2. We would be justified in accepting that the capital of Khāravela was Tosali, in whose neighbourhood the Hāthigumphā cave and River Prāchi are to be found. According to Mr. Haraprasad Sastri, Tosali is etymologically identical with Dhauli, the name of the place where a sect of the Kalinga edicts exist.—Smith, *op. cit.*, p. 546.

3. *Cf. J.B.O.R.S.*, iv., p. 399.

4. See Fleet, *J.R.A.S.*, 1910, p. 828; Smith, *op. cit.*, p. 545.

5. *J.B.O.R.S.*, xiii., p. 240.

6. *Cf.* Sachau, *Alberuni's India*, ii., p. 5.

7. *Cf. J.B.O.R.S.*, xiii., p. 240.

હતો. આપણે તો તેજ સંવત ગણીએ. જો મહાવીર નિર્વાણ ઈ. સ. પૂર્વે ૪૮૦-૪૬૭ ગણીએ તો આ નહેરનું વર્ષ ઈ. સ. પૂર્વે ૩૨૦-૩૦૭ આવે.

સાતમી લીટી ખારવેલની પત્નીનું વજ્રકુળ સૂચવે છે[1] અને જાયસ્વાલ કહે છે કે "રાણીનું નામ આપ્યું નથી અથવા તે નામ 'ધુસીત (તા)' છે."[2] રાજ્યનું આ સાતમું વર્ષ છે અને તે સમયે તેને એક પુત્ર પણ હતો.[3]

તેના રાજ્યનું આઠમું વર્ષ મગધ પરની ચઢાઈથી શરૂ થાય છે. તેણે મહાન લશ્કર વડે ગોરથગિરિના મજબૂત કિલ્લા ઉપર ચઢાઈ કરી.[4]

આઠમી લીટી અગત્યની છે જે વિષે વિસ્તારથી લખ્યું છે; તેમાં નિર્દેશેલ ઇન્ડો-ગ્રીક રાજા ડિમેટ્રીયસના ઉલ્લેખે કલિંગના ઇતિહાસનો ખારવેલના સમયનો ઘણો ગૂંચવાડો અને અગત્યનો પ્રશ્ન ઉકેલ્યો છે. તેની આગળની લીટીના કેટલાક ભાગ સાથે મી. જાયસ્વાલના નવા વાચન અનુસાર તેનો અનુવાદ આ પ્રમાણે છે: "આઠમા વર્ષમાં તેણે (ખારવેલે) મહાન લશ્કર વડે મોટી વાડ (ભીંત યા રક્ષણ) વાળા ગોરથગિરિ (કિલ્લા) ઉપર ચઢાઈ કરી રાજગૃહ પર દબાણ કર્યું (ઘેરો ઘાલ્યો). તેના (ગોરથગિરિની જીત અને રાજગૃહના ઘેરાના) પ્રભાવશાલી કાર્યોનો હેવાલ (લોકવાર્તા) સાંભળીને લશ્કર અને અસબાબ પાછા ખેંચી મહાન રાજા ડિમેટ્રીયસ મથુરા છોડી પાછો વળ્યો."[5]

આ ઉપરથી સમજાય છે કે ખારવેલે રાજ્યના આઠમા વર્ષમાં મગધ પર ચઢાઈ કરી હતી. આ હકીકત સ્પષ્ટ કરે છે કે તે સ્વતંત્ર થયો હતો એટલું જ નહિ પણ આક્રમણ પણ કરતો હતો. ગયાથી પાટલીપુત્રના જૂને રસ્તે બરાબર ટેકરીઓ (ગોરથગિરિ) સુધી તે પહોંચે છે. ખારવેલના આક્રમણના આ હેવાલથી હિંદનો રાજા ડિમેટ્રીયસ મથુરા છોડી પાછો હઠ્યો; હિંદના અંદરના પ્રદેશની તેની આ ચઢાઈ તથા તેનું પ્રત્યાગમન બેક્ટ્રિયાના ઇતિહાસકારોએ ત્યાંના ઇતિહાસમાં પણ નોંધ્યાં છે.[6]

ઘણું ખરૂં પુષ્યમિત્ર તે વખતે રાજ્ય કરતો હતો. પુરાણો પ્રમાણે પુષ્યમિત્રે છત્રીશ વર્ષ રાજ્ય કર્યું હતું[7] અને મી. વિન્સન્ટ સ્મિથના મત મુજબ તેણે છેલ્લા મૌર્ય રાજા

1. वजिर-घर-वंति घुसितघरिनी. . . .—*Ibid.*, p. 227. This Vajra family has been identified by Dr. K. Aiyangar with an ancient dynasty of considerable importance and holding the important territory of Bengal on this side of the Ganges.—*Some Contributions of South India to Indian Culture*, p. 39.

2. *J.B.O.R.S.*, xiii., p. 227.

3. . . . कुमार . . . etc.—*Ibid.*

4. महता सेना मह [त-भिति]-गोरधगिरिं घातापयिता, etc.—*Ibid.*, iv., p. 399, and xiii., p. 227.

5. *J.B.O.R.S.*, iv., pp. 378, 379, and xiii., pp. 228, 229.

6. Meyer (Edward), *op. cit.*, ix., p. 880.

7. *Cf.* Pargiter, *op. cit.*, p. 70.

બૃહદ્રથને ઇ. સ. પૂર્વે ૧૮૫ માં રાજ્યાસન છોડાવ્યું હતું.[1] મી. જાયસ્વાલ આ બનાવ ઈ. સ. પૂર્વે ૧૮૮ માં બનેલો માને છે;[2] એટલે પુષ્યમિત્રે ઈ. સ. પૂર્વે ૧૮૫ થી ૧૪૯ યા ૧૮૮ થી ૧૫૨ સુધી રાજ્ય કર્યું હોવું જોઇએ.

શિલાલેખની નવમી લીટી અગત્યની નથી. તેમાં બ્રાહ્મણોને જમીન દાનમાં આપ્યાની હકિકત છે જે હિંદુ રાજ્યમાં બ્રાહ્મણોને સામુદાયિક જમીન ભેટ અપાતી તે સૂચવે છે.[3] જેમ આપણે ખારવેલના વૈદિક રાજ્યાભિષેક વિષે જોયું તેમ તે જૈન હોવાના કારણે પ્રજાના જૂના સ્થાપિત હકો પર તરાપ આવવાનું કંઈ કારણ ન હતું. આ પરથી બીજું અનુમાન એ નીકળે છે કે પોતે ગમે તે ધર્મ માનવા છતાંય આર્યોનાં મૂળ બંધારણની તે સમયના સમાજ પર અસર હતીજ. મહાવીરના સમયના જૈન અને બૌદ્ધ ધર્મો પ્રચલિત બ્રાહ્મણ-ધર્મ સામે સીધા બળવા તરીકે હતા, છતાં પણ સમાજમાં બીજી જ્ઞાતિઓ કરતાં તેમની જે પ્રતિષ્ઠા અને માન હતાં તે પર કાંઈ અસર થઈ ન હતી.

જો કે આવી બાબતો વ્યક્તિગત વિશાળ ભાવના પર ઘણો આધાર રાખે છે; પરંતુ ખારવેલ અશોકની માફક સમ્રાટ હોવા છતાં ધર્માંધ ન હતો. અશોકના શિલાલેખો માફક ખારવેલનો શિલાલેખ પણ તેને ઉદાર અને ધર્માંધ વૃત્તિથી પર હોવાનું પુરવાર કરે છે. સર્વધર્મસમભાવ એ તેનો ગુણ હતો અને તેની ઉદારવૃત્તિ અને સ્વભાવના કારણે તે પોતે પોતાને 'બધી જાતના લોકોના પૂજક' તરીકે ઓળખાવે છે.[4]

દશમી લીટી જણાવે છે કે ખારવેલે ૩૮,૦૦,૦૦૦ સિક્કાના ખર્ચે મહાવિજય (વિજયનો પ્રસાદ) મહાલય બંધાવ્યું.[5] તે પછી "શામ, દામ અને દંડ એ નીતિઅનુસાર વિજય માટે ઉત્તર હિંદ (ભારતવર્ષ) પ્રતિ તેણે પ્રસ્થાન કર્યું અને જેમના પર તેણે આક્રમણ કર્યું તેમની પાસેથી મૂલ્યવાન વસ્તુઓ તેણે મેળવી.[6] હિંદી રાજનીતિનો ત્રીજો પ્રકાર જે ભેદ છે તે અહીં પડતો મૂકયો છે તે નોંધવા જેવું છે અને કદાચ ખારવેલની રાજ્ય પદ્ધતિ માટે તે પ્રકાર અપમાનપ્રદ અને હીન પણ લાગ્યો હોય.[7]

આ પછીની લીટી પણ આપણા હેતુ માટે ખાસ ઉપયોગી નથી. ગધેડાના હળથી ખારવેલે મંડ (સિંહાસન) ઉખેડાવ્યાનું તેમાં છે.[8] તે સિંહાસન કોઈ હલકા રાજાનું કહ્યું છે; રાજાની હલકાઈ જૈનધર્મ વિરુદ્ધ તેના આચરણને અંગે હશે. અહીં જે સિંહાસનની વાત છે તે શણગારેલ બેઠક યા બિછાવેલ ગાદી પણ હોય. તે ખરાબ રાજાના વ્યક્તિત્વની

1. Smith, *Early History of India*, p. 204.
2. *J.B.O.R.S.*, xiii., p. 243.
3. *Cf. ibid.*, iv., p. 400, and xiii., p. 229.
4. सब–पासंड–पूजको . . .—*Ibid.*, iv., p. 403.
5. *Cf. ibid.*, iv., p. 400.
6. *Cf. ibid.*, and xiii., p. 230.
7. *Cf. ibid.*
8. *Ibid.*

કાંઈ નોંધ શિલાલેખમાં નથી. આ ઉપરાંત ખારવેલ ૧૧૩ વર્ષ પહેલાં કે ૧૧૩ મા વર્ષમાં બનાવેલી સીસાની પ્રતિકૃતિ કે તેના સમૂહનો નાશ કરે છે.[1] ખારવેલના ૧૧ મા વર્ષથી ૧૧૩ વર્ષ પહેલાં ગણીએ તો આ સીસાની પ્રતિકૃતિઓની તારીખ ઈ. સ. પૂર્વે ૨૮૫ આવે; પણ જો તેને છઠ્ઠી લીટી અનુસાર નંદ સંવત ગણીએ તો ઈ. સ. પૂર્વે ૩૪૫ આવે.

આ બનાવ અપ-રાજ (હલકા રાજા) વિષે છે અને તેમાં તેનું કાંઇક આક્રમણ હોય તેમ લાગે છે, પરંતુ તે કયું તે સમજાતું નથી. પ્રતિકૃતિઓ જૈન મૂર્તિઓ હતી તે સ્પષ્ટ જ છે કેમકે તે વિષે કાંઈ ઉલ્લેખ નથી, અને અન્ય કોઈ ધર્મની મૂર્તિઓ હોય તો આ કૃત્ય ખારવેલની ઉદારતાને બાધક ગણાય. સત્તરમી લીટીમાં જોઈશું તેમ ખારવેલ સર્વ ધર્મોને[2] માન આપતો અને તેથી લાગે છે કે તે જૈન તીર્થંકરોની બેડોળ મૂર્તિઓ હશે.

આ બનાવ ઉપરાંત તે લીટી જણાવે છે કે ખારવેલે ઉત્તરાપથ (ઉત્તર પંજાબ અને સરહદ પ્રદેશ) પર ધાક બેસાડી.

બારમી લીટી આપણા હેતુ માટે અગત્યની છે. ખારવેલના પ્રકરણ માટે જ તે અગત્યની છે એમ નહિ, પરંતુ 'નંદ અને તેનો ધર્મ,' 'જૈનધર્મ અને નંદવંશ', 'જૈનધર્મની પ્રાચીનતા' અને 'જૈનોમાં મૂર્તિપૂજા' આદિ પ્રશ્નો પર તે પ્રકાશ ફેંકે છે. આમાંના કેટલાક પ્રશ્નો પૂર્વે ચર્ચી ગયા છીએ અને બાકીના હવે ચર્ચાવાના છે. અહીં તો માત્ર આગળની લીટીનો તેમજ આ લીટીનો શાબ્દિક અનુવાદ માત્ર પૂરતો ગણાશે :

"બારમા વર્ષમાં ઉત્તરાપથના રાજાઓમાં (તે) ધાક બસાડે છે અને મગધની પ્રજામાં ભય ફેલાવી (તે) પોતાના હાથીઓને સુગાંગેયમાં પ્રવેશ કરાવે છે. તે મગધરાજ બહસતિ-મિત્રને નમાવે છે અને કલિંગની જૈનમૂર્તિ જે રાજા નંદ લઈ ગયો હતો તે પાછી મેળવી અંગ અને મગધની ખંડણી તરીકે રત્નો પણ (તે) કલિંગમાં લાવે છે."[3]

આમ તેણે વાયવ્ય પ્રાંતો તાબે કરી મગધરાજને નમાવ્યો. આ ઉપરાંત એમ જણાય છે કે મગધનો રાજા નંદ કલિંગની જિન પ્રતિમા પાટલીપુત્ર લઈ ગયો હોવો જોઈએ; અને બહસતિ-મિત્રને હરાવી અંગ અને મગધમાંથી ખારવેલ તે મૂર્તિ અને કિંમતી વસ્તુઓ ઓરિસામાં લાવ્યો. તે મૂર્તિ 'કલિંગ-જિન' તરીકે કેમ પ્રખ્યાત છે તે નવાઈનો પ્રશ્ન છે; કારણ કે કલિંગ સાથે જેનું જીવન સંકળાયેલું છે એવા કોઈ તીર્થંકરની એ નથી. મુનિ જિનવિજયના અર્થ પ્રમાણે એમ લાગે છે કે પ્રતિષ્ઠાના સ્થાનના નામે પણ પ્રતિમાઓ ઓળખાય છે.[4] શત્રુંજય પરના ઋષભદેવ 'શત્રુંજય-જિન', આબુપરના 'અર્બુદ-જિન'

1. *J.B.O.R.S.*, xiii., p. 232.

2. सव-देवायतन-संकारकारको. . . .—*Ibid.*, iv., p. 403.

3. सेहि वितासयतो उतरापधराजानो . . . मगधानं च विपुलं भयं जनेतो . . . अंगमागध-वसुं च नेयाति —*Ibid.*, iv., p. 401, and xiii., p. 232.

4. *Cf. ibid.*, iv., p. 326.

અને ધુલેવાના 'ધુલેવ-જિન'[1] તરીકે જાણીતા છે. આમ પોતાના જીવન દરમિયાન કલિંગ સાથે સંબંધ હોય એવાજ કોઈ તીર્થંકરની આ પ્રતિમા હોવી જોઈએ એવું કંઈ નથી. કલિંગ-જિનનો અર્થ એટલો જ છે કે તે પ્રતિમા પહેલાં કલિંગ કે તેની રાજધાનીમાં પૂજાતી હશે.

આના પછીની લીટીનો વિચાર કરતાં પહેલાં બહસતિ-મિત્ર કોણ, તેનું પર્યાય નામ શું અને કલિંગમાં જૈનધર્મની પ્રાચીનતાનો વિચાર કરીશું.

તે સમયના ઇતિહાસ પરથી એમ ચોક્કસ છે કે બહસતિ-મિત્ર એ સુંગરાજા પુષ્યમિત્ર હતો. પશ્ચિમના સાતવાહનોની માફક તે બ્રાહ્મણ હતો અને તેણે જૂના બ્રાહ્મણ વિચારોનો બળવો જગાડી મૌર્યોને ઉઠાડી પોતાનો વંશ સ્થાપ્યો હતો; આનો અર્થ એટલો જ છે કે ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં તેણે બ્રાહ્મણધર્મનું પુનઃ સ્થાપન કર્યું. તારનાથ ( ઇ. સ. ૧૬૦૮, જૂના ગ્રંથોને આધારે ) કે જેનો અનુવાદ સ્કિનરે કર્યો છે તેને દિવ્યાવદાન[2] ટેકો આપે છે કે પુષ્યમિત્ર નાસ્તિકોનો સહાયક હતો અને તેણે ભિક્ષુકોની કતલ કરી મઠો બાળ્યા હતા.

" બ્રાહ્મણ રાજા પુષ્યમિત્રને અન્ય તીર્થીઓ સાથે લડાઈ થઈ; તેણે મધ્ય દેશથી જલંધર સુધી અનેક મઠો બાળ્યા."[3]

પુષ્યમિત્રના આ બળવા પાછળ ખાસ રાજકીય કારણો પણ હશેજ, પરંતુ કહેવું પડશે કે મહાન મૌર્ય સમ્રાટ અશોકે પોતાની રાજકીય અપૂર્ણતા, ધાર્મિક પદ્ધતિ, સિદ્ધાંતો અને પક્ષપાત આદિ રાજ્યને કેટલું નબળું કરી રહ્યું હતું તેનો ભાગ્યે જ વિચાર કર્યો હશે; નહિ તો તેણે જમાવેલ લશ્કરી સત્તા આ મહાન સમ્રાટને કે જેને બુદ્ધ દુનિયા આજે પણ પ્રેમથી યાદ કરે છે, અને જે દુનિયાભરમાં સારો અને ભલો રાજા ગણાયો છે, તેના વિદેહ પછી માત્ર ચાલીશ પચાશ વર્ષમાં આમ અદૃશ્ય ન થઈ હોત. તેનું મૃત્યુ એ ઉત્તર હિંદના બ્રાહ્મણોને, દક્ષિણના સત્તાશીલ આંધ્રોને અને હિંદના પરદેશી દુશ્મનોને માટે હિતાવહ હતું. અશોકના મૃત્યુ પછી હિંદુકુશ સુધીની મૌર્યસત્તા નબળી પડી, વાયવ્ય પ્રાંતો હુમલામાટે ખુલ્લા થયા અને બેક્ટ્રિયા, પાર્થિયા આદિ ગ્રીક પ્રાંતો તથા સરહદની લડાયક જાતિઓ માટે હિંદ એ લાલચનું સ્થાન બન્યું.

તેનામાં સર્વધર્મસમભાવ છતાં ય બ્રાહ્મણો પોતાનો ધર્મ ભયમાં જોતાં અને અશોક સામે દ્વેષ રાખતા. આ ઉપરાંત તેમણે પોતાના ઘણા સ્થાપિત હકો પણ ગુમાવ્યા હશે. આ કારણે મૌર્ય શહેનશાહત સામે મહાન પ્રત્યાઘાત શરૂ થયો જેમાં બ્રાહ્મણોએ પ્રથમ છૂપો ભાગ ભજવ્યો અને પછી પાછલા મૌર્યોના સમયમાં ખુલ્લો વિરોધ થઈ ગયો. અશોકના વારસો

1. *J.B.O.R.S.*, iv., p. 386.
2. *Cf.* Cowell and Neil, *op. cit.*, p. 434.
3. Schiefner, *Tāranātha's History of Buddhism*, p. 81.

પાસે માત્ર મગધ અને આજુબાજુનો પ્રદેશ રહ્યો. છેલ્લા મૌર્યરાજા બૃહદ્રથનું તેના સેનાપતિ પુષ્યમિત્રે (હિંદી મેકબેથે) નિમકહરામીથી ખૂન કર્યું.[1] પૌરાણિક હેવાલોના આધારે મૌર્ય વંશ ૧૩૭ વર્ષ ચાલ્યો; આનો સ્વીકાર કરતાં ઈ. સ. પૂર્વે ૩૨૨ માં ચંદ્રગુપ્તના રાજ્યારોહણથી ઈ. સ. પૂર્વે ૧૮૫ સુધી મૌર્યવંશ ચાલ્યો;[2] આ સમય લગભગ ખરો છે. આમ બ્રાહ્મણવંશ કે જેણે બૌદ્ધ મૌર્યોને ઉખેડી નાંખ્યા તે ઈ. સ. પૂર્વે ૧૮૫ માં હિંદમાં સત્તા પર આવ્યો.

આમ બ્રાહ્મણોની ઉશ્કેરણીથી પુષ્ય અથવા પુષ્યમિત્રે નિમકહરામ બની પોતાના માલિકનું ખૂન કરી, પ્રધાનોને કેદ કરી ગાદી પચાવી, પોતાને રાજા તરીકે જાહેર કરી સુંગ યા મિત્રવંશની સ્થાપના કરી; જે વંશ ૧૧૦ વર્ષ ચાલ્યો, જે દરમિયાન હિંદુસમાજ અને સાહિત્યમાં જૂની વિચારપ્રણાલી પ્રવર્તી.[3] બાણભટ્ટ પોતાના હર્ષવર્ધન (ઇ. સ. છઠ્ઠો સૈકો) ના જીવન ચરિત્રમાં આ લશ્કરી કબજાનો ઉલ્લેખ કરે છે. "પોતાના મૌર્યરાજા બૃહ રથ કે જે ગાદીનશીન થતી વખતે લીધેલાં વચનો પાળવા અશક્ત હતો તેને લશ્કર બતાવવાના બહાને લશ્કર પ્રતિ નજર કરતાં નીચ પુષ્યમિત્રે કચડી નાંખ્યો."[4]

હિંદુ ઇતિહાસના વિદ્વાન કર્તા આ બાબત લખે છે કે "પુષ્યમિત્ર વૃદ્ધ થયો ત્યારે તેણે પોતાને ઉત્તર હિંદના સમ્રાટ તરીકે જાહેર કર્યો. પાણિની વ્યાકરણના કર્તા, તેના ગુરૂ પતંજલિની દેખરેખ નીચે તેણે રાજસૂય અને અશ્વમેધ એ બે યજ્ઞો કર્યા. બ્રાહ્મણ જીવનને પુનર્જીવન આપવાનો પુષ્યમિત્રે ઠીક પ્રયાસ કર્યો. આ યજ્ઞો પણ બૌદ્ધો પર બ્રાહ્મણધર્મના વિજયચિન્હ તરીકે હતા. બૌદ્ધગ્રંથકારોએ પુષ્યમિત્રને ધર્માંધ ચિત્ર્યો છે. એમ કહેવાય છે કે તેણે મગધથી જલંધર સુધીના મઠો બાળી ભિક્ષુકોને મારી નાંખ્યા. આમાં કાંઇક તથ્ય હશે. તેની સામે થતી બૌદ્ધ અને જૈનોની ખટપટના કારણે પણ પુષ્યમિત્રે આમ કર્યું હોય."[5]

આ બધું જોતાં એકવાત સ્પષ્ટ છે કે અશોકની પદ્ધતિના પ્રત્યાઘાતે પહેલો ઘા બૌદ્ધ-ધર્મ પર અને બીજો રાજકીય કારણે હિંદની મૌર્ય સત્તા પર પડ્યો. અશોકે બૌદ્ધો પ્રતિ અને કાંઇક અંશે જૈનો પ્રતિ જે ઉદારતા બતાવી તેથી બ્રાહ્મણોના હકો પર તરાપ પડી. પશુયજ્ઞની બંધી તથા જાસૂસીના કારણે પણ તેઓ નારાજ થયા. તેથી આ રાજાનો મજબૂત હાથ દૂર થતાં બ્રાહ્મણોએ સત્તા જમાવી બળવો કર્યો અને જોઈ ગયા તે મુજબ સુંગવંશની સ્થાપના કરી.[6]

1. Mazumdar, *op. cit.*, p. 626.
2. See Pargiter, *op. cit.*, p. 27.
3. *J.B.O.R.S.*, x., p. 202.
4. The rendering combines the versions of Cowell and Thomas (*Harsacarita*, p. 193), of Bühler (*I.A.*, ii., p. 363) and of Jayaswal. *Cf.* Smith, *op. cit*, p. 263, n. 1.
5. Mazumdar, *op. cit.*, p. 636.
6. *Cf. J.P.A.S.B.*, 1910, pp. 259-262.

સુંગવંશનો રાજ્યપ્રદેશ ઉત્તર હિંદની તે સમયની રાજધાની પાટલીપુત્ર ( જૂનું પાલિબોત્ર અને આજનું પટણા ) અને તેની આસપાસના મધ્ય પ્રદેશો હતા; તેનો વિસ્તાર નર્મદાની દક્ષિણ સુધી થયો; તે ઉપરાંત બિહાર, તિરહુત અને આજના આગ્રા તથા આઉધના સંયુક્ત પ્રાંતો પણ હતા. પંજાબ તો છેલ્લા મૌર્યો અને સુંગો પાસેથી ગયેલું જ હતું.

બૃહસ્પતિ અને પુષ્યમિત્રના એક વ્યક્તિત્વને બૃહસ્પતિ અને પુષ્ય નક્ષત્રોના સંબંધના કારણે પણ ટેકો મળે છે. આ વિષે મિ૦ સ્મિથ કહે છે કે " બહપતિ એ બહસતિમિત્રનું પર્યાય નામ છે, જે નામ સિક્કા અને ટૂંકા લેખોમાં મળે છે. આ બન્ને સંસ્કૃત બૃહસ્પતિના પ્રાકૃત પર્યાયો છે. વૃહસ્પતિ એ પુષ્ય યા તિષ્ય નક્ષત્રનો પ્રધાન મનસ્ છે. બહપતિ એ ચોક્કસ પુરાણો પ્રમાણેના પહેલા સુંગવંશના પુષ્યમિત્રનું બીજું નામ છે."[1]

મિ૦ હરપ્રસાદ શાસ્ત્રી આ હકીકતને ટેકો આપતાં કહે છે કે " હેતુ અને કાર્યમાં અશોક એ બૌદ્ધ રાજા હતો અને તે ધર્માંધ પણ હતો. તેણે સામ્રાજ્યમાં પશુયજ્ઞો બંધ કર્યા...બ્રાહ્મણોના ખાસ હક્ક સામે જ આ આજ્ઞા હતી....બીજી આજ્ઞા જે માટે અશોક મગરૂરી લેતો તેમાં તેણે ભૂદેવોને ખોટા દેવો ઠરાવ્યા. બ્રાહ્મણો જે ભૂદેવો હતા તેમનું આ અપમાન હતું... અશોકે નીમેલ ધર્મમહામાત્રો અથવા નીતિરક્ષકો એ પણ બ્રાહ્મણોના હકકપર તરાપ હતી. તેઓ આ અપમાન શાંતિથી સાંખી રહે તેવા ન હતા. બ્રાહ્મણોના આ અપમાન પર કળશ તરીકે અશોકે પોતાના અમલદારોને દંડ–સમતા તથા વ્યવહાર-સમતા એટલે નાત, જાત, રંગ આદિની અવગણના કરી શિક્ષા અને કાયદાનો અમલ કરવા આજ્ઞા કાઢી....આથી પ્રતિષ્ઠાસંપન્ન, પારંગત અને સ્થાપિત હકવાળા બ્રાહ્મણોને પણ અનાર્યો સાથે જેલમાં રહેવાનું, ફટકાની સજા કરવાની, જીવતાં દટાવાની કે ફાંસીએ ચઢવાની સજા કરી શકાય તેમ હતું જે તેમને માટે અક્ષમ્ય હતું. પ્રભાવશાળી અશોક જીવ્યો ત્યાં સુધી તેઓ આ અપમાન ગળી ગયા....પરંતુ તેમની નજર કોઈ લશ્કરી સરદાર તેમના પક્ષમાં લડે તે તરફ હતી; તેમને મૌર્ય રાજ્યનો સેનાપતિ પુષ્યમિત્ર મળી ગયો...તે હડહડતો બ્રાહ્મણ હતો અને બૌદ્ધોને ધિક્કારતો."[2]

ટૂંકમાં બહપતિમિત્રને પુષ્યમિત્ર તરીકે સ્વીકારવામાં કાંઈ અડચણ નથી તેમ જ તેથી કાંઈ ઐતિહાસિક ક્ષતિ પણ પહોંચતી નથી.[3] આમ કરવાથી જ તે સમયના સમસમયી પુરુષો અને બનાવોનો મેળ ખાય છે.

ખારવેલના રાજ્ય માટે એ વસ્તુ ધ્યાનમાં રાખવી ઘટે છે કે પુષ્યમિત્ર બ્રાહ્મણ અને ખારવેલ જૈન હતો. પુષ્યમિત્રના આ બ્રાહ્મણધર્મની પ્રતિષ્ઠાના સંરક્ષણ અર્થે આરંભેલ

1. *J.R.A.S.*, 1918, p. 545.

2. Sastri ( Haraprasad ), *J.P.A.S.B.*, 1910, pp. 259-260.

3. It may be noted here that such alternative names are common in Indian history—*i.e.* Bimbisāra — Śreṇika, Ajātaśatru — Kūṇiya, Aśoka — Piyadasi, Candragupta — Narendra, Balamitra—Agnimitra, Bhānumitra—Vasumitra, etc.

ધર્મયુગ સામે જૈન સંપ્રદાયનું રક્ષણ કરવા ખારવેલ ન હોત તો "બૌદ્ધ સિદ્ધાંતના ઘાતક"[1] તરીકે પ્રખ્યાત એવા પુષ્યમિત્રે બૌદ્ધધર્મનો નાશ કર્યો તેમ મહાવીરના જૈનધર્મનો પણ તેણે નાશ કર્યો હોત.

આગળ દર્શાવ્યા પ્રમાણે ખારવેલે બે વખત મગધપર ચઢાઈ કરી. પહેલીમાં તે લગભગ પાટલીપુત્ર સુધી પહોંચ્યો. યુક્તિપૂર્વક પુષ્યમિત્રે તે સમયે મથુરા પ્રતિ પીછે હઠ કરી અને તે પ્રસંગે ખારવેલે બરાબર ટેકરીઓ (ગોરથગિરિ)થી આગળ ન વધવામાં ડહાપણ માન્યું.

બીજી ચઢાઈમાં ખારવેલ ફતેહમંદ થયો. ઉત્તર હિંદમાં પ્રવેશ કરી હિમાલયની તળેટી સુધી પહોંચી તેણે એકાએક મગધની રાજધાનીપર ગંગાની ઉત્તરેથી હુમલો કર્યો; તે નદી તેણે કલિંગના પ્રખ્યાત હાથીઓ સાથે ઓળંગી હતી.[2] પુષ્યમિત્ર શરણે આવ્યો અને વિજેતાએ તેના રાજ્યનો ખજાનો કબજે કર્યો; તેમાં કલિંગ–જીન પ્રતિમા જે મહારાજ નંદ લઈ ગયો હતો તે પણ હતી. તેના આ વિજયની અસર માત્ર સુંગરાજ્યની પૂર્વસીમાપર થઈ. તેણે બંગાલ અને પૂર્વ બિહારપર પણ વિજય મેળવ્યો હશે. જ્યાં જૈનધર્મની અસરના અનેક પુરાવા હજી પણ છે.[3]

ખારવેલના આ વિજયો વિષે મિ૦ જાયસ્વાલ કહે છે કે "પુષ્યમિત્રે લડાઈથી નિર્ણય કરવાને બદલે છેલ્લા ત્રણ સૈકાના મગધ અને કલિંગના ઐતિહાસિક સાધનરૂપ જે વસ્તુઓ હતી તે આપી પોતાની ગાદી બચાવી લીધી. મગધ સમ્રાટની સત્તાના કારણે જ આ ચઢાઈને કેવળ રાજકીય વિજય તરીકે સ્વીકારી, કારણ કે હિંદની આ ગાદીપર બેસવાની લાલચ કોઈ પણ મનુષ્ય માટે પૂરતી હતી."[4]

આ લેખ પરથી એટલું તો સ્પષ્ટ છે કે ખારવેલ પુષ્યમિત્રનું રાજ ઝૂંટવી શક્યો નહિ. એટલી હદ સુધી કલ્પના દોડાવવાની જરૂર પણ નથી. સાતકર્ણિ સાથે જે બન્યું તેમ ખારવેલે અહીં પણ પોતાના પાડોશી રાજ્યોમાં પોતાનું નૈતિક સર્વોપરિત્વ બતાવી સંતોષ રાખ્યો, કારણ કે છેલ્લા મૌર્યરાજા બૃહદ્રથના ખૂન પછી મૌર્ય સામ્રાજ્યની સંપત્તિ વહેંચી ખાવા સત્તાઓની હરિફાઈ થતી હતી એ તે સમયનું વાતાવરણ હતું. તે મહાન સામ્રાજ્યના અવશેષોમાંથી જે સત્તાઓ જામી તે સત્તાઓ પર પ્રભુતા જમાવવાની પણ હરિફાઈ થતી અને તેમાં ખારવેલે મુખ્ય ભાગ ભજવ્યો અને જ્યાં તેણે પંજો નાંખ્યો ત્યાં તેણે યશ પણ મેળવ્યો.

કલિંગમાં જૈન ધર્મની પ્રાચીનતા પર આવતાં શિલાલેખમાં કલિંગ–જીનના ઉલ્લેખ સિવાય બીજું કંઈ મળતું નથી. આગળ કહ્યું તે મુજબ આ ઉપરથી લાગે છે કે તે મૂર્તિ કલિંગ યા તેની રાજ્યધાનીમાં પૂજાતી હશે. શિલાલેખ સ્પષ્ટ કરે છે કે આ મૂર્તિ રાજા નંદ કલિંગથી મગધ લઈ ગયો હશે. આપણે જોઈ ગયા તે પ્રમાણે આ નંદ જૈનોનો નંદ ૧લો

1. *Divyāvadāna*, pp. 433-434.
2. Smith, *op. cit.*, p. 209.
3. Mazumdar, *op. cit.*, p. 633.
4. *J.B.O.R.S.*, iii., p. 447.

છે અને સ્મિથ, જાયસ્વાલ આદિના મત મુજબ નંદિવર્ધન નથી.[1] આ બધા સંજોગો ઐતિહાસિક રીતે સત્ય પરિસ્થિતિદર્શક હોય તો કલિંગમાં બૌદ્ધધર્મ પહેલાં જૈનધર્મ દૃઢ થયો અને પ્રજાહૃદયમાં તેનું સ્થાન હતું તેમ કહેવું વધારે પડતું નજ ગણી શકાય.

ટૂંકમાં નંદ ૧લાની કલિંગની જીત વખતે જૈનધર્મ ત્યાં પ્રચલિત હતો. આના ટેકામાં જાયસ્વાલ કહે છે કે " શૈશુનાગવંશનો નંદવર્ધન અર્થાત્ રાજા નંદના સમયમાં ઓરિસામાં જૈનધર્મ પ્રવેશી ચૂકયો હતો...ખારવેલના સમય પહેલાં ઉદયગિરિ પર અર્હતનાં મંદિરો હતાં કેમકે શિલાલેખમાં તેમનું અસ્તિત્વ એ પ્રમાણે દર્શાવેલું છે. કેટલાક સૈકાથી જૈનધર્મ ઓરિસાનો પ્રજાધર્મ બન્યો હતો. "[2]

ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં જૈન દંતકથા પ્રમાણે ઓરિસામાં ક્ષત્રિઓનું સ્થાન ગણાવેલું છે તે આને ટેકો આપે છે; જેમાં દર્શાવ્યું છે કે મહાવીરના પિતાનો એક ક્ષત્રિય મિત્ર ત્યાં રાજ્ય કરતો હતો, અને ભ૦ મહાવીર ત્યાં વિચર્યા હતા.[3]

'ઓરિસા અને તેના અવશેષો' ના વિદ્વાન કર્તા કહે છે કે "જૈનધર્મનાં મૂળ એટલાં ઊંડાં હતાં કે ઈ. સ. ના સોળમા સૈકામાં ઓરિસાના સૂર્યવંશી રાજા પ્રતાપ રુદ્રદેવનું[4] પણ તે ધર્મપ્રતિ વલણ હતું." [5]

આગળ વધતાં પહેલાં અત્રે નોંધવું જોઈએ કે ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં જૈનોમાં મૂર્તિપૂજા હોવાના આ લેખમાં સબળ પુરાવા છે. પુસ્તકના અંતમાં મૂર્તિપૂજાનો વિષય વિગતથી ચર્ચાશે.

શિલાલેખની આ નોંધ પરથી જાયસ્વાલ ત્રણ અનુમાન દોરે છે કે "(૧) નંદ જૈન હતો, (૨) મહાવીર કે તેની પછી તરતજ જૈનધર્મ ઓરિસામાં પ્રવેશી ચૂકયો હતો (જૈન દંતકથા તો ઓરિસામાં ભ૦ મહાવીરનો વિહાર વર્ણવે છે અને શિલાલેખની ૧૪ મી લીટી કુમારી ટેકરીઓ (ઉદયગિરિ) પર જૈનધર્મની દેશના આપ્યાનું પણ વર્ણવે છે.) આ ઉપરથી એમ પણ પુરવાર થાય છે કે (૩) ઈ. સ. પૂર્વે ૪૫૦ યા તે પહેલાં જૈન મૂર્તિઓનું અસ્તિત્વ જૈન હેવાલો તથા પુરાણ અને પાલી સાધનો અનુસાર મહાવીર-નિર્વાણ ઈ. સ. પૂર્વે ૫૪૫ માં

1. " The Nanda Rāja referred to appears to be Nandivardhana, the ninth Śaisunāga king of the *Purāṇas.* It seems to be necessary to treat him and his successor, Mahanandin, No. 10, as Nandas, distinct from the nine Nandas who come between No. 10 and Candragupta. In the third edition of my *Early History of India* (1914) I placed the accession of Nandivardhana about 418 B. C. He must now go back to *c.* 470 B. C. or possibly to an earlier date. "—Smith, *J.R.A.S.*, 1918, p. 547.

2. *J.B.O.R.S.*, iii., p. 448.

3. ततो भगवं मोसलिं गओ, . . . तत्थ सुमागहो नाम रट्ठिओ पियमित्तो भगवओ सो मोएइ, ततो सामी तोसलिं गओ. . .—*Āvaśyaka-Sūtra*, pp. 219-220.

4. " Pratāp Rudra Deva, one of the Gajapati kings who ruled from A. D. 1503, renounced the Jaina doctrines. . . ."—Long, *J.A.S.B.*, xxviii., Nos. I to IV and V, 1859, p. 189.

5. Ganguly, *op. cit.*, p. 19.

હોવું જોઇએ તે વાતને ટેકો આપે છે."[1] આ ત્રણે અનુમાનોની ચર્ચા આપણે કરી ગયા છીએ.

હવે પછીની લીટીમાં રાજકીય નોંધ છે કે હિંદના દક્ષિણમાંથી તેના વિજયોએ ખંડણી મેળવી. શરૂઆતમાં ખારવેલે બંધાવેલ સુંદર અને કોતરણીવાળા મિનારાનું વર્ણન કરી (સિલોન સામેના દક્ષિણાંત) પાંડ્ય દેશના રાજા પાસેથી ભવ્ય હાથીઓ,[2] મનપસંદ ઘોડા, વૈડૂર્ય અને અનેક કિંમતી રત્નો મેળવ્યાનો ઉલ્લેખ છે.[3]

અહીં કલિંગ સમ્રાટે પાંડ્ય દેશપર ચઢાઈ કર્યાનો ઉલ્લેખ નથી. ખારવેલની મહત્તા તથા આંધ્ર અને સુંગ રાજાઓ પરની તેની જીત દેખી પાંડ્યોએ આ ભેટ મોકલી હશે. ખારવેલના આ શૌર્ય ઉપરાંત શિલાલેખમાં તેનાં પવિત્ર કાર્યોની નોંધ છે. રાજા અને તેનું કુટુંબ જૈનધર્મી હોવાના પુરાવા અનેક છે અને તેના વંશજો પણ દેખીતી રીતે તેજ ધર્મના હશે.[4]

ચૌદમી લીટીથી અંત સુધીમાં દેખાય છે કે ખારવેલ માત્ર નામ-જૈન નહિ, પરંતુ ભાવ-જૈન હતો અર્થાત્ તેણે ધર્મ જીવનમાં ઉતાર્યો હતો. તેના રાજ્યકાળના તેરમા વર્ષમાં રાજ્યવિસ્તારથી સંતોષ પામી તેણે પોતાની શક્તિ ધાર્મિક કાર્યોમાં ખર્ચી એમ તેમાં વર્ણન છે. કુમારી ટેકરી[5] પરનાં પવિત્ર સ્થળો ઉપર તે મોટી રકમ ખર્ચે છે અને વિજયી શિલાલેખ તૈયાર કરાવે છે. જ્યાં 'વિજેતાના ચક્રો'[6] બરાબર જામ્યાં હતાં તે પવિત્ર કુમારી ટેકરી પર રહી જેમણે પોતાના વ્રત શુદ્ધ રીતે પાળી તપ કરી જન્મમરણ દૂર કર્યાં છે[7] એવા થાપ અધ્યાપકોના સ્તૂપો જાળવના રાજ્યમાંથી ખર્ચ કરાતો. તે જણાવે છે કે ખારવેલે ગૃહસ્થનાં વ્રતો પાળી જીવ અને દેહનો ભેદ સમજી તેની સુંદરતા અનુભવી.[8]

ખારવેલની જૈનધર્મ પ્રતિની દૃઢતા અને આસ્તિકતા માટે આથી શું વધારે પુરાવો હોય? થાપ અધ્યાપકો અને બીજાઓ જે વ્રતો આચરતા તેમને અપાતી ભેટો અને જૈન દર્શન મુજબ જીવ અને દેહનો અભ્યાસ એમ સૂચવે છે કે તે ધર્માંધ ન હતો.

1. *J.B.O.R.S.*, xiii., pp. 245, 246.

2. The Ceylonese constructed ships expressly for the export of their elephants. It seems these were of the class of the "elephant-ship" of the inscription

3. तु जठर-लिखिल-बरानि सिहिरानि नीवेसयति . . . पंडराजा चेदानि अनेकानि मुतमणिरतनानि —*J.B.O.R.S.*, iv., p. 401, and xiii., p. 233.

4. *B.D.G.P.*, p. 24.

5. It was sacred as the place where Jainism was preached (line 14).

6. The perfect ideal Jaina ascetics, who are believed to have freed themselves by means of austerities. This is much idealised in Jaina philosophy.

7. This suggests that amongst the Jainas also *Cakra* symbolised the spread of conquest of religion. This is confirmed by the representation of the wheel found at the Jaina *Stupa* of Mathura.

8. तेरसमे च वसे सुपवत - विजय - चक कुमारीपवते अरहिते यप - खीण - संसितेहि काय . . . जीव - देह - सिरिका परिखिता.—*J.B.O.R.S.*, iv., pp. 401, 402, and xiii., p. 233.

પોતાના કુળધર્મનાં લક્ષણ પ્રથમ જાણી તેની મહત્તાથી પ્રેરાઈને મહાવીરના સંદેશા માટે જીવવા અને મરવા તૈયાર હતા તેવા સાધુઓને તે મદદ અને ઉત્તેજન આપતો હતો.

પ્રાચીન સમયના જૈન આચારો પર પ્રકાશ ફેંકતા કેટલાક ઉલ્લેખો લેખમાં છે. **યાપ** અધ્યાપકોનો સમૂહ કે જે આજે અસ્તિત્વમાં નથી તે તે સમયના સાધુઓનો એક વર્ગ જણાય છે. ઇંદ્રભૂતિના **નીતિસાર** અનુસાર તે એક મિથ્યાદૃષ્ટિ સંઘ હતો કે જે દક્ષિણમાં દિગંબર તરીકે વહેંચાઈ ગયો.

गोपुच्छकः श्वेतवासा द्राविडो यापनीयकः ।
निःपिच्छिकश्चेति पञ्चैते जैनाभासाः प्रकीर्तिताः ॥[1]

ઉપરોક્ત યાદીમાં **યાપનીયનું** નામ આશ્ચર્યજનક છે કારણ કે ચાલુક્ય અમ્મરાજ બીજાના શિલાલેખમાં તેમને ' પવિત્ર અને માનનીય નંદિગચ્છ 'ના ભાગ તરીકે જણાવી તેને 'પવિત્ર **યાપનીય-સંઘ** '[2] તરીકે સંબોધે છે. આ ઉપરાંત શ્રવણ બેલ્ગોલાના એક શિલાલેખ પ્રમાણે અર્હદ્દબલિએ આ નંદિ-સંઘને રૂઢિચુસ્ત કહ્યો છે; તેના મત પ્રમાણે તે ' દુનિયાની આંખ ' હતી.[3] સિતાંબર અને બીજા જે નિયમોથી ઉલટા છે તેવા મિથ્યાત્વી સંઘો વચ્ચેના ભેદ માટે તેને વાંધો ન હોતો. પરંતુ જે કાંઈ ' **સેન, નંદિ, દેવ, સિંહ** આદિ **સંઘોની** બાબતમાં ' આમ ધારતા તેઓને તેણે ' મિથ્યાત્વી ' કહ્યા છે.[4]

આ બાબત મિ. જાયસ્વાલ કહે છે કે '**ભદ્રબાહુચરિત્રમાં**' જૈનોનો ઇતિહાસ આપતાં જણાવ્યું છે કે ચંદ્રગુપ્તના સમસમયી ભદ્રબાહુના શિષ્યો કે જે પોતાના ગુરુને પૂજ્ય માનતા હતા, તેમાંથી **યાપન-સંઘની** શાખા ઉત્પન્ન થઈ કે જેણે છેવટે નગ્ન રહેવાનું વિધાન સ્વીકાર્યું. આ સંઘ દક્ષિણમાં વિસ્તર્યો તેની કર્ણાટકના શિલાલેખો સાક્ષી પૂરે છે; આજે તે હસ્તીમાં નથી. મુનિ જિનવિજયનો અભિપ્રાય છે કે આ સંઘે કેટલાક શ્વેતાંબર અને કેટલાક દિગંબર સિદ્ધાંતો સ્વીકાર્યા હતા; આ આધારે આ બે ફાંટા સ્પષ્ટ વહેંચાયા પહેલાનું પગલું તે આ **યાપન-સંઘ** હતો. આપણો લેખ બતાવે છે કે જે વડે આ શાખા ઓળખાતી તે **યાપ** અભિધાન અમુક પવિત્ર આચારોને અંગે હતું. **ચરક** પ્રમાણે ' દુઃખ ન્યૂન કરવા ' અથવા **મહાભારત** અનુસાર ' જીવન ટકાવવા ' **યાપ** અધ્યાપકો અન્યના દૈહિક દુઃખો ન્યૂન કરવાની ફરજ પર ભાર મૂકતા."[5]

શિલાલેખ વિશેષમાં જણાવે છે કે આ **યાપ** અધ્યાપકો **કાય્ય નિષીદિ** યા કુમારી ટેકરીઓપર રહેતા; આ **નિષીદિ** તે અર્હત્‌ની **નિષીદિ** હતી તે પાછળની લીટી સ્પષ્ટ કરે છે. **નિષીદિ** યા **નિષીધિ** જૈન સાહિત્યમાં આલંકારિક રીતે તેમના તીર્થંકરો, ગુરુઓ

1. Premi, *Vidvadratnamālā*, i., p. 132.
2. Hultzsch, *E.I.*, ix., p. 55, v. 18, L. 50.
3. *E.C.*, ii., *S.B.*, 254.
4. *Ibid.*
5. *J.B.O.R.S.*, iv., p. 389.

આદિનાં પવિત્ર સમાધિસ્થાનો તરીકે વપરાયાં છે, પરંતુ તેનો ઉપયોગ નિવાસસ્થાન તરીકે સમજવાનો છે.[1]

ડૉ૦ ફ્લીટ જણાવે છે કે "શબ્દ નિશીધિ-જે નિશીધિ, નિષિધિ અને નિષિદિગે તરીકે પણ મળે છે-તે મિ. કે. બી. પાઠક જણાવે છે કે જૈન સમાજનો જૂનો વર્ગ હજી પણ વાપરે છે અને 'જૈન સાધુના અવસાન બાદ ઉભું કરેલ સમાધિ-ગુરુમંદિર' એ તેનો અર્થ છે. ઉપસર્ગ-કેવલિગત-કથામાં મળતો નીચેનો ફકરો તેમણે મને તેના આધારમાં આપ્યો છેઃ-ऋषिसमुदायं=एलं दक्षिणापथदिं बंदु भट्टारर निषिदियां आदिः "સમસ્ત સાધુસંઘ દક્ષિણમાંથી આવીને અને પૂજ્યના નિષિધિએ પહોંચીને......"[2]

કુમારી ટેકરી પરની નિષીધિ જ્યાં શિલાલેખ છે ત્યાં તે શણગારયુક્ત સમાધિસ્થાન નથી પરંતુ તે ખરેખર એક સ્તૂપ છે કેમકે તેની પહેલાં કાય્ય વિશેષણ છે જેનો અર્થ શારીરિક (દૈહિક અવશેષો) એ છે. શિલાલેખ વિચારી જાયસ્વાલ કહે છે કે "એમ લાગે છે કે જૈનો પોતાના સ્તૂપ યા ચૈત્યોને નિષીદિ કહેતા. મથુરાનો શોધાયેલ સ્તૂપ અને ભદ્રબાહુચરિત્રનો શિષ્યો ગુરુને પૂજતા એ ઉલ્લેખ જૈનો (ખાસ દિગંબરો) પોતાના ગુરુના અવશેષો પર સ્મારકો બાંધતા તે દર્શાવે છે."[3] સ્તૂપ યા ગુરુમંદિર-સમાધિસ્થાન બાંધવાનો રિવાજ માત્ર જૈનો અને બૌદ્ધોમાં જ નહિ, પણ પ્રજાકીય હતો.

પહેલાં જણાવ્યા પ્રમાણે પંદરમી લીટી ખારવેલને ચુસ્ત જૈન તરીકે રજૂ કરે છે. સાધુઓ અને એકાંતપ્રિય તત્ત્વજ્ઞાનીઓ માટે ખારવેલે કાંઇક કર્યાનું તેમાં વર્ણન છે, તેમાં અક્ષરો તૂટતા હોવાથી તે કૃત્યની માહિતી મળતી નથી. "સંઘના આગેવાનો, દરેક રીતે ડાહ્યા પુરુષો, પવિત્ર કાર્ય કરનારા અને સિદ્ધ શ્રમણો" માટે આ કાર્ય હોય તેમ સ્પષ્ટ છે.[4]

તેમાં જણાવ્યું છે કે અર્હત્‌ના અવશેષોના સમાધિસ્થાન પાસે પર્વતના ઢોળાવ પર નરપતિ ખારવેલે પોતાની મહારાજ્ઞી સિંધુડા માટે દૂર દૂરની પથ્થરની ખાણોના પથ્થર મેળવી નેપાલના સુંદર મધ્યકાલીન સ્થંભો જેવા ઘંટવાળા સ્થંભોસહિત 'સિંહપુર-પ્રસ્થ'[5] મહાલય ૭૫૦૦૦ પણના (તે સમયનું નાણું) ખર્ચે બંધાવ્યું.[6]

શ્રી૦ જાયસ્વાલ આ સ્થાનને મહાન કોતરણીવાળાં 'શનિ-નૂર' યા 'સામ્રાજ્ઞીના મહેલ' તરીકે ઓળખાવે છે.[7] તે ટેકરીના ઢોળાવ પર હાથીગુંફા પાસે છે, તેની

1. *E.I.*, ii., p. 274.
2. *I.A.*, xii., p. 99.
3. *J.B.O.R.S.*, iv., p. 389.
4. सुकति समण - सुविहितानं च सत - दिसानं . . . तपसि.—*Ibid.*, iv., p. 402, and xiii., p. 234.
5. *Cf.* Aiyangar (K.), *op. cit.*, pp. 75, 76.
6. *Cf. J.B.O.R.S.*, iv., p. 402, and xiii., pp. 234, 235.
7. *Ibid.*, xiii., p. 235.

આજુબાજુ સિંહો બેસાડેલા છે તે નોંધવા જેવું છે. આમ અવશેષોનું સ્મારક અર્હત્ નિષીદિ આ લેખાનુસાર રાણીના મહેલ નજીક હોવું જોઇએ.

છેલ્લા કેટલાક દશકાઓથી જેને વિષે ચર્ચા ચાલે છે તે દૃષ્ટિએ સોળમી લીટીનો બાકીનો ભાગ અગત્યનો છે; તેમાં ખારવેલ કે જૈન ઇતિહાસ સાથેના તેના સંબંધ વિષે કાંઈ નથી. આગળની લીટીની માફક તે પણ ખારવેલ મહાન જૈન હતો તેને માત્ર ટેકો આપે છે. જૈન સાહિત્ય અને તેના ઉત્કર્ષમાં તેણે લીધેલ રસ તે સ્પષ્ટ કરે છે; તે આમ છેઃ

"મૌર્ય રાજાના સમયમાં વિસ્મૃત થયેલ ૬૪ પ્રકરણોવાળા, પરંતુ ચાર ખંડના અંગસસકનો ઉદ્ધાર કર્યો."[1]

ડૉ૦ ફ્લીટ પણ તેજ અર્થ કરે છે, તે નીચે મુજબ છેઃ

'આખોય હેવાલ તારીખ વગરનો છે. મૌર્ય રાજા કે રાજાઓના સમયમાં ભૂલાયેલ સાત અંગના સમુદાયના કેટલાક ભાગનો અથવા ૬૪ મા પ્રકરણનો તેના મૂળ સાથે તેણે ઉદ્ધાર કર્યો."[2]

અહીં મગધના ભીષણ દુષ્કાળનું સ્મરણ થાય છે કે જે બાર વર્ષનો હતો અને જેના વિષે આગલા પ્રકરણમાં ઉલ્લેખ કર્યો છે. આ વખતે ચંદ્રગુપ્ત પોતાના ગુરુ ભદ્રબાહુ અને બીજાઓ સાથે દક્ષિણમાં ગયો હતો અને સ્થૂલભદ્ર કે જે કોઇપણ જોખમે પાછળ રહ્યા હતા તેમની આગેવાની નીચે પાટલીપુત્રમાં[3] પરિષદ મળી હતી. શિલાલેખનું ઉપરોક્ત વાચન ચંદ્રગુપ્તના અમલમાં જૈન મૂળગ્રંથો નાશ પામ્યાની વાતને ટેકો આપે છે. દક્ષિણમાં ભદ્રબાહુ અને તેમના સમુદાયની અસર નીચે કલિંગ હોવાથી મગધમાં થયેલ વાચના તેઓએ સ્વીકારી નહિ.[4]

શિલાલેખની છેલ્લી સત્તરમી લીટી સોળમી સાથે વાંચતાં ખારવેલના પ્રભાવસૂચક ઇલિકાબો આવે છે, અને ટૂંકમાં એની સત્તાનો ખ્યાલ આપે છે. આમાં કાંઈ વધારે પડતું હોય તે સ્વાભાવિક છે, પરંતુ તેની સરખામણી માટે કાંઈ અન્ય ઐતિહાસિક સાધન ન હોવાથી તે લીટીનો શબ્દશઃ અનુવાદ પૂરતો ગણાશેઃ "તે વૈભવનો ( ક્ષેમનો ) રાજા; વિસ્તારનો ( સામ્રાજ્યનો ) રાજા ( યા જૂના લોકોનો રાજા ); ભિક્ષુઓનો દાની ( રાજા છતાં ભિક્ષુક), ધર્મનો રાજા જે હિત ( કલ્યાણ )ના વચનો તપાસે છે, સાંભળે છે અને અનુભવે છે.........

"રાજા ખારવેલશ્રી મહાન વિજયી રાજર્ષિઓના વંશમાં ઉતરી આવેલો હતો, તેણે લશ્કરથી સામ્રાજ્યનો વિસ્તાર કરી તેનું રક્ષણ કર્યું, તેના રથો અને લશ્કર કોઈ રોકી શકતું

1. *J. B. O. R. S.*, xiii., p. 236.

2. *J.R.A.S.*, 1910, pp. 826-827.

3. The modern Patna, a place historic in the annals of their order, and at that time the capital of the Mauryan Empire.

4. This council fixed the canon of the Jaina sacred literature, consisting of eleven *Angas* and fourteen *Purvas*.

નથી, તે ચૈત્યોનો ઉદ્ધારક છે, તે સર્વ જાતિઓને માન આપતો અને તે ખાસ લક્ષણો-ગુણો માટે પ્રખ્યાત હતો......"[1]

અહીં ભિક્ષુરાજ ખારવેલ-કલિંગ સમ્રાટ અને જૈન સંપ્રદાયના તારણહાર રાજાની પોતે લખાવેલ આત્મકથાનો અંત આવે છે. પ્રથમ લીટીમાં કરેલ અર્હત અને સિદ્ધનું મંગલ, જૈન શ્રમણો માટે બંધાવેલ મંદિરો અને ગુફાઓ, થાપ અધ્યાપકોને જમીન તથા અન્ય જરૂરિયાતનાં દાનો, રાજા નંદે ખૂંચવી લીધેલ કલિંગ-જિનની પ્રતિમાની પુનઃપ્રાપ્તિ આદિ પ્રતીતિ કરાવે છે કે તે જૈન હતો. ઈ. સ. પૂર્વે ૧૮૩ માં ચોવીસ વર્ષની ઉમરે ગાદી પર બેસી તેણે બત્રીસ વર્ષની વયે મગધની પ્રથમ અને છત્રીસ વર્ષની વયે બીજી ચઢાઈ કરી. મિ. જાયસ્વાલના મતે તે ઈ. સ. પૂર્વે ૧૫૨માં વિદેહ થયો.[2]

તે એક સામ્રાજ્યનો સ્વામી હતો, જેના વંશ વિષે આપણે કાંઈ જાણતા નથી, જેના જીવન વિષે આ શિલાલેખ કે જેના ઉપર કાળની અસર થયા સિવાય રહી નથી તે સિવાય કાંઈપણ અન્ય સાધન નથી. અહીં ઉમેરવું જોઇએ કે કોઈક દિવસ કોઈક અભ્યાસીને આ ઉપરાંત રાજર્ષિ વંશમાં જન્મેલ ધર્મરાજના જીવન વિષે વધારે સારાં અને વિશ્વસનીય સાધનો મળી જાય તો તે નવાઈ જેવું નહિ ગણાય. જેનો ફાળો જૈન ઇતિહાસમાં અદ્વિતીય છે તેના વિષે જૈનો પાસે કાંઈ નથી તે પણ નવાઈ જેવું છે અને તે ન માની શકાય તેવું છે.

ખારવેલના સામ્રાજ્યની હદ અને તેના રાજ્યારોહણ પછીની તેની જીતો વિષે તે સમયની સમસમયી ઐતિહાસિક કે બીજી કાંઈ વિશ્વસ્ત નોંધ નથી. આ તો દુનિયા પારના અવાજ જેવું છે, જે સૂચવે છે કે જૂના વખતમાં કલિંગમાં ખારવેલ નામે રાજા હતો તેને તમારે સ્વીકારી લેવો; અને તેના સ્મૃતિચિન્હ રૂપે હાથીગુંફાના શિલાલેખની મળતી માહિતીના આધારે તેની સમસમયી ઐતિહાસિક વ્યક્તિઓ સાથે એને સમજી લેવો.

શિલાલેખ સૂચવે છે કે તેણે ઉત્તરમાં મહાન સુંગ રાજા પુષ્યમિત્રને હરાવ્યો, જે સમાચાર સાંભળી ઇન્ડો-ગ્રીક રાજા ડિમેટ્રિયસ મથુરા છોડી પાછો વળ્યો; તેણે દક્ષિણમાં સાતકર્ણિ અને તેના ખંડિયા રાજાઓને વશ કર્યા અને તેના આ વિજયોની કથા સુણી દક્ષિણાંતના પાંડ્ય રાજાએ તેના પર ભેટો મોકલી.

સરખામણીના સાધનના અભાવે આ લેખની કઈ વસ્તુ સ્વીકારવી અને કઈ વસ્તુ કઈ રીતે સમજવી તેમાં મુશ્કેલી છે. તે ઉપરાંત લશ્કરી કૂચ એ તે સમયની સામાજિક રૂઢિ, લડાઈ એ ધંધો, લડવૈયો તે ભાયાત અને વિશેષમાં પ્રદેશવિસ્તાર એ રાજલક્ષણ ગણાતું

1. खेमराजा स वढराजा . . . अनुमवंतो कलाणानि . . . सव - पासंड - पूजको . . . खारवेलसिरि.
—*J.B.O.R.S.*, iv., p. 403, and xiii., p 236.

2. *Ibid.*, p. 243.

એ બધું તેમાં વધારો કરે છે.[1] પ્રાચીન અને મધ્યકાલીન ભારતનું આ ખાસ લક્ષણ રાજાઓની પ્રશસ્તિઓમાં ઠીક તરી આવે છે કે જે આપણને મળી આવતા શિલાલેખોનો મોટો ભાગ ભરી દે છે; તે પ્રતિ ખુલ્લા દિલથી જોતાં લાગે છે કે તે ભાવી પ્રજા અર્થે ઇતિહાસ નથી, પરંતુ ભાટચારણોદ્વારા થતી પ્રશંસા પૂરતા છે; અને તે પણ સ્પષ્ટ છે કે તેમાં પરાજયોની નોંધ હોતી નથી જ્યારે વિજયની અતિશયોક્તિ હોય છે. શિલાલેખના ઉલ્લેખો પૂર્વગ્રહવાળી વ્યક્તિઓનાં વર્ણન માત્ર છે એટલે કાળે જેનું રક્ષણ થવા દીધું છે એવાં આ છૂટાછવાયા ઐતિહાસિક હેવાલોનું તોલન કરી સત્ય તારવવું જોઇએ. હાથિગુંફા શિલાલેખમાંના ખારવેલના વિજયો આંજી નાંખે તેવા છે અને સર અશુતોષ મુકરજીના શબ્દોમાં "ઓરિસાનો સમ્રાટ ખારવેલ કે જેનું નામ દેશના હેવાલોમાંથી અદૃશ્ય થઈ લોપ પામ્યું છે તેની બાબતમાં તો પથ્થરે વિશ્વસ્ત સંપૂર્ણ વિગતો આપી છે; જો તેના નામથી નહિ તો તેના દર્શનથી તો ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં હિંદનું દરેક શહેર ધ્રુજતું."[2]

તેમ છતાંય ખારવેલ તે સમયની એક મહાન વ્યક્તિ હતી. તેમાં શંકાનું કંઈ જ કારણ નથી. તેણે એવી સત્તા પ્રાપ્ત કરી હતી કે જે ચોક્કસ ટકી રહી શકે તેવી સલામત હતી. ટૂંકમાં તે તે સમયનો મહાન નરપતિ હતો. હિંદી ઇતિહાસના અણીના સમયે કુદરતે જે પ્રજાના ભાગ્યો દોરવા તેને નીમ્યો હતો તે બાબતમાં તેની મહત્તાની અનેક સાબીતીઓ છે.

1. Manu, ix., 251; x., 119, etc.
2. *J.B.O.R.S.*, x., p. 8.

# પ્રકરણ ૫

## મથુરાના શિલાલેખો

ખારવેલનો હાથિગુંફાનો શિલાલેખ જેમ ઉત્તર હિંદના જૈન ઇતિહાસનો પહેલો તબકકો પૂરો કરે છે તેમ મથુરાના શિલાલેખો તેના બીજા તબક્કાની તવારીખ શરુ કરે છે. આ બન્ને વચ્ચેનો ઇ. સ. પૂર્વે ૧૫૦ થી ૧૬ સુધીનો સમય કોરો ગણવાની જરૂર નથી કારણ કે કલિંગના જૈન રાજા પછી તેના કરતાં પણ વધારે સુપ્રસિદ્ધ એવો ઉજ્જયનીનો વિક્રમાદિત્ય થયો કે જેને જૈનો પોતાના સંપ્રદાયનો રક્ષક માને છે. તેમાંથી મળતા પુરાવાઓનું દિગ્દર્શન કરી કલિંગ તથા માળવા ઉપરાંત મથુરા પણ જૈનધર્મની વસાહત બની હતી તે આપણે જોઇશું.

મહાવીરના નિર્વાણસમયની ચર્ચા પ્રસંગે ઇ. સ. પૂર્વે ૫૭ કે ૫૬ માં શરુ થતા વિક્રમ સંવત વિષે નિર્દેશ કર્યો છે. જૈન વિક્રમચરિત જણાવે છે કે "પોતાની પવિત્ર ભક્તિથી જૈન ગુરુ સિદ્ધસેન દિવાકરની સૂચનાથી વિક્રમે દુનિયાને દેવામાંથી મુક્ત કરી અને પરિણામે વર્ધમાનના સંવતમાં પરિવર્તન થયું."[1] ભવિષ્યના હિંદમાટે તેણે–આજે પણ ઉત્તર હિંદમાં ચાલતા એવા એક ચોકકસ સંવતની ભેટ કરી. એડગર્ટનના શબ્દોમાં "માત્ર જૈનોની જ નહિ, પરંતુ હિંદુઓની પણ ઘણા સૈકાઓથી આવી જ માન્યતા છે."[2]

અવંતીના આ રાજા કે જેના પ્રભાવશાળી સમય તથા દૈવી ગુણોની જૈન અને બ્રાહ્મણ સાહિત્ય નોંધ લે છે તે પોતાને વિક્રમાદિત્ય "સૂર્ય સરખી પ્રભાવાળો"ના નામે ઓળખાવતો. આ ઉપાધિ તેની પછી થયેલ અનેક રાજાઓને એટલી પ્રિય થઇ પડી હતી કે ગમે તે વંશના રાજા પોતાની મેળે તે ઉપાધિ સ્વીકારી લેતા; આ બતાવે છે કે પહેલો વિક્રમાદિત્ય મહાન નરપતિ હોય તો જ આ ઉપાધિ આટલી એષણીય બની શકે.

આ તે વિક્રમાદિત્ય છે કે જેને જૈન સાહિત્યમાં જૈન માન્યો છે. તેના પૂર્વજ ગર્દભિલ્લ વિષે તેઓ કહે છે કે તેણે તે સમયના જૈન આચાર્ય કાલિકાચાર્યની સાધ્વી બેનનું હરણ કરી તેમનું અપમાન કર્યું હતું; તેથી તેઓ સિથિયન રાજાઓમાંના કોઇ એક પાસે ગયા અને તેની મદદથી ફતેહમંદીથી તેનું વેર લીધું.[3] ડૉ૦ શાર્પેન્ટિયરના શબ્દોમાં "આ દંતકથા જરા પણ ઐતિહાસિક રસવિનાની છે એમ નથી, કારણ કે તે જણાવે છે કે જુદી જુદી દંતકથા અનુસાર ઉજ્જયનીના પ્રખ્યાત વિક્રમાદિત્યના પિતા ગર્દભિલ્લે જૈનાચાર્ય કાલકનું અપમાન કર્યું, તેઓ વેર લેવા શકોના પ્રદેશમાં ગયા કે જેમનો રાજા 'રાજાઓનો રાજા'

1. Edgerton, *Vikrama's Adventures*, pt. i., Int., p. lviii. *Cf.* Tawney, *Prabandhacintāmaṇi*, pp. 11 ff.; *Śatruñjaya Māhātmya*, *Sarga* XIV, v. 103, p. 808.

2. Edgerton, *op. cit.*, Int., p. lix.

3. *Kālikācārya-kathā*, vv. 9-40, pp. 1-4. *Cf.* Konow, *E. I.*, xiv., p. 293. "Kālakasūri, the uprooter of Gardabhilla, lived 453 v."—Klatt, *I.A.*, xi., p. 251. *Cf. ibid.*, p. 247; Charpentier, *C. H. I.*, i., p. 168; Stevenson (Mrs), *op. cit.*, p. 75; *M.A.R.*, 1923, p. 11.

(સાહાનુસાહિ) કહેવાતો.[૧] પંજાબના શકરાજા મોસ અને તેના વંશજો જે ત્યાં રાજ્ય કરતા હતા તેમને ગ્રીક અને હિંદના રિવાજ અનુસાર આ ઉપાધિ હતી. તેમના વંશજો કુષાણ રાજાઓના સિક્કાપર તે શાઓનાનો શાઓના રૂપમાં બરાબર દેખાય છે તે પરથી આ દંતકથા ઐતિહાસિક હોય તેમ લાગે છે. ગમે તે હો, પણ આ કથા જણાવે છે કે કાલકે અનેક શકરાજાઓને ઉજ્જયની પર ચઢાઈ કરવા અને ગર્દભિલ્લના વંશને ઉખેડી નાખવા સમજાવ્યા; પરંતુ કેટલાક વર્ષો પછી તેના પુત્ર વિક્રમાદિત્યે તેમને હાંકી કાઢી પોતાના પૂર્વજની ગાદી પુનઃ પ્રાપ્ત કરી.[૨] આ દંતકથાને ઇતિહાસ કેટલો ટેકો આપે છે તે અચોક્કસ છે. પરંતુ ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં પશ્ચિમ હિંદમાં સિથિયન સત્તા હતી તેની નોંધ આ સાથે મળતી આવે છે. એ તો નિર્વિવાદ વાત છે કે જૈન અને ઉજ્જયનીને પરસ્પર સંબંધ હતો—વિક્રમ સંવત કે જે ઉજ્જયની રાજધાનીવાળા માળવામાં શરૂ થયો હતો તેનો વપરાશ પણ આ વિગતને ટેકો આપે છે." [૩]

જૈનાચાર્ય કાલક વિષે બીજું એ કહેવાનું છે કે તે દક્ષિણના પ્રતિષ્ઠાનપુરના રાજા સાતયાન પાસે ગયા હતા; વર્ષાન્તે આવતાં જૈન પર્યુષણાપર્વ સમયે રાજા ઇંદ્ર મહોત્સવમાં રોકાયો હોવાથી તે ભાદ્રપદ સુદ પંચમીના રોજ તેમાં ભાગ લેવા અશક્ત હતો અને તેથી એક દિવસ પહેલાં અર્થાત ભાદ્રપદ સુદ ચતુર્થીએ ગુરુએ તે પર્વ રાખ્યું. સમસ્ત જૈન સમાજે ત્યારથી ચોથના રોજ ઉપવાસ કરવાનું શરુ કર્યું. જો કે ત્યાર બાદ ઘણા સમય પછી નવીન ગચ્છોની ઉત્પત્તિ થતાં ચોથની પાંચમ પણ થઈ.[૪] આ બનાવ બે દૃષ્ટિએ અગત્યનો છે, એક તો તે દક્ષિણમાં શ્વેતાંબરોનો સંબંધ દર્શાવે છે અને બીજું તે દક્ષિણની એવી જૈન રાજવી વ્યક્તિનો ઉલ્લેખ કરે છે કે જેનું કાલકાચાર્ય જેવા મહાન ગુરુ માન રાખતા અને જેનો જૈનોના પર્યુષણા જેવા પર્વની તારીખ ફેરવવામાં પણ ફાળો હતો.[૫]

1. वशीकृतः सूरिवैरैः स साहिः—*Kālakācārya-kathā*, v. 26, p. 2; साहानसाहिः स च भण्यतेऽत्र —*Ibid.*, v. 27, p. 3. *Cf.* " . . . the Jaina work, *Kālakācārya-kathānaka*, states that their kings were called *Sāhi*."—Raychaudhuri, *op. cit.*, p. 274; Jacobi, *Z.D.M.G.*, xxxiv., p. 262. *Cf.* Konow, *op. cit.*, p. 293.

2. " He ( Vikramāditya ) saved the nation and Hinduism by signally defeating the Scythians, whose political importance and outlardish manners had appalled the Indians."—Mazumdar, *op. cit.*, p. 63. *Cf. ibid.*, p. 638. " Vikramāditya ousted the Śakas and became king, whereafter he established his own era."—Konow, *op.* and *loc. cit.*

3. Charpentier, *op.* and *loc. cit.*

4. ततश्चतुर्थ्यां क्रियतां नृपेण, विज्ञसमेवं गुरुणाऽनुमेने.—*Kālakācārya-kathā*, v. 54, p. 5. *Cf.* Stevenson ( Mrs ), *op. cit.*, p. 76. This, as Klatt tells us, is supported by the *Paṭṭāvali* of the *Tapagaccha* ( *I. A.*, xi., p. 251 ); on the other hand, the *Kharataragaccha Paṭṭāvali* informs us that the Kālaka, who transferred the *Paryushaṇāparvan*, lived in 993 v., and that there were two more of the same name prior to him, one of whom lived in 453 v. and was connected with Gardabhilla.—*I. A.*, xi., p. 247.

5. That the King Sātayāna was a devout Jaina is clear from the *Kālakācārya-kathā* ( vv. 50-54, pp. 4-5 ), but it is not known who he was. Pratishṭhānapura is known to us as the western capital of the Sātavāhanas. Jaina tradition claims Hala of this dynasty as belonging to its own religion. *Cf.* Glasenapp, *Der Jainismus*, p. 53; Jhaveri, *Nirvāṇa-Kalikā*, Int., p. xi,

ગર્દભિલ્લના વારસ વિક્રમાદિત્ય પ્રતિ જોતાં જૈન ઉલ્લેખો જણાવે છે કે જૈન સાહિત્યના પ્રખર જ્યોતિર્ધર એવા સિદ્ધસેન દિવાકર આ સમયે તેમના દરબારમાં રહેતા અને તેમણે મહાન વિક્રમને[1] તથા મીસીસ સ્ટીવન્સનના શબ્દોમાં "કુમારપુરના રાજા" દેવપાલને પણ જૈનધર્મ અંગીકાર કરાવ્યાનું જણાવે છે.[2] આ સમય દરમિયાન બીજા પણ બે બનાવ બન્યાનું મનાય છે. પ્રથમ તો ભરૂચમાં જૈન સાધુ આર્યખપુટ નામના વાદીથી બૌદ્ધોનો વાદમાં પરાજય[3] અને બીજો જૈનોના પરમપવિત્ર એવા શત્રુંજય તીર્થ—પાલીતાણાનું ખાત મુહૂર્ત.[4]

ખરતરગચ્છપટ્ટાવલી જણાવે છે કે મહાવીરની પાટથી સોળમા એવા વજ્રસ્વામી—(વી. સં. ૪૯૬–૫૮૪) એ દક્ષિણ તરફ બૌદ્ધોના પ્રદેશમાં જૈન ધર્મ ફેલાવ્યો.[5] બીજો બનાવ પાલીતાણાના પાયાનો છે કે જે પાદલિપ્તાચાર્યનો નિર્દેશ કરે છે જે મહાન વિક્રમના સમસમયી હતા.[6] જૈન દંતકથાનુસાર તેમને હવામાં ઉડવાની લબ્ધિ (શક્તિ) હતી.[7] મીસીસ સ્ટીવન્સન પોતાની નોંધમાં કહે છે કે "શત્રુંજયની સ્થાપના એક જૈનાચાર્યે કરી છે કે જેમનામાં આકાશગામિની વિદ્યા હતી અને જેના શિષ્યને સુવર્ણસિદ્ધિ હતી. આ બે શક્તિના પ્રભાવે દુનિયામાં જાણે મંદિરોનું એક શહેર બની રહ્યું હોય તેવી રચના થઈ."[8] આ તીર્થ સંબંધમાં ખરતર પટ્ટાવલી કહે છે કે વીર સં. ૫૭૦ માં તે જીર્ણ થયું હતું અને વિક્રમના સમકાલીન ભાવડના પુત્ર જાવડે તેનો ઉદ્ધાર કર્યો હતો.[9] જૈન દંતકથાનુસાર આ રાજા તથા જાવડ બન્ને પાલીતાણા જાત્રા માટે ગયા અને બન્ને ત્યાં રહ્યા તે દરમિયાન તે તીર્થની રક્ષા માટે તેમણે ઘણો ખર્ચ કર્યો.[10]

1. "He (Siddhasena Divākara) converted Vikramāditya 470 years after Mahāvīra's *Nirvāṇa*."—Klatt, *op. cit.*, p. 247. *Cf. ibid.*, p. 251; Edgerton, *op. cit.*, pp. 251 ff.; Stevenson (Mrs), *op. cit.*, p. 77; Tawney, *op. cit.*, pp. 116 ff.; *M. A. R.*, 1923, p. 10.

2. *Cf.* Stevenson (Mrs), *op.* and *loc. cit.*

3. विद्यासिद्धा आर्यखपुटा आचार्याः, . . . भृगुकच्छे . . . बुद्धो निर्गतः, पादयोः पतितः—*Āvaśyaka-Sūtra*, pp. 411-412. *Cf.* Jhaveri, *op.* and *loc. cit.*

4. *Cf. ibid.*, Int., p. xix; Stevenson (Mrs), *op. cit.*, pp. 77-78.

5. *Cf.* Klatt, *op. cit.*, p. 247; Hemacandra, *Pariśishṭaparvan*, Canto XII, vv. 311, 388; *Āvaśyaka-Sūtra*, p. 295.

6. Klatt, *op. cit.*, pp. 247, 251. "Palitta-Sūri (Pādalipta) is definitely connected with the foundation of the Pālitāṇā City."—Jhaveri, *op.* and *loc. cit.*

7. "Pādalipta had acquired the flying-lore by applying medical ingredients to feet, and daily performed pilgrimage of the five sacred places including Śatruñjaya (Pālitāṇā) and Girnār or Revantagiri."—*Ibid.*, Int., p. xi. *Cf.* Tawney, *op. cit.*, p. 195.

8. Stevenson (Mrs), *op. cit.*, p. 78, n. 1. "Nāgārjuna . . . the pupil of Pādaliptasūri . . . was trying to acquire '*Suvarṇa Siddhi*' (power to make gold) . . ." etc.—Jhaveri, *op. cit.*, Int., p. xii.

9. "Jāvaḍa, a merchant of Saurāshṭra (Kathiawar), sent a fleet to China and the Eastern Archipelago, which returned after twelve years with a burthen of gold. The father of Jāvaḍa lived in the time of Vikrama. . . ."—Mazumdar, *op. cit.*, p. 65. *Cf. Śatruñjaya Māhātmya, Sarga* XIV, vv. 104, 192 ff., pp. 808, 816 ff.; Jhaveri, *op.* cit., Int., p. xix.

10. *Cf. Śatruñjaya Māhātmya, Sarga* XIV, v. 280, p. 824.

દક્ષિણ સાથેના શ્વેતાંબરોના સંબંધ બાબતમાં કાલકની માફક પાદલિપ્તની પણ ગણના થવી જોઇએ. હરિભદ્રસૂરિની **સમ્યકત્વસપ્તતિ** જણાવે છે કે તે મહાન આચાર્ય માન્યખેટ ગયા હતા[1] અને ત્યાં બધે "સદ્ગુણથી સંપન્ન" એવા જૈન સંઘો હતા.[2] આમ પાદલિપ્ત અને કાલકની દંતકથાઓ ચોક્કસ જણાવે છે કે ઈ. સ. પૂર્વેના પહેલા સૈકામાં દક્ષિણમાં શ્વેતાંબર જૈનો મોટા પ્રમાણમાં હતા. **સમ્યકત્વસપ્તતિ**માં પ્રતિષ્ઠાનપુરના રાજા શાલિવાહન પાદલિપ્તનો "બધી ખરાબ ધાર્મિક પદ્ધતિઓના" અંત લાવનાર તરીકે ઉલ્લેખ કરે છે. આમ સ્પષ્ટ થાય છે કે શાલિવાહન પણ પાદલિપ્તના સંપ્રદાયનો અર્થાત્ શ્વેતાંબર હોવો જોઇએ.[3]

વિક્રમના સમયની આ બધી વિગતો તપાસતાં એમ કહી શકાય કે તે ઘણું ખરૂં ઓછી કે વત્તી શંકાસ્પદ એવી પટ્ટાવલીઓના આધારે છે કે જે અર્વાચીન જૈન પેટાવિભાગોએ જાળવેલી છે.[4] તેનો બીજો આધાર એવા સાહિત્ય ઉપર છે કે જે આપણે જે સમયનો વિચાર કરીએ છીએ તેથી જુદા સમયનું છે. જોવાનું એ છે કે આ બધા સંજોગો ઉપરથી આપણે એવા નિશ્ચય ઉપર આવી શકીએ કે જૈન દંતકથાઓ વિશ્વસ્ત નથી અને મધ્યકાલીન હિંદના કહેવાતા પ્રખ્યાત વીરોમાંનો વિક્રમ માત્ર દંતકથાઓનો રાજા છે. આ બાબતમાં જુદાજુદા વિદ્વાનોના મંતવ્યોની ઠીક ચર્ચા એડગર્ટને પોતાના **વિક્રમના સાહસોના**[5] ઉપોદ્ઘાતમાં કરી છે. આ વિદ્વાનની સાચી દલીલોની પુનરુક્તિ કર્યા વિના એટલું કહેવું બસ છે કે પ્રાચીન હિંદની વિક્રમાદિત્ય સિવાય બીજી ઘણી વ્યક્તિઓ છે કે જેમને વિષે કાંઈ ખાત્રીથી કહી શકાય તેમ નથી જો કે તેમની ઐતિહાસિકતા તો શિલાલેખો તથા સિક્કાઓ દ્વારા નિર્વિવાદ છે.

'આર્થર જેવો આ હિંદુરાજા' રાજાઓને આદર્શરૂપ જૈન અને બ્રાહ્મણ સાહિત્યમાં મનાયો છે તો તે વિષે શંકા રાખવા કાંઈ કારણ નથી. એડગર્ટનના શબ્દોમાં "એમ લાગે છે કે જૈનાચાર્યોની યાદી-પટ્ટાવલીઓ હિંદી ઇતિહાસનાં અન્ય સાધનો જેટલી જ સાચી છે. (જે કહેવું...ખરેખર વધારો પડતું ન મનાવું જોઇએ). જૈન હેવાલોને અવગણી ઈ. સ. પૂર્વે ૫૭ માં વિક્રમ નામે કોઈ રાજા નથી થયો એમ કહેવા માટે કાંઇપણ ચોક્કસ પ્રમાણ હોય એ મારી ધ્યાનમાં નથી. શું આપણે તે સૈકાનો ઇતિહાસ એટલો પૂરો જાણીએ છીએ કે માળવાના કોઈ રાજા કે જેણે જે નામોથી વિક્રમ જાણીતો છે તેમાનું એક ધારણ કર્યું હતું અને જેણે મધ્યહિંદનો મોટો ભાગ જીત્યો હોય તે થયો નથી (જો કે હિંદુ અતિશયોક્તિઓ તેને શહેનશાહ તરીકે ગણાવે છે તે આપણે સ્વીકારવાની જરૂર નથી)?"[6]

1. *Mānyakheta* or *Mānyakshetra* is to be identified with Mālkhed, in the Nizam's territory.—Dey, *Geographical Dictionary*, p. 126. This Mālkhed or *Mānyakheta*, which Pādalipta visited, became famous in the succeeding centuries as the capital of the Rāshṭrakūṭas, who counted among them not a few patrons and followers of the Jaina religion.

2. *Samyaktva-Saptati*, vv. 96, 97. See *M.A.R.*, 1923, pp. 10–11. "For the greater part of his life Pādalipta resided at Manakhetapura."—Jhaveri, *op. cit.*, Int., p. x.

3. *Samyaktva-Saptati*, v. 158. *Cf. M.A.R.*, 1923. p. 11; Jhaveri, *op. cit.*, Int., p. xi.

4. Charpentier, *op. cit.*, p. 167.

5. Edgerton, *op. cit.*, Int., pp. lviii ff.

6. *Ibid.*, p. lxiv.

એડગર્ટન ઉપરાંત બુહલર, ટૉની આદિ અભ્યાસીઓ પણ જૈન હેવાલોની વાસ્તવિકતા સ્વીકારે છે. ડૉ૦ બુહલર કહે છે કે " ખાસ કરીને જૂના તેમજ તત્કાલીન હેવાલોમાં જણાવેલ વ્યક્તિઓ સાચે જ ઐતિહાસિક છે. જો કે ઘણીવાર એમ બન્યું છે કે કોઈ એક વ્યક્તિ એના સમય કરતાં વહેલી યા મોડી મૂકાઈ છે અને એના વિષે કેટલીક અસંભવિત વાતો પણ ઉમેરાઈ છે. આમ છતાંય આ હેવાલોમાં નિર્દેશેલ કોઈ પણ નામ માત્ર કાલ્પનિક છે એમ સાબીત કરવા કાંઈ સાધન નથી. આથી ઉલટું દરેક શોધાતો નવો શિલાલેખ, લેખી હેવાલોનો દરેક સંગ્રહ અને પ્રકાશમાં આવતું દરેક સાચું ઐતિહાસિક નિવેદન આમાંની કોઇને કોઈ વ્યક્તિના અસ્તિત્વને ટેકો આપે છે. તેજ પ્રમાણે તેમાં નોંધાયેલ ચોક્કસ તારીખો પણ ખાસ કાળજીની અપેક્ષા રાખે છે અને તદ્દન સ્વતંત્ર એવા આમાંના બે સાધનો જ્યારે સંમત થાય ત્યારે તેને વિના સંકોચે ઐતિહાસિક સત્ય તરીકે સ્વીકારવી જોઇએ. "[1]

ડૉ૦ સ્ટેન કૉનૉવ તો આગળ વધી જણાવે છે કે વિક્રમની દંતકથા પ્રતિ હવે અભ્યાસીઓ ઓછી ઉપેક્ષા રાખતા થયા છે. તે મહાન સાધુની કાલકાચાર્ય-કથાનકને અને તેમના અપમાન આદિ વિગતને સહૃદય સ્વીકારે છે. તેના શબ્દોમાં " ઘણા યુરોપીય અભ્યાસીઓ હિંદી દંતકથાઓ પ્રતિ માનથી જુએ છે, છતાં તેઓ તે પ્રતિ દૃષ્ટિ પણ ફેંકતા નથી; મને તેનું કારણ સમજાતું નથી, અને કાલકાચાર્ય-કથાનકની વિગત ન સ્વીકારવા મને કાંઈ કારણ હોય તેમ લાગતું નથી. પ્રાચીન સમયમાં માલવાના રાજા વિક્રમાદિત્યના અસ્તિત્વ વિષે સારાં કારણો મેં બીજે આપ્યાં છે."[2]

આમ શાર્પેન્ટિયર, એડગર્ટન, ટૉની, બુહલર, સ્ટેન કૉનૉવ આદિ અભ્યાસીઓના પ્રમાણ અનુસાર જૈન દંતકથા-સાહિત્ય સાચી રીતે ઐતિહાસિક ગણી શકાય અને વિક્રમના અસ્તિત્વ કે તેના સંવતને નકારવાની કંઈ જ જરૂર નથી. વિન્સન્ટ સ્મિથનો આધુનિક અભિપ્રાય પણ તેવો જ છે કેમકે તે જણાવે છે કે " આવો રાજા થયો હોય તે સંભવિત છે."[3] આ ઉપરાંત આપણે પૂર્વે જોયું તેમ અવન્તી યા માલવાનું રાજ્ય મહાવીરના સમયમાં પણ જૈન વસાહત હતું. મૌર્યોના સમયમાં તે આગળ પડતું ગયું અને તેમની સત્તાના અંતમાં જૈનો મગધમાંનું પોતાનું સ્થાન ધીમે ધીમે ગુમાવી પશ્ચિમ તરફ હઠ્યા અને વસ્યા; ત્યાં આજે પણ તેઓ પોતાની વસાહત સાચવી રહ્યા છે.[4] ઉત્તર હિંદના જૈનોના ઇતિહાસમાં કલિંગનો ખાસ ફાળો છે તે તો શંકાવિનાની વાત છે; પરંતુ સામાન્ય વૃત્તિ પશ્ચિમ તરફ હતી. ઈ. સ. પૂર્વે બીજા સૈકાની મધ્યમાં જૈનોએ જે બીજી વસાહત સ્થાપી તે મથુરા. ચંદ્રગુપ્ત, તેની પછી સંપ્રતિ અને ખારવેલના સમયમાં જૈનોની પ્રગતિ ખૂબ વેગવાન હતી.

1. Bühler, *Ueber das Leben des Jaina-Monches Hemacandra*, p. 6. *Cf.* Tawney, *op. cit.*, Int., pp. vi-vii; *ibid.*, pp. v. ff.

2. Konow, *op. cit.*, p. 294.

3. Smith, *Oxford History of India*, p. 151.

4. *Cf.* Charpentier, *op.* and *loc. cit.*

આ મહાન રાજાઓની ભાવનાઓ અને ધાર્મિક લાગણીઓનો વિચાર દૂર રાખીએ તો પણ ઈ. સ. પૂર્વે બીજા સૈકાના મથુરાના જૈન શિલાલેખો જૈન સંઘના જે કુલો તથા શાખાઓની સંખ્યા નિર્દેશે છે તે જૈનોની ખાસ પ્રગતિના વેગનું સૂચક છે.

મથુરાના શિલાલેખો આપણને ઉત્તર હિંદમાં ઇન્ડો–સિથિયન અમલ સુધી લાવે છે. આપણે જોઈ ગયા તે મુજબ મેસેડોનિયન સત્તા નીચે ખળભળી ઉઠેલા હિંદીઓના રાજા તરીકે ચંદ્રગુપ્ત આવ્યો અને અલેક્ઝાન્ડરના પ્રત્યાગમન પછી એના લશ્કરને હરાવી હિંદને ગુલામીની ધુરામાંથી છોડાવ્યું. અલેક્ઝાન્ડરના ગયા પછી હિંદમાં શું બન્યું તે ચોક્કસ નથી. “અલેક્ઝાન્ડર ધી ગ્રેટના મરણ પછી તરત જ હિંદના બનાવોએ કયો રસ્તો લીધો તે હજી અંધારામાં જ છે.”[1] તેમ છતાં એટલું તો ચોક્કસ છે કે તેના મરણ પછી એક સૈકા સુધી મૌર્ય શહેનશાહતના આશ્રય નીચે પરદેશીઓની સામે હિંદ હિંદીઓ માટે જ રહ્યું અને તે પરદેશીઓ સાથે સમાન ભાવે વર્ત્યું.[2]

મૌર્ય શહેનશાહત પછી આપણે જોઈ ગયા તે મુજબ સુંગોનું મગધ અને ગ્રીકોનો હિંદનો વાયવ્ય પ્રદેશ એ બે ખારવેલની સરદારી નીચે ચેદિઓના હુમલાના ભોગ બન્યાં હતા. ડિમેટ્રિયસ અને યુક્રેટાઈડિસના આંતરીક કલહથી ગ્રીક સત્તા નબળી પડી હતી તે આપણે જોઈ ગયા છીએ. બેક્ટ્રિયન ગ્રીકોના અન્ય હિંદી દુશ્મનો તથા સુંગોપરના સાતવાહનના આક્રમણ અંગે આપણે કાંઈ કહેવાનું નથી. સળંગ ઇતિહાસના કારણે આપણે એટલું જ કહી શકીએ કે “ઈ. સ. પૂર્વેના બીજા અને પહેલા સૈકામાં કાફીરીસ્તાન તથા ગંધારની ગ્રીક સત્તા પર શકોનું દબાણ થયું હતું.”[3] રેપ્સનના શબ્દોમાં “હિંદનું રાજકીય અળગાપણું ઈ. સ. પૂર્વે ૧૩૫ ની બેક્ટ્રિયાની સિથિયન જીતથી અને રોમ તથા પાર્થિયાના ઈ. સ. પૂર્વે ૫૩ ના લાંબા કલહથી સંપૂર્ણ બન્યું હતું.”[4] આ શકરાજાઓમાંના એક મુરંડ સાથે પાદલિપ્તાચાર્યનો ગાઢ પરિચય હતો. જૈનોના દંતકથાસાહિત્ય પરથી મુરંડ પાટલીપુત્રનો રાજા હોય એમ લાગે છે અને તેના દરબારમાં પાદલિપ્તની સંપૂર્ણ લાગવગ હતી.[5] તે માથાના ભયંકર દુખાવાથી પીડાતો હતો જે આ આચાર્યે મટાડ્યો હતો. **પ્રભાવક ચરિત્ર**માં આ બનાવ નીચેના શબ્દોમાં આપ્યો છે:

“પાદલિપ્ત જેવી પોતાની અંગુલિ તેનાં ઢિંચણે લગાડે છે કે તરત જ રાજા મુરંડનો માથાનો દુઃખાવો દૂર થાય છે.”[6]

1. Macdonald, *C.H.I.*, i., p. 427.
2. *Cf.* Smith, *Early History of India*, p. 253.
3. Raychaudhuri, *op. cit.*, p. 273.
4. Rapson, *C.H.I.*, i., p. 60.
5. पाटलीपुरे . . . राजास्ति मुरण्डो नाम . . . स . . . हृतान्तःकरणो नृपः। सुरैर्बालस्य पादानां प्रणमेच्छु रवेरिव॥ —*Prabhāvaka-Carita, Pādalipta-Prabandha*, vv. 44, 61. Cf, *Samyaktva-Saptati*, v. 48; *M.A.R.*, 1923, p, 11; Jhaveri, *op. cit.*, Int., p. x.
6. *Prabhāvaka-Carita*, v. 59. *Cf. Samyaktva-Saptati*, v. 62; *M.A.R.*, 1923, *op.* and *loc. cit*

બેક્ટ્રિયાના સિથિયનો પછી યુચી આવ્યા. ઈ. સ. પહેલા સૈકામાં યુચી કુષાણની પ્રખ્યાત જાતિએ વાયવ્ય હિંદ સુધી તુર્કસ્તાન અને બેક્ટ્રિયા ઉપરાંત પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું ત્યારે કુષાણ સામ્રાજ્ય હિંદ અને ચીન વચ્ચે સાંકળરૂપ થઈ પડયું, અને તે વ્યવહારનું એક સાધન પણ બન્યું કે જે ઠીક ફળદાયક નીવડયું. વર્તમાન શોધખોળથી જણાય છે કે ચીનાઈ તુર્કસ્તાનમાં હિંદી સંસ્કૃતિ, હિંદી ભાષા અને લિપિઓનો પ્રચાર થયો હતો. મિ. એન. સી. મહેતાના શબ્દોમાં ફરી કહીએ તો ચીનાઈ તુર્કસ્તાનના ગુફામંદિરોમાં તો જૈન વિષયોનો ચિત્રકામમાં ઉપયોગ પણ થયો છે.

હિંદી ઇતિહાસની આ સામાન્ય રૂપરેખા પરથી મથુરાના શિલાલેખો પ્રતિ વળીએ અને તેની સાથેનો જૈન સાંપ્રદાયિક સંબંધ વિચારીએ. કનિંગહામના નીચેના શબ્દો કરતાં તેની ઐતિહાસિક અગત્ય બીજી કોઈ વધારે સારી રીતે ન દર્શાવી શકાય : “આ શિલાલેખોમાંથી મળતી હકીકત પ્રાચીન હિંદી ઇતિહાસ માટે ખાસ અગત્યની છે. આ બધા લેખોનો સાર એક જ છે. એમાં અમુક વ્યક્તિઓએ પોતાના ધર્મપ્રતિ માન પ્રદર્શિત કરવા અને પોતાના તથા તેમના માતપિતાના લાભાર્થે કરેલ ભેટોની નોંધ છે. આમ શિલાલેખો જ્યારે ભેટની જાહેરાત પૂરતા હોય છે ત્યારે તેની અગત્ય નજીવી છે, છતાંય મથુરાના શિલાલેખોમાં દાતાઓએ તે સમયના રાજાઓના નામ અને ભેટની સંવત તારીખ ઉમેરી છે એટલે તે લુપ્ત ઇતિહાસની તેટલી રૂપરેખા રજૂ કરે છે.[1] ઈ. સ. ના પહેલા અને પછીના રસપ્રદ સમયના તે બોધક છે. ચીની હેવાલો પરથી આપણે જાણી શકીએ છીએ કે ઇન્ડોસિથિયનોએ ઉત્તર હિંદ જીત્યો હતો, પરંતુ તેની હદ કેટલી અને ક્યાં સુધી હતી તે કાંઈ નક્કી કરાય તેમ નથી. આજ કારણે આ શિલાલેખોની ખાસ ઉપયોગિતા છે કારણ કે એમાંથી આપણે જાણી શકીએ છીએ કે સંવત વર્ષ ૯ પહેલાં મથુરામાં કાયમી વસાહત સ્થપાઈ હતી કે જે સમયે પંજાબ અને વાયવ્ય પ્રાંતપર સિથિયન રાજા કનિષ્ક રાજ્ય કરતો હતો.”[2]

મથુરાના ઘણાખરા જૈન શિલાલેખો કંકાલી ટીલા ટેકરી પર છે જે કટ્રાથી અર્ધો માઇલ દક્ષિણે છે. કટ્રા મથુરાના જૂના કિલ્લાથી પશ્ચિમે એક માઇલ છે. કંકાલી ટેકરી વિશાળ હોય તેમ લાગે છે કેમકે તેની ઉપર નાનાથી માંડી મોટા કદ સુધીની અનેક પ્રતિમાઓ બનાવેલ છે કે જે જેલ ટેકરી પરના બૌદ્ધ શિલ્પથી ભાગ્યે જ ઉતરતી હોય.[3] આજે જ્યાં તે ટેકરી છે ત્યાં એ ભવ્ય મંદિરો હોય તેમ લાગે છે. ઘણા ખરા શિલાલેખો ઉભી અથવા પદ્માસને બેઠેલી નગ્ન જિન પ્રતિમાઓના તળિયાપર કોતરેલા છે અને જેમાંની કેટલીક મૂર્તિઓ ચાર મુખ (ચતુર્મુખ) વાળી છે. ડૉ. બુહલરના મત અનુસાર નીચેનો લેખ પ્રાચીનતમ છે:

1. The Buddhistical inscriptions at Mathura also are similar to the Jaina inscriptions in their style and contents. *Cf.* Dawson, *J.R.A.S.* ( New Series ), v., p. 182.

2. Cunningham, *A.S.I.*, iii., pp. 38–39.

3. *Cf. ibid.*, p. 46. "The Kankālī Tīla has been . . . prolific . . . both in sculptures and inscriptions, all of which . . . are pure Jaina monuments. On the upper level stands a large Jaina temple dedicated to Jambū Svāmī . . . an annual fair is held at this place. . . ."—*Ibid.*, p. 19. This temple is near the Chaurāsi mounds, which is the seat of another Jaina establishment. *Cf. ibid.*, xvii., p. 112.

समनस माहरखितास अंतेवासिस वछीपुत्रस (स्रावकास) उतरदासक [ I ] स पासादोतोरनं ॥

"માહરખિત (માઘરક્ષિત) મુનિના શિષ્ય, વછીનો પુત્ર (વાત્સી માતા) શ્રાવક ઉત્તરદાસક (ઉત્તરદાસક) ની મંદિરના ઉપયોગ માટે શણગારેલ એક કમાન."[1]

તદ્દન પ્રાચીન અક્ષર અને લાક્ષણિક લિપિના કારણે એ વિદ્વાન માને છે કે આ લેખ ઈ. સ. પૂર્વે બીજા સૈકાની મધ્યનો છે.[2] તે પછીના બે શિલાલેખો મથુરાના સત્રપો સાથે સંબંધ ધરાવે છે; તેમાંનો પહેલો સંપૂર્ણ છે, જ્યારે બીજો માત્ર "મ" થી શરૂ થતું કોઈ ક્ષત્રપ મહારાજનું નામ આપે છે.[3] પહેલો શિલાલેખ મહાક્ષત્રપ શોડાસ રાજાના ૪૨ મા વર્ષનો અને શિયાળાના બીજા માસનો છે. તેમાં આમોહિની નામની કોઈ બાઈએ પૂજાની તક્તી મૂકાવી તેની નોંધ છે.[4] આ લેખમાં ક્યા સંવતનો ઉપયોગ થયો છે તે સ્પષ્ટ નથી.

કંકાલી ટીલામાં તે રાજાના નામવાળા બીજા શિલાલેખ પરથી મહાક્ષત્રપ શોડાસની ઓળખાણ પ્રથમ કનિંગહામે કરાવી.[5] અઝીઝના સિક્કાને મળતા તેના સિક્કાપરથી તે વિદ્વાને તેનો સમય ઈ. સ. પૂર્વે ૮૦ થી ૫૭ ધાર્યો છે અને તે મથુરાના બીજા ક્ષત્રપ રાજુબલ કે રંજુબલનો પુત્ર હોવાનું અનુમાન કર્યું છે.[6] તેના અનુમાનને મથુરા સિંહ રાજધાની ટેકો આપે છે જે શોડાસને છત્રવ (ક્ષત્રપ) અને મહાછત્રવ રાજૂલ (રંજુબલ) ના પુત્ર તરીકે વર્ણવે છે.[7] પ્રો. રેપ્સનના શબ્દોમાં "મહાન ક્ષત્રપ રાજૂલ કે જેનું બીજા શિલાલેખોમાં રાજુવુલ એવું નામ છે તે શક વિના રંજુબલ છે કે જેણે પૂર્વ પંજાબમાં રાજ્ય કરતા યવન સ્ટ્રેટો ૧લા અને સ્ટ્રેટો બીજાની નકલ કરી ક્ષત્રપ અને મહાક્ષત્રપ નામના સિક્કા પાડ્યા હતા; તે શોડાસનો પિતા હતો કે જેના સમયમાં આ સ્મારકનું નિર્માણ થયું હતું. ત્યાર પછી મથુરાની આમોહિનીવાળી તક્તીમાં શોડાસ પોતે મહાક્ષત્રપ તરીકે જણાય છે અને તેનો સમય ૪૨ મા વર્ષના શિયાળાના બીજા માસનો છે."[8]

શિલાલેખના સંવત વિષે મતભેદ છે;[9] પરંતુ જે રીતે સમયની નોંધ કરી છે તે જોતાં એમ જણાય છે કે કોઈ હિંદી સંવતનો આધાર હશે.[10] આ બનવાજોગ છે અને જો તે

1. Bühler, *E.I.*, ii., Ins. No. I. pp. 198-199.

2. *Ibid.*, p. 195.

3. *Cf. ibid.*, Ins. No. III, p. 199.

4. *Cf. ibid.*, Ins. II, p. 199.

5. *Cf.* Cunningham, *op. cit.*, p. 30, Ins. No. I.

6. *Cf. ibid.*, pp. 40-41. "Rañjubula, Rājuvula or Rājūla is known from inscriptions as well as coins. An inscription of Brāhmi characters at Mora near Mathura calls him Mahākshatrapa. But the Greek legend on some of his coins describes him as 'King of Kings, the Saviour,' showing that he probably declared his independence."—Raychaudhuri, *op. cit.*, p. 283.

7. *Ibid.*

8. Rapson, *C.H.I.*, i., p. 575.

9. *Cf.* Raychaudhuri, *op. cit.*, pp. 283 ff.; Smith, *op. cit.*, p. 241, n. 1.

10. *Cf.* Rapson, *op. cit.*, pp. 575-576.

સ્વીકારીએ તો આ વિક્રમ સંવત (ઇ. સ. પૂર્વે ૫૭) છે અને શિલાલેખ ઇ. સ. પૂર્વે ૧૬–૧૫ નો ગણી શકાય. ડૉ૦ કૉનૉવે શોડાસના શિલાલેખમાં વિક્રમ સંવત નોંધાયાનાં વાસ્તવિક કારણો દર્શાવ્યાં છે.[1] તે વિદ્વાન કહે છે કે "મને લાગે છે ત્યાં સુધી ચાર માસની એક એવી ત્રણ ઋતુ અનુસાર સંવત ગણવાની પદ્ધતિ એ પાછળથી વિક્રમ સંવતનું ખાસ લક્ષણ ગણાતું. જૂના શિલાલેખો કે જેમાં આ સંવતની નોંધ છે તે સૂચવે છે કે તે માલવીય ગણત્રી છે. આનાં બે ઉદાહરણો છે: એક નરવર્મન્ અને બીજો કુમારગુપ્ત ૧લાના સમયના એવા બે મંદસોરના શિલાલેખોમાં ઋતુ ખાસ દર્શાવેલી છે. આમ હું માનું છું કે શોડાસે પોતાના શિલાલેખમાં વિક્રમ સંવત વાપર્યો છે અને આજ સંવત કનિષ્ક અને તેના વંશજોએ સમસ્ત હિંદની પોતાની તવારીખો માટે સ્વીકાર્યો છે કારણ કે પ્રજાકીય ગણત્રી માટે ઉત્તર હિંદમાં તે સંવત વપરાતો હતો."[2]

આ બે ક્ષત્રપ શિલાલેખો પછી 'પુરાણા' શિલાલેખોનો સમૂહ આવે છે અને જે બુહ-લરના મત અનુસાર કનિષ્કના પહેલાના સમયના છે.[3] તેમાંનો નીચેનો એક નોંધ લેવા જેવો છે:

"અર્હત વર્ધમાનને નમસ્કાર! શકો તથા પોથયોને કાળા નાગ સમાન ગોતિપુત્ર (ગુપ્તિપુત્ર) ની કૌશિક ગોત્રની પત્ની શિવમિત્રાએ પૂજાની એક તક્તી કરાવી હતી."[4]

ડૉ૦ બુહલરના મત પ્રમાણે ગોતિપુત્ર અને કૌશિક શિવમિત્રા એ બન્ને ઉમરાવ રાજ-કુળના હતા અને "ગોતીપુત્ર, પોથયો તથા શકોને એક કાળા નાગ સમાન" એ શબ્દો તે વીર જાતિનો હોય તેમ સૂચવે છે. તે વિદ્વાન જણાવે છે કે "તે જે યુદ્ધોનો નિર્દેશ કરે છે તે કાં તો કનિષ્કની પહેલાં સિથિયનોએ મથુરા જીત્યું તે પહેલાનાં યા તો તેમની સત્તા સરી ગયા પછીનાં હોવાં જોઇએ. શિલાલેખોની લિપિ પ્રાચીન છે અને તે ઈ. સ. પૂર્વે પહેલા સૈકાની લાગે છે તે પરથી પ્રથમ અનુમાન ખરૂં લાગે છે. જો શિલાલેખ પણ સિથિયન જીત પહેલાંનો હોય તો જે જૈન મંદિરમાંથી તે પ્રાપ્ત થયો છે તેની પ્રાચીનતાનો તે સબળ પુરાવો છે."[5]

તે પછી કાળાનુક્રમ તારીખના શિલાલેખો આવે છે, જેમાં કનિષ્ક, હુવિષ્ક અને વાસુદેવનાં સ્પષ્ટ નામો છે. તે ઉપરાંત બીજા તારીખવાળા કેટલાક શિલાલેખો પણ તે સમ-યના છે, જો કે તેમાં કુષાણ રાજાઓનાં નામો નથી. ડૉ૦ બુહલર જણાવે છે કે "૧૧ થી ૨૪નો બીજો સમૂહ તારીખવાળા શિલાલેખોનો છે કે જે મારા મત પ્રમાણે કનિષ્ક, હુવિષ્ક અને વાસુદેવના સમયના છે. આમાંના એકેમાં નામ નથી, છતાંય હું માનું છું કે ત્રણે રાજા-ઓના નામ તથા તારીખવાળા લેખો સાથે આને કાળજીપૂર્વક સરખાવતાં ભાગ્યે જ કોઈ બીજા અનુમાન પર આવી શકે."[6]

1. *Cf.* Konow, *E.I.*, xiv., pp. 139-141.
2. *Cf.* *ibid.*, pp. 139, 141.
3. Bühler, E.I., ii., Ins. Nos. IV-X, p. 196.
4. *Ibid.*, Ins. No. XXIII, p. 396.
5. *Ibid.*, p. 394.
6. *Ibid.*, p. 196.

તારીખવાળા આ કુષાણુ શિલાલેખો સંવત ૪ થી ૯૮ ના છે.[1] આ સંવત વિક્રમ કે બીજો તે નિશ્ચિત નથી. "આ સમયના હેવાલો હિંદી સમગ્ર ઇતિહાસનો ગૂંચભર્યો પ્રશ્ન છે અને આજે પણ તેનો નિર્ણય આવ્યો છે તેમ નિશ્ચિત ન કહી શકાય અર્થાત્ આ અનુમાનો હજી પણ શંકાસ્પદ નથી તેમ નથી."[2] કુષાણુ સમયના મહત્ત્વના પ્રશ્ન બાબત ઘણો મતભેદ છે.[3] આ બધું છતાંય બીજા પ્રખ્યાત વિદ્વાનોની સાથે અમને પણ લાગે છે કે આ શિલાલેખનો સંવત શક સંવત છે કે જે ઈ.સ. ૭૮ માં શરૂ થયો હતો.[4]

કંકાલી ટેકરીનો જૈન તકતીનો એક શિલાલેખ નીચે મુજબ છે:

"सिद्ध महाराजस्य कनिष्कस्य संवत्सर नवमे....मासे प्रथ....दिवसे प"[5]

જો કે શોડાસ અને બીજા કુષાણુ શિલાલેખોની માફક અને માલવ-વિક્રમ સંવતની રીત[6] પ્રમાણે અહીં પણ ઋતુ, માસ અને દિનક્રમાનુસારની તવારીખ નોંધવાની હિંદની જૂની પદ્ધતિ આપણે જોઇએ છીએ છતાં એમ ન કહી શકાય કે કુષાણુ રાજાઓએ કોઇપણ સંજોગોમાં શક સંવતનો ઉપયોગ નથી કર્યો. આથી ઊલટું જૂના વિક્રમ સંવતની આ લાક્ષણિકતાનો કનિષ્ક અને તેના વારસોએ એમની બાહ્ની નોંધોમાં ઉપયોગ કર્યો હોય તો તેમાં કંઈ અશક્ય નથી અને આપણે જાણીએ છીએ તેમ કુષાણોમાં એકનું શુદ્ધ હિંદી નામ વાસુદેવ છે જે આ અનુમાનને વધુ ટેકો આપે છે.[7]

આ ઉપરાંત કુષાણોના વિષયમાં વિક્રમ સંવત ગણતાં મથુરાના ક્ષત્રપોના વારસ તરીકેની તેમની પરિસ્થિતિ મુશ્કેલ બને છે, અને જ્યારે આપણે જાણીએ છીએ કે કનિષ્કના વંશજોના સમયમાં મથુરા પણ સામ્રાજ્યનો ભાગ હતું ત્યારે આ બાબત વધુ વિષમ જણાય છે.[8] આખરે "તક્ષશિલાના જૂના ખંડેરોના ખોદકામમાંથી સર જોન મારશેલને મળેલ પુરાવા પરથી એમ નિશ્ચિત થાય છે કે કનિષ્કનો સમય ઈ.સ. ના પહેલા સૈકાનો અંત હોવો જોઇએ, અને આ પૂરાવો ચીનાઈ ઇતિહાસકારોના હેવાલ સાથે સરખાવતાં અને તેની સાથે આ શિલાલેખોની તારીખનો મેળ મેળવતાં એમ નિશ્ચિત થાય છે કે ઈ.સ.

1. *Cf.* Bühler, *E. I.*, ii., p. 196., Cunningham, *op. cit.*, p. 14.

2. Rapson, *op. cit.*, p. 583.

3. For the various theories of Kanishka's date see Raychaudhuri, *op. cit.*, pp. 295 ff.

4. "According to Fergusson, Oldenberg, Thomas, Banerji, Rapson, and many other scholars, Kanishka was the founder of the reckoning commencing A.D. 78, which came to be known as the Śaka era."—*Ibid.*, p. 297. *Cf.* Hoernle, *Uvāsaga-Dasāo*, Int., p. xi. There is great difference of opinion as to who was the real founder of the śaka era, though this much is certain—that it must have been some foreign ruler who founded it. As Pandit Ojha remarks, it is not possible to lay down anything for certain regarding the person behind this era. *Cf.* Ojha, *Palaeography of India*, pp. 172-173 (2nd ed.).

5. Cunningham, *op. cit.*, Ins. No. IV, Plate XIII, p. 31.

6. Konow, *op. cit.*, p. 141.

7. *Cf.* Cunningham, *op. cit.*, p. 41.

8. *Cf.* Raychaudhuri, *op. cit.*, p. 284.

૭૮ માં શરૂ થતો જાણીતો સંવત કનિષ્કે શરૂ કર્યો હોવો જોઈએ.[1] આમ કુષાણ શિલાલેખોમાં નોંધેલ સંવત ૪ થી ૯૮ નો સમય લગભગ ઈ. સ. ૮૨ થી ૧૭૬ નો છે.

કુષાણ શિલાલેખોમાંના બે ખાસ નોંધવા જેવા છે, જેમાંનો એક જૈન સાંપ્રદાયિક ઇતિહાસની દૃષ્ટિએ ખાસ અગત્યનો છે તે નીચે પ્રમાણે છે:

" ૭૯ વર્ષના વર્ષાઋતુના ચોથા માસના વીશમા દિવસે...ની સ્ત્રી શ્રાવિકા, દિના (દત્તા) એ ભેટ આપેલી મૂર્તિ દેવોએ બંધાવેલ વોદ્દ સ્તૂપમાં પધરાવવામાં આવી હતી."[2]

આ શિલાલેખ પરથી આપણે જોઈ શકીએ છીએ કે મથુરામાં એક પ્રાચીન સ્તૂપ હતો જે બુહલરના મતાનુસાર ઈ. સ. ૧૫૭ (શક ૭૯ માં) દેવોથી બંધાયેલ મનાતો–અર્થાત્ તે એટલો પ્રાચીન હતો કે તેની રચનાની સત્ય હકીકત ભૂલાઈ ગઈ હતી.[3] બીજો શિલાલેખ કુષાણ રાજાઓના ઇતિહાસ માટે અગત્ય ધરાવે છે. તેમાં "મહારાજ દેવપુત્ર હુક્ષ (હુષ્ક અથવા હુવિષ્ક) નું નામ છે;"[4] તેથી ખાત્રીપૂર્વક આપણે જાણી શકીએ છીએ કે "રાજતરંગિણીમાં આવતું તથા કાશ્મિરી ગામ ઉષ્કર–હુષ્કપુરમાં–સચવાયેલું હુષ્ક નામ સાચી રીતે પ્રાચીન કાળમાં હુવિષ્કના બદલે જ વપરાતું."[5]

કુષાણ શિલાલેખો પછી કાળક્રમે કોઈ ત્રણ લેખો આવે છે જે બુહલરના મત પ્રમાણે ગુપ્ત સમયના છે[6] અને એક બીજો શિલાલેખ ઈ. સ. અગિયારમા સૈકાનો છે.[7] આમ મથુરા લગભગ હજાર વર્ષ ઉપરાંત ધાર્મિક સ્થળ તરીકે રહ્યું લાગે છે.[8] આમાંના ગુપ્ત શિલાલેખોની ચર્ચા બીજા પ્રકરણ પર મુલતવી રાખીશું. હાલ તો આ બધા શિલાલેખોની જૈન સંપ્રદાયના ઇતિહાસની દૃષ્ટિએ શી ઉપયોગિતા છે તેનો વિચાર કરીશું; કારણ કે રાજકીય દૃષ્ટિએ તેનો વિચાર થઈ ગયો છે. આ બાબતની તેની અગત્યતા બે કારણે છે: પ્રથમ જૈનધર્મના ખાસ દૃષ્ટિબિંદુના કારણે અર્થાત્ જૈન સાંપ્રદાયિક ઇતિહાસની દૃષ્ટિએ અને બીજું ઉત્તર હિંદના જૈનોના ઇતિહાસની અગત્યના કારણે.

પહેલાનો વિચાર કરતાં બે બાબતો આપણી નજરે ખાસ ચઢે છે. એક તો છેલ્લા તીર્થંકર સિવાય બીજા તીર્થંકરોને નમસ્કાર યા અંજલિ અને બીજું શિલાલેખોમાં એક કરતાં વધારે અર્હતનો નિર્દેશ. પાર્શ્વ અને તેમના પુરોગામી તીર્થંકરોની ઐતિહાસિકતાનો વિચાર કરતાં આ બાબતોનો ઉલ્લેખ થઈ ગયો છે. આ ઉપરાંત આગળ જોઈ ગયા તે મુજબ કેટલીક નોંધો નીચે પ્રમાણે અંતવાળી છે: "સર્વ પ્રાણીઓના કલ્યાણ અને સુખ માટે હો." આ નિર્દેશનો જૈનોના અહિંસાના આદર્શનો વિચાર કરતાં ઉલ્લેખ

1. Rapson, *op cit.*, p. 583.
2. Bühler, *op. cit.*, Ins. No. XX, p. 204.
3. *Ibid.*, p. 198. *Cf.* Charpentier, *op. cit.*, p. 167.
4. Bühler, *op. cit.*, Ins. No. XXVI, p. 206.
5. *Ibid.*, p. 198.
6. *Ibid.*, Ins. Nos. XXXVIII-XL, p. 198.
7. *Ibid.*, Ins. No. XLI, p. 198.
8. *Cf.* Growse, *I.A.*, vi., p. 219.

થઈ ગયો છે. આ સર્વ દૃષ્ટિબિંદુઓ ઉપરાંત આ શિલાલેખોમાં એક અગત્યનો મુદ્દો એ છે કે તેમાં સાધ્વીઓનાં નામો તથા તેમની મહાન પ્રવૃત્તિઓની નોંધ છે.[1] એમાં શંકા નથી કે અર્ય્ય-સંગમિકા અને અર્ય્ય-વસુલા જેમનાં નામો નીચેના શિલાલેખમાં છે તે સાધ્વીઓ છે....अर्य्यसङ्गमिकये शिशीनिनं अर्य्यवसुलये निर्वर्तनं...., ("પૂજ્ય સંગમિકાની શિષ્યા, પૂજ્ય વસુલાના ઉપદેશથી...")[2] આ બાબત તેમની ઉપાધિ અર્ય્ય ("પૂજ્ય"), એમની શિશીની ("શિષ્યા") અને એમના નિર્વર્તન એટલે કે માગણી યા ઉપદેશથી અપાયેલા દાનો ઉપરથી નક્કી થાય છે. આટલી ચોક્કસાઈ પછી મથુરાના લેખો ત્યાંના જૈનોમાં સાધ્વીઓનું અસ્તિત્વ જણાવે છે તે માનવામાં કંઈ વાંધો નથી.

આમ શ્વેતાંબરોનો ચતુર્વિધ સંઘ કે જે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓનો સમુદાય છે તેનું અસ્તિત્વ ઈ. સ. ના પહેલા સૈકામા સુધી આલેખી શકાય,[3] અને કનિંગહામે શોધેલ મથુરાના શિલાલેખના પથ્થરનો એક કટકો કે જેમાં ચતુર્વર્ણસંઘ વંચાય છે તે આને સમર્થન આપે છે.[4]

સાધ્વીઓના અસ્તિત્વના સંબંધમાં વિશિષ્ટ હકીકત એ છે કે કોઈ સાધ્વી કોઈ શ્રાવકને ઉપદેશ આપતાં જણાય છે. એમાં પૂજ્ય કુમારમિત્રા પોતાના સંસારી પુત્ર કુમારભટ્ટિને વર્ધમાનની મૂર્તિ કરાવવા ઉપદેશ આપે છે.[5] બીજા શિલાલેખોમાં સાધ્વીઓ સંઘની શ્રાવિકાઓને જ દાન દેવા પ્રેરે છે. કુમારમિત્રા સધવા કે વિધવાપણામાં સાધ્વી બની તે નિશ્ચિત નથી કેમકે બન્ને વાત સંભવિત છે. એમ પણ બન્યું હોય કે તે એકલી પોતાના પતિની હૈયાતીમાં તેમની પરવાનગીથી સાધ્વી બની હોય.[6] બુહલર તેને વિધવા ગણે છે અને ઉમેરે છે કે "હાલના સમયમાં પણ જૈન સાધ્વીઓનો મુખ્ય ભાગ વિધવાઓનો હોય છે...કે જેમને માટે બીજા ઘણા સમાજોની માફક પુનર્લગ્નનો પ્રતિબંધ હોવાથી તેમને સાધ્વી બનાવી જીવન વિકાસના માર્ગે દોરવામાં આવે છે."[7]

1. *Cf.*, Bühler, *E.I.*, I., Ins. Nos. II, V, VII, XII, XIV., etc., pp. 382, 384-386, 388-389.
2. *Ibid.*, Ins. No. II, p. 382.
3. It is a characteristic Jaina doctrine that the *Śrāvakas* and *Śrāvikās* form part of the *saṁgha*. On this point the Jainas differ very markedly from the Buddhists.
4. Our transliteration of the said inscription is as follows: नमो अरहंतानं नमो सिद्धानं सं ६२ ग्रु १ दि ५ . . . शिष्या चतुर्वर्णस्य संघस्य . . . वापिकाये देत्ति. The inscription is not clear. Some vowel-marks and letters cannot be accurately deciphered. However the date portion and the portion referring to the donation are more or less legible. It is dated in the year 62, and seems to talk of a well, possibly for the चतुर्वर्ण congregation. The donor looks like some female pupil ( शिष्या ). For the inscription see Cunningham, *A.S.I.*, xx., Ins. No. VI, Plate XIII. *Cf.* Bühler, *op. cit.*, p. 380.
5. *Cf. ibid.*, Ins. No. VII, pp. 385-386; *ibid*, p. 380.
6. *Cf.* Burgess, *I.A.*, xiii., p. 278.
7. Bühler, *op. cit.*, p. 380.

મથુરાના શિલાલેખોમાં નિર્દેશેલ કુલો તથા શાખાઓ માટે એટલું જ બસ છે કે તેમાં કેટલાંક એવાં નામો છે કે જે જૈન દંતકથા સાહિત્યમાં આવતાં નામો સાથે બંધબેસે છે.[1] જૈન સમાજના આ વિભાગોમાં બીજી શાખાઓ કરતાં મથુરામાં કોટ્ટિય-કોટિકગણ મોટી સંખ્યામાં હશે. ડૉ૦ બુહલરના શબ્દોમાં " એ નોંધવા જેવું છે કે તે એકજ ગણ હતો કે જે ઈ. સ. ના ચૌદમા સૈકા સુધી પરંપરાએ ચાલુ રહ્યો. તેનો સમય તથા તેના કુળગા બ્રહ્મદાસિક કુલ, ઉચ્ચનાગરી શાખા[2] અને શ્રીગૃહ વિભાગની જાતિ આદિ અમારા ચોથા પ્રકરણમાં સાબીત થાય છે. આ શિલાલેખની છેલ્લામાં છેલ્લી શક્ય તારીખ સંવત ૫૯ અર્થાત્ ઈ. સ. ૧૨૮-૧૨૯ છે. તે સમયના આચાર્ય સીહ પોતાના ચાર પુરોગામી ગુરુઓનાં નામ આપે છે, જેમાંના સૌથી પહેલા ઈ. સ. ની શરૂઆતમાં થયા હશે. આપણા જાણવા મુજબ આ ગણ આટલો વહેલો આમ વિભક્ત હતો અને આ હકીકત તે ઈ. સ. પૂર્વે ૨૫૦ માં શરૂ થયાની દંતકથાને ટેકો આપે છે. "[3]

શિલાલેખોની ભાષા, શબ્દો અને રૂપો મિશ્ર અર્થાત્ અર્ધપ્રાકૃત-સંસ્કૃત છે, તેમ છતાંય કેટલાક શિલાલેખો પાલી શૈલીની શુદ્ધ પ્રાકૃતમાં લખાયેલા છે. નિર્દેશ મુજબ તેની લિપિ બહુજ જૂની ઢબની છે અને આ કારણે જ તે ઈ. સ. પૂર્વે બીજા અને પહેલા સૈકાના સ્વીકારાયા છે. સર એ. કનિંગહામના સમૂહના કેટલાક શિલાલેખોમાં જૈનપ્રાકૃત તથા મહારાષ્ટ્રી પૂર્વાર્યે યા પૂર્વ્યેયે રૂપો વપરાયાં છે.[4] આ ભાષાને કોની અસર હશે તે સમજાતું નથી કેમકે તે સમયે મધ્યહિંદની ભાષા કઈ હતી તે હજી અંધારામાં છે. તેમ છતાં ડૉ૦ બુહલરના કથનથી જણાય છે કે "કેટલીક બાબતમાં તે પાલી અને અશોકના આજ્ઞાપત્રો તથા આંધ્રના જૂના શિલાલેખો કરતાં જૈનપ્રાકૃત અને મહારાષ્ટ્રીને વધારે મળતી આવે છે."[5]

ડૉ૦ ભાંડારકર[6] તથા અન્ય વિદ્વાનોની જેમ આ વિદ્વાન પણ આ મિશ્રભાષાના મૂળ સંબંધમાં કહે છે કે " અર્ધદિગ્ધ પ્રજાના લેખન-વાચનના પરિણામે આમ બન્યું હશે, કેમ કે તેમને સંસ્કૃતનું અપૂર્ણ જ્ઞાન રહેતું અને મોટા પ્રમાણમાં તેઓ તે વાપરતા પણ નહિ. એમાં શંકા નથી કે મથુરાના બધા શિલાલેખો ગુરુઓ યા તેમના શિષ્યોથી લખાયેલા છે. જો કે કોઇપર તેના લખનારનું નામ નથી; પરંતુ પાછળના તેજ ભાષામાં લખાયેલ અનેક લેખોમાં યતિયોનાં નામો છે જે પરથી તેના મૂળ લેખકનું અનુમાન નીકળી શકે છે. ઈ. સ. ના બીજા અને પહેલા સૈકામાં પણ આજની માફક યતિઓ પોતાના ઉપદેશમાં

1. *Cf.* Bühler, *op. cit.*, pp. 378-379.

2. This geographical name seems to be identical with the fort of Unchanagara, which belongs to the modern town of Bulandshahr, in the north-western provinces, *Cf.* Cunningham, *A.S.I.*, xiv., p. 147.

3. Bühler, *op. cit.*, pp. 379-380. *Cf.* Klatt, *op. cit.*, *I.A.*, xi., p. 246. The schools connected with the *Koṭṭiya Gaṇa* offer no difficulty, as they agree with the corresponding names of the *Kalpa-Sūtra*. *Cf.* Jacobi, *Kalpa-Sūtra.*, p. 82.

4. Cunningham, *A S.I.*, iii., Ins. Nos. II, III, VII and XI, pp. 30-33.

5. Bühler, *op. cit.*, p. 376.

6. *Cf.* Bhandarkar, *I.A.*, xii., p. 141.

તે સમયની ચાલુ-પ્રચલિત ભાષા વાપરતા અને તેમનાં શાસ્ત્રો ચોક્કસરીતે પ્રાકૃતમાં લખાયાં હતાં. એ સ્વાભાવિક છે કે સંસ્કૃતમાં લખવાના તેમના પ્રયત્નો સફળ ન હતા. આ અનુમાનને દરેક લેખમાં જે જાતના અને જેટલા ભાષાદોષો જોઈએ છીએ તે ઉપરથી અને જુદા જુદા વાક્યો ઉપરથી સારો ટેકો મળે છે. જેમ કે: वाचकस्य अर्य्य-बलदिनस्य शिष्यो अर्य्य-मात्रिदिनः तस्य निर्व्वर्तना, જેનો પાછલો ભાગ નવા નિશાળિયાના લખાણના નમૂના જેવો લાગે છે."[1]

ઉત્તર હિંદના જૈન ઇતિહાસની દૃષ્ટિએ મથુરાના શિલાલેખો ઈ. સ. પૂર્વે તથા પછીના ઇન્ડોસિથિયન સમયની જૈનધર્મની પ્રગતિનો અચૂક પુરાવો છે તેની ના પાડી શકાય તેમ નથી. મહાવીર તથા અન્ય તીર્થંકરોનાં મંદિરો તેમજ પ્રતિમાઓ બનાવનારી અને તેને પૂજનારી એવી ચૂસ્ત જૈનસમાજની હસ્તીનું આ લેખો ભાન કરાવે છે. ખારવેલના હાથિગુંફાના શિલાલેખ પછી મથુરાની કંકાલી ટેકરી આપણને સંપૂર્ણ અને સંતોષકારક પુરાવો આપે છે કે ઈ. સ. ની શરૂઆતમાં પણ જૈનધર્મ એ બૌદ્ધધર્મ જેટલો જ મહાન પ્રગતિવંત હતો.

1. Bühler, *op. cit.*, p. 377.

# પ્રકરણ ૬

## ગુપ્તકાળમાં જૈનધર્મ

મથુરાના શિલાલેખો આપણને કુષાણ કાળના અંત સુધી લઈ જાય છે. આ સમયની દંતકથાઓ, સ્મારકો તથા શિલાલેખો સાબીત કરે છે કે તેમની સત્તા વાયવ્ય હિંદથી માંડી દક્ષિણમાં લગભગ વિંધ્યાચળ સુધી તથા તેથી દૂર પામીરના ઘાટ સુધી હતી. કનિષ્કના રાજ્યથી માંડી વાસુદેવના સમય દરમિયાન કુષાણ સત્તા બિહાર પર પણ હતી તેમ માનવાનાં કારણો છે.[1] ઉત્તર હિંદની આ સાર્વભૌમ સત્તા વાસુદેવના વિદેહ થતાં તૂટી પડી, કે જે છેલ્લો કુષાણ રાજા હતો અને જેના હાથ નીચે હિંદના વિશાળ પ્રદેશો હતા.

સ્મિથ કહે છે કે "એ તો સ્પષ્ટ છે કે કુષાણ સત્તા વાસુદેવના લાંબા રાજ્યકાળના અંતમાં નબળી પડી અને તેના મરણ પહેલાં કે પછી તરતજ પૌર્વાત્ય સામ્રાજ્યોની જે દશા સામાન્યતઃ થાય છે તે કનિષ્કના મહાન સામ્રાજ્યની થઈ અર્થાત્ ટૂંક સમય સુધી સુંદર સંગઠન અનુભવી તે જુદા જુદા ભાગોમાં વહેંચાઈ ગયું. અનેક રાજાઓએ પોતાની સ્વતંત્રતાનો દાવો કર્યો અને તેમણે ટૂંક સમય માટે જુદાં જુદાં રાજ્યો સ્થાપ્યાં; પરંતુ ત્રીજા સૈકાના ઇતિહાસનાં નજીવાં જ સાધનો મળે છે તેથી આવાં નાનાં રાજ્યોની સંખ્યા કેટલી હતી એ જાણી શકાતું નથી."[2]

ત્રીજા અને ચોથા સૈકાની શરૂઆતમાં પંજાબ સિવાય વાયવ્ય પ્રાંતના રાજ્યકર્તા વિષે કાંઈ ચોક્કસ નોંધ નથી. કુષાણ સામ્રાજ્યની પડતી અને ગુપ્ત સામ્રાજ્યના ઉગમ વચ્ચેનો એક સૈકાનો સમય હિંદના ઇતિહાસનો અંધારામાં અંધારો ગાળો છે;[3] છતાં પણ ગુપ્તોના ઉગમની સાથે જ તે પડદો ઉચકાય છે અને હિંદી ઇતિહાસ ઐક્યતા અને રસિકતા અનુભવે છે.

ગુપ્તોના આગમન સાથે મગધ ફરી આગળ આવ્યું. "ઇ. સ. પૂર્વે ચોથા અને ત્રીજા સૈકામાં મૌર્ય સામ્રાજ્ય અને ઇ. સ. ચોથા અને પાંચમા સૈકામાં ગુપ્ત સામ્રાજ્ય એમ બે વાર તેણે સત્તા જમાવી."[4] છ સૈકા પહેલાંની અશોકના સામ્રાજ્યની વિશાળ સત્તા કરતાં પણ

1. *Cf.* Smith, *op. cit.*, pp. 274, 276; Jayaswal, *J.B.O.R.S.*, vi., p. 22.

2. Smith, *op. cit.*, pp. 288, 290.

3. "The period evidently was one of extreme confusion, associated with foreign invasions from the north-west, which is reflected in the muddled statements of the *Purāṇas* concerning the Ābhīras, Gardabbilas, Śakas, Yavanas, Bāhlikas and other outstanding dynasties named as the successors of the Āndhras."—*Ibid.*, p. 290.

4. Rapson, *op. cit.*, p. 310.

ગુપ્તસામ્રાજ્યની સત્તા અધિક હતી. તેમાં ઉત્તર હિંદનો ગીચ વસ્તીવાળો અને ફળદ્રુપ બધો પ્રદેશ આવી જતો. પૂર્વમાં બ્રહ્મપુત્રાથી પશ્ચિમમાં ચંબલ અને જમના સુધી અને ઉત્તરમાં હિમાલયની તળેટીથી દક્ષિણમાં નર્મદાના પટ સુધી તે સામ્રાજ્ય પથરાયેલ હતું. આ વિશાળ વિસ્તાર ઉપરાંત આસામ અને ગંગાતટના સરહદના પ્રદેશો, દક્ષિણ હિમાલયની તળેટીનાં રાજ્યો અને રજપૂતાના અને માલવાની સ્વતંત્ર જાતિઓ પણ આ સામ્રાજ્ય સાથે મૈત્રીથી બંધાયેલ હતાં. વિશેષમાં દક્ષિણનાં ઘણાં ખરાં રાજ્યો પર આ શહેનશાહતનાં લશ્કરો ફરી વળ્યાં હતાં અને તેમની પાસે પોતાની અજેય સત્તા સ્વીકારાવી હતી.[1]

ગુપ્તકાળમાં ધર્મ વિષે એટલું તો સ્પષ્ટ છે કે જાહેરમાં આ વંશના રાજાઓ વિષ્ણુના ખાસ ભક્ત એવા હિંદુ બ્રાહ્મણ હતા, પરંતુ પ્રાચીન હિંદની સર્વધર્મ પ્રતિ આદરની રૂઢિ તેઓ આચરતા. બૌદ્ધ અને જૈન ધર્મો પ્રતિ ખાસ ચાહના નહિ, પરંતુ તેની સામે વિરોધ પણ ન હતો. સર્વધર્મસમભાવ એ મુખ્ય મુદ્દો હતો અને વૈષ્ણવ ધર્મ પ્રતિ ખાસ આદર હતો.[2] જેમ કે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય અર્થાત્ ચંદ્રગુપ્ત બીજો કે જે ગુપ્તોનો પાંચમો રાજા હતો તે "જો કે બૌદ્ધો અને જૈનો પ્રતિ ખાસ ઉદાર હોવા છતાં, પોતે ચુસ્ત હિંદુ હોઈ વિષ્ણુનો પરમ ભક્ત હતો."[3]

ગુપ્ત રાજાઓના આ સમભાવ ઉપરાંત જૈનો પ્રતિ તેમનો ખાસ આદર મથુરાના શિલાલેખો બતાવે છે. આ જૈન શિલાલેખોમાંના ત્રણ, બુહલરના મતે, ગુપ્તકાળના છે.[4] તેમાંનો એક કે જે નીચે પ્રમાણે છે તે વિષે તો કાંઈ શંકા જ નથી; કારણ કે તે એક બેઠેલી મૂર્તિપર કોતરેલો છે અને તે કુમારગુપ્તના રાજ્ય સમયનો છે.

"જય હો! કોટ્ટિય ગણના વિદ્યાધરી-શાખાના દતિલાચાર્ય (દત્તિલાચાર્ય) ના ઉપદેશથી વર્ષ ૧૧૩ માં મહાન શાસક તથા વિખ્યાત ચક્રવર્તી રાજા કુમારગુપ્તના રાજ્યકાળના વીસમા દિવસે (શિયાળાના કારતક માસના)—તે દિવસે ભટ્ટિભવની પુત્રી અને ખાસ્વા (?) ગૃહમિત્રપાલિતની પત્ની સામાઢ્યા (શ્યામાઢ્યા) એ એક પ્રતિમા પધરાવી હતી."[5]

બીજા બે શિલાલેખોમાંનો એક સારી સ્થિતિમાં નથી તેથી તેનો સળંગ અનુવાદ શકય નથી; તેમાં એક મંદિર બંધાવ્યા કે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યાનો નિર્દેશ લાગે છે.[6] બીજો બુહલરના મતાનુસાર લિપિના કારણે ગુપ્તસમયનો છે. આ શિલાલેખ કે જે એક સ્મારકના તળિયા પર છે તે નીચે પ્રમાણે છે:

1. *Cf.* Smith, *op. cit.*, p. 303.

2. "The *Mānasāra* seems, therefore, to point to the Gupta period . . .; the existence of an empire comprising the whole of India; . . . the popularity of the Brahmanical religion with predilection for the Vishṇu cult and non-interference and toleration of Buddhism and Jainism. . . ."—Acharya, *Indian Architecture according to Mānasāra Silapaśāstra,* P. 194.

3. Smith, *op. cit.*, p. 309.

4. *Cf.* Bühler, *E.I.*, ii., Ins. Nos. XXXVIII-XL, p. 198.

5. Bühler, *E.I.*, ii., Ins. No. XXAIX, pp. 210-211.

6. *Ibid.*, Ins. No. XL, p. 211.

"વર્ષ ૫૭ ના શિયાળાના ત્રીજા માસમાં, તેના તેરમા દિવસે ઉપર મુજબ...."[1]

તે વિદ્વાનના શબ્દોમાં "લિપિના શબ્દો, તેનો ઘાટ, વ્યંજનની જમણી બાજુ દીર્ઘ અને ડાબી બાજુ હ્રસ્વ લખવાની પદ્ધતિ આ લેખ કે જેનો નં. ૩૮ છે તેને પ્રાચીન સમયનો માનવાને અસંભવિત બનાવે છે."[2]

ગુપ્તસમયના વર્ષ ૫૧ અને ૧૧૩ ના ઉપરના આ બે શિલાલેખોની ચોકકસ તારીખ માટે આપણે ગુપ્તોએ શરૂ કરેલ સંવતનો ઉલ્લેખ કરવો પડશે. 'ગુપ્તકાળ' તથા 'ગુપ્તવર્ષ' આદિ શબ્દો જે ગુપ્તરાજાઓના શિલાલેખો અને બીજી નોંધમાં છે તે બતાવે છે કે તે સંવત તેમનામાંથી કોઈ રાજાએ શરૂ કર્યો હોવો જોઈએ; પરંતુ તેના માટે કાંઈ લેખી પુરાવો નથી, પણ અલ્હાબાદના સમુદ્રગુપ્તના શિલાલેખ પરથી જણાય છે કે ચંદ્રગુપ્ત ૧લો કે જે તેના પહેલાં ગાદીપર હતો તે જ પહેલો રાજા છે કે જે પોતાને મહારાજાધિરાજ તરીકે ઓળખાવે છે. તેના પહેલાના ગુપ્ત તથા ઘટોત્કચ રાજાઓને માત્ર મહારાજ શબ્દ લાગેલો છે.[3] આ અને તે સાથે સમુદ્રગુપ્ત પછી ચંદ્રગુપ્ત બીજાના સમયની શિલાલેખની નોંધ કે જે ગુપ્ત સંવત ૮૨ થી ૭૩ સુધીની છે[4] તે પરથી વિદ્વાનો ગુપ્ત સંવત શરૂ થવાનો કાળ ચંદ્રગુપ્ત ૧લાના સમયમાં નક્કી કરે છે.

સ્મિથ જણાવે છે કે "પૌર્વાત્ય પદ્ધતિએ તેના રાજ્યારોહણ સમયે કે જ્યારે તેને સામ્રાજ્યનો વારસ જાહેર કરવામાં આવ્યો હતો અને જે સમયે દંતકથાનુસાર પાટલીપુત્રનો કબજો લીધો હતો ત્યારે નવો સંવત સ્થાપવા જેટલી તેની રાજકીય અગત્યતા હતી. ગુપ્ત સંવત કે જે કેટલાક સૈકા સુધી જુદા જુદા પ્રદેશોમાં ચાલુ રહ્યો તેનું પહેલું વર્ષ તા. ૨૬-૨-૩૨૦ થી તા. ૧૩-૩-૩૨૧ સુધીનું હતું; આમાંની પહેલી તારીખ ચંદ્રગુપ્ત ૧લાના રાજ્યારોહણના દિવસ તરીકે લઈ શકાય."[5]

ગુપ્ત સંવત શાક સંવત ૨૪૧ થી શરૂ થયો છે એવા અલબેરૂનીના કથનના આધારે ગુપ્ત સંવત શરૂ થયાની તારીખ ઈ. સ. ૩૧૯-૩૨૦ છે.[6] અરબી મુસાફરની આ નોંધ ખરી

1. *Ibid.*, Ins. No. XXXVIII, p. 210.

2. *Ibid.*, p. 198. This is Mr Growse's No. V (*I.A.*, vi., p. 219). Speaking about it the learned scholar observes: "If the date is really the year 57 of the same era as that employed in the inscriptions of Kanishka and Huvishka, it is the earliest unmistakably Jaina figure yet found in this neighbourhood. I cannot, however, believe but that it is comparatively modern. . . ."—Growse, *op. cit.*, p. 218.

3. "Who (Samudragupta) was a mortal only in celebrating the rites of the observances of mankind, (but was otherwise) a god, dwelling on the earth—who was son of the son's son of the *Mahārāja*, the illustrious Gupta; who was the son's son of the *Mahārāja*, the illustrious Ghaṭotkaca; who was the son of the *Mahārājādhirāja*, the glorious Candragupta I." etc.—Fleet, *C.I.I.*, iii., Ins. No. I, pp. 15-16. *Cf.* Ojha, *op. cit.*, p. 174.

4. *Cf.* Smith, *I.A.*, xxxi., p. 265; Ojha, *op.* and *loc. cit.*

5. Smith, *Early History of India*, p. 296. *Cf.* Ojha, *op. cit.*, p. 175; Barnett, *Antiquities of India*, p. 46.

6. "As regards the *Guptakāla*, people say that the Guptas were wicked, powerful people, and that when they ceased to exist this date was used as the epoch of an era. It seems that Valabha was the last of them, because the epoch of the era of the Guptas falls, like that of the Valabha era, 241 years later than the *Śakakāla*."—Sachau, *Alberuni's India*, ii., p. 7.

લાગે છે[1] અને ફ્લીટના શબ્દોમાં કહીએ તો મંદસોરનો શિલાલેખ પણ આ નિર્ણયને ટેકો આપે છે.[2]

આ પ્રમાણે ગુપ્તસંવતની શરૂઆત ઇ. સ. ૩૧૯ લેતાં મથુરાના એ બે શિલાલેખો કે જે વર્ષ ૫૭ અને ૧૧૩ ના છે તે અનુક્રમે ઈ. સ. ૩૮૬ અને ૪૩૨ ના ગણી શકાય. સ્વીકારેલ ગુપ્તવંશના કાલક્રમાનુસાર પહેલો શિલાલેખ ચંદ્રગુપ્ત બીજાના અને બીજો શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે કુમારગુપ્ત ૧લાના સમયનો છે.[3] પ્રથમ જોઈ ગયા તે મુજબ ગુપ્તોના જૂના શિલાલેખોની નોંધ વર્ષ ૮૨ થી શરૂ થાય છે અને તેથી ડૉ૦ બુહલરની ટીકા સાચી છે કે પહેલો શિલાલેખ કે જે ચંદ્રગુપ્ત બીજાના સમયનો છે તે અનુમાન સ્વીકારતાં "તેની વર્ષ ૫૭ ની તારીખ ગુપ્તસંવતની પહેલામાં પહેલી નોંધ છે કે જે આજ સુધીમાં મળી શકી છે."[4]

મથુરાના આ બે શિલાલેખો ઉપરાંત ગુપ્તો સાથે સંબંધ ધરાવતી બીજી બે જૈન નોંધો છે; તેમાંની કાલક્રમાનુસાર પહેલી ઉદયગિરિ ગુફાનો શિલાલેખ કે જે ચોકકસ રાજાના ઉલ્લેખના બદલે શરૂઆતના ગુપ્ત રાજાઓની વંશાવળી રજૂ કરે છે; તેમાંની તારીખ પરથી તે પણ કુમારગુપ્ત ૧લાના સમયનો લાગે છે. તેમાં તારીખ શબ્દોમાં આપી છે જે વર્ષ ૧૦૬ (ઈ. સ. ૪૨૫–૪૨૬) ના કારતક માસના કૃષ્ણપક્ષના પાંચમા સૂર્યદિવસની છે.[5] તે શિલાલેખનો નીચેનો ભાગ તેને જૈન શિલાલેખ હોવાનું પૂરવાર કરે છે.

"તે (શંકર કે જે નામ છઠ્ઠી લીટીમાં છે) કે જેણે (આધ્યાત્મિક) શત્રુઓને જીત્યા છે, જેણે સુખ અને સંયમ સાધ્યા છે તેણે આ ગુફાના મુખ પર પાર્શ્વજિનની આ મૂર્તિ નાગની વિસ્તૃત ફણા અને તેની પરિચારિકા દેવીસહિત બનાવરાવી છે તે ખરેખર સાધુ આચાર્ય ગોશ્રમણનો અનુયાયી છે...વિગેરે."[6]

આમ આ શિલાલેખનો ઉદ્દેશ ઉદયગિરિ ગુફાના મુખ ઉપર તીર્થંકર પાર્શ્વનાથની મૂર્તિની પ્રતિષ્ઠાની નોંધ પૂરતો છે. ઉપર જણાવેલ બીજો શિલાલેખ કુમારગુપ્ત ૧લા પછી

1. I have shown, so far, that the early Gupta dates and, with them, any others that can be proved to the same uniform series, are to be preferred to the epoch of A.D. 319-320, or thereabouts, brought to notice by Alberuni and substantiated by the Verāwal inscription of Vallabhi-saṁvat 945."—Fleet, *op. cit.*, Int., p. 69. *Cf.* Dutt, *Ancient India*, p. 50; Bhahdarkar, *A Peep into the Early History of India*, p. 48. For a detailed discussion about the Gupta era see Fleet, *op. cit.*. Int., pp. 16 ff.

2. *Cf. ibid.*, Int., p. 23.

3. *Cf.* Smith, *I.A.*, xxxi., pp. 265-266. Candragupta's rule extended from *c.* A.D. 380 to *c.* A.D. 412, and that of Kamāragupta from *c.* A.D. 413 to *c.* A.D. 455. Cf. *ibid.*; Smith, *Early History of India*, pp. 345-346; Bhandarkar, *op. cit.*, pp. 48-49; Barnett, *op. cit.*, pp. 47-48.

4. Bühler, *op.* and *loc. cit.*

5. *Cf.* Fleet, *op. cit.*, Ins. No. LXI, p. 258.

6. *Ibid*, p. 259. *Cf.* Hultzsch, *I.A.*, xi, p. 310.

થયેલ સ્કંદગુપ્તના કહાઉમ્[1] શિલાસ્તંભ પરનો છે.[2] કહાઉમ્ ગામની ઉત્તરે થોડે દૂર ભૂરા રેતિયા શિલાસ્તંભ પર તે કોતરાયેલ ઉભો છે. તેમાં પ્રાચીન ગુપ્તરાજા સ્કંદગુપ્તનો ઉલ્લેખ છે. તેમાં પણ તારીખ શબ્દમાં નોંધી છે અને તે વર્ષ ૧૪૧ (ઇ. સ. ૪૬૦-૪૬૧) નો જ્યેષ્ઠ માસ છે.[3] તેમાંની નોંધ તેનો હેતુ સ્પષ્ટ કરે છે.

"તેણે અર્થાત્ મદ્રે (જેનું નામ તે લેખની આઠમી પંક્તિમાં છે) સંસારને ક્ષણભંગુર જાણીને મોક્ષ અને સર્વ પ્રાણીના હિતાર્થે અર્હતના માર્ગે જેઓ ચાલી ધાર્મિક અનુષ્ઠાનો આચરે છે તેમની પત્થરની સુંદર પાંચ (પ્રતિમાઓ)[4] બેસાડી ખૂબ પુણ્યોપાર્જન કર્યું અને ત્યારબાદ ત્યાં એક રમ્ય શિલાસ્તંભ ઉભો કરવામાં આવ્યો કે જે મહાન પર્વતના શિખર સમાન છે અને જે (તેને) કીર્તિ અર્પે છે."[5]

આ પ્રમાણે કહાઉમ્ શિલાલેખ નોંધે છે કે મદ્રે આદિકર્તા અર્થાત્ તીર્થંકરોની પાંચ મૂર્તિઓ બેસાડી હતી અને તેની સાક્ષી તે સ્તંભપરનું શિલ્પ પૂરે છે. આમાં પાંચ નગ્ન ઉભી પ્રતિમાઓ ખાસ અગત્યની છે કે જે ડૉ૦ ભગવાનલાલ ઇંદ્રજીના મત અનુસાર જૈનોના પાંચ માનીતા તીર્થંકરો અનુક્રમે આદિનાથ, શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરની છે.[6]

ગુપ્તો અને જૈનોના સંબંધ વિષે આ શિલાલેખોના પુરાવા ઉપરાંત ગુપ્તકાળના જૈન ઇતિહાસ પર કુવલયમાલાના[7] વિદ્વત્તાભર્યા લેખમાં જે પ્રકાશ મુનિ જીનવિજયજીએ[8] પાડ્યો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. જૈનકથાસાહિત્યના આ ગ્રંથના કર્તા ઉદ્યોતનસૂરિ જે

1. "Kahãum or Kahãwam, the ancient Kakubha or Kakubhagrãma of this inscription, is a village about five miles to the west by south of Salampur-Majhauli, the chief town of the Salampur Mahauli Parganã in Deoriyã or Dewariyã Tahsil or subdivision of the Gorakhpur district in the north-west provinces,"—Fleet, *op. cit.*, p. 66. *Cf.* Bhagwanlal Indraji, *I.A.*, x., p. 125.

2. *Cf.* Smith, *op. cit.*, p. 346. He is said to have succeeded Kumãragupta I in *c.* A.D. 455. Cf. *ibid.*; Barnett, *op. cit.*, p. 48.

3. *Cf.* Fleet, *op. cit.*, Ins. No. XV, p. 66; Bhagwanlal Indraji, *op.* and *loc. cit.*

4. Fleet, *op. cit.*, p. 68; Bhagwanlal Indraji, *op. cit.*, p. 126.

5. The exact wording of this part of the inscription is as follows: नियमवतामर्हतामादिकर्तॄन् पञ्चेन्द्रां स्थापयित्वा . . . etc. Dr Indraji has translated it as follows: "Having established . . . five chief *Ãdikartris* (Tirthankaras) in the path of the ascetic Arhats."—*I. A.*, x., p. 126. To this the learned scholar makes a note as follows: "*Ãdikartri*—'Originators,' the first who lead in the path, but usually applied to the Tirthankaras. See *Kalpa-Sutra, Sakrastava.* नमो त्थु णं समणस्स भगवओ महावीरस्स . . . चरमतित्थयरस्स. Sanskrit trans.: नमोस्तु श्रमणाय भगवते महावीरायादिकर्त्रे चरमतीर्थंकराय."—*Ibid.*, p. 126, n. 16.

6. *Ibid.*, p. 126. *Cf.* Fleet, *op. cit.*, p. 66.

7. Jinavijaya, *J.S.S.*, iii., pp. 169 ff.

8. This is a piece of the narrative literature of the Jainas of the eighth century A. D. It was completed in Jãbãlipura, situated at present in Marwar, though at one time it was considered to be a part of Gujarat.

સમયમાં થયા તે સમયને લાક્ષણિક રીતે તેઓ પોતાની પ્રસ્તાવનામાં રજૂ કરે છે. તેઓ જણાવે છે કે આ રસપ્રદ કથા શક સંવત ૭૦૦ અર્થાત્ ઈ. સ. ૭૭૯ માં સમાપ્ત થઈ.[1] આ અનેક કૃતિઓ રચાયાનો કાળ છે કે જેમાં કેટલાક લેખકોએ પોતાનાં નામો પણ દર્શાવવાની ઉપેક્ષા કરી છે. આમ છતાં ઐતિહાસિક દૃષ્ટિએ કુવલયમાલા ગ્રંથરચનાકાળ તથા સંજોગોનું ઠીક ભાન કરાવે છે અને તેના કર્તા મહાન સૂરિની ગુરુપરંપરા એમાં આપે છે. આપણને મળી આવતા પ્રાસ્તાવિક શ્લોકોમાંના થોડાક ઉપયોગી નીચે પ્રમાણે છે:–[2]

(१) अत्थि पुहईपसिद्धा दोण्णि पहा दोण्णि चेय देस त्ति।
तत्थत्थि पहं णामेण उत्तरावहं बुहजणाइण्णं ॥
(२) सुइदिअचारुसोहा विअसिअकमलाणणा विमलदेहा।
तत्थत्थि जलहिदइआ सरिआ अह चंदभाय त्ति ॥
(३) तीरम्मि तीय पयडा पव्वइया णाम रयणसोहिल्ला।
जत्थत्थि ठिए भुत्ता पुहई सिरितोरराएण ॥
(४) तस्स गुरू हरिउत्तो आयरिओ आसि गुत्तवंसाओ।
तीय णयरीय दिण्णो जेण णिवेसो तहिं काले ॥
(५) तस्स वि सिस्सो पयडो महाकई देवउत्तणामो त्ति।[3]

ઉપરોક્ત શ્લોકોનો સાર આ છે: "વિશ્વમાં બે પથ અને બે દેશ (દક્ષિણાપથ અને ઉત્તરાપથ) પ્રખ્યાત છે; તેમાં ઉત્તરાપથ વિદ્વાનોનો દેશ છે. તે દેશમાં સમુદ્રની રાણી માફક ચંદ્રભાગા નદી વહે છે. તેના કાંઠે પવ્વઇયા નામે સમૃદ્ધિસંપન્ન અને પ્રખ્યાત શહેર છે. શ્રી તોરરાય જ્યારે અહીં હતા ત્યારે પૃથ્વી પર રાજ્ય ભોગવતા હતા. ગુપ્તવંશના હરિગુપ્ત તે રાજાના ગુરુ હતા અને આ સમયે તે પોતે ત્યાં જ વસતા હતા. દેવગુપ્ત કે જે મહાકવિ હતા તે આ આચાર્યના શિષ્ય હતા."

1. सगकाले वोलीणे वरिसाण सएहिं सत्तहिं गएहिं।
एगदिणेणूणेहिं रइया अवरण्हवेलाए ॥

—*Ibid.*, v. 26, p. 180.

2. Jinavijaya informs us that only two manuscript copies of *Kuvalayamālā* are available at present—one in the Government collection at Poona and the other in the Jaina *Bhaṇḍāra* at Jesalmer. Both copies differ from each other in minor points as well as in points of great historical importance. The learned scholar ascribes these differences to the author himself, and believes that in both the texts they come down from the original sources themselves. Cf. *ibid.*, p. 175.

3. *Cf. ibid.*, p. 177. In the Poona manuscript the first two verses are not to be found; it begins with the third verse, and the opening portion completely differs from that of the Jesalmer manuscript; it is as follows: अत्थि पयडा पुरीणं। For तोररायेण in the Poona manuscript we find तोरमाणेण. For the first half of the fifth verse we find the following whole verse in the Poona copy:

[तस्स] बहुकलाकुसलो सिद्धन्तवियाणओ कई दक्खो।
आयरिय देवगुत्तो ज[स्स]ज्जवि विज्जरए कित्ती ॥

—*Ibid.*

ઉદ્યોતનસૂરિના આ પ્રાસ્તાવિક શ્લોકો જૈન સમાજ અને હિંદી ઇતિહાસ એ બે દૃષ્ટિએ અગત્યના છે. ત્રીજા શ્લોકમાં નિર્દેશેલ રાજા તોરરાય યા તોરમાણુ તે હૂણોના પ્રખ્યાત સરદાર સિવાય અન્ય કોઈ નથી,[1] કે જેની સરદારી નીચે વાયવ્ય ઘાટોમાં થઈ હૂણોનાં ટોળાં ઉત્તર હિંદમાં પ્રલયની માફક ફરી વળ્યાં હતાં. આ તોરરાયને તોરમાણુ ગણવામાં ઐતિહાસિક ભૂલ પણ નથી કેમકે હિંદી તવારીખમાં **પૃથ્વીભોક્તા** તોરમાણુ એક જ છે. તે તે સમયની એક પ્રખ્યાત વ્યક્તિ છે કે જે આગળ જણાવ્યા પ્રમાણે ગુપ્તસામ્રાજ્યનો અંત લાવવામાં કારણભૂત એવાં હૂણ ટોળાંઓનો પ્રેરક હતો. તે તેના અનુયાયીઓ સાથે મધ્ય એશિયા છોડી હિંદમાં પ્રવેશ્યો અને પંજાબ તથા દિલ્લી જીતી મધ્ય હિંદમાં માળવા સુધી ધૂસ્યો. વિન્સન્ટ સ્મિથના શબ્દોમાં "હિંદપરના આ વર્ષો સુધી ચાલેલા હુમલાનો તોરમાણુ નામે નેતા સરદાર હતો કે જે ઇ. સ. ૫૦૦ લગભગ માળવાનો સત્તાધીશ બન્યો હતો એમ મનાય છે. હિંદી પદ્ધતિ અનુસાર તેણે **મહારાજાધિરાજ** પદ ગ્રહણ કર્યું હતું અને વલ્લભીના રાજા તથા ભાનુગુપ્ત આદિ અન્ય રાજાઓને પોતાના ખંડિયા રાજા બનાવ્યા હશે."[2]

સ્વાભાવિક રીતે આ હૂણાધિપતિ જે મધ્ય એશિયાના આર્યોનો સરદાર હતો તેણે હિંદની રાજકીય, સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિમાં અનેક પરિવર્તનો કર્યાં હશે. જો કે તેની સત્તાનો સમય ટૂંકો હતો તોપણ ઇ. સ. છઠ્ઠા સૈકાના પ્રથમ દશકામાં તે વિદેહ થયો ત્યારે તેણે જીતેલ હિંદના ભાગો એટલા વ્યવસ્થિત હતા કે તેના પુત્ર અને વારસ મહાવીર મિહિરકુલને તે રાજ્ય મળ્યું.[3] આમ છતાંય પુરાતત્ત્વવિદોને તેની રાજધાની વિષે કાંઈ માહિતી નથી. જુદાં જુદાં સાધનોથી માત્ર એટલું જાણી શકીએ છીએ કે સાકુલ–આજનું શિયાળકોટ એ તેના વારસ મિહિરકુલની રાજધાની હતી.[4] તોપણ **કુવલયમાલાના** આધારે ચંદ્રભાગા–આજની ચિનાબ નદીના કાંઠાપરનું પવ્વઇયા શહેર એ તેની રાજધાની હતી.

આ પવ્વઇયા કે જેનું સંસ્કૃત રૂપ પાર્વતિકા યા પાર્વતી છે તેનું ઉત્તર હિંદમાં સ્થાન નક્કી કરવું મુશ્કેલ છે. તેમ છતાંય યુયાનચ્વાંગની **હિંદની મુસાફરીમાં** મો–લો–સાન–પુ–લુ અર્થાત મુલતાનથી ઉત્તર–પૂર્વે ૭૦૦ લી. દૂર તે પો–ફા–ટો દેશમાં ગયાનું જણાવે છે.[5] વૉટર્સ કહે છે કે "આ પો–ફા–ટો તે પો–લા–ફા–ટો યા પર્વત છે."[6] આ ઉપરથી આપણે એમ અનુમાન કરી શકીએ ખરા કે ચીનાઈ મુસાફરનું પર્વત શહેર તે તોરમાણુની રાજધાની

1. The Hūṇas were a tribe of Āryans in Central Asia. They shattered the Gupta Empire, and dominated a large part of it for a short period. The dominion of the Hūṇas did not long survive the defeat and death of Mihirakula, the son and successor of Toramāṇa, and this can be put down approximately in the middle of the sixth century A.D. For further information about the Hūṇas see Ojha, *History of Rajputana*, i., pp. 53 ff., 126 ff.

2. Smith, *op. cit.*, p. 335. *Cf.* Barnett, *op. cit.*, p. 49.

3. *Cf.* Smith, *op.* and *loc. cit.*; Ojha, *op. cit.*, p. 128.

4. *Cf.* Smith, *op.* and *loc. cit.*; Ojha, *op. cit.*, p. 129; Barnett, *op. cit.*, p. 50.

5. *Cf.* Watters, *Yuan Chwang's Travels in India*, ii., p. 255; Beal, *Si-Yu-Ki*, ii., p. 275

6. Watters, *op.* and *loc. cit.* *Cf.* Beal, *op.* and *loc. cit.*

પ૦વઇયિા હશે ? તેમ છતાં આ વિષયપરત્વે વિદ્વદ્વર્ગમાં મતૈક્ય નથી.[1] આપણા હેતુ માટે એટલું જ બસ છે કે જૈનોના મતે તોરમાણની રાજધાની પ૦વઇયિા હતી કે જેનું ઉત્તર હિંદમાં સ્થાન નક્કી કરવાનું ઉભું રહે છે.

આપણો અગત્યનો મુદ્દો એ છે કે એક આચાર્ય હરિગુપ્ત મહાન તોરમાણના ગુરુ હતા. **કુવલયમાલાની** આ નોંધ ખરેખર લાક્ષણિક છે. અહીં સુધી તો ગુપ્તકાળના જૈનોની સ્થિતિ સમજવા આપણે જોઈ ગયા તે શિલાલેખો સિવાય અન્ય કાંઈ સાધન નથી. તોરમાણ જેવા પરદેશી વિજેતાના જૈન આચાર્ય ગુરુ હતા એ જૈન ઇતિહાસિને માટે ઓછા મુદ્દાની હકીકત નથી. તે ગમે તેટલી નજીવી લાગે તોપણ તેથી આપણે એમ તો ધારી શકીએ કે શૈશુનાગ, નંદ અને મૌર્યકાળની માફક હિંદી ઇતિહાસના આ સુવર્ણયુગમાં પણ જૈન સાધુઓ રાજગુરુપદે હતા.

મહાન આચાર્ય હરિગુપ્તનો વિચાર કરતાં લાગે છે કે તે તે સમયના એક મહાન નર હોવા જોઇએ; તે ગુપ્તવંશના હતા એ તો આપણે જોયું છે. તે ગુપ્ત નામના સામાન્ય કે રાજકુળમાં જન્મ્યા હતા તે અનુમાન કરવું કઠણ છે. એવો કંઇપણ પુરાવો નથી કે જેને આધારે આપણે આવું કંઈ ખાતરીપૂર્વક કહી શકીએ. તેમ છતાં જિનવિજયજીના[2] મતે જૈન સાધુવર્ગની એક સામાન્ય પ્રથા એ છે કે મહાન કુલ કે વંશની કોઈ વ્યક્તિ દીક્ષિત થાય ત્યારે પોતાની સાંપ્રદાયિક મહત્તા માટે તેની કાળજીપૂર્વક નોંધ રખાય છે. ઘણું ખરૂં સાધુઓ સંઘ સમક્ષ ઉપદેશ આપતાં પોતાના વર્ગના ઇતિહાસની આવી બાબતોનો ઉલ્લેખ કરે છે અને શ્રોતાજનોને મહાવીરના ધર્મ તથા અનુયાયીઓની મહત્તાનું ભાન કરાવે છે. આમ આ પરથી આપણે અનુમાન કરીએ કે હરિગુપ્તનો વંશ કે જેને વિષે તોરમાણ અને તેના ગુરુ પછી ત્રણ સૈકા બાદ થયેલ ઉદ્યોતનસૂરિએ નોંધ કરેલ છે તે એક બળવાન અને માનવંત કુળ હોવું જોઇએ, તો તેમાં કંઈ વધારો પડતું યા ઐતિહાસિક દૃષ્ટિએ અછાજતું નથી. આ ઉપરાંત હરિગુપ્તનો હૂણ સમ્રાટ સાથેનો સંબંધ પણ તે કલ્પનાને ટેકો આપે છે. ગુપ્તોના રાજકુટુંબની વ્યક્તિ એક જૈન સાધુ હોય એ પ્રથમ નજરે જોતાં કાંઈક વિચિત્ર અને અવિશ્વસનીય જણાય છે, છતાં તેમ સમજવાનું કંઈ કારણ નથી. વિશેષમાં ઉદ્યોતન સૂરિના એજ પ્રાસ્તાવિક શ્લોકો સૂચવે છે કે હરિગુપ્તનો શિષ્ય મહાકવિ દેવગુપ્ત હતો. તે દેવગુપ્તને સૂરિએ આગળ પ્રસ્તાવનામાં રાજર્ષિ કહ્યો છે.[3] આથી એ સ્પષ્ટ છે કે દેવગુપ્ત એ

1. According to Vincent Smith Po-fa to ( Parvata ) indicates the reign of Jamū ( Jammoo), in the south of Kashmir state as at present constituted. *Cf.* Watters, *op. cit.*, p. 342. Cunningham identifies Po-la-fa-to with Shorkot, though he believes that the position directed by the traveller agrees with the site of Jhang, on the Chenab. Cunningham, *Ancient Geography of India*, pp. 233-234. In the opinion of Dr Fleet, Po-fa-to cannot be anything else but the ancient place of Harappā.—Fleet, *J.R.A.S.*, 1907, p. 650.

2. Jinavijaya, *op. cit.*, p. 183.

3. सो जयइ देवगुत्तो बंसे गुत्ताण रायरिसी—Chaturavijaya, *Kuvalayamālā-Kathā* ( *Jaina Ātmānanda Sabhā* ), Int., p. 6.

ગુપ્તોના રાજકુલની કોઈ વ્યક્તિ હોવી જોઈએ. આ બધી હકીકતોને ઐતિહાસિક સત્ય તરીકે સ્વીકારવા પહેલાં આ સમયનાં અન્ય સાધનો તેને ટેકો આપે છે કે કેમ તે તપાસવું જોઈએ, પરંતુ આવી ઐતિહાસિક ઘટનાના સાધન તરીકે આવા સાધનોનો ઉપયોગ તે કાંઈ વધારે પડતો નથી.

આટલે પહોંચ્યા પછી ગુપ્તવંશની કોઈ વ્યક્તિ હરિગુપ્ત કે દેવગુપ્ત સાથે બંધબેસતી છે કે કેમ તે જોઇએ. તે વંશની આજ સુધીની નોંધો તપાસતાં તેમાં હરિગુપ્તનું તો નામનિશાન પણ નથી, પરંતુ ઈ. સ. ૧૮૯૪ માં અહિચ્છત્રમાંથી કનિંગહામે ત્રાંબાનો સિક્કો મેળવ્યો હતો જેની એક બાજુ કળશ અને બીજી બાજુ "શ્રી મહારાજ હરિગુપ્ત"[1] એમ શબ્દો છે. લિપિના આકાર અને ઘાટપરથી અને તે પરના નામ પરથી સિક્કાઓમાં રસ લેનારાઓને લાગે છે કે તે સિક્કો ગુપ્તવંશના કોઈ રાજાએ કોતરાવેલ હોવો જોઈએ.[2] તેમ છતાં ગુપ્તવંશના કોઈપણ રાજા સાથે હરિગુપ્તનો સંબંધ શોધવો શક્ય નથી. સિક્કાના પુરાવાથી તે વિક્રમ સંવતના છઠ્ઠા સૈકાના મધ્યનો જણાય છે.[3] આમ તારીખ અને સ્થળની દૃષ્ટિએ આ સિક્કો જૈન હરિગુપ્તને બંધબેસતો છે કે જે પંજાબના એક જિલ્લામાંથી આવે છે અને તોરમાણના સમસમયી હોવાથી વિક્રમના છઠ્ઠા સૈકાની મધ્યના ગણી શકાય તેમ છે. આમ તારીખ, સ્થળ, નામ અને વંશ એ બધાની સમાનતાની નજરે આ સિક્કાનો અને જૈન દંતકથાનો હરિગુપ્ત એક જ વ્યક્તિ ગણીએ તો તે કાંઈ ખોટું નથી.

દેવગુપ્તના સંબંધમાં પણ તેવીજ મુશ્કેલી છે, પરંતુ બાણનું હર્ષચરિત કે જે "ઐતિહાસિક રોમાંચ કથાનો પ્રથમ પ્રયાસ ગણાય છે,"[4] તેમાં જણાવ્યું છે કે કનોજ અને થાણેશ્વરના મહાન રાજાનો સમસમયી માળવાની ગાદીપર એક રાજા બેઠો કે જે હર્ષવર્ધનના મોટા ભાઈ રાજ્યવર્ધનથી પરાજિત થયો હતો; કારણ કે માળવાનો રાજા એ હર્ષવર્ધનના બનેવી એવા કાન્યકુબ્જના રાજા ગૃહવર્માનો શત્રુ હતો.[5]

1. *Cf.* Allan, *Catalogue of Indian Coins, Gupta Dynasties*, p. 152 and Plate XXIV, 16; Cunningham, *Coins of Mediaeval India*, p. 19, Plate II, 6. It may be mentioned here that, as Jinavijaya has rightly remarked, *Kalaśa* is one of the popular symbols of the Jainas. Cf. Jinavijaya, *op. cit.*, p. 184.

2. *Cf.* Cunningham, *op. cit.*, pp. 18-19. "The form of the letter '*H*' is peculiar to the Guptas."—*Ibid.*, p. 19.

3. "Coin of Harigupta seems to belong to the fifth century, from its epigraphy."—Allan, *op. cit.*, p. cv.

4. Cowell and Thomas, *Harsacarita*, Int., p. viii.

5. *Cf. Ibid.*, Int., pp. xi-xli. "... the illustrious Rājyavardhana, by whom, playing his whip in the battle, the Kings Devagupta and others—who resembled wicked horses—were all subdued with averted faces."—Bühler, *E.I.*, i., p. 74 Cf. Barnett, *op. cit.*, p. 52; Mookerji (Radhakumud), *Harsha*, pp. 16-19, 53.

"શ્રી મહારાજા હરિગુપ્ત"નો સિક્કો

બ્રિટિશ મ્યુઝીયમ કૉઈન્સ ઍન્ડ મેડલ્સ ડીપાર્ટમેન્ટના સૌજન્યથી.

ડૉ૦ બુહલરે માળવાના આ રાજાને મધુબન શિલાલેખના દેવગુપ્ત તરીકે માન્યો છે.[1] અહીં પ્રશ્ન એ ઉઠે છે કે જૈન દંતકથાના દેવગુપ્તને હર્ષચરિતમાં નિર્દેશેલ માળવાના રાજા તરીકે સ્વીકારવાનું શક્ય છે? આ વિષે મુશ્કેલી ફક્ત બન્ને દેવગુપ્તોના સમયનો સમન્વય છે.

તોરમાણ વિષે અનેક તારીખો છે તેમાંની ઈ. સ. ૫૧૬ છેલ્લામાં છેલ્લી છે. તેનો સ્વીકાર કરતાં પણ ૭૫ વર્ષથી વધારે ફરક રહે છે કે જે માત્ર નીચેના અનુમાનોથી ઘટાવી શકાય: કે તોરમાણ ઈ. સ. ૫૧૬ પછી કેટલેક વર્ષે વિદેહ થયો હોય, હરિગુપ્ત પોતાના આશ્રયદાતા રાજાના મરણ પછી પણ લાંબું જીવ્યા હોય અને દેવગુપ્તે પોતાના ગુરુના છેલ્લાં વર્ષોમાં દીક્ષા લીધી હોય. ગમે તે હો, પરંતુ આ બાબત પર વધુ ભાર મૂકવો અસ્થાને છે; કારણ કે આપણી તપાસના સમય કરતાં આપણને આગળ દોડી જવાનો ભય છે અને તે ઉપરાંત ઉદ્યોતનસૂરિએ લખેલ દંતકથા વિષે અન્ય સાધનોના આવિર્ભાવ સુધી રાહ જોયા વિના અન્ય રસ્તો નથી. આમ ગુપ્તકાળમાં પણ જૈન એ જીવંત ધર્મ હતો તે વાત તો ઉપરોક્ત ચર્ચાથી સ્પષ્ટ છે અને જૈન તથા બૌદ્ધ શિલાલેખોના સમૂહ અને ગુપ્તરાજાઓના જૈન અને બૌદ્ધ ધર્મપ્રતિના આદરથી જણાય છે કે તે વસ્તુસ્થિતિમાં તથ્ય છે.[2]

હવે એક વાત વિચારવાની રહે છે અને તે એ કે ઈ. સ. પાંચમા સૈકાની અંતમાં વલ્લભી વંશનો ઉદ્ભવ. વલ્લભી વંશનો ઉદ્ભવ ઘણે ખરે અંશે દોઢસૈકાના ગુપ્ત અમલના અંત સાથે ગોઠવાઈ જાય છે. કુમારગુપ્ત ૧લાનું મૃત્યુ કે જે ઈ. સ. ૪૫૫ માં હોવાનું ચોક્કસ કહી શકાય ત્યારથી તે સામ્રાજ્યની પડતી શરૂ થઈ અને કુમારગુપ્ત બીજાના કાળમાં ગુપ્ત સામ્રાજ્યનો ચોક્કસ અંત આવ્યો.[3]

સૌરાષ્ટ્ર દ્વિપકલ્પની પૂર્વમાં આવેલ વલ્લભીમાં આ નવો વંશ કે જે ઈ. સ. ૭૭૦ સુધી ચાલ્યો તે "ઘણું કરીને કોઈ પરદેશી રાજ્યની મૈત્રક જાતિના"[4] સરદાર ભટાર્કે શરૂ કર્યો.

1. "Assuming the correctness of Bāṇa's account . . . it may be suggested that Devagupta was the name of the Mālava king. The latter certainly was the chief foe, and the conquest of his kingdom is attested by the further statement of Bāṇa that Bhaṇḍin, who had accompanied Rājyavardhana, brought the booty from Mālava to Harsha when the latter had reached the territory of Kumāra-Bhāskaravarman on his expedition of revenge against the King Gauḍa. I may add that the word Mālava need not refer here or in the other passages of the *Śrīharshacarita* to the Mālava in Central India. There was another Mālava in the Punjab, much nearer to Thāṇesar, which may be meant."—Bühler, *op. cit.*, p. 70. *Cf.* Mookerji (Radhakumud), *op. cit.*, pp. 25, 50 ff.

2. Smith, *op. cit.*, pp. 318, 320.

3. *Ibid.*, p. 346. " . . . the power of the Guptas continued to wane, and deprived of possessions and powers, at the end of the sixth century A. D., they died out."--Wilberforce-Bell, *The History of Kathiawad*, p. 37.

4. Smith, *op. cit.*, p. 332. "Meanwhile, about the year A D. 470, the history of Saurāshṭra again underwent a change. In this year Skanda Gupta died, and the bards relate that at the time, one Bhaṭṭārka, of the Maitraka clan, was Commander-in-Chief of the army. This man came to Saurāshṭra and, having declared his independence, established a dynasty which lasted for nearly 300 years."—Wilberforce-Bell, *op.* and *loc. cit. Cf.* Barnett, *op. cit.*, p. 49.

તેને ચાર પુત્રો હતા કે જે બધા કેપ્ટન વિલ્બરફૉર્સ-બેલ અને બીજાઓની નામાવલી મુજબ વલ્લભી રાજાઓની યાદીમાં ગણાય છે. તેમાંનો ધ્રુવસેન ૧ લો કે જેનો ક્રમાંક ચોથો છે તે આ વંશના સ્થાપકનો ત્રીજો પુત્ર હોવો જોઇએ.[1] તેનો નિર્દેશ કરવાનું કારણ એ છે કે જૈનસંપ્રદાયના આચાર્ય દેવર્ધિગણિનો તે સમકાલીન હતો કે જેમનાથી ઉત્તર હિંદના જૈનસાહિત્યનો લેખનકાળ શરૂ થાય છે. આ ઉપરાંત સ્મિથ ખાત્રી આપે છે કે "વલ્લભીના પહેલા રાજાઓ સ્વતંત્ર ન હતા અને તેઓ નિઃસંશય હૂણોને ખંડણી આપતા હતા."[2] આમ ધ્રુવસેન પણ હૂણોનો ખંડિયો રાજા હોવો જોઇએ કેમકે શાર્પેન્ટિયર અને બીજાઓએ તેનો અમલ ઈ. સ. ૫૨૬ માં પૂરો થતો દર્શાવ્યો છે.[3] સ્મિથ અને વિલ્બરફૉર્સ-બેલના આધારે ભટાર્કે ઈ. સ. ૪૯૦ લગભગમાં આ વંશ સ્થાપ્યો, તે પરથી આ તારીખ સાચી ઠરે છે.[4] ભટાર્ક અને ધ્રુવસેન વચ્ચે જે બે ભાઇઓએ રાજ્ય કર્યું તેમનો રાજ્યકાળ ટૂંકો હોવો જોઇએ અને આમ ધ્રુવસેન ૧લો ઈ. સ. ૫૨૬ લગભગમાં ગાદીએ બેઠો હશે. વલ્લભી વંશનો સાતમો રાજા ધરસેન બીજો ઈ. સ. ૫૬૯ માં ગાદીએ બેઠો હતો તે પણ આ વાતને ટેકો આપે છે.[5]

વલ્લભીપતિ ધ્રુવસેનના આશ્રય નીચે મળેલ જૈન શ્રમણસંઘનો નિર્દેશ હવે પછીના પ્રકરણમાં કરીશું, અહીં તો એટલો ઉલ્લેખ બસ છે કે જૈન શાસ્ત્રીય અને બીજું સાહિત્ય આ અરસામાં લખવામાં આવ્યું અને જૈન ઇતિહાસના સ્મૃતિપરંપરાકાળનો અંત આવ્યો. જૈન ઇતિહાસના આ મહત્ત્વના બનાવનો સંબંધ ગુપ્તવંશ સાથે છે તે ખાસ આગત્યનું છે. આ સમય દરમિયાન જૈનો હિંદના જુદાજુદા ભાગોમાં ફેલાયા હતા તેની તો ના પાડી શકાય તેમ નથી. છઠ્ઠા સૈકા પછી જૈન સમાજને લગતા શિલાલેખોની સંખ્યા ઘણી વધી ગઈ હતી.

1. *Cf.* Wilberforce-Bell, *op. cit.*, pp. 38-39; Barnett, *op. cit.*, pp. 49-50.

2. Smith *op.* and *loc. cit.* "This dynasty was at first subordinate to the Guptas and then to the Hūṇas, and later became independent."—Barnett, *op. cit.*, p. 49.

3. Dhruvasena I, Maitraka, king of Vallabhi, was reigning A.D. 526-540.—Barnett, *op. cit.*, p. 50. "Now, as King Dhruvasena I of Vallabhi is supposed to have succeeded to the throne in A.D. 526. . . ."—Charpentier, *Uttarādhyayana-Sūtra*, Int., p. 16. This date of the learned scholar is based on the date of Mahāvīra's *Nirvāṇa* in 467 B. C., and on 993 A. V., as the date of the redaction of the Jaina canon. The other date for the redaction of the canon is A. D. 980, and, counting upon this, the date of the council comes to *c.* A. D. 514. *Cf.* Jacobi, *Kalpa-Sūtra*, Int., p. 15; Farquhar, *Religious Literature of India*, p. 163. The difference between these two dates is based on this ground, that in 980 A. V. the Jaina canon was put in a definite form and in 993 A. V. *Kalpa-sūtra*, was read before the *Saṁgha*, under the patronage of Dhruvasena I in Ānandapura. नवशताशीतितमवर्षे कल्पस्य पुस्तके लिखनं, नवशतत्रिनवतितमवर्षे च कल्पस्य पर्षद्वाचनेति.—*Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, *sūt.* 148, p. 126. For the two dates of 980 A. V. and 993 A. V. see also Jacobi, *S. B. E.*, xxii., p. 270.

4. *Cf.* Smith, *op.* and *loc. cit.*; Wilberforce-Bell, *op. cit.*, p. 38.

5. *Cf. ibid.*, p. 39. "Dharasena II . . . was reigning 571-589."—Barnett, *op. cit.*, p. 51.

ગુપ્ત સામ્રાજ્યના અંત પછી હિંદની મુસાફરી કરનાર હ્યુએન્ત્સંગે જૈનધર્મ હિંદ અને તેની પણ હદ બહાર ફેલાયેલો નિહાળ્યો હતો.[1] જૈનધર્મના સંબંધમાં આવી વિસ્તૃત હકીકતો મેળવવી રસપ્રદ તો છે, પરંતુ તે આપણી હદબહારનો વિષય છે. ઉપર નોંધેલ વિગતો તેમ છતાં ટેકો આપે છે કે બૌદ્ધોથી જુદા અને સ્વતંત્ર એવા અગત્યના ધાર્મિક સમાજ તરીકે જૈનોનું અસ્તિત્વ બૌદ્ધ પરંપરા અને ઐતિહાસિક પ્રમાણોના આધારે મહાવીરના નિર્વાણ પછી પાંચ સૈકા સુધી હતું અને તે પ્રમાણોમાં કેટલાક એવા પણ છે કે જે જૈન દંતકથાના હેવાલોમાં ઉદ્ભવતી શંકાઓને પણ નિરસ્ત કરે છે.

1. "Hiuen-Tsiang's note on the appearance of the Nirgrantha or Digambar in Kiapishi . . . points to the fact that they had, in the north-west at least, spread their missionary activity beyond the borders of India."—Bühler, *Indian Sect of the Jainas*, pp. 3-4, n. 4; Beal, *op. cit.*, i., p. 55.

# પ્રકરણ ૭

## ઉત્તર હિંદનું જૈન સાહિત્ય

જૈનોએ પોતાના વિશાળ સાહિત્યક્ષેત્રમાં સર્વકાળે પ્રગતિ સાધી છે. "આ સાહિત્ય અત્યંત વિસ્તૃત અને રસપ્રદ છે. હિંદી તથા યૂરોપીય પુસ્તકાલયો હસ્તલિખિત જૈન પ્રતિઓનો ઘણો મોટો સંગ્રહ ધરાવે છે, જેનો હજુસુધી કાંઈપણ ઉપયોગ થયો નથી."[1] જૈન ગ્રંથકર્તાઓ ઘણે અંશે સાધુવર્ગના હતા કે જેઓ ચાતુર્માસ દરમિયાન વિહાર કરી શકતા ન હોવાથી આ સમયનો ઉપયોગ સાહિત્યિક પ્રવૃત્તિમાં કરતા હતા. લેખકો ઘણું ખરૂં સાધુવર્ગના હોવાથી એની છાયા સાહિત્યમાં જણાય છે. બ્રાહ્મણ અને બૌદ્ધ સાહિત્યની માફક ધાર્મિક વિષયમાં જ તેની મર્યાદા પર્યાપ્ત થાય છે. ઈશ્વરવાદ, દર્શનશાસ્ત્ર, સાધુપુરૂષોની દંતકથાઓ, ધાર્મિક સ્તોત્રો અને તીર્થંકરોની સ્તુતિ આદિ તેના મુખ્ય વિષયો છે. વિજ્ઞાન, કાવ્ય, નાટક, ચમ્પૂ કે શિલાલેખ આદિ વિષયો પૃથક્ હોવા છતાં એ દરેકમાં ધાર્મિક વાતાવરણ ગુંજ્યા કરે છે.

જૈન ઇતિહાસના જે કાળનો આપણે વિચાર કરીએ છીએ તે જૈન સાહિત્યના વાચના પહેલાનો સમય છે. દેવર્ધિગણિ એક જ્યોતિર્ધર સમા શોભે છે અને તેઓ જૈન સાહિત્યમાં સિદ્ધાંત તરીકે ગણાતા ગ્રંથોને પુસ્તકારૂઢ કરીને આ અપ્રસિદ્ધ કાળનો અંત લાવે છે. તેમ છતાં સમસ્ત જૈનવાઙ્મયનો પ્રાસ્તાવિક આરંભ કરતાં જણાવવું જોઈએ કે આ સમૃદ્ધ સાહિત્યમાં વિવિધ વિષયોની ચર્ચા છે. "પ્રથમ તો સિદ્ધાંત અને તેના પર લખાયેલી ટીકાઓનો વિશાળ સમૂહ છે અને વધારામાં વૈજ્ઞાનિક સાહિત્ય પણ અનેકવિધ છે. જૈનોએ સિદ્ધાંત, ન્યાય અને દર્શનશાસ્ત્ર આદિ શાખાઓમાં વિશિષ્ટ પદ્ધતિ ખીલવી છે અને બ્રાહ્મણ વિજ્ઞાનના બધાય વિષયોમાં આબાદ સફળ થયા છે. તેઓએ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના વ્યાકરણો અને શબ્દકોષો રચ્યા છે. ગુજરાતી ભાષાના પણ થોડાં વ્યાકરણો અને શબ્દકોષો ઉપરાંત ફારસી ભાષાનો એક કોષ છે. કાવ્ય અને છંદ તેમજ નીતિ ઉપર અસંખ્ય જૈન ગ્રંથો મળી આવે છે. નીતિના બે વિભાગો છે: રાજનીતિ–રાજદ્વારી પ્રશ્નોની મીમાંસા અને સામાન્યનીતિ–જીવનના વર્તન માટેના સામાન્ય નિયમો. રાજકુમારોની કેળવણી માટે જૈન લેખકોએ હાથી, ઘોડા, રથ, શસ્ત્રાસ્ત્ર અને શૃંગારરસ આદિ વિષયોના પણ ગ્રંથો લખ્યા છે અને સામાન્ય પ્રજાગણના ઉપયોગ માટે તેઓએ જાદુગરી યા ચમત્કાર, જ્યોતિષ, શુકન, અપશુકન વિદ્યા અને મંત્રતંત્ર વિદ્યા આદિ વિષયો ચર્ચ્યા છે;

1. Hertel, *On the Literature of the Svetāmbaras of Gujarat*, p. 4.

જેની હિંદી જીવન પર ખાસ અસર થઈ છે. આ ઉપરાંત તેઓએ શિલ્પવિદ્યા, સંગીતશાસ્ત્ર, કાવ્ય, સુવર્ણ તથા રત્નપરીક્ષા પર પણ લખ્યું છે; આમ તેઓ વિશાળ લોકપ્રિય સાહિત્યના સ્રષ્ટા છે."[1]

આટલી પ્રાસ્તાવિક નોંધ પછી જૈનોના પવિત્ર ગણાતા સિદ્ધાંતસાહિત્ય તરફ વળીએ જે તેમની દૃષ્ટિએ આપણે વિચાર કરીએ છીએ તે કાળની સાથે સંબંધ ધરાવે છે. આગળ જોઈ ગયા તેમ તથા આ પ્રકરણમાં હવે પછી જોઈશું તેમ તેમના સાહિત્યિક વારસાની દંતકથાઓ પર આપણે અવિશ્વાસ ન મૂકી શકીએ. અહીં તો માત્ર જૈન સિદ્ધાંત ગ્રંથોની યાદી આપી છે જેનો સ્વીકાર વેબર,[2] વિન્ટરનિટઝ,[3] શાર્પેન્ટિયર[4] આદિ વિદ્વાનોએ થોડે ઘણે અંશે પણ કર્યો છે:

૧. ચૌદ પુવ્વો યા પૂર્વો ( આજે અસ્તિત્વમાં નથી ):
- ૧. ઉપ્પાય ( ઉત્પાદ ).
- ૨. અગ્ગેણિય યા અગ્ગાણીય ( અગ્રાણીય ).[5]
- ૩. વીરિયપ્પવાય ( વીર્યપ્રવાદ ).
- ૪. અત્થિનત્થિપ્પવાય ( અસ્તિનાસ્તિપ્રવાદ ).
- ૫. નાણપ્પવાય ( જ્ઞાનપ્રવાદ ).
- ૬. સચ્ચપ્પવાય ( સત્યપ્રવાદ ).
- ૭. આયપ્પવાય ( આત્મપ્રવાદ ).
- ૮. કમ્મપ્પવાય ( કર્મપ્રવાદ ).
- ૯. પચ્ચક્ખાણપ્પવાય ( પ્રત્યાખ્યાનપ્રવાદ ).
- ૧૦. વિજ્જાણુપ્પવાય ( વિદ્યાનુપ્રવાદ )
- ૧૧. અવંઝ ( અવંધ્ય ).
- ૧૨. પાણાયામ ( પ્રાણાયુઃ ).
- ૧૩. કિરિયાવિસાલ ( ક્રિયાવિશાલ ).
- ૧૪. લોગબિંદુસાર ( લોકબિંદુસાર ).

૨. બાર અંગ :
- ૧. આયાર ( આચાર ).
- ૨. સૂયગડ ( સૂત્રકૃત ).
- ૩. થાણ ( સ્થાન ).

1. Hertel, *op. cit.*, pp. 5-6.

2. *Cf.* Weber, *I.A.*, xvii., pp. 279 ff., 389 ff.; xviii., pp. 181 ff., 369 ff.; xix., pp. 62 ff.; xx., pp. 18 ff., 170 ff., 365 ff.; and xxi., pp. 14 ff., 106 ff., 177 ff., 210 ff., 293 ff., 327 ff., 369 ff.

3. *Cf* Winternitz, *Geschichte der Indischen Literatur*, ii., pp. 291 ff.

4. *Cf.* Charpentier, *op. cit.*, Int., pp. 9 ff.; Belvalkar, *Brahma-Sutras of Bādarāyana*, pp. 107 ff.

5. *Cf.* Charpentier, *op. cit.*, Int., p. 12.

૪. સમવાય
૫. વિયાહપન્નત્તિ (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ), જેને ભગવતી પણ કહે છે.
૬. નાયાધમ્મકહાઓ (જ્ઞાતાધર્મકથાઃ).
૭. ઉવાસગદસાઓ (ઉપાસકદશાઃ).
૮. અંતગડદસાઓ (અંતકૃતદશાઃ).
૯. અણુત્તરોવવાઇયદસાઓ (અનુત્તરૌપપાતિકદશાઃ).
૧૦. પણ્હાવાગરણાઇં (પ્રશ્નવ્યાકરણાનિ).
૧૧. વિવાગસુય (વિપાકશ્રુત).
૧૨. દિટ્ઠિવાય (દૃષ્ટિવાદ), આજે અસ્તિત્વમાં નથી.

૩. બાર ઉપાંગ (બાર અંગના અનુક્રમ મુજબ):
૧. ઓવવાઇય (ઔપપાતિક).
૨. રાયપસેનઇજ્જ (રાજપ્રશ્નીય).
૩. જીવાભિગમ.
૪. પન્નવણા (પ્રજ્ઞાપના).
૫. સૂરિયપન્નત્તિ (સૂર્યપ્રજ્ઞપ્તિ).
૬. જંબુદ્દીવપન્નત્તિ (જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ).
૭. ચંદપન્નત્તિ (ચંદ્રપ્રજ્ઞપ્તિ).
૮. નિરયાવલિયા (નિરયાવલિકા).
૯. કપ્પવડંસિઆઓ (કલ્પાવતંસિકાઃ).
૧૦. પુપ્ફિઆઓ (પુષ્પિકાઃ).
૧૧. પુપ્ફચૂલિઆઓ (પુષ્પચૂલિકા).
૧૨. વણ્હિદસાઓ (વૃષ્ણિદશાઃ).

૪. દશ પયન્ના યા પ્રકીર્ણાનિ:
૧. ચઉસરણ (ચતુઃશરણ).
૨. આઉરપચ્ચક્ખાણ (આતુરપ્રત્યાખ્યાન).
૩. ભત્તપરિણ્ણા (ભક્તપરિજ્ઞા).
૪. સંથાર (સંસ્તાર).
૫. તંડુલ વેયાલિય (તંડુલવૈતાલિક).
૬. ચંદાવિજ્ઝય (ચંદ્રવેધ્યક).
૭. દેવિન્દથ્થવ (દેવેન્દ્રસ્તવ).
૮. ગણિવિજ્જા (ગણિતવિદ્યા).
૯. મહાપચ્ચક્ખાણ (મહાપ્રત્યાખ્યાન).
૧૦. વીરથ્થવ (વીરસ્તવ).

૫. ૭ છેદસૂત્ર:

૧. નિસીહ (નિશીથ).
૨. મહાનિસીહ (મહાનિશીથ).
૩. વવહાર (વ્યવહાર).
૪. આયારદસાઓ (આચારદશાઃ), અથવા દસાસુયક્ખન્ધ (દશાશ્રુતસ્કન્ધ).
૫. બૃહત્કલ્પ.
૬. પંચકલ્પ.

૬. ચાર મૂલસૂત્ર:

૧. ઉત્તરજ્ઝયણ (ઉત્તરાધ્યયન).
૨. આવસ્સય (આવશ્યક).
૩. દશવેયાલિય (દશવૈકાલિક).
૪. પિંડનિજ્જુત્તિ (પિંડનિર્યુક્તિ).

૭. બે ચૂલિકાસૂત્ર:

૧. નંદીસુત્ત (નંદીસૂત્ર).
૨. અણુઓગદ્દારસુત્ત (અનુયોગદ્વારસૂત્ર).

ઉપરના બધા શ્વેતાંબર સંપ્રદાયના સિદ્ધાંતગ્રંથો છે કેમ કે દિગંબરો તેનો સ્વીકાર કરતા નથી. હિંદુરાજા ચંદ્રગુપ્ત મૌર્યના સમૃદ્ધ સમયમાં મગધમાં જે ભીષણ દુષ્કાળ ફાટી નીકળ્યો હતો તે સાથે દિગંબરોની આ દંતકથા જોડાયેલી છે. અનુયાયીઓ સાથે ભદ્રબાહુના દક્ષિણના ગમન બાદ જૈનધર્મના પવિત્ર મૂળગ્રંથોનો નાશ પામવાનો ભય ઉભો થયો અને તેથી ત્યાં રહેલ સ્થૂલભદ્ર અને તેમના અનુયાયીઓએ ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાની શરૂઆતમાં મૌર્યોની રાજધાની અને જૈનોની ઐતિહાસિકભૂમિ એવા પાટલીપુત્રમાં શ્રમણસંઘની સભા ભરી. ડૉ. શાર્પેન્ટિયર કહે છે તેમ "જૈનોની આ સભાએ બુદ્ધોના પહેલા સંઘે જે રીતે ગ્રંથોની નોંધ લેવાનું કાર્ય કર્યું હતું તેજ રીતે ઓછેવત્તે અંશે કર્યું હોવું જોઈએ."[1] આ સભાએ પૂર્વ તથા અંગ આદિના ગ્રંથો નક્કી કર્યા કે જે સિદ્ધાંતની પ્રાથમિક ભૂમિકા છે.[2] દક્ષિણમાંથી પાછા ફરેલા શ્રમણોને આ વ્યવસ્થાથી કોઈપણ રીતે સંતોષ ન થયો. તેઓએ આ સિદ્ધાંત સ્વીકારવાની ના પાડી અને જાહેર કર્યું કે પૂર્વો અને અંગોનો વિચ્છેદ થયો

1. Charpentier, *op. cit.*, Int., p. 14.

2. "Thus, according to Sthūlabhadra's tradition, a canon was established including the ten first *Pūrvas* and *Aṅgas*, as well as other scriptures which are recorded to have been composed by Bhadrabāhu—*e.g.* the *Kalpa-Sūtra*."—*Ibid.* "Therefore a council was called at Pāṭaliputra in which the 11 *Aṅgas* were put together and the rest of the 14 *Pūrvas* were incorporated into the 12th *Aṅga*, the *Diṭṭhivāya*."—Winternitz, *op. cit.*, p. 293. *Cf.* Farquhar, *Religious Literature of India*, p. 75; Jacobi, *Kalpa-Sūtra*, Int., pp. 11, 15. For Hemacandra's version about the synod at Pāṭaliputra see *Pariśishṭaparvan*, Canto IX, vv. 55-76, 101-103.

છે.[1] દિગંબરોની માન્યતા કે જૈનોના સિદ્ધાંત તરીકે જે રહ્યું છે તે તેના મૂળરૂપમાં નથી, તેનું મૂળ આ છે. શ્વેતાંબર માન્યતાનાં કારણોનો વિચાર કરતાં દિગંબરોની આ દંતકથા પાયા વિનાની છે જે હવે પછી ફરી એક વાર તપાસીશું.

તેમ છતાં આ પ્રશ્ન પર આવતા પહેલાં જૈન સાહિત્યના ઇતિહાસમાં બુદ્ધઘોષ સમા શ્રીદેવર્ધિગણિના નેતૃત્વ નીચે ગુજરાતના વલ્લભીમાં ઇ. સ. ની છઠ્ઠી શતાબ્દિમાં મળેલી બીજી પરિષદનો નિર્દેશ કરીએ. મગધની પહેલી સભા પછી કાળ જતાં શ્વેતાંબરોના સિદ્ધાંતગ્રંથોમાં ગેરવ્યવસ્થા વધતી ગઈ અને તેનો વિચ્છેદ થવાનો પ્રસંગ ઉભો થયો. આ કારણે આગળ જોઈ ગયા તેમ મહાવીરના નિર્વાણ પછી ૯૮૦ કે ૯૯૩ વર્ષે "મહાન જૈનાચાર્ય દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે લેખી પ્રતોના અભાવે સિદ્ધાંત વિચ્છેદ જવાનો ભય જણાવાથી વલ્લભીમાં બીજી મહાન પરિષદ બોલાવી."[2] તે દરમિયાન બારમું અંગ કે જેમાં પૂર્વોનો સમાવેશ થયેલો હતો તે વિચ્છેદ ગયું હતું અને જે કાંઈ બાકી રહ્યું હતું તેને લેખી આધારના રૂપમાં મૂકવામાં આવ્યું. આમ દેવર્ધિગણિના કાર્યમાં જૂની લેખી પ્રતોના તથા દંતકથાના આધારે પવિત્ર શાસ્ત્રોના સિદ્ધાંતોની રચના થઈ હોવી જોઇએ.[3] આજના બધા અભ્યાસીઓ માને છે તેમ શંકારહિત કહી શકાય કે સિદ્ધાંતનું સમગ્ર બાહ્યસ્વરૂપ જે આજે અસ્તિત્વમાં છે તે ધ્રુવસેન કે જેના આશ્રય નીચે આ સભા મળી હતી તેમના સમયનું છે.

દિગંબર દંતકથા અનુસાર મગધના ભીષણ દુષ્કાળના કારણે જૈન સિદ્ધાંતનો તરતજ વિચ્છેદ થયો એવા ઉડાઉ હેવાલનો કોઈ પુરાવો નથી. આગળ વધતાં પહેલાં એક નોંધ લેવાની જરૂર છે કે મહાવીરના પહેલા શિષ્યો અંગો તથા પૂર્વો જાણતા હતા તેનો સ્વીકાર દિગંબરો પણ કરે છે. "શ્વેતાંબરોની માફક દિગંબરો પણ દ્વાદશાંગીનું બહુમાન તો કરે છે જ."[4] હવે એ સાબીત કરવાનું રહે છે કે મૂળ સિદ્ધાંત સદાને માટે નાશ પામ્યો ન હતો. આવો લેખી પુરાવો એ મથુરાના શિલાલેખો છે. આગળ દિગ્દર્શન કર્યા મુજબ, આ શિલાલેખોમાં આવતા કુલો અને શાખાઓ સિદ્ધાંતમાંના નામો સાથે મળતા આવે છે, "કે જે ગ્રંથોને દિગંબરો પાછળના અને અનાવશ્યક જાહેર કરે છે,

1. For the famine in Magadha, etc., see Charpentier, *op. cit.*, Int., pp. 13-15; Winternitz, *op.* and *loc. cit.*

2. Charpentier, *op. cit.*, Int., p. 15. *Cf.* Winternitz, *op. cit.*, pp. 293-294; Jacobi, *S. B. E.*, xxii., Int., pp. xxxvii-xxxviii. According to another tradition the *Siddhānta* was issued "at the hands of a council in Mathura under Śrī Skandilācārya."—Weber, *I. A.*, xvii., p. 282.

3. "*Pūrvaṁ sarvasiddhāntānām pāṭhanaṁ ca mukhapāṭhenai'vā 'sit.*"—Jacobi *Kalpa-Sūtra*, p. 117. Cf. Winternitz, *op. cit.*, p. 294. For the work done and the exact method adopted by the redactors of this conncil see Charpentier, *op. cit.*, Int., pp. 16 ff. "To provide every teacher, or at least *Upāśraya* with copies of the sacred books, Devardhiganin must have issued a large edition of the *Siddhānta*."—Jacobi, *S.B.E.*, xxii., Int., p. xxxviii.

4. *Cf.* Bühler, *I.A.*, vii., p. 29. "However, we are told by the Śvetāmbaras, as well as the Digambaras, that besides the *Aṅgas* there existed other and probably older works, called *Pūrvas* of which there were originally fourteen."—Jacobi, *op. cit.*, Int., p. xliv.

જો કે તેઓ તેનો કેટલેક અંશે ઉપયોગ કરતા તો દેખાય છે."[1] આ ઉપરાંત મહાવીરની દંતકથા આ ગ્રંથોમાં દેખાય છે તે જ રીતે મથુરાના શિલ્પકામમાં આલેખેલી છે અને જૈન સાધુઓને વાચક[2]–ઉપદેશકના નામે ઓળખાવેલા છે. ડૉ. વિન્ટરનિટ્ઝના મતે આ પાછળની વિગત ઇ. સ. પહેલાં જૈનોના પવિત્ર ગ્રંથો અસ્તિત્વમા હોવા જોઇએ તેનો લેખી પુરાવો પૂરો પાડે છે.[3] આ ઉપરાંત આગળ જોઈ ગયા તેમ અપવાદ તરીકે જૈનસાધુઓ નગ્ન વિહરી શકે છે એમ શ્વેતાંબર ગ્રંથોમાં જણાય છે. આ પૂરવાર કરે છે કે મૂળ ગ્રંથોમાં મનગમતા ફેરફાર કરવાની કોઇએ હિંમત કરી નથી અને તે વારસામાં જેમ હતા તેમ આપવામાં આવ્યા છે. અંતમાં જૈન દંતકથાના તથ્યનો સાબૂત પુરાવો એ છે કે ઘણી ઉપયોગી વિગતોમાં તે બરાબર બુદ્ધ દંતકથાઓને મળતી આવે છે.

કેટલાક વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે શાસ્ત્રના ખાસ અગત્યના ભાગોમાં ગ્રીક ખગોળને લગતા વિચારોનો ઉલ્લેખ ન હોવાથી એ વાતની ચોક્કસ સાબીતી મળે છે કે છેવટે ઈ. સ. પહેલી શતાબ્દિથી તો શાસ્ત્રો અબાધિત રહ્યાં હોવાં જોઇએ.[4] " આ ઉપરાંત તેમાંના છંદ ઉપરથી યાકોબી જેવા બારીક અવલોકનકાર તથા હિંદી છંદઃશાસ્ત્રના નિષ્ણાતને પણ તેમજ લાગે છે કારણ કે સામાન્યતઃ આ સિદ્ધાંતગ્રંથોમાં વપરાયેલ વૈતાલિય, ત્રિષ્ટુભ અને આર્યા, પાલી સિદ્ધાંતગ્રંથોમાંના છંદો કરતાં વિકસિત છે; જ્યારે તે **લલિતવિસ્તર** અને ઉત્તર હિંદના અન્ય બુદ્ધગ્રંથો કરતાં દેખીતી રીતે જૂના છે. આ આધારભૂત પુરાવા પરથી યાકોબી એ અનુમાનપર આવ્યા કે સિદ્ધાંતનો મુખ્ય તથા અગત્યનો પ્રાચીન ભાગ ઈ. સ. પહેલા સૈકા અને **ત્રિપિટકની** વચ્ચે અર્થાત્ ઈ. સ. પૂર્વે ૩૦૦ થી ઈ. સ. ૨૦૦ દરમિયાન રચાયેલ હોવો જોઇએ અને હું પણ આ અનુમાન પ્રામાણિક માનું છું."[5]

આ ઉપરાંત આખાય સિદ્ધાંતમાં છૂટાછવાયા ઘણા ફકરાઓ છે કે જે જૈનસિદ્ધાંતનો સમય નક્કી કરવામાં મદદરૂપ થઈ પડે છે. આવા ફકરાનો વિચાર ક્ષેત્રબહારનો છે, પણ અહીં માત્ર એક દૃષ્ટાંત લઇએ કે જે તે સમયની ચર્ચા માટે રસપ્રદ છે. ડૉ૦ શાર્પેન્ટિયરના શબ્દોમાં " બીજા ઉપાંગ **રાયપસેણઈજ્જ** કે જેના **દીઘનિકાયના પાયાસિસુત્ત** સાથેના રસપ્રદ સંબંધનો વિચાર પ્રો. લોયમને કર્યો છે તેમાં એક સ્થાને એવી નોંધ છે કે કોઈ

1. Charpentier, *op. cit.*, Int., p. 11. *Cf.* Bühler *op.* and *loc. cit.*

2. वाचकस्य अर्य्यबलदिनस्य . . . .—Bühler, *E.I.*, i., Ins. No. III, p. 382. Cf. *ibid.*, Ins. Nos. IV, VII, etc., pp. 383-386.

3. *Cf.* Winternitz, *op.* and *loc. cit.*

4. *Cf.* Charpentier, *op. cit.*, Int., p. 25. " But an argument of more weight is the fact that in the *Siddhānta* we find no traces of Greek astronomy. In fact the Jaina astronomy is a system of incredible absurdity, which would have been impossible if its author had had the least knowledge of the Greek science. As the latter appears to have been introduced in India about the third or the fourth century A.D., it follows that the sacred books of the Jainas were composed before that time."—Jacobi, *op. cit.*, Int., p. xl.

5. Charpentier, *op. cit.*, Int., pp. 25-26; Jacobi, *op. cit.*, Int., pp. xli ff.

બ્રાહ્મણે અમુક ગુન્હો કર્યો હોય તો તેને ડામ દેવામાં આવતો-શુનક (કૂતરા) કે કુણ્ડિકની પ્રતિકૃતિ તેના કપાળે છાપવામાં આવતી. આ કૌટિલ્યના પૃ. ૨૨૦ સાથે બંધબેસતું છે કે જે લખે છે કે ચાર ચિન્હો વાપરવાં: ચોરી માટે કૂતરાનું, જીવવધ માટે ભગનું, મનુષ્યવધ માટે (કબંધ) માથા વિનાના ધડનું અને દારૂ પીનાર માટે મદ્યધ્વજ ચિન્હ વાપરવું. પણ આવો નિયમ મનુ અને પછીના કાયદા ગ્રંથોમાં નથી અને તેમાં બ્રાહ્મણોને શારીરિક શિક્ષાથી પર ગણ્યા છે. આ રિવાજ કૌટિલ્ય પછી તરત બંધ થયો હોવો જોઈએ અને જૈન ગ્રંથોમાં આ વિષે ઉલ્લેખ હોવાથી અનુમાન એ નીકળે છે કે આ જૈન મૂળ ગ્રંથો બીજાં ધર્મશાસ્ત્રો કરતાં પહેલાંના અને કૌટિલ્યની નજીકના કાળના હોવા જોઈએ."[1]

આ બધા પછી એક વાત ચોક્કસ છે કે શ્વેતાંબરના હાલના સિદ્ધાંતગ્રંથો પાછળના નથી, અને તે બધા કેટલીક જગ્યાએ વધારા ઘટાડા સહિત હોવા છતાં મૂળગ્રંથો પરથી લખાયેલા છે. આ મૂળ ગ્રંથોની તારીખનો સવાલ રસપ્રદ પરંતુ ગુંચભર્યો છે. તેમ છતાંય આ ગ્રંથોનો આધાર મુખ્યત્વે પાટલીપુત્રની સભાપર નિર્ભર છે એમ કહેવામાં કાંઈ ખોટું નથી. જો કે કેટલાક વ્યકિતગત દાખલાઓમાં તો તેથી પણ પહેલાંનો સમય છે.[2] આપણે હવે ટૂંકમાં સિદ્ધાંતના વિષયો પર ઉપલક દૃષ્ટિ કરી એ દરેકના આવશ્યક મુદ્દાઓ ચર્ચી તેનો સારાંશ નોંધીએ.

ક્રમાનુસાર પ્રથમ સ્થાન ચૌદ પૂર્વોનું છે. તે સિદ્ધાંતનો પ્રાચીનતમ વિભાગ છે અને શ્વેતાંબરો પણ તેને દૃષ્ટિવાદ નામના બારમા અંગની સાથે વિચ્છેદ ગયેલું માને છે. જ્યારે આ જૂનાં ગ્રંથો અંગ સાહિત્યથી સ્વતંત્ર રીતે જુદાં ન ટકી શકયા ત્યારે તેનો સમાવેશ દૃષ્ટિવાદમાં કરવામાં આવ્યો હતો. આગળ જોઈ ગયા તેમ પૂર્વોનો ઉપદેશ મહાવીરે કર્યો હતો જ્યારે તેમના શિષ્ય ગણધરોએ અંગોની રચના કરી હતી. ડૉ. શાર્પેન્ટિયર કહે છે કે "આ દંતકથા તીર્થંકર ઋષભની કર્તા તરીકે અવગણના કરે છે અને સિદ્ધાંતના મૂળ ગ્રંથોને મહાવીર સાથે સાચી રીતે જોડે છે. સિદ્ધાંતોનો મુખ્ય ભાગ મહાવીર અને તેમના નિકટવર્તી વારસોદ્વારા ઉત્પન્ન થયો એ વાત વિશ્વસનીય લાગે છે."[3]

પૂર્વો પછી બીજું સ્થાન અંગોનું છે. તેના દરેક વિભાગની લાક્ષણિકતા એ છે કે તે દરેક એક બીજા સાથે ઓછેવત્તે અંશે સંબંધ ધરાવે છે. બાર અંગમાંનું પહેલું આયારંગ કે આચારાંગ લેતાં જણાય છે કે તે ગદ્ય તથા પદ્યમાં અસ્તિત્વ ધરાવતો પ્રાચીનતમ સિદ્ધાંત ગ્રંથ છે,[4] કે જેમાં જૈનસાધુના આચારોનું વર્ણન છે. તેના બે વિભાગ યા શ્રુતસ્કંધ છે, જે વિષયની

1. Charpentier, *op. cit.*, Int., p. 31.

2. " . . . I do not consider that the principal sacred scriptures represent even in their present shape the actual canon fixed at the council of Pāṭaliputra."—*Ibid. Cf.* Jacobi, *op. cit.*, Int., pp. ix, xliii.

3. Charpentier, *op. cit.*, Int., pp. 11–12.

4. *Cf.* Winternitz, *op. cit.*, p. 296; Belvalkar, *op. cit.*, p. 108; Weber, *op. cit.*, p. 342. "I am of opinion that the first book of the *Ācārāṅga-Sūtra* and *Sūtrakṛtāṅga-Sūtra* may be reckoned among the most ancient parts of the *Siddhānta*."—Jacobi, *op. cit.*, Int., p. xli.

ચર્ચા તથા પદ્ધતિમાં જુદા પડે છે. તેમાંનો પહેલો વિભાગ અસ્તિત્વ ધરાવતા સાહિત્યમાં પ્રાચીનતમ નહિ તો પણ પ્રાચીન હોવાની છાપ પાડે છે. સૂત્રકૃતાંગ અને સિદ્ધાંતના બીજા મૂળ ગ્રંથોની માફક આચારાંગના મોટા પેરેગ્રાફોને અંતે પણ त्ति बेमि (इति ब्रवीमि) "હું આમ કહું છું" આ શબ્દો આપે છે અને તે પદ્ધતિ અનુસરવામાં મહાવીરના શિષ્ય સુધર્માનું સ્થાન છે. ગદ્યવિભાગ આ પ્રમાણે શરૂ થાય છે: सुयं मे आउसम्! तेणं भगवया एवं अक्खायम् ("હે આયુષ્મન્! મેં સાંભળ્યું છે કે તે ભગવંતે આમ કહ્યું છે.")[1] મહાવીરના ઉદ્ગારોનો આ અનુવાદ સુધર્માએ પોતાના શિષ્ય જંબૂને સંબોધીને કહ્યો છે.

ધર્મકથા, ગણિત (કાલ), દ્રવ્ય અને ચરણકરણ એ શાસ્ત્રોના ચાર અનુયોગ પૈકી માત્ર એકનું આચારાંગ સૂત્રમાં વર્ણન છે.[2] તેમાંનો ઉપદેશ સમભાવી અને નિષ્પક્ષપાતી અવાજે આપેલ આધ્યાત્મિક ગુરુની ગંભીર ચેતવણીરૂપ છે; તે સૂત્રનો એક વિભાગ ટાંકીએ:

"ભૂત, વર્તમાન અને ભવિષ્યના અર્હતો અને ભગવંતો બધાય આમ જ કહે છે, બોલે છે, જણાવે છે, સમજાવે છે; કે બધાય શ્વાસોશ્વાસ લેતા, અસ્તિત્વ ધરાવતા, જીવન વીતાવતા ચેતનમય પ્રાણીઓને મારી નાંખવા નહિ, તેમની સાથે હિંસક રીતે વર્તવું નહિ, તેમને ગાળ ન દેવી, પીડા ન આપવી તથા તેમને હાંકી કાઢવા નહિ.

"આ શુદ્ધ, અપ્રતિમ અને શાશ્વત નિયમ સંસારનું સ્વરૂપ જાણનાર જ્ઞાની પુરુષોએ પ્રરૂપેલો છે. આ નિયમ ગ્રહણ કરીને કોઈએ તે છૂપાવવો નહિ કે તેને તજી દેવો નહિ, સાચી રીતે એ નિયમનું સ્વરૂપ સમજનારે ઈંદ્રિયોના વિષયો પ્રતિ ઉદાસીન ભાવ કેળવવો જોઈએ અને 'સાંસારિક હેતુથી કાંઈપણ ન કરવું જોઈએ....' જેઓ સાંસારિક સુખમાં લુબ્ધ બને છે તેઓ વારંવાર જન્મ મરણ કરે છે. 'દઢતાથી અપ્રમાદી રહી રાત દિવસ તું પ્રયત્ન કર;' નિરંતર તારી બુદ્ધિ સમતોલ રાખી એટલું જોતો રહે કે મોક્ષ પ્રમાદીથી દૂર રહે છે; જો તું પ્રમાદરહિત બનીશ તો તું જીતીશ. આમ હું કહું છું."[3]

બીજું અંગ સૂયગડાંગ યા સૂત્રકતાંગ કાવ્યમાં દાર્શનિક ચર્ચા કરે છે અને છેવટે ક્રિયાવાદ, અક્રિયાવાદ, વૈનયિક અને અજ્ઞાનવાદ સામે પ્રત્યુત્તર આપે છે.[4] આ સૂત્રનો હેતુ બાલ સાધુઓને નાસ્તિક સિદ્ધાંતમાં રહેલ ભય તથા લાલચની ચેતવણી આપી તેથી બચાવી પોતાના સિદ્ધાંતમાં દૃઢ કરી તેમને મોક્ષે દોરી જવાનો છે. આના પણ પ્રથમ અંગની માફક બે વિભાગ છે. અને યાકોબી તથા અન્ય વિદ્વાનોના મતે સિદ્ધાંતના પ્રાચીનતમ ગ્રંથમાં આનું સ્થાન પ્રથમ છે.[5] બુદ્ધસાહિત્યની માફક આ ગદ્ય અને

1. *Cf.* Weber, *op. cit.*, p. 340; Jacobi, *op. cit.*, pp. 1, 3; Vaidya (P. L.), *Suyagadam*, pp. 65, 80.

2. अनुयोगः चत्वारि द्वाराणि—चरणधर्मकालद्रव्यारख्यानि . . . रक्खिअज्जेहिं । जुगमासज्ज विभत्तो अणुयोगो तो कओ चउहा ॥—*Āvaśyaka-Sūtra*, p. 296.

3. Jacobi, *op. cit.*, pp. 36–37.

4. *Cf.* Vaidya (P. L.), *op. cit.*, pp. 3–11.

5. *Cf.* Jacobi, *op. cit.*, Int., p. xli; Winternitz, *op. cit.*, p. 297.

પદ્યમાં છે અને તેમાં ઉપમાનાં અનેક દૃષ્ટાંતો છે. દાખલા તરીકે "જેમ ઢંક જેવાં શિકારી પક્ષીઓ જેની પાંખો પૂરતી વિકસિત નથી તેવાં બચ્ચાંઓને ઊચકી જાય છે તેમ સિદ્ધાંત વિનાના મનુષ્યો નિયમથી અપરિપક્વ એવા બાલજીવોને લલચવી, ખેંચી જાય છે."[1]

મહાવીરના પ્રતિસ્પર્ધિ બુદ્ધ અને અન્ય સાંપ્રદાયિક ગુરુઓ સામેના પ્રત્યુત્તરથી સૂત્રકૃતાંગ શરૂ થાય છે. છતાં પણ વિન્ટરનિટ્ઝના મતાનુસાર આ સૂત્રમાંના સંસાર અને કર્મ વિષેના સિદ્ધાંતો આ નાસ્તિક મતોથી કાંઈ વિશેષ જુદા પડતા નથી. બૌદ્ધગ્રંથોમાં પણ નીચેના દાર્શનિક વિચારો મળે છે:

"માત્ર હું દુઃખ પામું છું એમ નથી, દુનિયાના સર્વે પ્રાણી દુઃખ અનુભવે છે; ડાહ્યા પુરુષે આમ વિચાર કરવો અને જે કાંઈ દુઃખ આવી પડે તે અવિકારી શાંતિથી ભોગવવું જોઈએ."[2]

સાધુજીવનના માર્ગમાં આવતાં અનેક કષ્ટો અને લાલચોનો આમાં બારીક વિચાર કરેલો છે અને બાલસાધુને વીરતાપૂર્વક તે સર્વેનો સામનો કરવા વારંવાર સૂચવેલું છે. સ્ત્રીઓ પ્રતિની લાલચથી ચેતતા રહેવાની ખાસ સલાહ આપવામાં આવી છે. આવી ચેતવણી આપતાં ઘણી ખરી વખત હાસ્યરસનો તેને પાશ આપવામાં આવ્યો છે કે જે સમગ્ર વાતાવરણને વધારે સાચું બનાવે છે. દાખલા તરીકે "સ્ત્રીઓ જ્યારે પુરુષોને લુબ્ધ બનાવે છે ત્યારે તેને અનેક કાર્યો માટે મોકલે છે: શીશીનો બૂચ ખોલવાનો પેચ લાવો, સુંદર ફળ લાવો, શાક બનાવવા માટે લાકડાં લાવો...; મારા પગે મેંદી મૂકો, મારી પીઠ દાબો...!. મારી દેવદર્શનની ડબ્બી, ઘરેણાં તથા વીણા આપો.... ચીપીઓ, કાંસકી તથા અંબોડાનું નાડું લાવો; આરિસો લાવો અને દાતણ મારી પાસે મૂકો!"[3]

બીજાં બે અંગો **સ્થાનાંગ** અને **સમવાયાંગ**નો સમગ્ર વિચાર કરીએ. બુદ્ધોના **અંગુત્તર નિકાયની** માફક **જૈન આગમ** સાહિત્યના આ બે ગ્રંથો અગત્યના ધાર્મિક વિષયો અનુક્રમે ચર્ચે છે. **સ્થાનાંગ ૧ થી ૧૦** સુધી અને **સમવાયાંગ ૧ થી ૧૦૦** અને વળી ૧૦૦૦,૦૦૦ સુધી.[4] બંને આગમોના વિષય બાબત એટલું કે વિચ્છેદ થયેલ બારમા અંગ દૃષ્ટિવાદના વિષયની અનુક્રમણિકા **સ્થાનાંગ**માં છે અને તે ઉપરાંત સાત નિન્હવો, તેના ઉત્પાદકો અને તેમનાં સ્થળ આદિ પણ તેમાં છે.[5] **સમવાયાંગમાં** બારે અંગના વિષયની નોંધ ઉપરાંત જૈન ઇતિહાસ, દંતકથાઓ તથા સિદ્ધાંતનો નિર્દેશ અને નોંધ છે.[6] સિદ્ધાંતના અગણિત સમૂહને વાસ્તવિક રીતે સમજવા માટેનો સંપૂર્ણ ખજાનો આ બે અંગોમાં છે.

1. *Cf.* Jacobi, *S.B.E.*, xlv., p. 324.
2. *Cf. ibid.*, p. 251.
3. *Ibid.*, pp. 276, 277.
4. Winternitz, *op. cit.*, p. 300; Belvalkar, *op.* and *loc. cit.*
5. *Cf.* Winternitz, *op.* and *loc. cit.*; Weber, *I.A.*, xviii., p. 370.
6. *Cf.* Winternitz, *op.* and *loc. cit.*; Weber, *op. cit.*, p. 377. "To the detailed consideration of the 12 *Angas* there is appended here, as in the *Nandī*, a passage on the entire *Duvalasaṅgoṁ*

પાંચમું અંગ **ભગવતી** એ જૈન સિદ્ધાંતમાં વધુ અગત્યનો પવિત્ર મૌલિક ગ્રંથ છે. જૈન ઇતિહાસની દૃષ્ટિએ તેનું સ્થાન અદ્વિતીય છે. પાર્શ્વ, મહાવીર અને તેમના સમસમયીઓના સંબંધમાં પહેલાના પ્રકરણોમાં અનેક વાર આનો નિર્દેશ કર્યો છે. આ ઉપરાંત જૈન માન્યતાની કેટલીક ગુંચોનો ઉકેલ પણ આમાં છે; કોઇક ઠેકાણે ઉપદેશરૂપે તો કોઇક ઠેકાણે દંતકથાના સંવાદ ( ઐતિહાસિક સંવાદ ) રૂપે છે. આમાંની મુખ્ય દંતકથાઓ મહાવીરના પૂર્વાનુગામીઓ, સમસમયીઓ, પાર્શ્વના શિષ્યો તથા જેણે ભગવતીનું પંદરમું શતક રોકયું છે તેવા સંપ્રદાય પ્રવર્તકો જમાલિ અને ગોસાલ મકખલિપુત્તની છે.[1] વેબરના શબ્દોમાં " આ બધી દંતકથાઓની હકીકત વિશ્વસ્ત લાગે છે. ઘણું ખરૂં આ દંતકથાઓ મહાવીરના પોતાના જીવન સમયનો અગત્યનો પુરાવો ( કેમકે વારંવાર આમાંનું વર્ણન બુદ્ધ દંતકથાઓને મળતું આવે છે ) પૂરો પાડે છે."[2]

**નાયાધમ્મકહાઓ** અર્થાત્ સિદ્ધાંતનું છઠ્ઠું અંગ ધર્મકથા આપણને જૈનોના વર્ણનાત્મક સાહિત્ય પ્રતિ દોરે છે. નૈતિક ઉદાહરણોના હેતુથી આ ઉપમેય વાર્તાનો સમૂહ રચાયો છે અને હિંદી વાર્તા સાહિત્યની માફક જૈનકથા સાહિત્યે પણ તે હેતુ સિદ્ધ કર્યો છે. જૈન વ્યાખ્યાનકાર ધર્મદેશનાનો વિષય ગદ્ય કે પદ્યમાંથી ઉપાડીને પ્રાંતે મહાવીરના સિદ્ધાંતના પ્રચાર માટે અમોઘ સાધન તરીકે અનુયાયીઓને એક વિસ્તૃત અને રસપ્રદ કથા કહી સંભળાવે છે.

હર્ટેલના મતે જૈન ધર્મદેશનાનું આ સ્વરૂપ સાહિત્યની દૃષ્ટિએ બુદ્ધ જાતકોને મળતું છે એમ નહિ પરંતુ તેનાથી ચઢિયાતું છે.[3] પૌર્વાત્ય સાહિત્યનો આ અભ્યાસી નોંધે છે કે " હિંદી કળાનું લાક્ષણિક સ્વરૂપ એ જૈન કથાનકો છે. જૈનોની કથા કહેવાની પદ્ધતિ બુદ્ધોની પદ્ધતિથી મુખ્ય મુદ્દામાં જુદી પડે છે. તેમનાં મુખ્ય કથાનક ભૂતકાળનાં નહિ, પણ વર્તમાનનાં હોય છે; તેઓ પોતાના સિદ્ધાંતો સીધી નહિ પણ આડકતરી રીતે ઉપદેશે છે અને આ વાર્તાઓમાં ભાવી જીનનું પાત્ર રજુ કરવું પડતું નથી."[4]

*Gaṇipiḍagam.* This deals partly with the attacks which it was subjected to in the past, which it now experiences in the present and will experience in the future, partly with the devoted acquiescence which is its lot to meet with in these three periods, and concludes with the declaration of its certain existence for ever: *na kayāi na āsi, na kayāi na'tthi, na kayāi na bhavissati.*"—*Ibid.* To this Weber makes the following note: "According to Abhayadevasūri attacks at the hands of Jamāli, Goshṭhāmāhila, etc.—*i.e.* the representatives of the seven schisms."—*Ibid.*, n. 65.

1. *Cf.* Winternitz, *op. cit.*, pp. 300-301. "Of the legends which are adduced here, those claim a special interest which deal with predecessors or contemporaries of Mahāvira, with the opinion of his heterodox opponents . . . and with their conversion."—Weber, *I. A.*, xix., p. 64.

2. *Ibid.*, p. 65.

3. Hertel, *op. cit.*, p. 7.

4. *Ibid.*, p. 8.

જૈનોનાં આ વર્ણનો ઘણુંખરાં ઉપમેય વાર્તાઓનાં છે. સામાન્યતઃ મુખ્ય વાર્તા કરતાં આ ઉપમાઓ પર ખૂબ વજન દેવામાં આવે છે. પહેલા અંગમાં નીચે પ્રમાણે એક કથા છેઃ એક ગૃહસ્થને ચાર પુત્રવધૂઓ હતી. તેમની પરીક્ષા માટે તેણે તે દરેકને ચોખાના પાંચ દાણા પાછા માગતા સુધી સાચવવા આપ્યા. તે દરમિયાન પહેલીએ "કોઠારમાં આવા દાણા ઘણા છે, માંગશે ત્યારે બીજા આપીશ" એમ વિચારી તે દાણા ફેંકી દીધા, અને બીજી પણ તેજ વિચારથી દાણા ખાઈ ગઈ. ત્રીજીએ તે દાણા પોતાનાં આભૂષણોની ડબ્બીમાં સાચવી મૂક્યા, પરંતુ ચોથીએ પાંચ વર્ષ સુધી દાણા પાછા માંગ્યા નહિ ત્યાંસુધી વાવ્યા કર્યા અને તેનો પાક એકઠો કરી સંઘરી રાખ્યો. જ્યારે તે ગૃહસ્થે દાણા પાછા માંગી તપાસ કરી ત્યારે તેણે પહેલીને છાણ વાસીદાનું, બીજીને રસોઈનું, ત્રીજીને માલમિલકતની રક્ષાનું અને ચોથીને સમગ્ર ઘરની વ્યવસ્થાનું કામ સોંપ્યું. આ વાર્તાનો સાર એ છે કે આ ચાર પુત્રવધૂઓની સરખામણી સાધુઓના પ્રકાર સાથે અને પાંચ દાણાની સરખામણી પંચમહાવ્રત સાથે છે. પહેલો વર્ગ પાંચ મહાવ્રત પાળવા જરાપણ ઉત્સુક હોતો નથી, બીજો વર્ગ વ્રતોની ઉપેક્ષા કરે છે, ત્રીજો વર્ગ વ્રતો પાળવા પ્રામાણિક પ્રયત્ન કરે છે અને ચોથો વર્ગ વ્રતો પાળીને સંતોષ પામે છે એટલું જ નહિ પરંતુ પોતાના અનુયાયીઓ મેળવવા પ્રયત્ન કરે છે.[1]

સાતમું, આઠમું અને નવમું અંગ પણ વર્ણનાત્મક છે; તેમાંના પહેલા ઉવાસગ-દસાઓમાં દશ ધનાઢ્ય અને સુશીલ વેપારી શ્રાવકોની દંતકથાઓ છે કે જે ગૃહસ્થ હોવા છતાંય તપદ્વારા અદ્‌ભુત શક્તિઓ મેળવે છે. આખરે તેઓ આદર્શ જૈન સાધુની માફક મરણાંત અનશન કરી કાળ કરી દેવલોકમાં જાય છે.[2] તેમાં પણ ધનાઢ્ય કુંભાર સદ્દાલપુત્ત 'આજીવકના ભક્ત'ની વાત અતિ રસપ્રદ છે કે જેને આખરે મહાવીરે પોતાના સિદ્ધાંતનું સત્ય સમજાવી તેનો સ્વીકાર કરાવ્યો હતો.[3] તેજ પ્રમાણે આઠમું અને નવમું અંગ સંસાર તજી ઉત્કૃષ્ટ દૈવી સુખ-મોક્ષ મેળવનાર પવિત્ર પુરુષોની દંતકથાઓનું છે.[4]

અસ્તિત્વ ધરાવતાં અંગોમાંનાં છેલ્લાં પ્રશ્નવ્યાકરણાનિ અને વિપાકશ્રુતં એ બેમાંનું પહેલું દંતકથાનકોને બદલે સૈદ્ધાન્તિક છે જ્યારે બીજું તેથી ઊલટું છે. તેમાં દસ નૈતિક ધર્મોની ચર્ચા છે જેના બે વિભાગ છે. પાંચ અધર્મો–હિંસા, અસત્ય, ચૌર્ય, મૈથુન અને પરિગ્રહ ત્યાજ્ય હોઈ નિષેધરૂપ છે; જ્યારે પાંચ ધર્મો–અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ ઉપાદેય હોઈ આજ્ઞારૂપ છે.[5] વિપાક-સૂત્રમાં પુણ્ય અને પાપ કાર્યોના ફળની દંતકથાઓ છે કે જે ડૉ. વિન્ટરનિટ્ઝના મતે, અવદાનશતક અને કર્મશતક નામની બૌદ્ધધર્મકથાઓના જેવી છે.[6]

1. *Cf. Jñātā, sut.* 63, pp. 115–120.
2. *Cf.* Hoernle, *Uvāsaga-Dasāo*, i., pp. 1-44, etc.
3. *Cf. ibid.*, pp. 105–140.
4. *Cf.* Barnett, *The Antagaḍa-Dasāo and Aṇuttarovavāiya-Dasāo*, pp. 15-16, 110, etc.
5. *Cf.* Weber, *I.A.*, xx., p. 23.
6. *Cf.* Winternitz, *op. cit.*, p. 306.

જૈનોનું બારમું અંગ આજે હસ્તીમાં નથી. ચૌદ પૂર્વો કે જે અંગ સાહિત્યથી સ્વતંત્ર રીતે જુદાં અસ્તિત્વ ધરાવતાં બંધ થયાં ત્યારે તેનો સમાવેશ બારમા અંગમાં કરવામાં આવ્યો હતો તે બારમું અંગ વિચ્છેદ ગયું છે.[1] દૃષ્ટિવાદના વિચ્છેદને અંગે એક પ્રશ્ન વિચારવા જેવો છે. યુરોપના જૈન સાહિત્યના પ્રખ્યાત અભ્યાસીઓ માને છે કે તેમના પવિત્ર સાહિત્યમાંનો સૌથી વધારે જૂનો અને પવિત્ર ભાગ વિચ્છેદ ગયો તેનું ખાત્રીલાયક કાંઈ કારણ જૈનો પણ આપતા નથી તેથી આ સંબંધમાં તેમના અનેક મતો તેમણે દર્શાવ્યા છે. આ અભ્યાસીઓના કેટલાક મતોની નોંધ લઈએ. વેબર માને છે કે દૃષ્ટિવાદ ધાર્મિક સિદ્ધાંતના મૂળતત્ત્વોને બંધબેસતો ન જણાયાથી જૈનોએ પોતે તેનો ઇરાદાપૂર્વક ત્યાગ કર્યો હતો.[2] યાકોબીના મતે દૃષ્ટિવાદ વિચ્છેદ ગયો કેમકે તેમાં મહાવીર અને તેમના પ્રતિસ્પર્ધીઓના પ્રવાહ (સંવાદો–ચર્ચા) હતા કે જેમાં ક્રમશઃ રસ ઓછો થતો ગયો અને છેવટે જૈનોને પોતાને પણ તે સમગ્ર સમજવું કઠણ થઈ પડ્યું.[3] છેલ્લે લૉયમન દૃષ્ટિવાદના વિચ્છેદનું તદ્દન જુદું જ કારણ આપે છે. તેમના મતે આ અંગમાં મંત્ર તંત્ર વિદ્યા, ઇંદ્રજાળ, જ્યોતિષ આદિ સમાયાં હશે અને તેના વિચ્છેદનું આ સાચું કારણ હશે.[4]

જૈનોના બારમા અંગના વિચ્છેદનાં આ બધાં કારણોમાં એક ખામી સામાન્ય જણાય છે તે એ કે દૃષ્ટિવાદ ("અર્થાત્ પૂર્વો—જે એક જ મનાય છે"[5]) જૈનોએ ત્યજી દીધું છે. જૈનોની દંતકથાના આધારે તો ખાસ કરીને આ વધારે વિચિત્ર લાગે છે; કારણ કે તેઓ માને છે કે પૂર્વો ધીમે ધીમે વિચ્છેદ ગયાં, અને તે પણ મહાવીરના નિર્વાણથી ૧૦૦૦ વર્ષે, એટલે કે સિદ્ધાંત પુસ્તકારૂઢ થયાં તે સમયે પૂર્વો સંપૂર્ણ વિચ્છેદ ગયાં હતાં. ગમે તેટલા ઓછા અંશે આ નોંધ સ્વીકારીએ તો પણ ડૉ. શાર્પેન્ટિયરની સાથે અમારા મતે "આ આખીય નોંધની ઉપેક્ષા કરી શકાય તેમ નથી."[6]

અંગોના ક્રમાંક સાથે સંબંધ ધરાવતો સિદ્ધાંતનો બીજો વિભાગ બાર ઉપાંગોનો છે. વેબર અને અન્ય વિદ્વાનોના મતે "અંગ અને ઉપાંગના ક્રમને પરસ્પર સાચો આંતરિક સંબંધ હોવાનો પુરાવો મળતો નથી."[7] પહેલાં જણાવ્યા પ્રમાણે પ્રથમ ઉપાંગ ઔપપાતિ-

1. The fourteen *Pūrvas* were included as the third great subdivision of the twelfth *Aṅga*. *Cf.* Weber, *op. cit.*, p. 174.

2. *Cf.* Weber, *I.A.*, xvii., p. 286.

3. *Cf.* Jacobi, *S.B.E.*, xxii., Int., pp. xlv ff.

4. "... des Diṭṭhivāya eine ganz analoge tantra-artige Texpartie gestanden hat, sondern, lässt damit zugleich auch errathen, warum der Diṭṭhivāya veloran gegangen ist."—Leumann, "Beziehungen der Jaina Literatur zu Andern Literaturkreisen Indiens," *Actes du Congress à Leide*, 1883, p. 559.

5. Charpentier, *op. cit.*, Int., pp. 22-23. "Tradition indeed appears to regard the *Pūrvas* as identical with the *Diṭṭhivāya*."—Weber, *I.A.*, xx., p. 170.

6. *Cf.* Charpentier, *op. cit.*, Int., p. 23.

7. Weber, *op. cit.*, p. 366. *Cf.* Winternitz, *op.* and *loc. cit.*,

કનો વિચાર કરતાં તે ઐતિહાસિક અગત્યતા ધરાવે છે જેમાં ચંપામાં મહાવીરની પધરામણી અને તેમની દેશના તથા રાજા કૂણિય યા અજાતશત્રુનું મહાવીરના વંદન માટે આગમન આદિનું વર્ણન છે.

રાજપ્રશ્નીય નામના બીજા ઉપાંગમાં સૂરિઆભ દેવનું પોતાના પરિવાર સહિત રાજા શ્વેતના અમલકપ્પા નગરમાં આગમન અને મહાવીર પ્રતિ પોતાના સંગીત, વાદન અને નૃત્ય વડે ભક્તિ દર્શાવ્યાનું વિસ્તૃત વર્ણન છે.[1] વધુમાં તે ગ્રંથની અગત્યતા રાજા પએશી ( પ્રદેશી ) અને ગણધર કેસિ વચ્ચેના સંવાદના કારણે વિશેષ છે, કે જે જીવ ( આત્મા ) ના દેહ ( શરીર ) સાથેના સંબંધને લગતા પ્રશ્નથી શરૂ થાય છે અને આ ખુલ્લા મનના રાજાના જૈનધર્મના સ્વીકારમાં પરિણમે છે.[2]

બાકીના ઉપાંગોમાંના ત્રીજા અને ચોથાને સાથે લઈએ કારણ કે વસ્તુ અને ચર્ચામાં તે સમાન છે. આમાંનુ પહેલું ચેતનમય કુદરતના જુદા જુદા વર્ગો અને રૂપોની સંવાદમાં ચર્ચા કરે છે જ્યારે બીજું જીવોની જુદા જુદા પ્રકારની જીવનચર્યા નોંધે છે.[3] તેમ છતાં પણ ચોથું ઉપાંગ પ્રજ્ઞાપના બાકીના સિદ્ધાંત ગ્રંથોથી જુદું પડે છે અને તે ખરતર તથા તપગચ્છની પટ્ટાવલિઓમાં જણાવેલા વીર પછી ચોથા સૈકામાં થયેલા અજ્જ સામ ( આર્ય શ્યામ અર્થાત્ શ્યામાર્ય ) ને કર્તા તરીકે નોંધે છે.[4]

આ પછી જૈનોના પાંચમા, છઠ્ઠા તથા સાતમા ઉપાંગોનો સમૂહ આવે છે. સૂર્યપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ અને ચંદ્રપ્રજ્ઞપ્તિ એ જૈનોના વૈજ્ઞાનિક ગ્રંથો છે. આ ગ્રંથો ખગોળ, ભારતવર્ષની દંતકથા પ્રમાણેની ભૂગોળ અને સ્વર્ગ આદિના વર્ણન સહિત કાળગણના પદ્ધતિ અનુક્રમે વર્ણવે છે. આમાંથી પાંચમા ઉપાંગ સૂર્યપ્રજ્ઞપ્તિ પર ખાસ વિચાર કરવાની જરૂર છે. ડૉ. વેબર કહે છે કે "તેમાં જૈનોના ખગોળને લગતા વ્યવસ્થિત હેવાલો છે. ગ્રીક અસરે તેમાં ફેરફાર કરવામાં કાંઈ ભાગ ભજવ્યો છે કે કેમ તે એક પ્રશ્ન છે; હિંદી ખગોળ વિદ્યાની મૌલિક પદ્ધતિ કે જે નાસ્તિકોની પ્રમાણભૂત તથા વિસ્તૃત અસર થયા પહેલાંની છે તેની અહીં નોંધ લેવાની છે."[5] હિંદી ખગોળ વિદ્યાની મૌલિક પદ્ધતિ માટે સૂર્યપ્રજ્ઞપ્તિ એ એક અદ્વિતીય નમૂનો છે કે જે પૂર્વમાં ગ્રીક અસર થઈ તે પહેલાંનો છે એ હકીકત બીજા વિદ્વાનો પણ સ્વીકારે છે.[6] અને જૈન ઇતિહાસની દૃષ્ટિએ તેની અગત્યતા સ્પષ્ટ છે.

1. *Cf. Rājapraśnīya-Sūtra* ( Āgamodaya Samiti ), *Sū.* 1 ff.

2. *Cf. ibid., Sū.* 65-79.

3. *Cf.* Weber, *op. cit.*, pp. 371, 373.

4 *Cf.* Klatt, *I.A.*, xi., pp. 247, 251. According to Dr Charpentier, "*Upāṅga* 4 is expressly stated to be the work of Ārya Śyāma, a patriarch who is certainly identical with that Kālakācārya whom the tradition places in the time of Gardabhila, the father of Vikramāditya."—Charpentier, *op. cit.*, Int., p. 27. *Cf.* Jacobi, *Z.D.M.G.*, xxxiv., pp. 251 ff.

5. Weber, *I.A.*, xxi., pp. 14-15.

6. *Cf.* Jacobi, *S.B.E.*, xxii., Int., p. xl; Leumann, *op. cit.*, pp. 552-553. Thibaut, *J.A.S.B.*, xlix., 1880, p. 108. For some facts of especial interest in connection with the *Sūryaprajñapti* see *ibid.*, pp. 107-121, 181-206.

છેલ્લાં પાંચ ઉપાંગો નિરયાવલીસુત્તં નામે એક જ મૂળ ગ્રંથના પાંચ વિભાગો છે. વેબરના શબ્દોમાં "આ પાંચ વિભાગોની પાંચ ઉપાંગો તરીકે ગણના અંગોની સંખ્યા સાથે તેની સંખ્યા સરખી કરવાના વિચારથી ઉદ્ભવી જણાય છે."[૧] આઠમા ઉપાંગની ઐતિહાસિક અગત્યતા તેમાં કૂણિકના દશ સાવકા ભાઈઓ મહાન લિચ્છવી રાજા ચેડગ સામેના યુદ્ધમાં મરાયા હતા અને પરિણામે તેઓએ જુદા જુદા નરકોમાં પુનર્જન્મ લીધો હતો તેની ચર્ચામાં છે.[૨]

સિદ્ધાંતના બીજા સમૂહ ઉપાંગો વિષે આટલું બસ છે. સિદ્ધાંતનો ત્રીજો સમૂહ દશ પયન્ના અથવા પ્રકીર્ણોનો બનેલો છે. આ ગ્રંથો "શબ્દના ભાવવાહી અર્થ અનુસાર 'છૂટી-છવાઈ' અર્થાત 'ઉતાવળથી તૈયાર કરેલી' નોંધો એ નામ ધરાવે છે અને તે વૈદિક પરિશિષ્ટોની માફક ગ્રંથોના જુદા સમૂહ તરીકે બરાબર બંધબેસતો છે. પરિશિષ્ટોની જેમ કેટલાક અપવાદ સિવાય અંગોની કારિકા માટે વપરાયેલી આર્યામાં આ ગ્રંથો લખાયેલા છે."[૩] આ પયન્ના અનેક વિષયો ચર્ચે છે. તેમાં અર્હતો, સિદ્ધો, સાધુઓ અને ધર્મના ચાર શરણુ અંગીકાર કરવાસંબંધી પ્રાર્થનાઓ, સંલેખનાવિધિ, ગર્ભમાં ચેતન, ગુરુ અને શિષ્યના ગુણો તથા દેવોની ગણના આદિ વર્ણનો છે.[૪]

હવે સિદ્ધાંતના ચોથા સમૂહ છેદસૂત્રોને લઇએ. તેમાં સાધુ તથા સાધ્વીની જીવન-ચર્યાના નિષેધાત્મક નિયમો છે અને તે માટે શિક્ષા યા પ્રાયશ્ચિત્ત પણ બતાવેલાં છે; તે ઉપરાંત તેમાં દંતકથાને પણ ગૌણ રીતે ગૂંથેલી છે. તે બધાં પરિણામે બુદ્ધોના વિનયને મળતાં આવે છે જેની સાથે કેટલાક તફાવતો હોવા છતાં પણ વસ્તુ અને ચર્ચાની પદ્ધતિમાં સંબંધ ધરાવે છે.[૫] છેદસૂત્રોની પ્રાચીનતા બાબત વિન્ટરનિટ્ઝ અને વેબરના મત પ્રમાણે તેમાંનો મોટો ભાગ ઘણો પ્રાચીન છે. કારણુ કે આ સમૂહનો ઘણો ભાગ છેદસૂત્રો ૩–૫ સિદ્ધાંતના જૂનામાં જૂના ભાગમાંનો જ છે.[૬]

આ ત્રણ છેદસૂત્રો—ત્રીજું, ચોથું અને પાંચમું જે દસા–કપ્પ–વવહારના નામથી પ્રસિદ્ધ છે તે એક સમૂહ તરીકે છે.[૭] તેમાંના કલ્પ અને વ્યવહાર એ બે સૂત્રોના સંબંધમાં વારંવાર ભદ્રબાહુનો નિર્દેશ થયો છે; કે જે તેમણે નવમા પૂર્વમાંથી ઉદ્ધરેલાં જણાય છે.[૮] છેદસૂત્રોના સમૂહમાંના ત્રીજા આચારદસાઓના કર્તા તરીકે તો ભદ્રબાહુ વિષે દંતકથા પણ ટેકો આપે છે. તેમાંનું આઠમું પ્રકરણ ભદ્રબાહુના કલ્પ–સૂત્રને નામે લાંબા વખતથી

1. Weber, *op. cit.*, p. 23.
2. *Cf. Niryāvalika-Sutra*, pp. 3–19.
3. Weber, *op. cit.*, p. 106. *Cf.* Winternitz, *op. cit.*, p. 308.
4. *Cf.* Weber, *op. cit.*, pp. 109–112; Winternitz, *op.* and *loc. cit.*
5. *Cf.* Weber, *op. cit.*, p. 179; Winternitz, *op. cit.*, p. 309.
6. Cf. *ibid.*, p. 308; Weber, *op. cit.*, pp. 179–180.
7. *Cf.* Winternitz, *op. cit.*, p. 309; Weber, *op. cit.*, pp. 179, 210.
8. दसकप्पव्ववहारा, निज्जूढा जेण नवमपुव्वाओ । वंदामि भद्दबाहुं. . . .—*Rshimandalastotra*, v. 166.

પ્રખ્યાત છે. તે કલ્પ-સૂત્ર નામના આખા ગ્રંથનું બનેલું છે, જેના ત્રણ ભાગ છે. જો કે યાકોબી અને બીજાઓ સારી રીતે માને છે કે 'સામાચારી' યા યતિના નિયમો નામનો ત્રીજો ભાગ કે જે 'પર્યુષણા કલ્પ' તરીકે ઓળખાય છે તે જ આ છે અને બાકી રહેલા આચારદસાઓ સાથે તેને ભદ્રબાહુનો ગણાવી શકાય.[1]

ભદ્રબાહુ રચિત કલ્પ-સૂત્રના વિષયને અહીં વીગતથી ચર્ચવાની આવશ્યકતા નથી. મહાવીર અને તેમના પુરોગામી ત્રેવીશ તીર્થંકરોનાં ચરિત્રો, મહાવીરના અનુગામી જૈન સંઘના આચાર્યો તથા યતિઓને પાળવાનાં વિધિવિધાનો વગેરે વર્ણન પ્રસંગે આપણે તેનો નિર્દેશ કર્યો છે. છેદસૂત્રો બાબત આટલી ચર્ચા બાદ આપણે જૈન સિદ્ધાંતના બાકીના બે સમૂહ ચાર મૂલસૂત્રો અને બે ચૂલિકાસૂત્રોને ટૂંકમાં વિચારીશું.

પ્રથમ મૂળસૂત્રો લેતાં જૈન સિદ્ધાંતના આ સમૂહનું નામ શંકાસ્પદ લાગે છે. સામાન્યતઃ તેનો અર્થ મૂલ ગ્રંથ એવો થાય. ડૉ. શાર્પેન્ટિયરના મતે બુદ્ધની માફક જૈનોએ પણ 'મૂળ ગ્રંથના' પર્યાય તરીકે મૂળ શબ્દ વાપર્યો હોય તેમ લાગે છે; અને તેપણ મહાવીરના પોતાના મૂળ શબ્દોને અનુલક્ષીને જ.[2] આ સૂત્રોના વિષયોસંબંધમાં પ્રથમના ત્રણ સાહિત્યિક દૃષ્ટિએ મહાન અગત્યના છે. પ્રાચીન કાવ્યના નમૂનાસમું પહેલું ઉત્તરાધ્યયન સિદ્ધાંતના અમૂલ્ય ખજાનારૂપ છે. સાધુની આદર્શ જીવનચર્યાને લગતા નિયમનો અને તે વિષયને સ્પષ્ટ કરતી ઉપમાઓથી તે ભરેલું છે. યાકોબીએ ટૂંકમાં દર્શાવેલ પ્રાચીન વિદ્વાનોના મતાનુસાર મૂળ ગ્રંથનો ઉદ્દેશ "નવીન સાધુને તેના મુખ્ય આચારોનું સૂચન કરવાનો, ઉપદેશો અને ઉદાહરણોથી સાધુ જીવનની મહત્તા બતાવવાનો, તેના આધ્યાત્મિક જીવનમાં રહેલ ભયસ્થાનો સામે ચેતવણી આપવાનો અને કેટલીક સિદ્ધાંતવિષયક માહિતી આપવાનો છે."[3]

જૈન સાહિત્યના અર્વાચીન વિદ્વાનોના મતે તેમાંનો ઘણો ખરો હેવાલ આપણા પર પ્રાચીનતાની છાપ પાડે છે અને તે આ પ્રકારના બૌદ્ધ ગ્રંથો તેમ જ સિદ્ધાંતના પ્રાચીનતમ વિભાગ બીજા અંગનું સ્મરણ કરાવે છે.[4] આમ તે તેના ઉદ્દેશ અને તેમાં ચર્ચાયેલ વિષયોના સંબંધમાં સૂત્રકૃતાંગને મળતું આવે છે. તેમ છતાંય ઉત્તરાધ્યયનમાં "પ્રસંગે પ્રસંગે નાસ્તિકવાદની ચર્ચા કરી છે, જો કે સંપૂર્ણ રીતે તો નહિ જ. દેખીતી રીતે આ દિશા તરફનાં ભયસ્થાનો સમય જતાં ઓછાં થતાં ગયાં અને સંપ્રદાયની સંસ્થા દૃઢ બની ગઈ. નવીન સાધુને જીવ અને અજીવ સંબંધી સંપૂર્ણ જ્ઞાનની આવશ્યકતા વધુ રસપ્રદ હોય તેમ લાગે છે, કેમકે પુસ્તકને અંતે આ વિષેનો એક વિસ્તૃત નિબંધ ઉમેરવામાં આવ્યો છે."[5]

1. Jacobi, *Kalpa-Sutra*, pp. 22-23; Winternitz, *op.* and *loc. cit.*; Weber, *op. cit.*, p. 211.
2. Charpentier, *op. cit.*, Int., p. 32.
3. Jacobi, *S.B.E.*, xlv., Int., p. xxxix.
4. *Cf.* Charpentier, *op. cit.*, Int., p. 34; Winternitz, *op. cit.*, p. 312; Weber, *op. cit.*, p. 310.
5. Jacobi, *op.* and *loc. cit.*

**મૂલસૂત્રો**માંનું બીજું **આવશ્યક-સૂત્ર** જૈન સાધુ યા ગૃહસ્થના આવશ્યક કર્તવ્યરૂપ છ આવશ્યકની ચર્ચા કરે છે.[1] આ ક્રિયાઓની સાથે ઐતિહાસિક અને અર્ધ ઐતિહાસિક વર્ણનો છે કે જે ટીકાઓમાં આપણને વારસામાં મળ્યાં છે. વેબરના મતે "આ વિષયના સંબંધમાં તેમાં મહાવીરના સિદ્ધાંતની ચર્ચા માત્ર છે એમ નહિ પણ તે સિદ્ધાંતનો એટલે કે મહાવીરનો, તેમના પુરોગામીઓનો, તેના અનુગામી ગણધરોનો અને તેમના પ્રતિસ્પર્ધી નિન્હવોનો ઇતિહાસ પણ આપેલો છે. નિન્હવો કાળાનુક્રમે વર્ણવેલા છે. હરિભદ્ર પ્રાકૃત ગદ્યમાં (કેટલેક પ્રસંગે પદ્યમાં) આ વિષયનાં દૃષ્ટાંતો અને ઉદાહરણો જે મૂળગ્રંથોમાં વારંવાર વર્ણવેલાં છે તે વિગતવાર નોંધે છે."[2]

હવે બાકીનાં બે **મૂલસૂત્રો** લેતાં તેમાંનું પહેલું દસવેયાલિય વિનય અર્થાત જૈન-સાધુના નિયમનોને સ્પર્શે છે અને ડૉ. વિન્ટરનિટ્ઝના મતે તે બૌદ્ધોના ધમ્મપદનું સ્મરણ કરાવે છે.[3] જૈન સિદ્ધાંતના આ સળંગ ગ્રંથના કર્તા મહાવીરની પાટના ચોથા પુરુષ શય્યંભવ યા સજ્જંભવ છે. શ્રીમતી સ્ટીવન્સન "સાધુજીવન ગાળતા પિતાના પુત્ર પ્રતિના પ્રેમના સ્મારક તરીકે આ સૂત્રને ગણે છે,"[4] કારણ કે તે સૂત્રની રચના તે આચાર્યના પુત્ર મનકના હિતાર્થે કરેલી છે.[5] છેલ્લા **મૂલસૂત્ર**ના સંબંધમાં એટલું કહેવું બસ છે કે તે આગમના પરિશિષ્ટરૂપ છે.

છેવટે જૈન સિદ્ધાંતમાં **નંદીસૂત્ર** અને **અનુયોગદ્વારસૂત્ર**નો વિચાર કરવાનો રહે છે. બન્નેના વિષયો સમાન હોવા છતાં પદ્ધતિમાં બન્ને જુદાં પડે છે. તે ઓછેવત્તે અંશે જ્ઞાનકોષ સમા છે અને પવિત્ર મૂળગ્રંથોનું સાચું જ્ઞાન મેળવવા અને સમગ્ર આલોચનાત્મક પદ્ધતિ-સર માહિતી મેળવવાના સાધનરૂપ છે.[6] આ રીતે ડૉ. વેબરના અભિપ્રાય પ્રમાણે તેના કર્તા પોતાના વાચકોને આ **સૂત્રો**માં પ્રસ્તાવનારૂપે સિદ્ધાંત પ્રતિપાદન કરે છે. તે વિદ્વાન જણાવે છે કે "આ બે ગ્રંથો તેના માટે સુંદર રીતે યોજેલા છે કે જે ગ્રંથોના સમૂહને પૂર્ણ કરીને કે તેની ટૂંક નોંધ ઉતારીને પવિત્ર જ્ઞાનના ઝરણામાંથી પાન કરવા જીજ્ઞાસુ હોય."[7] જો કે જૈનદંતકથા પ્રમાણે દેવર્ધિગણિ આ બે ચૂલિકાના કર્તા ગણાય છે. તો પણ વેબર અને શાર્પેન્ટિયરના મતે આ અનુમાન પર આવવા માટે કોઈ પણ બાહ્ય કારણ

1. समणेण सावएण य अवस्सकायव्वयं हवइ जम्हा। अंतो अहोणिसस्स य तम्हा आवस्सयं नाम.—*Āvaśyaka-Sūtra*, p. 53; the six *Āvaśyakas* in order are as follows:—The *Sāmāiam*, or avoidance of evil deeds; the *Cauvisattho*, or praise of twenty-four Jinas; the *Vandanayam*, or veneration of the teachers; the *Paḍikamaṇam*, or confession; the *Kāusaggu*, or atonement of sins committed by penance and meditation; and the *Paccakkhāṇam*, or abstention from food, etc. *Cf. ibid.*.

2. Weber, *op. cit.*, p. 330.

3. *Cf.* Winternitz, *op. cit.*, p. 315.

4. Stevenson (Mrs), *op. cit.*, p. 70.

5. *Cf.* Jacobi, *Kalpa-Sūtra*, p. 118; Klatt, *op. cit.*, pp. 246, 251. For the tradition about the composition of the *Daśavaikālika* see Hemacandra, *Pariśishṭaparvan*, Canto V.

6. *Cf.* Weber, *op. cit.*, pp. 293-294; Winternitz, *op.* and *loc. cit.*

7. Weber, *op. cit.*, p. 294.

જણાતું નથી અને વિષયપરથી મળતી માહિતી પણ તેને ટેકો આપતી નથી.[1] છેવટે શાર્પેન્ટિયર જણાવે છે કે "હું માનું છું ત્યાંસુધી દેવર્ધિને કર્તા તરીકે સ્થાપિત કરવાને મજબૂત કારણો મળી શકતાં નથી. પણ આપણે તેમને સિદ્ધાંત ગ્રંથોના કર્તાને બદલે વાચના કર્તા તરીકે ગણી શકીએ."[2]

શ્વેતાંબર જૈનોના સિદ્ધાંત ગ્રંથો માટે આટલું બસ છે.[3] તેની ભાષાસંબંધમાં દેવર્ધિ ગણિના સમય સુધીની જૈનસાહિત્યની અસ્તવ્યસ્ત દશા ઉપરથી એ અનુમાનપર આવી શકીએ કે વારસામાં મળેલી મૂળ ભાષામાં ધીમે ધીમે પરિવર્તન થયું છે. તેમ છતાં એ સંભવિત છે કે ઇ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિના સાંપ્રદાયિક સુધારકો લોકસમૂહના મોટા ભાગને મોક્ષમાર્ગ સમજાવવા બ્રાહ્મણ વિદ્વાનોની સામે થઈ વિદ્વદ્ભોગ્ય સંસ્કૃત ભાષાના બદલે સામાન્ય જનસમૂહની ભાષા પોતાના ઉપદેશ માટે વાપરતા થયા હતા. લોકસમૂહની આ ભાષા મહાવીરની જન્મભૂમિ મગધની માતૃભાષા અને લિપિ હોય તેમ જણાય છે. તેમ છતાં જૈનોએ વાપરેલ માગધી "અશોકના શિલાલેખો તથા પ્રાકૃત વૈયાકરણીઓની માગધી સાથે ઓછો સંબંધ ધરાવે છે."[4] આ કારણે જૈનોએ વાપરેલી શુદ્ધ ભાષાને અર્ધમાગધી-મિશ્રભાષા કહેવામાં આવે છે કે જે "મોટા ભાગે માગધીની બનેલી છે, પરંતુ તે સાથે તેણે પરભાષાનાં પણ કેટલાંક તત્ત્વો ગ્રહણ કર્યાં છે. મહાવીરે પોતે તેમના સંસર્ગમાં આવનારાઓને સમજાવવા માટે આવી મિશ્રભાષા વાપરી હતી કેમકે તેથી પોતાની માતૃભૂમિના સીમાડાપર રહેતી પ્રજા પણ તે ભાષા સમજી શકે."[5]

જૈનદંતકથા અનુસાર "જૂનું સૂત્ર અર્ધ-માગધી નામની ભાષામાં રચાયું હતું;"[6] પરંતુ તે 'જૂના સૂત્રની' જૈન પ્રાકૃતભાષા ટીકાકારો અને કવિઓની ભાષાથી જુદી પડે છે. જૈનો તે ભાષાને ઋષિઓની ભાષા અર્થાત આર્ષ કહે છે, જ્યારે સિદ્ધાંત લખવામાં વપરાયેલ ભાષા મહારાષ્ટ્રીને લગભગ મળતી છે કે જે જૈન મહારાષ્ટ્રી તરીકે ઓળખાય છે. જૈન ગ્રંથોને છેવટના રૂપમાં મૂકતા પહેલાં જૈનોએ વાપરેલી અને વિકસાવેલી ભાષાની ખૂબીઓની વિગતમાં આપણે ઉતરીશું નહિ. એટલું જ બસ છે કે "જૈન મહારાષ્ટ્રી, પવિત્ર ભાષા તરીકે સ્વીકાર્યા બાદ સંસ્કૃત ભાષાએ તેનું સ્થાન લઈ લીધું ત્યાંસુધી તે જૈનોની શાબ્દિક ભાષા તરીકે કાયમ રહી."[7]

જૈનોના સૈદ્ધાંતિક સિવાયના અન્ય સાહિત્યમાં એક બાજુ ટીકાગ્રંથો કે જે સાહિત્યના એક સમૂહ તરીકે નિજ્જુત્તિ યા નિર્યુક્તિના નામે ઓળખાય છે તે અને બીજી બાજુ

1. *Cf.* Webr, *op. cit.*, p. 294; Charpentier, *op. cit.*, Int., p. 18.

2. *Ibid.*,

3. About the *Siddhānta* of the Digambaras see Winternitz, *op. cit.*, p. 316; Jacobi, *op. cit.*, Int., p. 30.

4. Jacobi, *op. cit.*, Int., p. 17.

5. Glasenapp, *Der Jainismus*, p. 84.

6. पोराणमद्धमागहभासानिययं हवइ सुत्तं.—Hemacandra, *Prākṛt Grammar*, iv. 287.

7. Jacobi, *op. cit.*, Int., p. 20. For further details about the language of the sacred writings of the Jainas see *ibid.*, pp. 17 ff. Glasenapp, *op. cit.*, pp. 81 ff.

સિદ્ધાંતો, નીતિ અને સાધુના નિયમન સંબંધી વિદ્વત્તાભર્યા ગ્રંથો છે; તેમાં કાવ્યગ્રંથો પણ છે કે જેમાં કેટલાક જિનના પ્રભાવની સ્તુતિરૂપે છે જ્યારે બીજા જૈનોના વર્ણનાત્મક સાહિત્યરૂપ છે. એટલું તો ચોક્કસ છે કે ગ્રંથોને છેવટનું રૂપ દેવર્ધિના સમયમાં અપાયું તે પહેલાં સિદ્ધાંત ગ્રંથો પર જૈન સાધુઓએ ટીકાઓ લખવી શરૂ કરી હતી; કારણ કે પ્રાચીન ટીકાઓ કે જે નિજ્જુત્તિ યા નિર્યુક્તિના નામે પ્રખ્યાત છે તે સૂત્ર સાથે મૂળ સંબંધ ધરાવે છે અને કેટલીકે તો સૂત્રની જગ્યા પણ લીધી છે. પિણ્ડનિર્યુક્તિ અને ઓઘનિર્યુક્તિ તો સિદ્ધાંતગ્રંથોમાં સ્થાન પામી ચૂકી છે અને ઓઘનિર્યુક્તિ તો પૂર્વોમાંથી ઉદ્ધરેલી પણ કહેવાય છે.[1]

ડૉ. શાર્પેન્ટિયરના મતે જો કે નિર્યુક્તિ જૂની તો છે પણ તે જૈનોના ટીકા સાહિત્યના પ્રાથમિક ગ્રંથ તરીકે ચોક્કસ નથી. તે પ્રાચીનતમ નથી પરંતુ જૈનોના સૈદ્ધાંતિક સાહિત્ય પરના આજે મળતા ટીકાગ્રંથોમાં તે પ્રાચીન છે. આમ કહેવાનું કારણ એ છે કે "નિર્યુક્તિ મુખ્યત્વે અનુક્રમણિકારૂપે છે. તે વિસ્તૃત ટીકા કે જેમાં આ બધી વાર્તાઓ તથા દંતકથાઓ વિસ્તારથી આપેલી છે તેના સારરૂપે છે.[2] પ્રાચીનતમ ટીકાકાર ભદ્રબાહુ લાગે છે જે આગળ દર્શાવ્યા મુજબ વર્ધમાનના નિર્વાણ પછી ૧૭૦ વર્ષે કાળધર્મ પામ્યા હતા. તેમણે સૈદ્ધાંતિક ગ્રંથોમાંના **આચારાંગ, સૂત્રકૃતાંગ, સૂર્યપ્રજ્ઞપ્તિ, દશાશ્રુતસ્કંધ, કલ્પ, વ્યવહાર, આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન** અને **ઋષિભાષિત** એ દશ પર નિર્યુક્તિ રચી કહેવાય છે.[3] બનારસીદાસ જૈનના મત મુજબ ભદ્રબાહુની **આવશ્યક** પરની નિર્યુક્તિ ઋષભના પૂર્વભવોનો પ્રાચીનતમ પૂરાવો છે; કેમ કે "અંગો તો મહાવીરના સમસમયીઓના પૂર્વ અને ભાવી ભવોના અનેક નિર્દેશો કરતા છતાં પણ તીર્થંકરોના પૂર્વભવોનો કાંઈ ખાસ નિર્દેશ કરતા નથી."[4]

આ બધા ટીકા ગ્રંથો બહુ કીંમતી એટલા માટે છે કે તેમણે આપણા માટે ઐતિહાસિક અને અર્ધ ઐતિહાસિક દંતકથાઓ અને લોકવાર્તાઓનો મહાન સમૂહ સંઘરી રાખ્યો છે. બુદ્ધસાધુઓની માફક જૈન સાધુઓએ પણ હિંદીઓની ધાર્મિક કથાઓ સાંભળવાની લુબ્ધતાનો લાભ લઈ પોતાના અનુયાયી મેળવવા અને તેમને ટકાવી રાખવા સારુ મહર્ષિઓની કથાઓ તથા દંતકથાઓનો ઉપયોગ કર્યો છે. આમ "દંતકથાઓ અને વાર્તાઓનો સમૂહ એકઠો થયો જેમાંની કેટલીક પ્રાચીન કાલની લોકકથાના સમૂહમાંથી અને કેટલીક જૈનોની પોતાની દંતકથાઓમાંથી લીધેલી છે જ્યારે બાકીની કેટલીક કદાચ પાછળથી રચાયેલ હોય એમ લાગે છે જે પછીથી મૂળગ્રંથોની કાયમની ટીકા તરીકે કાયમ રહી ગઈ."[5]

1. *Cf.* Winternitz, *op. cit.*, p. 317.
2. Charpentier, *op. cit.*, Int., pp. 50-51.
3. Cf. *Āvaśyaka-Sūtra*, vv. 84-86, p. 61; Jacobi, *op. cit.*, Int., p. 12.
4. Jain, *Jaina Jātakas*, Int., p. iii.
5. Charpentier, *op. cit.*, Int., p. 51.

આ પ્રખ્યાત ભદ્રબાહુને ભદ્રબાહુવી-સંહિતા નામની સંહિતા કે જે ખગોળ વિદ્યાનો ગ્રંથ છે તેના તથા પાર્શ્વનાથની સ્તુતી નામે ઉવસગ્ગહરસ્તોત્રના કર્તા ગણવામાં આવે છે. તેમ છતાં પણ સંહિતાના ભદ્રબાહુ અને ઉપર જણાવેલ નિર્યુક્તિઓના ભદ્રબાહુ એ બે એક જ વ્યક્તિ છે કે કેમ તેની શંકા છે. આ સંહિતા પણ બીજી સંહિતાઓના જેવી જ છે; પરંતુ વરાહમિહિરે ભાદ્રબાહુવી-સંહિતાનો નિર્દેશ કર્યો નથી જોકે તેણે જે અનેક કર્તાઓનો આધાર લીધેલો છે તેમાં બીજા જૈન ખગોળવેત્તા સિદ્ધસેનનો[1] ઉલ્લેખ કરેલો છે અને તેથી તે વરાહમિહિરની પછીની હોવી જોઈએ. યાકોબીના મતે "ગમે તેમ પણ કલ્પ-સૂત્રના રચયિતા ભદ્રબાહુ આના કર્તા ન હોઈ શકે કારણ કે તેનો રચના કાળ બાજુએ મૂકીએ તો પણ તેની વાચનાની તારીખ (વી. સં. ૯૮૦=ઈ. સ. ૪૫૪ યા ૫૧૪) જે તેમાં આપેલી છે તે વરાહમિહિર કરતાં પહેલાંની છે યા છેવટે સમસમયી છે."[2]

ઉવસગ્ગહરસ્તોત્ર સંબંધમાં ભદ્રબાહુને તેના રચયિતા ગણવાની દંતકથા નીચેના શ્લોકપરથી બંધાયેલી છે.

उवसग्गहरं थुत्तं काऊणं जेण संघकल्लाणं ।
करुणापरेण विहिअं स भद्दबाहू गुरू जयउ ॥[3]

"સંઘના કલ્યાણના હેતુથી દયાર્દ્ર એવા ગુરુ ભદ્રબાહુએ ઉવસગ્ગહરસ્તોત્રની રચના કરી તેમનો જય હો."

આ સ્તોત્રનો વિષય તીર્થંકર પાર્શ્વનાથની ભક્તિદર્શક સ્તુતિ છે. સ્તોત્રના છેલ્લા શ્લોક ઉપરથી આ સ્પષ્ટ જણાય છે જે નીચે પ્રમાણે છે: "હે મહાયશ! ભક્તિના સમૂહથી પૂર્ણ ભરેલા અંતઃકરણથી આ સ્તવના કરી તે કારણથી હે દેવ! પાર્શ્વ જીન ચંદ્ર! (મને) જન્મોજન્મને વિષે બોધિબીજ આપો."[4] ભદ્રબાહુને આના કર્તા તરીકે સ્વીકારતાં યાકોબી જણાવે છે કે જો તેમ હોય તો જૈન સ્તુતિઓના નવા વિસ્તૃત સાહિત્યમાં તે એક પ્રાચીન નમૂનો છે.[5]

ભદ્રબાહુના સિવાયના પણ બીજા કેટલાક સ્વતંત્ર ગ્રંથો છે પરંતુ આપણે તો માત્ર તેમાંના ખાસ અગત્યના હોય તેનો નિર્દેશ કરી અટકીશું. તેમાંનો આપણું ધ્યાન ખેંચે તેવો ગ્રંથ ધર્મદાસગણિની ઉપદેશમાળા છે જે મહાવીરના સમસમયી તરીકે જૈનોમાં જાણીતા છે.[6] આ મૂળ ગ્રંથ ગૃહસ્થ તથા સાધુઓ માટે નીતીના નિયમોનો સંગ્રહ ધરાવે છે અને તેની વિખ્યાતિ તેના પરની ઘણી ટીકાઓને કારણે છે કે જેમાંની બે ઈ. સ. નવમા સૈકાની છે.[7]

1. Kern, *Bṛhat Saṁhitā*, Pre., p. 29.
2. Jacobi, *op. cit.*, Int., p. 14. For the tradition of the Digambaras about Bhadrabāhu II and the legendary story of the Śvetāmbaras about Bhadrabāhu and Varāhamihira see *ibid.*, pp. 13, 30. Vidyabhusana, *Mediaeval School of Indian Logic*, pp. 5-6.
3. *Kalpa-Sūtra, Subodhikā-Ṭīkā*, p. 162.
4. *Cf.* Jacobi, *op. cit.*, Int., p. 13.
5. *Cf. ibid.*, p. 12.
6. *Cf.* Dharmadāsagaṇi, *Upadeśamālā* (Jaina Dharma Prasāraka Sabhā), p. 2.
7. *Cf.* Winternitz, *op. cit.*, p. 343; Macdonell, *India's past*, p. 74; Stevenson (Mrs), *op. cit.*, p. 82.

ધર્મદાસ પછી ઉમાસ્વાતિનું સ્થાન છે કે જે શ્વેતાંબર અને દિગંબર બન્ને સંપ્રદાયમાં માન્ય છે. વિન્ટરનિટ્ઝના મતે દિગંબરોની માન્યતાનુસાર તેમના વિચાર મળતા નથી. તેથી તેઓ તેમને પોતાનામાંના એક હોવાનો દાવો કરી શકે નહિ. ઉમાસ્વાતિના વિષયમાં આ બાબત કેટલી હદે માનવી તે કહી શકાય તેમ નથી. તેમ છતાં પણ બીજા વિદ્વાનોની સાથે પોતાનું અનુમાન બાંધવામાં આ વિદ્વાન સાચો છે અને તે એ કે કદાચ આ આચાર્ય એવા કાળમાં થયા હોવા જોઈએ કે જ્યારે આ બે સંપ્રદાયોમાં તીક્ષ્ણ મતભેદ નહિ પડ્યા હોય.[1] આ માન્યતાને જૈનોની તપગચ્છની પટ્ટાવલિ ટેકો આપે છે કે જે મુજબ, વીરના નિર્વાણ પછી ચોથા સૈકામાં થયેલ પ્રજ્ઞાપનાના કર્તા શ્યામાર્ય ઉમાસ્વાતિના શિષ્ય હતા.[2] આથી ઉલટું હિરાલાલના મતાનુસાર "આ પ્રશ્નનો ઉકેલ એ છે કે ઉમાસ્વાતિએ બે સંપ્રદાયોને લગતા ચર્ચાસ્પદ વિષયોને સ્પર્શ કર્યો નથી."[3]

આ ઉમાસ્વાતિ વાચક-શ્રમણના નામે પ્રખ્યાત છે: **તત્ત્વાર્થાધિગમ-સૂત્ર**માંની શ્વેતાંબર કારિકા અનુસાર નાગરવાચકના નામે પણ તેઓ ઓળખાય છે. તેમાં તેઓ જણાવે છે કે પોતે ન્યગ્રોધિકામાં જન્મ્યા હતા, પરંતુ કુસુમપુર યા પાટલીપુત્રમાં રહેતા હતા.[4] હિંદુતત્ત્વવેત્તા માધવાચાર્યે તેમનો ઉમાસ્વાતિ-વાચકાચાર્ય તરીકે ઉલ્લેખ કરે છે.[5] આ મહાન આચાર્યની રચેલી ૫૦૦ કૃતિઓ કહેવાય છે, જેમાંની માત્ર પાંચ આજે મળે છે. તેમનાં નામો નીચે પ્રમાણે છે: (૧) **તત્ત્વાર્થાધિગમ-સૂત્ર**; (૨) તે પરનું **ભાષ્ય**; (૩) **પૂજાપ્રકરણ**; (૪) **જંબૂદ્વીપસમાસ**; (૫) **પ્રશમરતિ** કે જે બંગાલની રૉયલ એશિયાટિક સોસાઇટી તરફથી પ્રગટ થઇ છે તેમાં લખ્યું છે કે: "कृतिः सिताम्बराचार्यस्य महाकवेरुमास्वाति वाचकस्य इति।"[6]

ઉપરના ગ્રંથોમાંના **તત્ત્વાર્થાધિગમ-સૂત્ર** પર તેમની ખ્યાતિ અવલંબિત છે. કેટલાંક અમૂલ્ય ગ્રંથરત્નો કે જે કાળનો ગ્રાસ બનતાં બચી ગયાં છે તેમાંનું આ એક અતિ કીંમતી છે. જૈનોના આગમ સાહિત્યનું દોહન કરી જૈન તત્ત્વો સંસ્કૃત સૂત્રોમાં ગૂંથવાની પદ્ધતિ

1. *Cf.* Winternitz, *op. cit.*, p. 351; Hiralal (Rai Bahadur), *Catalogue of MSS. in C.P. and Berar*, Int., pp. vii-ix; Vidyabhusana, *op. cit.*, p. 9.

2. *Cf.* Klatt, *op. cit.*, p. 251. This account of the Śvetāmbara *Paṭṭāvali* assigns him to centuries before Christ. Ārya Mahāgiri, the tenth pontiff after Mahāvīra, dies two hundred and forty-nine years after the latter. He had two pupils, Bahula and Balissaha. The pupil of the latter was Umāsvāti. *Cf. ibid.*, pp. 246, 251. In the Digambara account Umāsvāti is mentioned as the sixth in succession from Bhadrabāhu, and as succeeding Kundakundācārya. His date of death is given v. s. 142 or A. D. 85. *Cf.* Hoernle, *I.A.*, xx., p. 341. For further information about Umāsvāti see Hiralal (Rai Bahadur), *op. cit.*, Int., pp. vii-ix; Peterson, *Report on San. MSS.*, iv., Int., p. xvi; Jaini, *S.B.J.*, ii., Int., pp. vii-ix.

3. Hiralal (Rai Bahadur), *op. cit.*, Int., p. ix.

4. *Tattvārthādhigama-Sūtra* (ed. Motilal Ladhaji), *Adhyāyana* X, p. 203.

5. *Cf.* Cowell and Gough, *Sarva-Darśana-Saṃgraha*, p. 55.

6. Hiralal, *op. cit.*, Int., p. viii.

દાખલ કરનાર આ આચાર્ય સૌથી પહેલા જ છે. તેથી જ તે જૈન બાઈબિલરૂપ મનાય છે અને જૈનોના બધા સંપ્રદાયો તેને માને છે. તે કેટલી પ્રમાણભૂત અને ઉત્તમ કૃતિ છે તેનો પૂરાવો તેના પ્રતિ જૈન ટીકાકારોએ આપેલા લક્ષ્યપરથી સ્પષ્ટ સમજાય છે. ઓછામાં ઓછી તેના પરની એકત્રીસ ટીકાઓ આજે હસ્તીમાં છે. આ સૂત્રોમાં કોઈપણ જૈન સિદ્ધાંત કે માન્યતા સીધી કે આડકતરી રીતે દર્શાવ્યા વિના રહી જવા પામી નથી. સાચે જ તત્વાર્થ-સૂત્ર એ જૈન તત્ત્વજ્ઞાનનો પવિત્ર ખજાનો છે.[1]

મહાન ઉમાસ્વાતિ-વાચક સંબંધમાં આટલી પ્રાસ્તાવિક નોંધ કરી આપણે વિક્રમાદિત્યના સમય પ્રતિ નજર કરીશું કે જે દરમિયાન જૈન સાહિત્યના ઇતિહાસમાં સિદ્ધસેન દિવાકર અને પાદલિપ્તાચાર્ય જેવા ઝળકતા સિતારાઓ પ્રકાશ્યા હતા.[2] સિદ્ધસેન અને વિક્રમના ધર્મપરિવર્તન સંબંધની પ્રાચીન અને દૃઢ જૈન દંતકથાની સત્યતા બાબત આપણે વિચાર કરી ગયા છીએ તેથી દિવાકરના સમય બાબતની વધુ વિગતમાં ઉતરવાની આવશ્યકતા નથી. તેમ છતાં સિદ્ધસેનની દંતકથા અનુસાર તારીખ સાબીત કરવા માટે બે પ્રમાણો વિચારી શકાય. એક તો વાચક-શ્રમણની માફક સિદ્ધસેન પણ દિગંબર અને શ્વેતાંબર બન્ને સંપ્રદાયને માન્ય છે અને બીજું એ બન્નેનો નિર્દેશ કરતા ઉલ્લેખો બન્ને સંપ્રદાયમાં પ્રાચીન છે.[3]

મહાન સિદ્ધસેન રચિત મળી આવતા સાહિત્યમાં જૈન ન્યાય, તથા તત્ત્વજ્ઞાનના બત્રીશ સ્વતંત્ર ગ્રંથો તેમના લખેલા કહેવાય છે. તેમની રચેલી કૃતિઓની સંખ્યાનો મામુલી સવાલ દૂર કરીને પણ કહી શકાય કે તે પ્રકરણ શબ્દના ભાવવાહી અર્થ અનુસાર પ્રકરણ રચનાર પ્રથમ શ્વેતાંબર ગ્રંથકાર છે. "પ્રકરણ એ પદ્ધતિસર ચર્ચા છે કે જેમાં દરેક વિષય વૈજ્ઞાનિક રીતે ચર્ચેલો હોય છે, તેમાં સૈદ્ધાંતિક ગ્રંથોની માફક ગમે તેમ છૂટોછવાયો કે દંતકથારૂપે વિષય ચર્ચી શકાતો નથી; તેની ભાષા પ્રાકૃત પણ હોઈ શકે, પરંતુ સામાન્ય વિષય તરીકે તે સંસ્કૃત રહી છે."[4] સિદ્ધસેન અને બીજા મહાન વિદ્વાન આચાર્યોના ઈ. સ. પૂર્વે અને પછીના થોડા સૈકાના, શ્વેતાંબરોને હિંદી માનસિક સંસ્કૃતિના વિકાસને માર્ગે દોરવાના આવા શુભ પ્રયત્નોનો અંત હેમચંદ્રાચાર્યના સમયમાં આવ્યો કે જેમણે સાંપ્રદાયિક પ્રમાણભૂત ગ્રંથો ઉપરાંત મુખ્ય હિંદી વૈજ્ઞાનિક શાખાઓ પર સુંદર આધારભૂત ગ્રંથો પૂરા પાડ્યા છે.

સિદ્ધસેનની ખ્યાતિ **સમ્મતિતર્ક** અને **ન્યાયાવતાર**ને આભારી છે. તેમાં પ્રથમ ન્યાયનો પદ્યાત્મક ગ્રંથ છે. જેમાં પ્રમાણ (સમ્યગ્જ્ઞાનનાં સાધન) અને **નય** (જુદા જુદા સંજોગો અનુસાર વસ્તુનો વિચાર કરવાનાં સાધન) ના સિદ્ધાંતોની ચર્ચા છે જ્યારે બીજો

1. Jaini, *op. cit.*, Int., p. viii.
2. Rice (E P.), *Kanarese Literature*, p. 41.
3. Hiralal (Rai Bahadur), *op. cit.*, Int., p. xiii.
4. Jacobi, *Samarāicca Kahā*, Int., p. xii.

ન્યાયના સિદ્ધાંતોની વિસ્તૃત ચર્ચા કરતો સામાન્ય તત્ત્વજ્ઞાનનો પ્રાકૃતમાં એક જ ગ્રંથ છે. આ બન્ને વિદ્વત્તાભર્યા ગ્રંથો રચાયા પહેલાં જૈન ન્યાયસંબંધમાં કોઈ અન્ય પ્રમાણભૂત ગ્રંથ હોવાનું જણાતું નથી, જો કે તેના સિદ્ધાંતો, ધર્મ અને નીતિના સાહિત્યમાં છૂટાછવાયા રહેલાં હતા. ડૉ૦ વિદ્યાભૂષણ કહે છે કે "હિંદુસ્તાનના બીજા સંપ્રદાયોની માફક જૈનોના પ્રાચીન ગ્રંથોમાં ધર્મ અને નીતિની ચર્ચામાં ન્યાય મિશ્ર થઈ ગયેલો હતો. ન્યાયના જ વિષયની શુદ્ધ ચર્ચા કરવાનું પ્રથમ માન સિદ્ધસેન દિવાકરને છે; કેમકે વિદ્યાની અનેક શાખાઓમાંથી દોહન કરીને બત્રીસ શ્લોકોમાં ન્યાયવિષે **ન્યાયાવતાર**ના નામે ગ્રંથ લખી ન્યાયના વિષયને જુદો પાડી આપનાર જૈનોમાં સિદ્ધસેન એ પહેલા જ છે."[1]

ભદ્રબાહુની માફક સિદ્ધસેનની સાથે પણ જૈનોની એક સ્તુતિ જે પાર્શ્વની સ્તુતિ છે તે જોડાયેલી છે. આને **કલ્યાણમંદિરસ્તોત્ર** કહેવામાં આવે છે જેના વિષે નીચે મુજબ દંતકથા છે:—

"એક વખત સિદ્ધસેને પોતાના ગુરુ સમક્ષ જાહેર કર્યું કે સમગ્ર પાકૃત પવિત્ર સાહિત્યને તે સંસ્કૃતમાં ઉતારવા ઇચ્છે છે. આવા પાપમય ઉદ્‌ગારોના પ્રાયશ્ચિત્ત તરીકે તેમના ગુરુએ તેમને પારાંચિહુક પ્રાયશ્ચિત્ત આપ્યું જે મુજબ તેને બાર વર્ષ સુધી તીર્થસ્થાનોની મૌનપણે યાત્રા કરવાની હતી. તે નિયમાનુસાર એક વખત તે ઉજ્જૈન ગયા અને ત્યાં મહાકાળના મંદિરમાં રહ્યા. અહીં શિવને નમસ્કાર ન કરવાથી ત્યાંના પૂજારીઓનો કોપ તેમના ઉપર ઉતર્યો. તેઓએ વિક્રમાદિત્ય રાજાને બોલાવ્યો. રાજાએ તેમને શિવને નમસ્કાર કરવાની ફરજ પાડી. સિદ્ધસેને **કલ્યાણમંદિરસ્તોત્ર**ને સ્તુતિરૂપે બોલીને નમસ્કાર તો કર્યો, પણ પરિણામે શિવની મૂર્તિના બે ભાગ થયા અને તેમાંથી જૈન તીર્થંકરની મૂર્તિ નીકળી. તેના આ પ્રભાવથી વિક્રમાદિત્ય અને બીજાઓએ જૈનધર્મ અંગીકાર કર્યો."[2]

પાદલિપ્તની બાબતમાં રાજા મુરુણ્ડને જૈનધર્મ સ્વીકાર કરાવ્યાનો ઉલ્લેખ કરી ગયા છીએ કે જેને "કાન્યકુબ્જના ૩૬,૦૦,૦૦૦ પ્રજાનો શહેનશાહ તરીકે ઓળખાવવામાં આવે છે."[3] તેમને આપણે **તરંગવતી**ના કર્તા તરીકે ઓળખીએ છીએ જે પ્રાચીનતમ અને પ્રખ્યાત રોમાંચક કથા છે. આ કથાનું મૂળ તો વિચ્છેદ ગયું છે, પરંતુ **તરંગલોલા** નામની ટૂંકાવેલ નોંધ મળે છે. નેમિચંદ્ર તેના કર્તા છે અને તેમણે **તરંગવતી**ના ગુંચવણ ભરેલા શ્લોકો તથા લોકપદ્ય (લોક કહેવતો) તેમાંથી કમી કર્યાં છે. નેમિચંદ્રે મૂળને ટૂંકાવવાનું કારણ એ બતાવ્યું છે કે મૂળ બહુ જ વિસ્તૃત, ગુંચભર્યું, શ્લોકોનાં યુગલકો, ષટ્કો, કુલક આદિથી ભરેલું હોવાથી માત્ર વિદ્વદ્‌ભોગ્ય હતું અને સામાન્ય જનતા તેનો લાભ લઈ શકતી ન હતી.[4]

1. Vidyabhusana, *Nyāyāvatāra*, Int., p. 1.

2. Hiralal ( Rai Bahadur ), *op. cit.*, Int., p. xiii. *Cf.* this story with the one given in the Jainistic recension of *Vikramacarita.*—Edgerton, *op. cit.*, p. 253.

3. *Ibid.*, p. 251.

4. *Cf.* Jhaveri, *Nirvāṇa-Kalikā*, Int., pp. 12–13.

**તરંગલોલા** એ **તરંગવતીની** ટૂંકાવેલ નોંધ હોવા છતાં તે મહાન સાહિત્યિક રસવાળી છે, અને તે સમયમાં પ્રચલિત લોકવાર્તા સાહિત્યનું પ્રતિબિંબ છે જે સંસ્કૃત અને પ્રાકૃત એ બન્ને ભાષામાં વિશાળ હોવું જોઇએ; જોકે તેમાંના ઘણા થોડા જ ગ્રંથો આપણને વારસામાં મળ્યા છે. આવા સાહિત્યના બીજા નમૂનાની માફક, આ રોમાંચ કથામાં પણ અંતે નાયિકા સંસારનો ત્યાગ કરીને દીક્ષા અંગીકાર કરે છે. પૂર્વજન્મનું જાતિસ્મરણ જ્ઞાન અને તેના પરિણામો એ આ કથાનો હેતુ છે. આ કથાનકમાં છૂટીછવાઈ ધાર્મિક સૂચનાઓ ઘણે ઠેકાણે આવે છે તેમ છતાં પણ તે ઉપદેશાત્મક બની જતી નથી.

પાદલિપ્તના તરંગવતી સિવાયના ગ્રંથોમાં ભૂસ્તર વિદ્યાનો ગ્રંથ **પ્રશ્ન-પ્રકાશ** અને **નિર્વાણ-કલિકા** મુખ્ય છે; તેમાં **નિર્વાણ-કલિકા** એ મૂર્તિઓની સ્થાપના વિધિ દર્શાવતું પ્રાચીનતમ પુસ્તક છે કે જે **પ્રતિષ્ઠા-પદ્ધતિના** નામે ઓળખાય છે.[1] આ ગ્રંથ પુરાતત્ત્વ-વિદ્દને ખૂબ અગત્યનો છે કેમ કે "તે જૈન પવિત્ર સાહિત્યના રચનાકાળ તથા વાચનાકાળ એ બે વચ્ચેની સાંકળ છે. તે કાળના સામાન્ય રિવાજ અનુસાર જૈન ધાર્મિક પુસ્તકો કે જે અર્ધ-માગધી ભાષામાં લખાતાં હતાં તેને બદલે આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં લખાયો છે. આચાર્ય પદવીને લગતો ઠાઠ ભારે છે. હાથી, ઘોડો, પાલખી, ચામર અને છત્ર જેવાં રાજ-ચિન્હો, તેમજ યોગપટ્ટક ( પૂજામાટેનો નકશો ), અને ખટિકા ( કલમ ), ગ્રંથો, સ્ફટિકની નવકારવાળી, ચાખડી આદિ પદવીદાન સમયે આચાર્યને આપવામાં આવે છે. નિત્ય-કર્મ-વિધિમાં **અષ્ટમૂર્તિ** ( અષ્ટમુખી શિવ ) નો નિર્દેશ અગત્યનો છે અને તે બતાવે છે કે જૈન પૂજા વિધિપર **તાંત્રિક આગમની** અસર થયેલી છે જેમાં મુખ્ય દેવ શિવ છે."[2]

આમ જે બધું આપણે ઉપર જોઈ ગયા તે ઉપરથી એટલું તો ચોક્કસ છે કે જૈન ઇતિ-હાસનો મહાવીર પછીનો ૧૦૦૦ વર્ષનો કાળ પણ પ્રાચીન સાહિત્યના અસ્ખલિત પ્રવાહનો યુગ ખુશીથી કહી શકાય; જોકે આ સમયના પરંપરાગત જૈન સાહિત્યની વિસ્તૃત સમાલોચના આપણે કરી શકયા નથી તોપણ આપણે એમ કહી શકીએ ખરા કે આ જૈન સાહિત્ય તે સમયના અન્ય હિંદી સાહિત્યના મુકાબલે વિવિધતા અને વિશિષ્ટતામાં જરાપણ ઉતરે તેમ નથી જ. આ જૈન સાહિત્યમાં બધા વિષયો આવી જાય છે અને શાસ્ત્રીય સાહિત્ય સામે સંબંધ ધરાવતા સિદ્ધાંતો, નીતિ નિયમો, ચર્ચાસ્પદ તથા અકારણ દલીલોથી ભરેલા વિષયોના ગ્રંથો ઉપરાંત ઇતિહાસ, દંતકથાઓ, મહાકાવ્ય, રોમાંચક કથા અને છેવટે ખગોળ વિદ્યા, ભૂસ્તર વિદ્યા અને જ્યોતિષશાસ્ત્ર જેવા વૈજ્ઞાનિક વિષયો પણ તેમાં ચર્ચાયા છે.

---

1. Jhaveri, *op. cit.*, Int., p. 1.
2. *Ibid.*, Int., p. 5.

# પ્રકરણ ૮

## ઉત્તરીય જૈનકળા

આ પ્રકરણમાં આપણે સામાન્યતઃ ઉત્તર હિંદની કળાના ઇતિહાસમાં શિલાલેખ, સ્થાપત્ય તથા ચિત્રકળા આદિમાં જૈનોના ફાળાનો વિચાર કરીશું. ડૉ. ગેરિનોટ કહે છે કે "જૈનોનાં ઘણાં નામાંકિત સ્મારકોને હિંદીકળા આભારી છે. ખાસ કરીને શિલ્પશાસ્ત્રના ક્ષેત્રમાં તેઓ એટલા સંપૂર્ણતાની પરાકાષ્ઠાએ પહોંચ્યા છે કે તેનો કોઈ પ્રતિસ્પર્ધી નથી."[1] નિઃશંકરીતે જૈનધર્મ શિલ્પકળામાં તેના સત્ય સ્વરૂપમાં પ્રત્યક્ષ થાય છે. હિંદના અન્ય સંપ્રદાયો કરતાં મોક્ષાર્થે મંદિરો બંધાવવાની માન્યતાના પરિણામે જૈન સંપ્રદાયનાં સ્થાપત્ય-કળાના નમૂનાઓ તેમની વસ્તીના પ્રમાણમાં વધારે છે.

પ્રથમ તો તેમાં ખાસ કરીને તાદ્દશતા છે. તેઓ પોતાનાં સ્મારકો ઝાડીવાળી અને ખુલ્લી ટેકરીઓ પર તથા શણગાર માટે ખૂબ જ અનુકૂળતા હોય તેવાં જંગલોમાં બંધાવવાનું વિશેષ પસંદ કરે છે. સમુદ્રની સપાટીથી ૩,૦૦૦ થી ૪,૦૦૦ ફૂટ ઉંચા આવેલા શત્રુંજય અને ગરનાર પર્વતોના શિખર ઉપર મંદિરોનાં ભવ્ય નગરો શોભી રહ્યાં છે. મંદિરોના સમૂહની 'મંદિરોના નગર' રૂપી જમાવટની લાક્ષણિકતાનો હિંદના અન્ય ધર્મના અનુયાયીઓ કરતાં જૈનોએ વિશેષ અમલ કર્યો છે.[2] "શત્રુંજયના શિખરપર ખાસ કરીને પ્રત્યેક બાજુએ સુવર્ણમય અને રંગબેરંગી નકશીદાર મંદિરો ખુલ્લાં અને મૂક ઊભાં છે; તેમાં જળહળતા પ્રદીપો વચ્ચે ભવ્ય અને શાંત તીર્થંકરોની મૂર્તિઓ છે. આ પ્રશાંત મુદ્રાઓનો સમૂહ, નાશ અને વિસ્મૃતિની ઉપેક્ષા ધરાવતી આકર્ષક મૂકતા અને નિર્જનતા, ભૂલભૂલામણીવાળી મંદિરોની હારાવલી તેમજ ગગનચુમ્બિ કિલ્લામાંના દેવદેવીઓ એવું સૂચન કરતા જણાય છે કે આ બધાં સ્મારકો માનવી પ્રયત્નથી નહિ પરંતુ કોઈ દૈવી પ્રેરણાથી બંધાવાયાં છે."[3]

બાંધકામની વિવિધતા છતાંય શત્રુંજય અને ગિરનારના સમૂહો જુનાગઢની પૂર્વમાં આવેલ બાવા પ્યારાના નામથી ઓળખાતા આધુનિક મઠ[4] અને કેટલીક જૈન ગુફાઓ સિવાય કોઇપણ ઐતિહાસિક નોંધ કે સ્મારક ધરાવતા નથી કે જેનું સુગમતાથી સંશોધન થઈ શકે. એવી કોઇપણ નોંધ રહી હોત તો પણ "મુસ્લિમ રાજ્યકાળના ચાર સૈકાએ પ્રાચીન ઘણા ખરા અવશેષોનો નાશ કરી નાખ્યો છે."[5]

1. Guérinot, *La Religion Djaina*, p. 279.

2. Fergusson, *History of Indian and Eastern Architecture*, ii, p. 24. *Cf.* Smith, *A History of Fine Art in India and Ceylon*, p. 11.

3. Elliot, *Hinduism and Buddhism*, i., p. 121.

4. *Cf.* Burgess, *A.S.W.I.*, 1874–1875, pp. 140–141, Plate XIX, etc. "There is no trace of distinctively Buddhist symbolism here, and, like the others, they were probably of Jaina origin," —Fergusson, *op. cit.*, p. 31.

5. *Ibid.*

સર્જનની શોભા અને કળાના હાર્દિક આવિષ્કારની દૃષ્ટિએ જૈનકળાની સુંદરતા દર્શાવતાં અદ્વિતીય સ્મારકોમાં ચિતોડના કીર્તિસ્તંભ અને વિજયસ્તંભ તેમ જ આબુનાં મંદિરો ગણી શકાય. તીર્થયાત્રાનું ધામ આબુ શિલ્પની સૂક્ષ્મ નાજુકતા તથા કળાવિધાનની વશિષ્ટતાની દૃષ્ટિએ ધૈર્ય અને ખૂબ જ શ્રમ ખરચનાર આ પ્રદેશમાં પણ અપ્રતિમ છે. તે જ પ્રમાણે બંગાળમાં આવેલ સમેતશિખર યા પાર્શ્વનાથતીર્થ, રાજપૂતાનામાં સાદરી નજીક આવેલું રાણકપુરનું ભવ્ય મંદિર, પટણા જીલ્લાના પાવાપુરીનાં જલમંદિર અને થળમંદિરનાં પવિત્ર દહેરાં[1] આદિનાં નામ આપી શકીએ; પણ જૈનોના કળાપ્રતિના પ્રેમનું દર્શન કરાવતા સ્થાપત્યના આ નમૂનાઓ "જૈન શિલ્પકળાના પહેલા અથવા મહાન યુગના છે, જે યુગ ઇ. સ. ૧૩૦૦ કે તે પછી થોડો વખત ચાલ્યો હોય."[2] અથવા તો "તે જૈન કળાના મધ્ય યુગના હોવા જોઈએ,"[3] જે મેવાડ વંશના મહાન શક્તિ સંપન્ન રાજા કુંભા કે જેની પ્રિય રાજધાની ચિતોડ હતી તેના અમલ દરમિયાન પંદરમા સૈકામાં પુનર્જન્મ પામ્યો હતો. જૈનોના આ સર્વાંગ સુંદર સ્મારકોની સાથે સંબંધ ધરાવતી સ્થાપત્ય, પ્રાચીનતા અને દંતકથાઓને લગતી હકીકતો મેળવવી રસપ્રદ અને જ્ઞાનવર્ધક તો નીવડે પરંતુ તે આપણા વિષયબહારની વસ્તુ છે.

સ્થાપત્યકળાની જેમ જૈનોની ચિત્રકળાનાં અવશેષોમાં એવું ભાગ્યે જ છે જે આપણા વિષયની મર્યાદામાં આવી શકે. હિંદી કળાનાં આ અવશેષો જે જૈન ધર્મની ગંભીર અસર તળે ખીલી ઉઠ્યાં છે તેનો સમાવેશ નિઃશંકપણે સચિત્ર હસ્તલિખિત પ્રતો, જૈન દંતકથાઓ તથા અધ્યાત્મશાસ્ત્રો અને આ ઉપરાંત સાધુઓને ચાતુર્માસ માટે નિમંત્રણ કરવા આચાર્ય ઉપર મોકલવામાં આવતાં વિજ્ઞપ્તિ-પત્રો તથા સંવત્સરી અર્થાત જૈનોના પર્યુષણપર્વના ઉપવાસના છેલ્લા અને આઠમા દિવસ જૈન ગૃહસ્થો અને સાધુઓ તરફથી આજુબાજુમાં રહેતા મહાન આચાર્ય પર મોકલાતાં ક્ષમાપના-પત્રોમાં થઈ જાય છે; પણ જૈન ચિત્રકળાની આ વિશિષ્ટ દંતકથાઓ ઇ. સ. બારમા સૈકાથી શરૂ થતી મધ્યકાલીન ગુજરાતની જૈન ચિત્રકળામાં સમાઈ જાય છે.[4]

આપણા ક્ષેત્રના સમયના જૈન શિલ્પ અને કોતરકળાનાં અવશેષોપર આવતાં આપણે જોઈએ છીએ કે આપણાં સાધનો ઓરિસાની ઉદયગિરિ અને ખંડગિરિની ગુફાઓ, જુનાગઢમાંનો ગિરનાર પર્વત, મથુરાના કંકાલી-ટીલા અને બીજી ટેકરીઓ આદિ સ્થાપત્યનાં અવશેષો છે. તેમ છતાં પણ આગળ વધતા પહેલાં સામાન્યતઃ હિંદી કળાની કેટલીક લાક્ષણિકતા વિષે પ્રાસ્તાવિક નોંધ કરીશું.

1. " Thalmandar . . . , according to priests, is built on the spot where Mahāvīra died, the Jalmandar being the place of his cremation."—*B.O.D.G.P.*, p. 224. Cf. *ibid.*, p. 72.

2. Fergusson, *op. cit.*, p. 59.

3. *Ibid.*, p. 60.

4. *Cf.* Mehta, *Studies in Indian Painting*, pp. 1-2; Percy Brown, *Indian Painting*, pp. 38, 51.

હસ્તલિખિત સચિત્ર જૈન ગ્રંથનો નમૂનો

તેરમી શતાબ્દિના હસ્તલિખિત **કલ્પસૂત્ર**ના તાડપત્ર ઉપરથી.

પ્રથમ તો યાદ રાખવું જોઈએ કે ફરગ્યુસને ગણાવેલો હિંદી કળાનો સાંપ્રદાયિકતાનો વર્ગ ખામી ભર્યો જણાય છે. સાચી રીતે કહીએ તો શિલ્પ યા સ્થાપત્યમાં જૈન, બુદ્ધ કે બ્રાહ્મણ એવી પદ્ધતિ જ નથી; પરંતુ તે તે સમયની હિંદી કળાના બુદ્ધ, જૈન અને બ્રાહ્મણધર્મનાં અવશેષો માત્ર છે.[1] તે તો તેના સ્વાભાવિક વિકાસમાં પ્રાંતિક ભેદ સાથે તેની પદ્ધતિમાં સાંપ્રદાયિક ફેરફાર ધરાવે છે કે જે આપણને હિંદી કળાના સાંપ્રદાયિક વર્ગીકરણ કરવા લલચાવે છે, પરંતુ તે ઇષ્ટ નથી.[2] આપણે આગળ જોઇશું તેમ એમાં શંકા નથી કે કોઈ પણ નિશ્ચિત કાર્યના સ્વભાવ પર દરેક ધર્મની વિવિધ આવશ્યક જરૂરીઆતોની અસર થયેલી છે; "પરંતુ શિલ્પ અને કળાના વિષયનું વર્ગીકરણ તેના યુગ અને ભૌગોલિક સ્થાન અનુસાર કરી શકાય પણ જે સંપ્રદાયના હેતુ માટે તે સ્મારક રચાયું હોય તદનુસાર નહિ."[3]

આમ શિલ્પ કે કોતરકામને અંગે જૈન પદ્ધતિ જેવું કાંઈ જ નથી. બુદ્ધ અને જૈન શિલ્પની તાદૃશ સામ્યતાના કારણે તેના બુદ્ધ અને જૈન એવા બે વિભાગ ઉપલક દૃષ્ટિથી જોનાર પાડી શકે નહિ; તાત્કાલિક વિભાગ પાડવા માટે થોડા અનુભવની જરૂર રહે છે.[4]

હિંદી કળાના અભ્યાસીને ઉપયોગી બીજો મુદ્દો એ છે કે જો કે બધી હિંદી કળા ધાર્મિક છે[5] તો પણ હિંદુઓને ધાર્મિક કળામય અને વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુઓ ખાસ વિરોધક લાગતાં નથી. તેમની સંગીત વિષયક સાહિત્યિક અને શિલ્પની બધી સૂક્ષ્મ રચનાઓ આજે જો કે જુદી જુદી ચર્ચી શકાય તો પણ તે બધાં એક બીજા સાથે સંકળાએલાં છે. એ જોવાનું

1. " Bühler has emphasised the lesson taught by the Mathura discoveries that Indian art was not sectarian. All religions—Buddhist, Jaina and Brahmanical—used the art of their age and country, and all alike drew on a common storehouse of symbolic and conventional devices. *Stūpas,* sacred trees, railings, wheels and so forth were available equally to the Jaina, Buddhist or orthodox Hindu as religious or decorative elements."—Smith, *The Jaina Stūpa and other Antiquities of Mathura,* Int., p. 6. *Cf.* Bühler, *E I.,* ii., p. 322.

2. *Cf.* Coomaraswamy, *History of Indian and Indonesian Art,* p. 106. " But, although nearly all Indian art is religious, it is a mistake to suppose that style was dependent on creed. Fergusson's classical *History of Indian Architecture* is grievously marred by the erroneous assumption that distinct Buddhist, Jaina and Hindu styles existed."—Smith, *A History of Fine Art in India and Ceylon,* p. 9.

3. *Ibid.*

4. " The *Stūpas* of the Jainas were indistinguishable in form from those of the Buddhists, and a Jaina curvilinear steeple is identical in outline with that of a Brahmanical temple."—*Ibid.* " . . . even highly educated people are not able to distinguish the one class of images from the other."—Rao, *Elements of Hindu Iconography,* i., pt. i., p. 220.

5. *Cf.* Coomaraswamy, *The Arts and Crafts of India and Ceylon,* p. 16. " ( an Image made ) according to rule ( *Śāstra* ) is beautiful, no other forsooth is beautiful; some ( deem ) that beautiful which follows after ( their own ) fancy, but that not according to rule ( appears ) unlovely to the discerning."—*Ibid.* " The Hindus always present an æsthetic principle in the guise of a religious precept."—Smith, *op. cit.,* p. 8.

રહે છે કે આ હદ અથવા તો શિસ્ત શક્તિ વધારનાર સાધન છે કે બોધક હેતુનું ગુલામ બનાવનાર સાધન છે; તેમ છતાં પણ જો કે ધાર્મિક કથા, ચિન્હો કે ઇતિહાસ કળાકારને કાર્ય કરવા દોરે છે તો પણ તેઓ એકલા એનો હાથ દોરવા પૂરતા નથી. જે સમયે તે કામ શરૂ કરશે તે જ ક્ષણે તેના હાથમાં રમતી કળા પોતાનું કામ શરૂ કરશે અને તે ત્રણેમાંથી ભાવ-વાહી પ્રેરણા મેળવશે. આ જ કારણથી "પોતાના ચિત્રકામના સર્વ આદર્શો સહિત સુધારક ઇટલીની ધર્માંધ વૃત્તિ પણ પોતાના કળાકારોને ઉપદેશકો કરતાં સારા ચિત્રકારો થતાં ન રોકી શકી અને તે ઉપદેશક કરતાં શણગારકાર તરીકે પોતાની જાતને વફાદાર રહ્યા. તેથી જ સિગ્નોરેલી પોતાના પવિત્ર નુસકાઓને જીવંત પદાર્થો પરથી દોરાતી કળાવિષયક પોતાની શોધોનાં સાધન તરીકે વાપર્યા વિના ન રહી શક્યો; અને ફ્રા બાર્થોલોમ્યુના અનુયાયીઓએ દિલગીરીપૂર્વક મંદિરની ભીંતપરથી તેની સર્વોત્કૃષ્ટ અને અતીવ આકર્ષક સાધુ સેબાસ્ટી-અનની પ્રતિકૃતિ દૂર કરી"[1]

સામાન્ય હિંદી કળાસંબંધી આ પ્રાસ્તાવિક નોંધ કરીને હવે આપણે જૈનોનાં ખાસ અવશેષો પ્રતિ નજર કરીએ. આમાં ઓરિસાની ગુફાઓ આપણું પહેલું ધ્યાન ખેંચે છે, કે જે હિંદની ગુફાઓમાં અતિરસપ્રદ અને તે સાથે જ વિલક્ષણ છે. તે ઘણી ખરી જૈન ગુફાઓ છે તે તો શંકાવિનાની વાત છે. આપણા 'કલિંગ દેશમાં જૈનધર્મ' એ પ્રકરણમાં આ ગુફાઓમાં મળી આવતી તીર્થંકરોની પ્રતિમાઓ તથા તેમાં પાર્શ્વની અનેક મૂર્તિઓ કે તેના સર્પ ફણાના લાંછનની અનેક આકૃતિઓને લઇને તેમને અપાયેલ મુખ્ય સ્થાન આદિનો નિર્દેશ કર્યો છે. ગુફાઓ તપાસતાં, તે બુદ્ધની હોવાનાં કાંઈ પણ અવશેષો જડતાં નથી; દાગોબા, બુદ્ધ કે બોધિસત્વ કે બુદ્ધ દંતકથાની સાથે સંબંધ રાખતો કોઈ પણ દેખાવ તેમાં નથી. ખુલ્લા કે અણીદાર ત્રિશુલો, સ્તૂપો, સ્વસ્તિકો, બંધ કઠેરા, વૃક્ષો, ચક્રો, શ્રીદેવી આદિ તેમાં દેખાય છે ખરાં પણ તે બધાં બીજા ધર્મોની માફક જૈનધર્મમાં સામાન્ય છે.[2] આ ઉપરાંત વિખ્યાત વિદ્વાનો, પુરાતત્ત્વવિદો અને શિલ્પવિશારદો જેવા કે ઓ'માલી,[3] મનમોહન ચક્રવર્તી,[4] બ્લોચ,[5] ફરગ્યુસન,[6] સ્મિથ,[7] કુમારસ્વામી[8] અને અન્ય પુરુષોએ તેનો સ્વીકાર કર્યો છે.

1. Solomon, *The Charm of Indian Art*, pp. 86-87.

2. *Cf.* Chakravarti ( Mon Mohan ), *op. cit.*, p. 5 ; Fergusson, *op. cit.*, p. 11.

3. O'Malley, *B.D.G.P.*, p. 266.

4. " After having examined the caves carefully during my visits I have come to the conclusion that all the caves, so far as the present data are available, should be ascribed to the Jainas and not to the Buddhists."—Chakravarti ( Mon Mohan ), *op.* and *loc. cit.*

5. " That the caves contain nothing Buddhistic, but apparently all belong to the Jainas, is a fact which is now, I think, generally . . . accepted by all competent scholars."—Cf. *ibid.*, p. 20.

6. " Till comparatively recently, however, they were mistaken for Buddhist, but this they clearly never were."—Fergusson, *op. cit.*, I., p. 177.

7. *Cf.* Smith, *op. cit.*, p. 84.

8. *Cf.* Coomaraswamy, *History of Indian and Indonesian Art*, p. 37.

ઉદયગિરિ ઉપરની ગણેશગુંફામાંની કેવાળનો નમૂનો.

શ્રી. મિત્રના સૌજન્યથી—એન્ટિકવીટીઝ ઓફ ઓરિસ્સા.

ઉદયગિરિ ઉપરની ગણેશગુંફાના ઉપરના ભાગમાંનો કેવાળનો નમૂનો.

શ્રી મિત્રના સૌજન્યથી—એન્ટિકવીટીઝ ઓફ ઓરિસ્સા.

આમ અસ્તિત્વ ધરાવતા પ્રાચીન જૈન શિલ્પના નમૂનાઓ બતાવે છે કે અન્ય જાતિઓની માફક, જૈનોએ પણ પોતાના સાધુઓના વસવાટ માટે ગુફાઓ યા ભિક્ષુગૃહો કોતરાવ્યાં હતાં; પરંતુ તેમના સંપ્રદાયની વાસ્તવિક જરૂરિયાતો પૂરતી તેમના બાંધકામના પ્રકારપર અસર થયેલી હતી. સામાન્ય રૂઢી તરીકે જૈન સાધુઓ મોટા સમૂહમાં રહેતા ન હતા અને સાથે સાથે તેમના ધર્મના સ્વભાવને લઈને બુદ્ધ ચૈત્યોના જેવા વ્યાખ્યાન-મંડપોની તેમને જરૂર ન હતી. આગળ દર્શાવ્યા મુજબ જૈન સંપ્રદાયની અનેક પ્રાચીન ગુફાઓ પૂર્વમાં ઉદયગિરિની ટેકરીમાં છે; અને તે પછીની પશ્ચિમ તરફના ખંડગિરિમાં છે. "તેના દેખાવની ભવ્યતા, શિલ્પની લાક્ષણિકતા અને સ્થાપત્યની વિગતો તેમ જ તેની પ્રાચીનતા એ સર્વ તેના કાળજીભર્યા અભ્યાસની અપેક્ષા દર્શાવે છે."[1]

શિલ્પકળાની દૃષ્ટિએ નહિ તો પણ પુરાતત્ત્વની દૃષ્ટિએ ઉદયગિરિમાંની હાથીગુંફા આપણું ધ્યાન પ્રથમ આકર્ષે છે; એ એક મહાન કુદરતી ગુફા છે. તેની ઉપરની પાંખ લેખ-માટે સાફ કરાવી હોય તેમ જણાય છે. લેખસંબંધમાં તો આપણે વિસ્તારથી ચર્ચા કરી છે. જોકે જેમ તે આજે ઉભી છે તે દૃષ્ટિએ તેમાં શિલ્પની વિશિષ્ટતા બહુ જ થોડી જણાય છે તોપણ એટલું તો ચોક્કસ છે કે તે કુદરતી ગુફા હોવા છતાં તેના પરની નોંધની અગત્યતા તપાસતાં હાથિગુંફા એક મહત્ત્વની ગુફા હોવી જોઈએ. કારણ કે ખડકમાંથી મંદિર કે ગુફા કોતરી કાઢવાની ભાવના શાશ્વત પુણ્યની આકાંક્ષામાંથી ઉદ્ભવે છે અને તેવાં સ્મારકો કઠણ ખડક પર જ ઊભાં કરી શકાય; કેમ કે તે સ્મારક કાયમ રહે ત્યાંસુધી તેનું પુણ્ય મળે છે. આ ઉપરાંત હાથીગુંફાને કળાની દૃષ્ટિએ વિસ્તૃત બનાવવામાં અને સુધારવામાં આવી હતી તે વાત સિદ્ધ થાય છે. કારણ કે સામાન્ય નિયમ તરીકે ગુફા કોરનારાઓ તેઓના કામની સરળતા માટે કુદરતી કોતરો કરતાં ફાટ અને ચિરાડોથી મુક્ત એવા નક્કર ખડકવાળી ટેકરીઓ પસંદ કરતા હતા. આનું કારણ એ છે કે કુદરતી કોતર એ પોલો ખડક હોય છે જેના કટકાઓ ગમે ત્યારે થઈ જાય અને તેમાં રહેવાનું ભયભરેલું થઈ પડે.

આગળ દર્શાવ્યા મુજબ કળાની દૃષ્ટિએ ઉદયગિરિ ટેકરી પરની રાનિ અને ગણેશ ગુફાઓ રસપ્રદ છે. આ બન્ને કેવાળવાળી બે માળની ગુફાઓ છે જેની ઉપર અને નીચેની પરસાળમાં નાના દરવાજા છે. બેમાંની રાનિ બધી ગુફાઓમાં સૌથી વધારે મોટી તથા સુંદર રીતે શણગારાયેલી છે[2] અને તેમાંના ભવ્ય નકશીદાર કેવાળો મનુષ્યસંબંધી હીલચાલનાં દ્રશ્યો રજુ કરે છે. આ કોતરકામનાં દશ્યો તથા ગણેશ ગુફામાં ઓછેવત્તે અંશે આવતા તેજ જાતના દેખાવો જીલ્લા ગેઝેટિયર અને પ્રખ્યાત વિદ્વાન ચક્રવર્તી તથ બીજા અભ્યાસીઓના મતે પાર્શ્વના જીવન પ્રસંગો રજુ કરે છે. આ વસ્તુ પર આપણે આગળ વિચાર કરી ગયા છીએ તેમ જ આ કેવાળોના વિષયોની વિગતવાર ચર્ચા પણ કરી છે.

1. Fergusson, *op. cit.*, ii., p. 9.
2. *Cf.* Coomaraswamy, *op. cit.*, p. 38.

આ પ્રાચીન જૈન અવશેષોમાં આપણને જણાય છે કે હવે પછી આવનાર મથુરાના શિલ્પની માફક પુરુષ અને સ્ત્રીપાત્રોનાં વસ્ત્રો અને કાપડની બાબતમાં ગ્રીક અને હિંદીતત્ત્વોનું મિશ્રણ છે. ઇ. સ. પૂર્વે યવનો ખૂબ આગળ વધ્યા હતા અને આ બાબતને વધુ ટેકો એમ મળે છે કે ગ્રીક રાજા ડિમેટ્રિયસને હિંદમાંથી પાછો હાંકી કાઢવામાં હાથિગુંફાના શિલાલેખવાળા ખારવેલનો ફાળો હતો. આ ઉપરાંત મથુરાની માફક આ દેખાવોમાંનાં ચિત્રો કાંઇક વિશાળ કદમાં કોતરેલાં છે અને આમાં સ્ત્રીઓએ પણ જાડાં સાંકળાં પહેરેલાં દેખાય છે. ઓરિસા અને બીજાં જૈન અવશેષોની આ લાક્ષણિકતા નીચેની નોંધને ટેકો આપે છે કે "પૃથ્વીપરની પ્રજાઓનાં વસ્ત્રાભૂષણોનો વિનિમય તો જ્યારથી મનુષ્યે પોતાની જાતને શણગારવાનું શરૂ કર્યું ત્યારથી શરૂ થયો હશે અને માનસશાસ્ત્રની દૃષ્ટિએ એ પણ સત્ય છે કે સ્વીકારાયેલા આવા રીતરિવાજમાં ગ્રહણ કરનારની ઉપયોગિતાની દૃષ્ટિએ ફેરફાર થયા હોય. આ અનુકરણ અને તેમાં થતા સુધારા અનંત છે. પછીના રીતરિવાજમાં તો તેના મૂળની સાથે સરખાવતાં ખૂબ અંતર પડી ગયેલું જણાય છે–કેટલીક વખત તો તે માલુમ પણ ન પડે."[1]

ગાંધારકાળ પહેલાંની જૈન અથવા હિંદી કળામાં પરદેશી તત્ત્વોનો સમાવેશ થયો જણાય છે એટલું જ નહિ પણ અમારો એ અભિપ્રાય છે કે આ જૈન પ્રાચીન શિલ્પકળામાં વિશિષ્ટ ચારુતા રહેલી છે. સંપૂર્ણ સૌંદર્ય તથા કળામાં પ્રવીણતા ઉપરાંત એ ચેતનની જીવંત ઊર્મિઓ અને અવિકારી આનંદ જગાવીને છેવટે અત્યંત વિસ્મિત કરી નાંખે તેવાં દ્રશ્યો ખડાં કરે છે. આ પ્રતિછાયાઓ મનુષ્ય પ્રવૃત્તિનાં બીજાં દશ્યો ઉપરાંત શિકાર, લડાઈ, નૃત્ય, પીણું અને પ્રેમ કરવાના દેખાવો રજુ કરે છે અને ફર્ગ્યુસનના મતે "ધર્મ યા કોઇપણ પ્રકારની પ્રાર્થના સિવાય"[2] બધું આમાં આવી જાય છે. તંદુરસ્ત પ્રજાની આ ઉષ્મા એ ઉત્તમ બુદ્ધ અને જૈન કળાનું લક્ષણ છે અને એમાં થોડો ઘણો સંકોચ ગાંધાર શાખાને લીધે થયો હતો કે જેનો પ્રવેશ હવે પછી થાય છે.

ઓરિસાંના જૈન અવશેષો પર વિશેષ ચર્ચા કરવી તે અસ્થાને છે. તેમ છતાં પણ મથુરાનાં અવશેષો પ્રતિ વળતા પહેલાં કળાના વિષયમાં જૈન ફાળાની એ લાક્ષણિકતા વિષે અહીં વિચાર કરવો આવશ્યક થઈ પડશે. એક તો સ્તૂપના આકારમાં અવશેષોની પૂજા અને બીજું જૈન મૂર્તિપૂજા વિધાન. આગળ દર્શાવ્યા પ્રમાણે, હાથીગુંફાના શિલાલેખની ચૌદમી પંક્તિ પરથી આપણે જાણીએ છીએ કે મથુરાના શિલ્પ–યુગ પહેલાં પણ બૌદ્ધોની માફક જૈનોમાં પણ તેમના ગુરુઓના અવશેષો પર સ્તૂપો યા સ્મૃતિચિન્હો ઊભાં કરવાની પદ્ધતિ પ્રચલિત હતી. "પ્રાચીન સ્તૂપો જો કે ધાર્મિક સંપ્રદાયનાં ચિન્હો ન હોતાં પણ તે અગ્નિદાહને બદલે ભૂમિદાહની પ્રથા સાથે ઉદ્દભવેલાં મૃતદેહોનાં અવશેષોનાં સ્મૃતિચિન્હો હતાં."[3] એમ પણ બનવાજોગ છે કે આ પ્રમાણેની પૂજાપદ્ધતિ બૌદ્ધોની

1. Andrews, *Influences of Indian Art*, Int., p. 11.
2. Fergusson, *op. cit.*, p. 15.
3. Havell, *Ancient and Mediaeval Architecture of India*, p. 46.

ઈંટોનો કોતરેલ પ્રાચીન જૈન સ્તૂપ ( મથુરા )

માફક જૈનોમાં એટલી બધી પ્રચલિત ન હતી, અને એટલું તો ચોક્કસ છે કે થોડા સમય પછી તુરત જ તે પ્રથા બંધ થઈ હતી. મથુરાનો બૌદ્ધ સ્તૂપ કે જે વિષે આપણે આગળ જોઈ ગયા છીએ અને જે દેવોથી બંધાયેલો હતો તે ઉપરથી આપણે એટલું તો નિશ્ચિત કરી શકીએ કે સ્તૂપ–પૂજા જૈનોમાં પણ ચોક્કસ પ્રચાર પામી હતી.

આ માન્યતાનું મુખ્ય કારણ એ છે કે "પ્રાથમિક સ્તૂપો કોઈ મુખ્ય ધર્મનેતાની રાખ પર માટીના ઢગલા રૂપે જ હતા, અને તેના રક્ષણ માટે ચાર બાજુ લાકડાની વાડ કરવામાં આવતી હતી. પાછળથી માટીના ઢગલાની આજુબાજુ ઈંટો તથા પથ્થર નંખાયા અને લાકડાને બદલે પથ્થરની વાડ થઈ."[1] મથુરાના બૌદ્ધ તથા બીજા સ્તૂપોના દેખાવ પરથી તે તેવા પ્રાથમિક રૂપમાં નથી એમ જણાય છે. ત્યાં આપણે લાકડાની વાડને બદલે પથ્થરની જોઈએ છીએ અને આ ઉપરાંત તેના બાહ્ય ભાગ પર ખૂબ શણગાર કરવામાં આવ્યો છે.

બીજો મુદ્દો જૈનોના મૂર્તિવિધાનનો છે. હાથીગુંફા શિલાલેખ પરથી આપણે જોયું છે કે નંદોના સમય જેટલા પ્રાચીન કાળમાં પણ જૈનોમાં તેઓના જીનની મૂર્તિઓ હતી. મથુરાનાં અવશેષો આ વાતને ટેકો આપે છે કે ઇન્ડોસાઈથિક સમયના જૈનોએ એક પ્રાચીન મંદિર-માંથી કોતરકામમાટે તેનાં અવશેષોનો ઉપયોગ કર્યો હતો. સ્મિથના મતે આ વિગતો એટલું તો પૂરવાર કરે છે કે ઈ. સ. પૂર્વે ૧૫૦ માં મથુરામાં જૈન મંદિર હતું.[2] આ ઉપરાંત જૈનોના દંતકથાવિષયક સાહિત્યમાંથી આપણે જોયું છે કે મહાવીરના સમયમાં પણ તેમના પિતા અને તે સમયનો જૈનસંઘ તીર્થંકર પાર્શ્વની પૂજા કરતા. જૈનોમાં મૂર્તિપૂજા ચોક્કસ ક્યારે દાખલ થઈ તે પ્રશ્નસાથે આપણા વિષયને વિશેષ સંબંધ નથી તોપણ આટલું તો ચોક્કસ જણાય છે કે તે મહાવીરના સમયથી એક યા બીજા રૂપમાં અસ્તિત્વ ધરાવે છે.

જૈનોના મૂર્તિવિધાન સાથે આપણને ખાસ સંબંધ હોઈ તે વિષે આપણે વિચારીએ. પૂજાની મુખ્ય વસ્તુ તો ચોવીસ જીન યા તીર્થંકરો છે, પરંતુ મહાયાન બૌદ્ધોની માફક જૈનો પણ હિંદુ દેવોનો સ્વીકાર કરે છે અને તેઓએ તેમના તીર્થંકરોના જીવન વૃત્તાંત સાથે સંબંધ ધરાવતા ઈંદ્ર અથવા શક્ર, ગરુડ, સરસ્વતી, લક્ષ્મી, ગાંધર્વો, અપ્સરાઓ આદિ કે જે ભવનાધિપતિઓ, વ્યંતરો, જ્યોતિષ્કો અને વૈમાનિકો એ ચાર વર્ગોમાં વહેંચાયેલા છે તે બધાને તેમના શિલ્પમાં પણ સ્થાન આપેલું છે.[3] આગળ દર્શાવ્યા મુજબ તીર્થંકરો લાંછન યા ચિન્હથી ઓળખાય છે જે મૂર્તિની નીચે આપવામાં આવે છે. આપણે જોયું છે કે ઓરિસાની એક કરતાં વધારે ગુફાઓ લાંછનવાળી તથા કોતરેલા આકારની બેઠેલી જૈન તીર્થંકરોની મૂર્તિઓ માટે વિખ્યાત છે. જૈન તીર્થંકરોની આ પ્રમાણેની મૂર્તિઓ મથુરાનાં અવશેષોમાં પણ મળે છે અને એક વર્ગ તરીકે તે જૈન તીર્થંકરોની દિગંબર માન્યતા

1. Cousens, *Architectural Antiquities of Western India*, p. 8.
2. Smith, *The Jaina Stûpa and other Antiquities of Mathura*, Int., p 3.
3. *Cf.* Bühler, *Indian Sect of the Jainas*, pp. 66 ff.

મુજબની છે.[1] આમ ઐતિહાસિક રીતે પણ ચોવીસ તીર્થંકરો અને તેમનાં લાંછનો ઈ. સ. ની શરૂઆત અને તે પહેલાં પણ જૈનોથી સ્વીકારાયેલાં હતાં.

તીર્થંકરો સામાન્યતઃ બુદ્ધની માફક પલાંઠી વાળેલા આકારમાં અને શાંત, ધ્યાનમગ્ન અવસ્થામાં બેઠેલા દેખાય છે. ઓરીસા અને મથુરાના શિલ્પમાંનાં નૃત્ય કરતાં દશ્યો પ્રગતિ માર્ગે છે ત્યારે યોગીના જેવી બેઠેલી જીનમુદ્રા એ કાયમની દશા છે અને તેટલી જ સચોટ નિર્મોહતાની મૂર્તિ છે અને તે પ્રગતિથી તદ્દન પર છે. એટલું યાદ રાખવાનું છે કે તે દેહ-દમનનું પ્રતીક નથી પણ તેતો હિંદી તત્ત્વજ્ઞાનીઓએ ધ્યાન માટે સ્વીકારેલી સૌથી સુગમ એવી અનાદિ કાળની મુદ્રા છે. આપણી માન્યતા પ્રમાણે તે વ્યક્તિગત લાક્ષણિકતા બતાવતી નથી તો પણ તે ભાવરહિત છે તેમ તો કહી શકાય નહિ. આથી ઊલટું રોથેન્સ્ટાઇનના મતે, ધાર્મિક વિચારમાં મગ્ન એવી ધ્યાન યા સમાધિમગ્ન દશા તે કળા-વિધાનના ઇતિહાસમાં સર્વોચ્ચ કલ્પના છે અને આ હિંદી કૌશલ્યની જગતને ભેટ છે. તે વિદ્વાન વળી કહે છે કે "આ ધ્યાનસ્થ દશાની વિશિષ્ટ પ્રભા એટલી સંપૂર્ણ અને અનિવાર્ય વિકાસ પામેલી છે કે ૨૦૦૦ ઉપરાંત વર્ષો જવા છતાં તે મનુષ્યે ઉભાં કરેલાં પ્રેરક અને સંતોષપ્રદ ચિન્હોમાં અદ્વિતીય છે"[2]

અનાદિ પ્રાચીનતાના ધામ સમાં મથુરાનાં જૈન અવશેષો પ્રતિ આવતાં એમ કહી શકાય કે કત્રાની દક્ષિણે અર્ધો માઇલ દૂર કંકાલી યા જૈન ટેકરી (ટીલા) માંથી તે મળેલાં છે. હિંદી કળાના ઇતિહાસમાં આ વર્ગની અગત્યતા બે કારણે છે. એક તો પ્રાચીન અને મધ્યયુગની હિંદી કળાની સાંકળ તરીકે છે અને બીજું વાયવ્ય સરહદ પરના ગાંધાર પ્રદેશમાંની ગાંધાર શાખા કે જેની સુંદરમાં સુંદર કૃતિઓ ત્યાં મળી આવે છે તેને તે મળતા આવે છે. સ્મિથ કહે છે કે "ભૌગોલિક દૃષ્ટિએ વાયવ્યમાં ગંધાર, નૈર્ઋત્યમાં અમરાવતી અને પૂર્વમાં સારનાથ એ સર્વની મધ્યમાં મથુરા છે. તેથી ત્યાંનું કળાવિધાન શુદ્ધ હિંદીકળા અને ગંધારની મ્લેચ્છકળા વચ્ચેની સાંકળ તરીકેની મિશ્રકળાના લક્ષણ દર્શાવે તેમાં આશ્ચર્ય નથી."[3] આ ગંધાર-મથુરા શાખા ઇ. સ. પૂર્વે પહેલા સૈકામાં ઉત્પન્ન થઈ હોય તેમ લાગે છે અને ઇ. સ. ૫૦ તથા ઈ. સ. ૨૦૦ દરમિયાન તે કળા સંપૂર્ણતાએ પહોંચી જણાય છે.[4] પ્રાચીન હિંદી કળાના ભાવ સાથે બંધબેસતા મ્લેચ્છ કળાના નમૂનાના સ્વીકારની સાથે આ શાખા ઉત્પન્ન થઈ જણાય છે.

ડૉ૦ બારનેટ જણાવે છે કે "'ગંધારશાખા' એ શબ્દ કેટલાએ કળાકારોની પરંપરાએ વિવિધ સાધનો દ્વારા વિધવિધ કળાવિધાનની દૃષ્ટિએ નીપજાવેલાં સર્જનોનો સમૂહ

1. *Cf.* Vogel, *Catalogue of the Archaeological Museum at Mathura*, p. 41. For further details about the Tirthankara images at Mathura Museum see *ibid.*, pp. 41-43, 66-82.

2. Rothenstein, *Examples of Indian Sculpture*, Int., p. 8.

3. Smith, *History of Fine Art in India and Ceylon*, p. 133. *Cf.* Vogel, *op. cit.*, p. 19.

4. "This culmination of the art of the school may be dated from about A.D. 50 to A.D. 150 or 200."—Smith, *op. cit.*, p. 99.

આયાગપટ અથવા 'પૂજાની તકતી' (મથુરા)

દર્શાવે છે. કેટલેક પ્રસંગે તેઓએ નકલ કરવાના સફળ ચાતુર્ય દ્વારા વગર વિચાર્યે મ્લેચ્છ નમૂનાઓની નકલ જ કરી છે. સામાન્ય દૃષ્ટિએ વિચારીએ તો તેમણે બહુ જ વધારે કર્યું છે. મ્લેચ્છ કળામાંની આકૃતિઓ, વસ્ત્રો, ભાવના આદિ સ્વીકારીને તેઓએ ગ્રીક પ્રભા, સૌંદર્ય, સુસંગતિ તથા કૌશલ્ય આદિનો ઉમેરો કર્યો છે કે જેણે તેના હાર્દ અને માનુષતામાં ઘટાડો થવા દીધા વિના પ્રાચીન કળાને ઉચ્ચ શિખરે પહોંચાડી છે."[1]

હિંદી કળામાં આ પરદેશી તત્ત્વોનો સમાવેશ તથા હિંદી કળાનો વિદેશીઓએ કરેલો સ્વીકાર એ બન્ને બહારની દુનિયા સાથેના હિંદી રાજકીય તથા વ્યાપારી સંબંધને આભારી છે. આથી કરીને જ આજે ભૌગોલિક હિંદ જુદી જુદી જાતિઓનું નિવાસસ્થાન છે કે જેમની કળાના આદર્શો, ધર્મની માફક સામ્ય ધરાવતા ન હોવાથી જુદા પડે છે; અને જેમાંના કેટલાક તો પાછલા ઐતિહાસિક સમય સુધી આવેલા અને જેમણે સર્જન કળાના પરદેશી તત્ત્વો દાખલ કરેલા જે મૂળ પરદેશીઓની માફક જ અહીં મળી ગયા છે અને મૌલિકતા સિદ્ધ કરી છે. તેમ છતાં પણ એન્ડ્ર્યુઝના મતે, હવા અને બીજા કારણે હિંદ સાથે ખાસ સંબંધ ધરાવતા દેશોમાંથી કળા વિષે ભાગ્યે જ કંઈ રસપ્રદ બાબતો જાણવા મળી શકે છે અને તેથી " કળાવિધાનનું આપણું જ્ઞાન હવા અને ધર્માંધતાના ઝનૂન સામે ટકી રહેલાં અવશેષો પર આધાર રાખે છે. "[2]

મથુરા શાખાની બાબતમાં સામાન્ય પ્રાસ્તાવિક નોંધ કર્યા પછી આપણે કંકાલી ટીલા પરના જૈન શિલ્પના નમૂનાઓનો અભ્યાસ કરીશું. અને કળાદેવી પોતાના ભક્તો પાસેથી જે નિર્વિવાદ તન્મયતા માગે છે તે જૈન કળાવિદોએ કેટલા પ્રમાણમાં સાધી છે અને મ્લેચ્છ તત્ત્વોનું શુદ્ધ સમીકરણ કરવામાં તેમની કુશળતા કેટલી સફળ થઈ છે એ આપણે જોઈશું.

મથુરાના શિલ્પના જે થોડા નમૂનાપર આપણે વિચાર ચલાવવાના છીએ તેમાં આપણે પ્રથમ વધારે રસપ્રદ અને સુંદર આયાગપટોનો વિચાર કરીશું. ડૉ. બુહલર કહે છે કે "**આયાગપટ** એ એક વિભૂષિત શિલા છે કે જેની સાથે જિનની પ્રતિકૃતિ યા અન્ય કોઈ પૂજ્ય આકૃતિ જોડાએલી હોય છે. તેનો અર્થ 'પૂજા યા અર્પણની તખતી' કરી શકાય કારણ કે અનેક શિલાલેખોમાં દર્શાવ્યા મુજબ 'અર્હતોની પૂજા' માટે આવી શિલાઓ મંદિરોમાં રાખવામાં આવતી હતી'......જૈનોમાં તે લોકપ્રિય થતાં પ્રાચીન કાળમાં જ અટકી પડી કેમકે તે ઉપરના શિલાલેખો જૂની લિપિ સ્પષ્ટ દર્શાવે છે અને તેના ઉપરની તારીખ જણાતી નથી. "[3]

પ્રાચીન જૈન કળામાં આયાગપટો સિવાય બીજું કંઈ નથી એમ નથી; પરંતુ તે તેનું મુખ્ય લક્ષણ છે. સામાન્યતઃ આવા સુંદર પટોના સર્જનમાં જૈનશિલ્પનો મુખ્ય ઉદ્દેશ

1. Barnett, *Antiquities of India*, p. 253.
2. Andrews, *op. cit.*, Int., p. 12.
3. Bühler, *E.I.*, ii., p. 314.

"સુંદરતાની સ્વતંત્ર કૃતિ માત્ર નહોતો; તેઓની કળા એ સ્થાપત્યનાં સ્મૃતિચિહ્નોના શણગારને આભારી હતી."[1] તેમ છતાં પણ, મધ્યસ્થાને શોભતી જિનની યોગિમુદ્રા, બહુ શણગારેલ ત્રિશૂળો, અન્ય પવિત્ર ચિહ્નો, ઉત્તમ આભૂષણો, ઇરાનની આર્કિમિનિયન પદ્ધતિનાં વિસ્તૃત સ્થળો આદિ પરથી મથુરાના શિલાલેખોનો મુખ્ય આદર્શ સાંપ્રદાયિક હતો એમ કોઈપણ કળાપ્રેમી સહેજે ન સ્વીકારે તો નવાઈ નહિ. આથી ઊલટું આયાગપટોની બાબતમાં એક પગલું આગળ વધીને કહી શકાય કે કળાની આ કૃતિઓના સ્વાતંત્ર્યમાં તથા એની હાર્દિકતામાં શિલ્પીઓનું આધિપત્ય જણાઈ આવે છે અને આમ પોતે પ્રોત્સાહિત કળાવિદો હોવાથી તેઓએ પોતાના સર્જનમાં ધાર્મિક વિષયોનો ઉપયોગ એક સાધ્ય તરીકે નહિ પરંતુ કેવળ ધર્મ પ્રચારના બહાના હેઠળ કર્યો હશે.

આમાંના નૃત્યકાર ફ્ગુયશની પત્ની શિવયશાએ બેસાડેલ પહેલો[2] અને આમોહિનીએ મહાક્ષત્રપ સોડાસના ૪૨ મા વર્ષે બેસાડેલ બીજો એ બે આયાગપટોનું અહીં વર્ણન કરીએ. સ્મિથના શબ્દોમાં "પહેલો પટ જૈન સ્તૂપનો સુંદર દેખાવ આપે છે જેની આસપાસ પરિક્રમણ માટેની પગથી છે અને પછી વાડ છે. સુંદર રીતે શણગારેલ તોરણવાળા દરવાજામાં થઈ ને ત્યાં પહોંચાય છે જ્યાં ચાર પગથીયાં ચઢવાનાં છે. દરવાજાના નીચલા બારોટિયાથી એક ભારે માળા લટકે છે. કમરની આસપાસ સામાન્ય જવાહીર સિવાય તદ્દન નગ્ન એવી એક નાચ કરતી છોકરી દરવાજાની દરેક બાજૂની વાડપર અસભ્ય રીતે ઉભેલી છે. વિચિત્ર પાયાવાળા બે વિસ્તૃત થાંભલા પણ દેખાય છે અને ઉપરના પરિક્રમણની પગથીની આજૂબાજુની વાડનો કેટલોક ભાગ નજરે પડે છે."[3]

આ સુંદર રીતે કોતરેલ તોરણ પર એક ટૂંકી અર્પણપત્રિકા છે અને સ્મિથના મતે તે શિલાલેખના અક્ષરો "ઇ. સ. પૂર્વે લગભગ ૧૫૦ યા સુંગોના રાજ્યસમયના ભર્હુત સ્તૂપના દરવાજા પરના ધનભુતિના શિલાલેખના અક્ષરો કરતાં કાંઇક વધારે જૂના છે."[4] ડૉ. બુહલરે પણ તેને "જૂના"ના સમૂહમાં ગણ્યો છે, પરંતુ તે એમ નોંધ કરે છે કે તે કનિષ્ક પહેલાના સમયનો છે.[5] આ આયાગપટની કળાવિષયક ઉપયોગિતા બાબત લાગણીવશ બની દોરાવાની કાંઈ જરૂર નથી. વ્યક્તિગત પસંદગી યા નાપસંદગી અથવા અમુક સિદ્ધાંતો કરતાં વસ્તુની પરીક્ષા માટે સર્વમાન્ય ઘણા સાધનો છે. વિન્સન્ટ સ્મિથના મતે આ બે સ્ત્રી આકૃતિયોનો ભાવ અસભ્ય લાગે છે. આની માફક જ આજુબાજુની વાડની કેટલીક જગ્યાએ પણ સ્ત્રીઓની પ્રતિકૃતિઓ તેને અસભ્ય રીતે નગ્ન લાગે છે.[6] આવી બાબતોમાં

1. Chanda, *A.S.I.*, 1922-1923, p. 166.
2. *Cf.* Bühler, *op. cit.*, No. V, p. 200.
3. Smith, *The Jaina Stūpa and other Antiquities of Mathura*, p. 19, Plate XII.
4. *Idid.*, Int., p. 3.
5. Bühler, *op. cit.*, p. 196.
6. According to Coomaraswamy these female figures are not dancing girls, as Smith has observed. In his opinion " they are *Yaksīs, Devatās* or *Vṛksakas*, nymphs and dryads, and to be regarded as auspicious emblems of vegetative fertility, derived from popular beliefs."—Coomaraswamy, *op. cit.*, p. 64. *Cf.* Vogel, *A.S.I.*, 1909-1910, p. 77.

